

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ



અંક ૧ લો

પુસ્તક ૫૭ મું





ચૈત્ર

સંવત્ ૧૯૯૭

વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૭મું અંક ૧ લો | ચૈત્ર | વીર સં. ૨૪૬૭ વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# जैन धर्म प्रकाश.

પુસ્તક ૫૭ મું | ચૈત્ર | અંક ૧ લો
વિ. સં. ૧૯૮૭ | | વીર સં. ૨૪૫૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । (ઉપદેશ)

मंगलं भगवान् वीरो, मंगलं गौतमप्रभुः ।
मंगलं स्थूलभद्राद्या, जैनो धर्मोऽस्तु मंगलं ॥

## नूतनवर्षाभिलाषः ।

संकुर्वन्तं मलीनं सुहृदपहृदयं मूढतामानयन्तं,
सर्वेषां प्राणिनां तं चिरपरिचितमाहत्य मोहान्धकारम् ।
आत्मानन्दप्रकाशं ददतु शुभमिदं जैनधर्मप्रकाशं,
संसारे सर्वदैव खलु विजयचन्द्रस्य वाञ्छाऽस्ति चैका ॥१॥

વાંચી વિચારીને ઘણું જે જૈનધર્મપ્રકાશને,
પુદ્ગલથકી તજશે પરમસુખ પામવાની આશાને,
નિર્દોષ વર્તન રાખશે જે આ મનુજ અવતારમાં,
તે પામશે સૌ વિજય ચંદ્રતણી પરે સંસારમાં ॥ ૧ ॥

सम्मननपूर्वक बांचकर इस जैनधर्मप्रकाशको,
पुद्गलसमूहोत्पन्न सुखकी त्यागकरके आशको ।
निर्दोष वर्तन रख सके जो इस मनुज अवतारमें,
पावें न क्यों ? वे विजय चन्द्र समान इस संसारमें ॥ १ ॥

માસ્તર વિજયચંદ મોહનલાલ શાહ

# સાચો એ પરમેશ્વર

શ્રી પાર્શ્વ વીર પ્રભુ શાંત અને સુધીર,
આદિત્ય ચંદ્ર સમ જેહ સુકાંતિ વીર;
નામો ભલે અનેક વિશ્વ વિષે પ્રસિદ્ધ,
પ્રણમું હું તેહ પ્રભુ જે નિત દોષમુક્ત. (૧)

જેમાં ન માન વળી માય કે ક્રોધ લોભ,
નહિ રાગ દ્વેષ મમતા ભય રોષ શોક;
જોતાં જીહાં નહિ જડે જ ઉપાધિ આધિ,
પ્રણમું હું તેહ નિત જે પ્રભુ વીતવ્યાધિ. (૨)

અસત્યપૂર્ણ જગજાળના ત્યાગકર્ત્તા,
સંસારના સકળ દુઃખના જેહ હરતા;
જ્ઞાનેથી પૂર્ણ જગજીવન ધ્યેય ભરતા,
પ્રણમું હું તેહ પ્રભુ જે નિત શાંતિ ધરતા. (૩)

મારું કે તારું કદીએ નહિ જેહમાં છે,
પુદ્દગલસ્વભાવ ગુણથી અલગા રહે છે;
પરમાત્મજ્યોતિ ગુણ જેહતણા દિલે છે,
પ્રણમું હું તેહ નિત જે પ્રભુ દેદીપે[1] છે. (૪)

કર્ત્તા કદી કરમના ન છતાં ય ધ્યેય,
નહિ કર્મ વળી તો ય જે સ્તુત્ય દેવ;
કારણ નહિ પણ વિશુદ્ધ વિકાસ હેતુ,
પ્રણમું હું તેહ પ્રભુ જે નિત મોક્ષકેતુ[2]. (૫)

ચિન્મય[3] અમેય મહાનંદ સદાત્મરૂપ,
સાદિ અનંત ગતિ શુદ્ધ ગુણે અનૂપ;
જેમાં કદાચ નહિ થાય જ કાંઇ ન્યૂન,
પ્રણમું હું તેહ પ્રભુ જે નિત પૂર્ણ પૂર્ણ. (૬)

સત્શુક્લધ્યાન શુભ યોગથી અષ્ટ કર્મ,
ચૂર્યાં વળી ગુણબળે મૃતિ[4] જન્મ ભર્મ;
તેથી સદા ઇશ અદેહ અવ્યક્ત રૂપ,
પ્રણમું હું તેહ વિભુ જે વર ચિદ્દસ્વરૂપ. (૭)

એ પૂર્ણ સ્થાનક અનેક જીવે લહ્યું છે,
લેશે વળી ક્ષણ ક્ષણે તો અનેક તે છે,
સ્વાનુભવો સકળ સિદ્ધ થયા છે જેને,
પ્રણમું છું હું પ્રભુપદથી વિભુને[5] પ્રભુને. (૮)

અ. કે. શેઠ

૧. દેદીપ્યમાન. ૨. મોક્ષધ્વજ. ૩. જ્ઞાનમય. ૪. મરણ. ૫. સમર્થને થાર છે.




પરમાત્માની કૃપાથી આ " શ્રી જૈનધર્મપ્રકાશ "માસિક આજે ૫૭ મા વર્ષમાં પ્રવેશ કરે છે. આટલું દીર્ઘ આયુષ્ય નિર્વિઘ્નપણે વ્યતીત કરવું તે ગુરુકૃપાની નિશાની છે. આશા છે કે હજુ પણ તે દીર્ઘાયુ ભોગવે અને જૈનસમુદાયને લેખરૂપ પોતાના દેહવડે બની શકે તેટલો લાભ આપી કૃતાર્થ થાય.

પ્રારંભમાં ગત વર્ષનું સરવૈયું આપવાની પ્રણાલિકા હોવાથી તે આપવામાં આવે છે. તેનો ખાસ હેતુ એ છે કે લેખો લખનારને પોતાના લેખોનું સ્મરણ થાય, વિશેષ લખવાને પ્રોત્સાહન મળે અને બીજા લેખકો પણ તેવા લેખો લખવાને આકર્ષાય.

આ માસિકના લેખકો પૈકી હું તો સેવા બજાવવાની યથાશક્તિ ચાહનાવાળો છું. ઉપરાંત ભાઈ મોતીચંદ, ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા અને મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી વગેરે છે. દિનપરદિન મુનિ-લેખકોની સંખ્યા વધતી જાય છે અને લેખો લખવાની શૈલી પણ સુધરતી આવે છે.

ગત વર્ષમાં પદ્ય લેખો પેટાભાગ ગણતાં ૪૫ છે. તેમાં રાજમલ ભંડારીના ૭, અમીચંદ કરશનજી શેઠના ૪, મુનિ શ્રી વિદ્યાનંદવિજયજીના ૩, છગનલાલ નાનચંદ શાહના ૩, બીજા ૭ લેખકના બે બે અને ૧૪ લેખકના એક એક છે. રાજમલ ભંડારીના પદ્યો શાસ્ત્રી લીપીમાં ને હિંદી ભાષામાં આવે છે, પણ તે ગંભીર આશયવાળા હોય છે. આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિના લેખો હમણા આવવા માંડ્યા છે. તેમના બે લેખો છે તે પણ સારા રહસ્યવાળા છે. બીજા અમીચંદ કરશનજી શેઠના લેખો પણ અસરકારક આવેલા છે. શેષ લેખકને અંગે તો લેખો વાંચવાની ભલામણ કરવી તે જ યોગ્ય લાગે છે.

ગદ્ય લેખો પેટાભાગ જુદા ગણતાં ૧૫૭ છે. તેમાં મોટો ભાગ તો પ્રશ્નોત્તરોનો ને જુદા જુદા અવસરે હૃદયની ઊર્મિ જાગવાથી લખેલા મારા લેખોનો છે. પ્રશ્નોત્તરોના ૨૦ લેખો છે ને પરચુરણ ૨૩ લેખો છે. એ સંબંધમાં મારે કાંઇપણ લખવું તે કરતાં તે વાંચ-વાની ભલામણ કરવી તેજ ઉચિત લાગે છે. ભાઈ મોતીચંદના લખેલા વ્યવહાર કૌશલ્યના ૨૮ લેખો છે. આ વર્ષમાં ૨૦૦ લેખો પૂરા કર્યા છે. પ્રથમ સો લેખો જુદા છપાવ્યા છે. તેમ બીજા સો લેખો પણ છપાવવાની ઇચ્છા વર્તે છે. મોહનલાલ દીપચંદ ચોકસીના ત્રણ પ્રભાવિક પુરુષોના મળીને ૮ લેખો છે. ગયા વર્ષમાં ચેડા મહારાજનો લેખ અપૂર્ણ હતો તે પૂર્ણ કર્યો છે. અનાથી મુનિસંબંધીના બે લેખ છે અને જંબૂકુમારને અંગે પાંચ લેખો છે. હજુ તે લેખ અપૂર્ણ છે, જે ચાલુ વર્ષમાં શરૂ રહેશે. ભગવાનદાસ મનઃસુખભાઇનો વૈરાગ્ય ભાવના ને તેના પ્રકારોવાળો લેખ પાંચ અંકમાં આવ્યો છે ને તે પૂર્ણ થયો છે.

તેમનો આ લેખ ગદ્ય ને પદ્ય બંનેમાં ગણાય તેવો છે. તેમાં દુઃખગર્ભિત, મોહગર્ભિત ને જ્ઞાનગર્ભિત એમ ત્રણે પ્રકારના વૈરાગ્યનું સ્વરૂપ બહુ સ્પષ્ટ કરેલું છે. રાજપાળ મગનલાલ વ્હોરાના ૧૨ લેખો છે. તેમાં અક્ષરમાળા બે અંકમાં છે ને સુભાષિત વચનમાળા પાંચ અંકમાં આવેલી છે અને હજુ આવવાની છે. મુનિશ્રી વિદ્યાનંદવિજયજીના ૧૧ લેખો છે. અમીચંદ કરશનજી શેઠના ૬ લેખો છે, મેસાણા શ્રેયસ્કર મંડળના વિદ્યાર્થીએ લખવા માંડેલો પ્રમાણમીમાંસાના ભાષાંતરનો લેખ પાંચ અંકમાં આવ્યો છે. તે લેખ વાંચનાર બંધુઓને વાંચવા, સમજવામાં કઠણ લાગવાથી બંધ કરવો પડ્યો છે. પ્રકરણસમુચ્ચયમાંથી નાના નાના કુલકો ભાષાંતર કરાવીને મૂકવા યોગ્ય જણાતાં તેવા પાંચ કુલક શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇ પાસે ભાષાંતર કરાવીને અને ત્રણ કુલકો પંડિત જગજીવનદાસ પોપટલાલ પાસે ભાષાંતર કરાવીને મૂળ ગાથા સાથે મૂકયા છે. મુનિ પ્રેમવિમળજીના પાંચ લેખો છે. સદ્‌ગત મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના શેષ સંગ્રહમાંથી ૪ લેખો આપ્યા છે. ભાઇશ્રી સુશીલે અધ્યાત્મ પત્રાવળીમાંથી સારભૂત હકીકત દોહન કરીને લેખકના પોતાના જ શબ્દોમાં પણ હિંદીનું ગુજરાતી કરીને ત્રણ લેખો આપ્યા છે તે ખાસ લક્ષપૂર્વક વાંચવા જેવા છે. અધ્યાત્મપ્રિય બંધુ માટે તે ખાસ ઉપયોગી છે. મુનિ લક્ષ્મીસાગરજીના, મુનિ સુબોધવિજયજીના અને શાંતિલાલ છોટાલાલ શાહના ત્રણ ત્રણ લેખો છે. પ્રો. હીરાલાલ રસિકદાસના બે લેખો છે, જે બંને બહુ પ્રયાસપૂર્વક અનુભવ મેળવીને લખેલા ખાસ નવો પ્રકાશ પાડે તેવા છે. ભાઇ મોહનલાલ હરિચંદ શીહોરીના બે લેખ છે અને બીજા પાંચ લેખકોના એકેક લેખ છે, જે વાંચવા વિચારવા જેવા છે.

પ્રકીર્ણ લેખોના મથાળા નીચે ૧૫ લેખો છે. તેમાં બે તો પ્રશ્નોત્તરના સુધારાના છે ને ચાર અંકમાં પુસ્તકોની પહોંચ આપી છે. એમ પેટા વિભાગ જુદા ગણતાં ૧૯ લેખો થાય છે તે પ્રાયે મારા જ લખેલા અથવા ઉદ્ધરેલા છે.

આ પ્રમાણે ત્રણ મથાળા નીચે આવેલા કુલ ૨૨૧ લેખોનું પૃથક્કરણ છે. આ પૃથક્કરણ અમુક અંશે ખાસ ઉપયોગી છે, કારણ કે લેખક મહાશયોને પોતાના લેખોનું સ્મરણ થાય છે; તેથી તેને અનુસરતા લેખો લખવાની જાગૃતિ આવે છે, તેમ જ પોતાના પ્રયત્નની અમુક અંશે સફળતા પણ સમજાય છે.

હવે શરૂ થતા નવા વર્ષને અંગે કેવા કેવા અને કોના કોના લેખો આવવાનો સંભવ છે તેનું કાંઇક દિગ્દર્શન કરીએ.

પ્રસ્તુત વર્ષમાં ચાલુ લેખકોના લેખો તો આવ્યા જ કરવાના છે. પ્રશ્નોત્તરો દરેક અંકમાં આવશે, કારણ કે છપાવા વિનાના ઘણા પ્રશ્નોત્તરો સીલકમાં છે અને નવા લખાયા કરે છે. સીલકમાં વધારો થવાથી જ માસિકમાં ન છપાયેલા પ્રશ્નોત્તરોના ચાર ભાગ સાદા ને સરલ પ્રશ્નોત્તરોના નામથી નાની-નાની ટ્રેકરૂપે છપાવ્યા છે, જે સાદી ભાષામાં સારું જ્ઞાન આપે છે. બીજા નાના નાના લેખો તો હું જ્યારે કાંઇ નવી ઊર્મિ જાગે ત્યારે લખું છું ને લખાયા જ કરશે. ભાઇ મોતીચંદ ગીરધરલાલ કાપડીઆના લેખો આગળ ચલાવવાનું

બધ રાખ્યુ છે તેથી અવધૂત આનદઘનજી મહારાજના પદો સબધી અથવા બીજા વિષયો પર લેખો લખશે મોહનલાલ ચોકસી તો જબૂકુમારનો લેખ હજુ ચલાવવાના છે આગળ વધી બીજા મહાપુરુષોના સબધમા લેખ લખશે ભગવાનદાસ ગદ્ય અથવા પદ્યમા લેખ મોકલાવનાર છે રાજપાળ મગનલાલ વ્હોરા સુભાષિત વચનમાળાનો લેખ ચાલુ રાખવા ઉપરાત બીજા લેખો પણ લખવાના છે અમીચદ કરશનજીના લેખ ૨-૩ સીલકમા છે ને બીજા આવવાના છે ભાઈશ્રી સુશીલના અવતરણ લખો આ વર્ષમા જ દશે મુનિ વિદ્યાનદવિજયજીના લેખો અવારનવાર આપ્યા જ કરવાના છે મુનિ પ્રેમવિમળજીના પણ કેટલાક લેખો સીલકમા છે સદ્ગત મુનિ શ્રી કર્પૂરવિજયજીના લેખ હજુ સીલકમા છે તે આ વર્ષમા આપી દેવાના છે પ્રકરણસમુચ્ચયમાથી નાના નાના કુલકો ને પચવિશતિકાઓના ભાષાતરો કરાવીને મૂળ સાથે આપવા ધારણા છે હમણા તો આચાર્યશ્રી વિજયપદ્મસૂરિએ લેખ મોકલવાની કૃપા કરી છે તેથી આ અકમા જ તેમનુ મોકલેલ આત્મશુદ્ધિકુલક અર્થ સાથે આપ્યુ છે ત્યારપછી તેમણે મોકલેલ શ્રી ગૌતમસ્વામી સ્તોત્ર અર્થ સાથે આપવાનુ છે સેનપ્રશ્ન ગ્રથનુ ભાષાતર હાલમા આચાર્ય શ્રી વિજયકુમુદસૂરિએ છપાવેલ છે તેમાથી કેટલાક ખાસ જાણવા જેવા પ્રશ્નોના ઉત્તરો આપવા ઇચ્છા છે હાલમા દશ બાર મુનિવરો લેખ લખતા થયા છે તેમાથી દશ મુનિઓના લેખ તો ગત વર્ષમા આ માસિકમા આવેલા છે તેઓ સાહેબો અવકાશે અવકાશે લેખો મોકલાવ્યા કરશે એવો સભવ છે. તેમજ અમારી વિનતિ પણ છે ગૃહસ્થ લેખકો પણ લેખો મોકલાવે છે તેમ જ મોકલશે એવો સભવ છે આ પ્રમાણેની નવા વર્ષ સબધે અમારી ભાવના છે ગુરુકૃપાથી માસિક ઉત્તરોત્તર વિકાસ સાધતુ આવે છે અને તેને હજુ વધુ વિકસિત કરવા ધારણા રહે છે શિષ્ટ અને ધાર્મિક સાહિત્યનો જ આ માસિકમા સમાવેશ થતો હોવાથી તેની ગ્રાહક-સખ્યા પણ વધતી જાય છે, તે હર્ષની બિના છે

નવુ વર્ષ સર્વત્ર આનદયુક્ત વર્તે અને ધાર્મિકજનો ધર્મકાર્ય સારી રીતે કર્યા કરે શાસનમા મતભેદ વધતો જતો દેખાય છે તે શમી જાય અને સર્વ મુનિરાજો જ્યા જાય ત્યા વિરોધ ટાળે અને શાતિ પ્રસરાવે એવી ઇચ્છા વર્તે છે, કારણ કે કુસપથી શાસનમા ઘણી હાનિ થયેલી દેખાય છે તેથી હૃદયમા ખેદ થાય છે સમાજની આર્થિક સ્થિતિ નબળી પડતી જાય છે અને જૈન ભાઇઓ દુખી હાલતમા આવી પડે છે તો તેવા સીઝાતા શ્રાવકને યથાશક્તિ ગુપ્ત સહાય કરી સ્વધર્મીબધુનો સ્નેહ જાળવવો તે અત્યત આવશ્યક ને હિતકર છે કેટલાક માસિકો ને ન્યુસો કલેશવૃદ્ધિના નિમિત્ત ન બને અને શાતિના સાધન બને એવી ઇચ્છા વર્તે છે આવા હેતુને લઇને જ આ માસિકમા વિવાદાસ્પદ વિષય સબધી લેખ લેવાનુ પ્રાયે બધ કર્યું છે વર્તમાન સમાચારમા પણ કેટલાક બહુ અતિશયોક્તિ વાપરે છે તેથી પ્રાયે વર્તમાન સમાચાર આપવાનુ પણ બધ રાખ્યુ છે તેને અગે કોઇ સસ્થાને, સઘને કે મુનિરાજને ખોટુ લાગતુ હોય તો તે માટે ક્ષમાયાચના છે ગુરુકૃપાથી આ માસિક જુદી જુદી રસિકતાવાળા વાચકોને પ્રસગે પ્રસગે જુદા જુદા પ્રકારના લેખરૂપ રસવતી આપ્યા કરશે અને નિર્વિઘ્નપણે આગળ વધશે એવી ઇચ્છા ને પરમાત્માની પ્રાર્થના સાથે આ લેખ સમાપ્ત કરવામા આવે છે

કુ વરજી

# श्री जीरापल्लीय पार्श्वनाथ स्तुतिः

तरुवरभूषितभूमिमहेलः, स जयति सिंधवनामा शैलः ।
दूरागतजनदलितक्लेशः, स जयति जीरापल्लिनिवेशः ॥ १ ॥
त्रिभुवनपावनमहिमाऽमेयः, स जयति देवः श्रीवामेयः ॥ अंचली ॥

अश्वसेननृपवंशवतंसः, वामाकुक्षिसरोवरहंसः ।
सेवागतधरणोरगराजः, सुवचनतोषितभव्यसमाजः ॥ २ ॥

भवभीतागतजनताशरण-मसुरसुराधिपवंदितचरणः ।
विविधव्याधिविनाशनधीरः, संकटधूलीहरणसमीरः ॥ ३ ॥

निपतति सकलसुरालयराजि-र्यस्मिन्नहनि तमोभरभाजि ।
तत्र भवने तस्मिन्न विवादः, स्फुरति सदा निःस्वाननिनादः ॥ ४ ॥

सुररिपुमिहिरहरादिकदेव-व्रातोऽनेशद् यस्य भियेव ।
काले तस्मिन् विहितव्यापः, प्रसरति पार्श्वजिनस्य प्रतापः ॥ ५ ॥

मासि मधौ मुक्त्वा निजमोक-स्तत्रागच्छति सुकृतिलोकः ।
इतरे कुसुममिव निरुपमरंगः, कमलं परिमललुब्धो भृंगः ॥ ६ ॥

अथ सुकृतपथाध्वन्या अन्यान्यपास्यकर्वा( र्मा )णि ।
वर्णनमाकर्णयताऽत्रमरायातं वसंतस्य.......... ॥ ७ ॥

अथ रासावन्धः

अपर ऋतुपृ(पु) राजेव वसन्तः सरमिजवामितजलयमन्तः क्षितितलमलंचकार ।
यद्गुमत इति गीता कुलवनितं पट्टबंधमलभत बुधजनितं रमाजातो शृंगारः ॥८॥

कोकिलकूलकृतकलकलचकितः पथिकपथितो गृहमभिचरिततः स्ववधूनयनविनोद ।
कलिकाभिर्विरहिषु कलिकारं दृष्ट्वा पुरतः पथि सहकारं गाढतरं स रुरोद ॥९॥

चंदनघनपरिमलवाहीकाः प्रीणितरंगद नंकानीका-श्चेलुर्मलयसमीराः ।
यत्रनिलोकनविधुरितनरुणा बाहुबाहविचरणनिष्करणा-स्तुष्टप्रमदा वीराः ॥१०॥

वीरहीकृतजीवितप्रत्यूहं विकसितकिंशुककुसुमसमूहं ज्वलितदवानलमाह ।
मधुकरगणमिषतः सविशादं विरहविनाशनमयमपवादं वकुलतरुः समुवाह ॥११॥

चंचच्चंपककोरकमाला मधुदीपस्य शिखेव विशाला भाति पिशंगविशेका ।
चलदक् चरणाभिहतालोकं सकलं प्राहुर्जगति सशोकं मुदिता रक्ताशोकाः ॥१२॥

कोमलकिशलयकरचालनया मधुकरमधुररवैः पाटलया कारितमिव सानन्दं(म्)।
अभिसरति स्म विस्मयचित्तं सममादाय नयागतवित्तं वनभुवि का(कौ)तुकवृन्दं(म्) ॥

केचन वित्र(चि)शुः सरसीसलिले चंदनमृगमदपरिमलबहुले ............... ।
कंठेन नलिनीनालं(म्) निहितं निरसितुमभवन्नालं पश्य प्रेमविपाकं(म्) ॥१४॥

न्यासविलासकलारसचतुरः स्वयमवचितकुसुमस्रजमपरः कंठे निजकामिन्याः ।
सापि च मुक्त्वा मुक्ताहारं भक्त्या दधती तमलंकारम् मुमुदे धन्यंमन्या ॥१५॥

वापीवारिविगाहनलोला विरचितदोला रसकल्लोला अनुवनमखिलयुवानः ।
गीतं शुश्रुवुरमृतसमानं नृत्यं ददृशुरनर्गलदानं प्रकटितधनमहिमानः ॥१६॥

( अथ शार्दूलविक्रीडितछंदसां वृत्तम् )

काचित्कुंददती कुरंगनयना बिंबाधराब्जानना,
सच्चक्रोरसि जालसद्भुजलता रंभोरुरम्योदरी ।
जीरापल्लिमितामहर्द्धिवनिता यानं विहाय प्रभो( भोः ),
प्रासादं प्रविविक्षुरित्यलमलश्चक्रे स्वकीयं वपुः ॥ १७ ॥

चिकुरनिकरं कुरंगेक्षणाऽवासयद् गंधराजेन,
व्यधित सीमंतमंतर्हितं नागरीनागरक्तेन ।
कुसुमकलिकाकृतशेष(ख)रं शिरसि सा धारयामास,
लाभमक्षोभशोभालयं मृगमदैस्तिलकयामास ॥ १८ ॥

कनकताडंकयुगमंकगं श्रवणयोः साधुमा(सा) धत्त,
नलिनलीनालिसंदेहदं कज्जलं लोचने अदत्त ।
नागोदरसनागोदरीकंठपीठे विशश्राम,
उरसि हारं मनोहारिणं सा दधौ दिधितेर्द्धाम ॥ १९ ॥

रंगदौ बाह्यो रंगदौ नोदितौ नेत्रयो(ः) कस्य-
कटं कंकणभववैभवं जीवनं तरुणलोकस्य ।
किंकिणीक्वणितकौतुहलं कटितटे रसनयाकारि,
नूपुरद्वैतमद्वैतमं तत्पदाभ्यां तदाधारि ॥ २० ॥

चारुचीरांगरागादिनाऽऽभातदंगेन साऽभाजि,
वि(वी)क्ष्य यां विगतसंरंभया रंभया श्रीमदोऽत्याजि ।
हंसगत्या चरन्ती ततो भाविणी भवनभाव(वि)श्य,
निर्ममे स्नात्रमघवारिणा वारिणा विश्वनाथस्य ॥ २१ ॥

चंदनेनांगमालिप्य सा मिलितघनसारसारेण,
हेमभूषाभिरभ्यर्चयामास तं कुसुमभारेण ।
कोरकाकारकरपल्लवापल्लवस्यापि शमनाय,
भावविज्ञेऽपि विज्ञापना विनयकर्मेत्यधीयाय ॥ २२ ॥

जय जय त्रिभुवनावनकृपाकंदकंदलनजीमूत,
नमदमर्त्येश-निजसाधना-निश्चलीकृतमन-
स्तत इहमपक्रम्य भूयो भवान् भेजुषा कष्टकूटानि,
कथमपीशो भगवानधिगतः परदैवतधियाऽमानि ॥ २३ ॥

त्वं देवं गुरुर्दैवतं त्वं विभुस्त्वं पिता त्वं च मातेव,
वसति सततं कृपासागरस्त्वदपरो न हृदि मे देव ! वा ।
अद्य मे संपदः प्रतिपदं मंगलावलिरभीयेते ?,
पुण्यकोशोऽक्रशो मेऽभव[द]यच्चयि मे चेतः ॥ २४ ॥

एवं कृत्वा स्तुतिमभिनवां प्रेमसंपूर्णदृष्ट्या,
निध्यापयन्ती पतिमनुवरं संचरन्ती सलीलम् ।
देवस्याग्रे निजपरिजनः स्त्रीगणान्तः समेतः,
रंगं तेने प्रमुदितमना गीतिहल्लीसकाव्यम् ॥ २५ ॥

सं० मुनि जयंतविजयजी



# आत्मशुद्धिकुलकम्

મૂલ કર્તા તથા અનુવાદક આ. શ્રી વિજયપદ્મસૂરિ

॥ आर्यावृत्तम् ॥

सिरिसंखेसरपासं, पणमिय गुरुणेमिसूरिपयकमलं ।
हियअप्पसुद्धिकुलगं, रएमि अज्झप्पसुखदेयं ॥ १ ॥

गयसव्वदोसदेवा, महव्वयाराहगा गुणी गुरुणो ।
जत्थ दयामयधम्मो, तिउडीसुद्धो जिणाभिहिओ ॥ २ ॥

શરૂઆતનું મંગલ જણાવે છે કે—કલ્પવૃક્ષથી પણ વધારે પ્રભાવવાળા **શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને** અને પરમોપકારી પૂજ્યપાદ ગુરુમહારાજ શ્રી **વિજયનેમિસૂરીશ્વરજીને** નમસ્કાર કરીને ભવ્યજીવોને મહાકલ્યાણ કરનાર શ્રી **આત્મશુદ્ધિ** નામના કુલકની હું રચના કરું છું. આ કુલક આધ્યાત્મિક સુખને આપનારું છે. (૧.) હવે બીજા શ્લોકમાં શ્રી જિનશાસનનું સ્વરૂપ વગેરે જણાવે છે.

જે જિનશાસનમાં રાગદ્વેષ વગેરે સર્વ દોષોને દૂર કરનારા શ્રી અરિહંત પ્રભુને દેવ તરીકે માનવામાં આવે છે, પંચમહાવ્રતરૂપ મૂલગુણોને તથા પિંડવિશુદ્ધિ, આવશ્યક, પડિલેહણ, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ વગેરે ઉત્તરગુણોને સાધનારા નિર્ગ્રંથ મુનિવરોને ગુરુ તરીકે માનવામાં આવે છે તથા દ્રવ્યદયા ભાવદયા એમ બે પ્રકારે અને અનુબંધ દયા વગેરે વિવિધ (જુદા જુદા) ભેદોથી ભરેલો, કષ, છેદ અને તાપરૂપ ત્રિપુટીવડે શુદ્ધ શ્રી જિનેશ્વર ભગવંતે કહેલો અવિચ્છિન્ન પ્રભાવશાલી, ત્રિકાલાબાધિત ધર્મને ધર્મ તરીકે માનવામાં આવે છે. (૨)

આવું પરમપવિત્ર મહાપ્રભાવશાલી શ્રી જૈનેન્દ્રશાસનને પૂરેપૂરા પુણ્યનો ઉદય હોય તો જ પામી શકાય છે. એટલે પ્રબલ પુણ્યશાલી જીવોને જ તેનો લાભ થાય છે. આ વાતને ધ્યાનમાં રાખીને જે ભવ્યજીવો ઉત્તમ વિધિપૂર્વક પરમ ઉલ્લાસથી આ જિનશાસનની સેવના કરે છે તેઓ પૂર્ણજ્ઞાની ભગવંતની દૃષ્ટિએ ખરેખર ધન્યવાદને પાત્ર છે. અહીં બીજા શ્લોકમાં દેવ, ગુરુ, ધર્મનું સ્વરૂપ જણાવ્યું છે. એથી સહજ સમજાશે કે-રાગાદિ દોષોથી ભરેલા દેવોને દેવ તરીકે માની શકાય જ નહિ. જે નિર્દોષ હોય તે જ બીજાને નિર્દોષ બનાવી શકે. આ બાબતમાં કહ્યું છે કે–" नहि स्वयं दरिद्रः परमीश्वरीकर्तुं समर्थः " એટલે જે પોતે નિર્ધન છે તે બીજાને ધનવંત

બનાવી શકે જ નહિ. એ પ્રમાણે જેઓ નિર્મલ બ્રહ્મચર્યાદિ સદ્દગુણોને ધારણ કરે નહિ તેઓને ગુરુ તરીકે માની શકાય જ નહિ એવાઓને જો ગુરુ તરીકે માનીએ તો આપણો ઉદ્ધાર થઇ શકે જ નહિ, કારણ કે ત્યાગી પુરુષોની સેવના કરવાથી આત્મકલ્યાણ થઇ શકે છે. ભોગી છતાં બહારના દેખાવમાં ત્યાગનો ડોળ રાખનારા જીવો, 'જે વળાવો તે જ ચોર' આ કહેવતને અનુસરનારા જાણવા. આ બાબતમા નીચે જણાવેલા દુહા પણ બોધ આપે છે.

"ગુરુ ગુરુ નામ ધરાવે સહુ, ગુરુને ઘેર બેટા ને વહુ;
ગુરુને ઘેર ઢાંઢા ને ઢોર, અખો કહે આપે વળાવા ને આપે ચોર." ૧

ગુરુ લોભી ને લાલચુ ચેલા, દોનું નરકમાં ઠેલમ ઠેલા.
ગુરુ કીધા મે સર્વે સાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે ને ધોખો ન હરે, એવા ગુરુ કલ્યાણ શું કરે ? ૧

તથા હિંસા, દુરાચાર વગેરે દોષો કે જેની સેવનાથી આત્મા દુર્ગતિમાં જ જાય, તેવા દોષોથી ભરેલા ધર્મને ધર્મ તરીકે મનાય જ નહિ. બીજાની માફક જૈનદર્શન દોષોને પોષતું જ નથી. તે તો એમ કહે છે કે જેવું ધર્માનુષ્ઠાન તમે બીજાની આગળ ઉપદેશદ્વારા જણાવવા ચાહો છો તે જણાવ્યા પહેલાં ઉપદેશકે પોતે તે અનુષ્ઠાન સાધવું જ જોઇએ; કારણ કે તેવા જ સાધકોના વચનની છાપ સામા ઉપર પડી શકે છે. 'કહેવાનું જુદું ને કરવાનું જુદું' આ વસ્તુને જૈનદર્શનમા સ્થાન જ નથી.

लब्भइ तं पुण्णेहिं–पुण्णेहिं सासणं जिणिंदस्स ।
ते धण्णा जे मावा–भव्वा साहंति वरविहिणा ॥ २ ॥

પૂર્ણ પુણ્યવડે જ જૈનશાસન પામી શકાય છે. તે ભલા ભવ્ય જીવોને ધન્ય છે કે જે શ્રેષ્ઠ વિધિવડે જૈન શાસનને આરાધે છે

ત્રીજા શ્લોકમાં જણાવેલી બીનાનું રહસ્ય એ છે કે સાંસારિક પદાર્થોની શાદના કરવારૂપ નિયાણાની ભાવનાનો ત્યાગ કરીને શ્રી જિનશાસનની આરાધના કરવી જોઇએ. નિવૃત્તિમાર્ગમાં જેટલે અંશે આત્મા પ્રવર્તે છે તેટલે જ અંશે ગો જિનશાસનની આરાધનાનો સાત્વિક આનંદ અનુભવાય છે એ દુર્લભ વસ્તુની દુર્લભતા તરફ પૂરેપૂરુ લક્ષ્ય હોય, તો અગાર પ્રવૃત્તિ થાય જ નહિ (૩)

પ્રબલ પુણ્યોદયે જિનશાસનને પામનાર ધન્યપુરુષોની ભાવના કેવી હોય છે ? તે જણાવે છે:—

णिच्चं पहायसमए, एवं भावेंति ते महुल्लासा ।
तुडियज्झाणतईए, संधाणं भावणाजोगा ॥ ४ ॥

ભાવનાના વ્યાપારથી એટલે નિર્મલ ભાવનાની મદદથી તૂટેલી ધ્યાનશ્રેણીને સાંધી શકાય છે એમ વિચારીને ( ત્રીજા શ્લોકમાં જણાવેલા ) ધન્યપુરુષો પરમ ઉલ્લાસથી હમેશાં સવારે આગળ જણાવ્યા મુજબ વિચારે છે. (૪)

શું વિચારે છે? તે જણાવે છે.—

कोऽहमवत्था का मे, को देवो सग्गुरू महं धम्मो ।
मज्झ कुलं किं जणणी, का जणओ को किमुचिअं मे ॥५॥
अप्पा वट्टइ पुण्णे, पावे वा कम्मनिज्जरट्ठाणे ।
किं धम्माणुट्ठाणं, न कुणमि नियमद्दयं सक्कं ॥ ६ ॥

( ૧ ) હું કોણ છું? ( ૨ ) અત્યારે મારી કઈ અવસ્થા છે? એટલે હું કઇ સ્થિતિમાં વર્તું છું. ( ૩ ) મારા દેવ કોણ છે? ( ૪ ) મારા ઉત્તમ ગુરુમહારાજ ( દેવના સ્વરૂપને ઓળખાવનાર ) કોણ છે? ( ૫ ) મારો ધર્મ કયો છે? ( ૬ ) મારું કુળ કયું છે? ( ૭ ) મારા માતાપિતા કોણ છે? ( ૮ ) મારે કરવા લાયક કયાં કયાં કાર્યો છે? ( ૯ ) હાલ મારો આત્મા પુણ્યના રસ્તે દોરાયો છે કે પાપના રસ્તે દોરાયલો છે? એટલે ધાર્મિક પ્રવૃત્તિ કરે છે કે અધર્મને સેવે છે? ( ૧૦ ) મારા હિતને કરનાર અને મારાથી બની શકે તેવું કયું ધર્માનુષ્ઠાન હાલ હું કરતો નથી? ભવ્ય જીવોએ [1]આત્મદૃષ્ટિને વધારવાને માટે અને પુદ્ગલદૃષ્ટિને ઘટાડવાને માટે આ પ્રમાણે દશે પ્રશ્નોની ભાવના ( વિચારણા ) કરવી જોઇએ. તેમ જ પરંપરાએ પરમનિવૃત્તિમય સુખને મેળવવાને માટે પણ આ દશે પ્રશ્નોની વિચારણા જરૂર મદદગાર નીવડશે. (૫-૬)

વિષયકષાયથી થતી ખરાબી વગેરે જણાવે છે:—

किमजुग्गं न चएमि, किमभक्खं कम्मबंधणं भक्खं ।
किज्जइ वा णो जत्तो, पमायचाए महासोक्खे ॥ ७ ॥

આત્મહિતકર બીજા પણ પ્રશ્નો જણાવે છે-( ૧૧ ) જીવહિંસા વગેરે નહિ કરવા લાયક કાર્યોમાંથી કયાં કયાં કાર્યોને હું તજી શકતો નથી? ( ૧૨ ) અભક્ષ્ય પદાર્થો વાપરવાથી ચીકણાં કર્મ બંધાય છે. આવા અભક્ષ્ય પદાર્થો કયા

૧. વૈરાગ્ય, તપ અને સંયમ વગેરે "મુક્તિપદને દેનારાં" સાધનોને આત્માના હિત કરનાર છે એમ જે માનવું તે આત્મદૃષ્ટિ કહેવાય અને સ્ત્રી, ધન વગેરેને આત્મહિતકર માનવા તે પુદ્ગલદૃષ્ટિ કહેવાય.

કયા છે ? (૧૩) ખાવાલાયક પદાર્થો કયા કયા છે ? (૧૪) પ્રમાદને ત્યાગ કર્યા સિવાય વિશાલ અને સ્થિર એવા મુક્તિનાં સુખો મળી શકે જ નહિ. આ મુદ્દાથી એમ વિચારવું જોઈએ કે મહાદુઃખદાયી પ્રમાદને છોડવાને માટે હે જીવ! તું હાલ પ્રયત્ન કરે છે કે નહિ ? (૭) આ ચૌદ પ્રશ્નો આત્મહિતકર જાણીને જરૂર વિચારવા. વિષયકષાયની સેવનાથી જીવો જરૂર દુર્ગતિને જ પામે છે. અહીં શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ–એમ વિષયોના પાંચ ભેદ અને ક્રોધ, માન, માયા, લોભ એમ કષાયના ચાર ભેદ સમજવા.

आऊ बहुयं गच्छए, विसयकसाएहि पंचनवहिं च ।
अहिओ समओ विहलो, गच्छइ कज्जाइ बहुयाइं ॥ ८ ॥

મનુષ્યાયુષ્યનો ઘણોખરો ભાગ તો સંસારી જીવોને વિષયકષાયની સેવનામાં ચાલ્યો જાય છે. એ પ્રમાણે જ્યારે ઘણો વખત નકામો જાય છે ત્યારે તેમને અંતિમ સમયે એમ પશ્ચાત્તાપ થાય છે કે–અરેરે! હજુ મારે તો ઘણાં કામ કરવાનાં બાકી છે ને આયુષ્ય તો પૂરું થઈ ગયું. (૮)

પ્રમાદી જીવો કેવો પસ્તાવો કરે છે? તે જણાવે છે—

एवं सइ बहु मस्सइ, सिज्झइ सज्झं ण पत्तसामग्गी ।
होहिइ कहं न विहला, अवसिस्सइ दीहठिइसोओ ॥ ९ ॥

ઘણો કાળ આ પ્રમાણે પ્રમાદમય પ્રવૃત્તિ ચાલુ રહેવાથી માનવ જિંદગીમાં સાધવાનાં કાર્યોમાંનાં ઘણાં કાર્યો બગડે છે એટલે સાધવાનાં રહી જાય છે, માનવભવનું મુખ્ય ધ્યેય જે મુક્તિનો લાભ તે મળતો નથી, માટે જ મળેલી સામગ્રી નકામી ગઈ એમ કેમ ન કહી શકાય? એમ છેવટે પ્રમાદી જીવો ઘણો સમય શોક કરે છે. આ પ્રમાણે તારું ન થાય માટે હે જીવ! તું વિષયકષાયનો ત્યાગ કરજે. એક સમય પણ નકામો જવા દઈશ નહિ. પરમ ઉલ્લાસથી સમ્યગ્દર્શનાદિ ત્રણેની સાધના કરજે, જેથી મુક્તિનાં સુખ મળી શકે. (૯)

સર્વવિરતિની દુર્લભતા જણાવે છે.—

सम्मदंसणलाहो, होज्ज चउण्हं तहे व नाणं पि ।
तिरियाणं देसाओ, न सव्वओ तं नरगईए ॥ १० ॥

પ્રભુ શ્રી જિનેશ્વરદેવે કહેલી બિના સાચી છે તેમાં શંકા કરાય જ નહિ. પ્રભુ શ્રી તીર્થંકરદેવે કહેલો ધર્મ જ સાચો છે, તે જ વાસ્તવિક તત્ત્વરૂપ છે અને મુક્તિના સુખને દેનાર છે–આવા જે આત્માના પરિણામ તે સમ્યગ્દર્શન કહેવાય. આવા સમ્યગ્દર્શનનો લાભ તો ચારે ગતિના જીવોને પોતપોતાની યોગ્યતાનુસારે થાય છે. તે પ્રમાણે સમ્યગ્જ્ઞાનને અંગે પણ સમજી લેવું કે તે

# આગમિક ચૂલાઓ અને તેનું કર્તૃત્વ

( પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

'ચૂલા' કહો કે 'ચૂલિકા' કહો તે એક જ છે. એને માટે પાઇય (સં. પ્રાકૃત) ભાષામાં 'ચૂલિયા' શબ્દ વપરાય છે. 'ચૂલિકા' શબ્દના, સંસ્કૃત કોશમાં 'મોરની કલગી,' 'હાથીના કાનનું મૂળ,' અને 'નાટ્ય સાથે સંબંધ ધરાવનાર વૃત્તાન્ત' એમ ત્રણ અર્થો જોવાય છે, પરંતુ અહીં તો જેમ પર્વતને શિખર હોય છે તેમ આપણા શ્રુતસાહિત્યને ચૂલારૂપ જે શિખર છે તેનો વિચાર કરવામાં આવે છે.

એ વાત તો સુવિદિત છે કે આપણા પ્રત્યેક આગમને કે તેના વિભાગને ચૂલા કે ચૂલિયા નથી, કિન્તુ પ્રથમ અંગરૂપ **આચાર**ને ચાર ચૂલા, **દસવેયાલય**-ને બે ચૂલા અને ૧૪ **પુવ્વ** (પૂર્વ) પૈકી પહેલાં ચારને અનુક્રમે ૪, ૧૨, ૮ અને ૧૦ ચૂલિકા છે.

કલિકાલસર્વજ્ઞ શ્રી **હેમચન્દ્રસૂરિ**એ **પરિશિષ્ટ પર્વ** (સ. ૯, શ્લો. ૭૭–૧૦૦) માં સૂચવ્યું છે કે **સ્થૂલભદ્ર** મુનિવરને એમની સંસારીપણાની સાત બહેનો સાધ્વી–અવસ્થામાં વંદન કરવા આવી ત્યારે તેઓ પ્રથમ શ્રી **ભદ્રબાહુસ્વામી** પાસે ગઈ હતી અને ત્યાંથી પોતાના ભાઈ ગુફામાં છે એ જાણી તેઓ ત્યાં ગઇ હતી. ત્યાં ભાઇને બદલે સિંહને જોઇ ભયભીત દશામાં તેઓ પાછી ફરીને શ્રી **ભદ્રબાહુસ્વામી** પાસે આવી, પરંતુ તેમણે તેમને ફરીથી એ ગુફામાં જવા કહ્યું. ત્યાં તેઓ ગઇ અને તેમણે શ્રી **સ્થૂલભદ્ર**ને વંદન કર્યું. પછી એ સાત બહેનો પૈકી **જયેષ્ઠા**એ કહ્યું કે **શ્રીયક**ના મરણથી પોતે ઋષિઘાતનું પાપ કર્યું છે એમ લાગવાથી તે શ્રી **સીમંધરસ્વામી** પાસે ગઇ હતી. ત્યાંથી પાછા ફરતી વેળાએ એ તીર્થંકરે શ્રી સંઘને ભેટણા તરીકે આપવા માટે મારી સાથે ચાર અધ્યયનો મોકલાવેલાં છે. એનાં નામો નીચે મુજબ છે:—

**(૧) ભાવના, (૨) વિમુક્તિ, (૩) રતિકલ્પ અને (૪) વિવિક્તચર્યા.**

આ હકીકત સાંભળ્યા બાદ શ્રી સંઘે એમાંનાં પહેલાં બે અધ્યયનોને

---

પણ ચારે ગતિના જીવોને સંભવે છે. અપ્રત્યાખ્યાનીય ચાર કષાયના ક્ષયોપશમથી અથવા સમ્યક્ત્વ પામતી વખતે જે કર્મસ્થિતિનું પ્રમાણ છે, તેમાંથી બેથી નવ પલ્યોપમ પ્રમાણ સ્થિતિવાળા કર્મદલિકોનો ક્ષયોપશમ થવાથી કેટલાએક તિર્યંચો-ને દેશવિરતિનો લાભ થઇ શકે છે. એટલે તેમને વધારેમાં વધારે બારમા વ્રત સિવાયના અગિયાર વ્રતોનો લાભ સંભવે છે, પણ સર્વવિરતિનો લાભ થતો નથી, કારણ કે તે તો મનુષ્યગતિમાં જ થાય છે. આવા અનેક મુદ્દાઓથી શ્રી તીર્થંકરદેવે માનવભવની દુર્લભતા જણાવી છે તે વ્યાજબી જ છે. (૧૦) (ચાલુ)

**આચાર**ના અંતમાં અને બાકીનાં બેને **દસવેયાલિય**ના અંતમાં સ્થાન આપવાનું અને તેને 'ચૂલા' તરીકે ઓળખવાનું નક્કી કર્યું.

**આચાર**ના બે સુયખ્ખંધ ગણાય છે. તેમાં બીજો સુયખ્ખંધ આજે ચાર ચૂલારૂપ જોવાય છે. એમાં પહેલી ચૂલાનું નામ નથી; બાકીની ત્રણ ચૂલાનાં નામ નીચે મુજબ છે:—

**( ૧ ) સત્તસત્તિયા ( સપ્તસાપ્તકા ), ( ૨ ) ભાવણા ( ભાવના )** અને **( ૩ ) વિમુત્તિ ( વિમુક્તિ ).**

**જયેષ્ઠા** આર્યા જે ચાર ચૂલા લાવી હતી તેમાંની બેનાં નામ આ છેલ્લા બે નામ સાથે મળતાં આવે છે એટલે એ બે આ જ હશે એમ લાગે છે. એવી રીતે **દસવેયાલિય**ના અંતમાં **રઇવક્કા** ( રતિવાક્યા ) અને **વિવિત્તચરિયા** ( વિવિક્ત-ચર્યા ) એ નામની જે બે ચૂલાઓ જોવાય છે તે પણ બાકીની બે હશે, એમ સમજાય છે. જો કે નામમાં કંઇક ભિન્નતા જોવાય છે ખરી. **જયેષ્ઠા** આર્યાની સાથે જે ચાર ચૂલાઓ-અધ્યયનો આવેલ તેના વિષયાદિનું સ્વરૂપ કોઇ આગમમાં સ્વતંત્રપણે વર્ણવાએલું જોવાતું નથી. એટલે ગમે તે એક બાજુનો નિર્ણય કરવામાં એ ચાર ચૂલાઓ પૈકી બે **આચાર**માં ને બે **દસવેયાલિય**માં છે કે નહિ તેનો નિર્ણય કરતાં એ સહાયક થઇ પડે તેમ નથી. આથી આ સંબંધમાં વિશેષ ઊંડા ઊતર્યા વિના ચાલે તેમ નથી એટલે એ દિશામાં પ્રયાસ કરાય છે.

**આચાર**—એ પ્રથમ અંગ છે.[1] એના મુખ્ય બે વિભાગ છે. એ દરેકને 'સુયખ્ખંધ' કહેવામાં આવે છે. પહેલા સુયખ્ખંધને 'આયારસુયખ્ખંધ'[2] અને બીજાને 'આયારગ્ગસુયખ્ખંધ'[3] તરીકે ઓળખાય છે. વિશેષમાં પહેલા સુયખ્ખંધમાં વિશિષ્ટ નામવાળાં નવ અજ્ઝયણ છે અને એવી રીતે બીજા સુયખ્ખંધમાં પણ વિશિષ્ટ નામવાળાં સોળ અજ્ઝયણ છે. આ ઉપરાંત પહેલા સુયખ્ખંધના પ્રત્યેક અજ્ઝયણનું 'બંભચેર' એવું સામાન્ય નામ પણ છે. આના સમર્થનાર્થે **આચારનિજ્જુત્તિથી** *નીચે લિખિત અગિયારમી ગાથા હું રજૂ કરું છું:—*

" णवयंभचेरमइओ अट्ठारसपयसहस्सिओ वेओ ।

हवइ य सपंचचूलो बहुबहुतरओ पयग्गेणं ॥ ११ ॥"

અર્થાત્ વેદ એટલે કે **આચાર** એ નવ બ્રહ્મચર્યનામક અધ્યયનવાળો, ૧૮૦૦૦ પદવાળો, અને પાંચ ચૂલાથી યુક્ત અને પદના પરિમાણથી એ બહુ અને બહુતર છે.

---

૧. જુઓ આયારનિજ્જુત્તિ ( ગા. ૯ ).

૨-૩. સરખાવો શ્રી શીલાંકસૂરિકૃત આચારની ટીકાની નિમ્નલિખિત પંક્તિ:—

" तत्रो नवब्रह्मचर्याध्ययनात्मक आचारश्रुतस्कन्धः, आचारं द्वितीयोऽग्रश्रुतस्कन्धः समाम्नातौ ।

આનો અર્થ સમજાવતાં શ્રી **શીલાંકસૂરિ** કહે છે કે પહેલી ચાર ચૂલારૂપ દ્વિતીય શ્રુતસ્કંધના પ્રક્ષેપથી એ બહુ છે અને **નિશીથ** નામની ચૂલાના પ્રક્ષેપથી એ બહુતર છે.

પહેલા સુયક્ખંધની ભાષા વગેરે વિચારતાં એ પહેલો સુયક્ખંધ બીજા કરતાં પ્રાચીન હોય એમ જણાય છે, અને એ હકીકત બે ચૂલાને બીજામાં સ્થાન અપાયાની હકીકતને બાધક થતી નથી.

**આયારનિજ્જુત્તી**—(ગા. ૨૮૭)[1]માં કહ્યું છે કે સ્થવિરોએ એટલે કે શ્રુતવૃદ્ધોએ–ચતુર્દશ-પૂર્વધરોએ શિષ્યના હિતાર્થે **આચારનો** અપ્રકટ અર્થ પ્રકટ સ્વરૂપમાં આ બીજા સુયક્ખંધમાં રજૂ કર્યો છે, વિશેષમાં એની **૨૮૮-૨૯૧** મી ગાથાઓમાં અને એની ટીકામાં નીચે મુજબ નિર્દેશ છે:—

પહેલા સુયક્ખંધના બીજા અજ્ઝયણના પાંચમા ઉદ્દેસગમાંથી અને આઠમા અજ્ઝયણના બીજા ઉદ્દેસગમાંથી પિણ્ડ, શય્યા, વસ્ત્ર અને પતદ્ગ્રહનો અધિકાર અહીં અપાયો છે. વળી પાંચમાં અજ્ઝયણના ચોથા ઉદ્દેસગમાં **ઇરિયા** અજ્ઝયણ, છઠ્ઠા અજ્ઝયણના પાંચમા ઉદ્દેસગમાંથી **ભાસજ્જાયા** અજ્ઝયણ, **મહાપરિણ્ણાના** સાત ઉદ્દેસગમાથી સાત સત્તિક્કગ, **સત્થપરીણ્ણામાંથી ભાવણા, ધુય** અજ્ઝયણના બીજા અને ચોથા ઉદ્દેસગમાથી **વિમુત્તિ** અને **પચ્ચક્ખાણ** નામના નવમા પુવ્વના ત્રીજા વત્થુના વીસમા **આયાર** નામક પાહુડમાંથી **આચારપગપ્પ** યાને **નીસીહ** નિર્યૂઢ કરેલ છે [2]

આ નિર્દેશને ધ્યાનમાં લેતાં **જયેષ્ઠા** આર્યા જે ચાર અજ્ઝયણ લાવી તેમાંના બે તે પ્રસ્તુત **ભાવણા** અને **વિમુત્તિ** હોય એમ માની શકાય તેમ નથી, કેમકે એના નિર્યૂહક તો શ્રુતકેવલી છે અને એ નિર્યૂહણા પહેલા સુયક્ખંધમાંથી થયેલી છે. વળી **ભાવણા** અને **વિમુત્તિ** એ બન્નેના નિર્યૂહક અભિન્ન છે કે ભિન્ન છે એ

---

૧. थेरेहिऽणुग्गहट्ठा सीसहिअं होउ पागडत्थं च ।
आयाराओ अत्थो आयारंगेसु पविभत्तो ॥ २८७ ॥

અહીં બીજા સુયક્ખંધ માટે ' આયારંગ ' શબ્દ વપરાયેલો છે, જ્યારે **આયારનિજ્જુત્તિની ૧૨** મી ગાથામાં ' આયારગ્ગ ' શબ્દ વપરાયેલો છે. આ બન્ને સ્થળે એકવચનને બદલે બહુવચનનો પ્રયોગ છે. એથી એમ ભાસે છે કે બીજા સુયક્ખંધના પ્રત્યેક અજ્ઝયણને ' આયારગ ' કે ' આયારગ્ગ ' કહેવામાં આવેલ છે.

૨. સરખાવો **આચારનિજ્જુત્તિની** નિમ્નલિખિત ગાથાઓ:—

' आयारग्गाणऽत्थो बंभचेरेसु सो समोयरइ ।
सोऽवि य **सत्थपरिण्णाए** पिंडिअत्थो समोयरइ ॥ १२ ॥
**सत्थपरिण्णा** अत्थो छस्सु वि काएसु सो समोयरइ ।
छज्जीवणिया अन्थो पंचसु वि वएसु ओयरइ ॥ १३ ॥

શ્રી **શીલાંકસૂરિએ** આ ગાથાનો અર્થ સૂચવતા "आचाराग्राणि चूलिकाः" એમ કહ્યું છે.

પણ જાણવું બાકી રહે છે જો તેઓ ભિન્ન હોય તો એ બન્ને **શ્રી સીમન્ધર**-કર્તૃક માનવામાં વિશેષ વાંધો આવે છે

આવી પરિસ્થિતિમા જેમ આપણે **ભાવણા** અને **વિમુત્તિ** એ બીજા સુયખ્ખંધના પંદરમા અને સોળમા અજ્ઝયણને **આયાર**ના અંતમાં સંઘે સ્થાન આપેલી બે ચૂલા તરીકે માની શકીએ તેમ નથી તેમ એ સુયખ્ખંધના પહેલા સાત અજ્ઝયણરૂપ એક ચૂલાને અને એના પછીનાં સાત અજ્ઝયણરૂપ બીજી **સત્તસત્તિયા** નામની ચૂલાને પણ સંઘે સ્થાપેલી બે ચૂલા તરીકે ઓળખાવી શકીએ તેમ નથી, કેમકે તેના નિર્યૂહકો શ્રુતકેવલીઓ છે અને એ નિર્યૂહણા પહેલા સુયખ્ખંધમાથી થયેલી છે

આ ઉપરાંત **ભાવણા** અજ્ઝયણનું **પજ્જોસણાકપ્પ** સાથે જે સામ્ય છે તે પણ આપણને આ જ નિર્ણય તરફ પ્રેરે છે **ભાવણા**નો પ્રારંભિક ભાગ **પજ્જોસણાકપ્પના** બીજા સૂત્ર સાથે શબ્દશ: મળતો આવે છે એવી રીતે **પજ્જોસણાકપ્પનાં** બીજા પણ કેટલાક સૂત્રો મળતા આવે છે આ **પજ્જોસણાકપ્પ** **દસાસુયખ્ખંધના** આઠમા અજ્ઝયણરૂપ છે

વિશેષમા **ભાવણા** અજ્ઝયણમા શ્રમણ ભગવાન્ **મહાવીરસ્વામીનું** જીવનચરિત્ર, પાંચ મહાવ્રતો અને ૨૫ ભાવના એ મુખ્ય છે આમા એવો એકે વિષય નથી જે **શ્રી ભદ્રબાહુસ્વામી**ના સમય સુધી જાણીતો ન હોય આથી એ પ્રશ્ન ઊઠે છે કે શું **શ્રી સીમન્ધરસ્વામી** આવા વિષયને રજૂ કરતું અને તેમા પણ **શ્રી મહાવીરસ્વામી**ના જીવનની સામગ્રીરૂપ વક્તવ્ય શ્રીસંઘને મોકલાવે ખરા?

આ ઉપરાંત **જ્યેષ્ઠા** આર્યા જે ચાર ચૂલા લાવી તેમાંની **દસવેયાલિયના** અંતમાની બે તો પદ્યમા છે, જ્યારે બીજી બે ચૂલારૂપ જે **ભાવણા** અને **વિમુત્તિ** અજ્ઝયણ કેટલાક ગણાવે છે તેમાથી **વિમુત્તિ** તો પદ્યમા છે, પણ **ભાવણા**નો મોટો ભાગ ગદ્યમા અને બહુ જ થોડો ભાગ પદ્યમા છે તેનું શું?

આ ઊહાપોહ ઉપરથી એમ માનવાનું મન થાય છે કે **આયાર**ના **ભાવણા** અને **વિમુત્તિ**એ બે અજ્ઝયણો તે પ્રસ્તુત ચાર ચૂલાઓમાની બે હશે નહિ આ ઊહાપોહને વિશેષ ન લંબાવતા બીજી પણ કેટલીક પ્રાસંગિક હકીકત હવે હું વિચારીશ

આપણે જોઈ ગયા તેમ ચાર ચૂલા **શ્રી સીમન્ધરસ્વામીએ** **જ્યેષ્ઠા** દ્વારા શ્રીસંઘને મોકલી એમ શ્રી **હેમચન્દ્રસૂરિ** કહે છે, પણ શ્રી **હરિભદ્રસૂરિ** આવો કશો ઉલ્લેખ કરતા નથી તેનું કેમ? તેઓ **રઇવક્કા** ચૂલિયા વિષે તદ્દન મૌન સેવે છે, જ્યારે બીજી **વિવિત્તચરિયા** ચુલિયાના સંબંધમાં તેઓ વૃદ્ધપ્રવાદ રજૂ કરી એમ કહે છે કે કોઈક આર્યાને **શ્રી સીમંધરસ્વામીએ** આ ચૂલિયા-ચૂલા આપી વિશેષમા આ બીજી ચૂલાની પહેલી ગાથામા એ સર્વજ્ઞભાષિત હોવાનો ઉલ્લેખ છે, પણ એવો કશો ઉલ્લેખ બીજી ચૂલા કે **ભાવણા** કે **વિમુત્તિ**માં નથી અંતમાં એ વાત ઉમેરીશ કે પ્રો અભ્યંકર દ્વારા સંપાદિત **દસવેયાલિયનિજ્જુત્તિની** આવૃત્તિના અંતમા નીચે મુજબની ગાથા જોવામા આવે છે:—

# માંદગીના સમયમાં ઉપજતા વિચારો

મનુષ્ય માત્રને પોતપોતાના કર્માનુસાર શારીરિક વ્યાધિઓ ઓછાવત્તા પ્રમાણમાં ઓછેવત્તે કાળે આવ્યા વિના રહેતી નથી. આઠ પ્રકારનાં કર્મો પૈકી આ વ્યાધિઓ અસાતાવેદનીયકર્મના ઉદયથી થાય છે. તે કર્મ બાંધતી વખતે પૂર્વભવમાં જેવા અધ્યવસાયે–જેવી મંદતાથી કે તીવ્રતાથી મધ્યસ્થભાવે, નમ્રભાવે કે ક્રૂરભાવે બાંધ્યું હોય છે તેવો તે કર્મપુદ્ગળોમાં રસ પડે છે અને તે બાંધતી વખતે જ તેની સ્થિતિ પણ બંધાય છે. એટલે કે એ કર્મ જ્યારે ઉદયમાં આવે ત્યારે તેને ભોગવનાર મનુષ્યને રસના પ્રમાણમાં દુઃખની અલ્પતા કે તીવ્રતા સહન કરવી પડે છે અને બાંધેલી સ્થિતિ પ્રમાણેના સમય સુધી તે વ્યાધિની ઉપાધિ ભોગવવી પડે છે.

આવી રીતે બંધાતાં કર્મમાં અધ્યવસાય અનુસાર એટલી બધી વિચિત્રતા હોય છે કે તેના ઉદય વખતે તેવી જ વિચિત્રતા અનુભવવામાં આવે છે. આ વિચિત્રતા સાતિશયજ્ઞાની સિવાય પ્રાયે છદ્મસ્થ જીવો જાણી શકતા નથી. તે વિષય જ સાતિશયજ્ઞાનીનો છે.

આવી રીતે થતા અસાતાવેદનીય કર્મને ભોગવતાં મનુષ્યો અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો કરે છે. કેટલાક સુજ્ઞો તો પોતાનાં જ કરેલા કર્મો પોતાને ભોગવવાં પડતાં હોવાથી સમભાવે ભોગવે છે, ચિત્તની શાંતિ જાળવે છે, યોગ્ય ઉપચાર કરે છે; પરંતુ કોઈપણ રીતે વ્યાધિ દૂર કરવાની તીવ્રતાથી અભક્ષ્ય ભક્ષણાદિ કરતા નથી, પોતાના વ્રત, નિયમાદિમાં દોષ લગાડતા નથી અને ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં અને અયોગ્ય ઉપચારો કર્યા છતાં પણ

---

" आओ दो चूलाओ आणीआ जक्खिणीए अज्जाए ।
सीमन्धरपासाओ भवियाण विबोहणट्ठाए ॥ "

આ ઉપરથી એ ફલિત થાય છે કે આ બે ચૂલાઓ **યક્ષિણી** આર્યા **શ્રી સીમંધર** પાસેથી લાવી તે છે. પરંતુ એ નવાઇ જેવી વાત એ છે કે **શ્રી હરિભદ્રસૂરિએ** આ ગાથાની ટીકા કરી નથી. આથી એમ સમજાય છે કે કાં તો આ ગાથા તેમના સમયમાં પ્રચલિત નહીં હોય કે કાં તો તેમણે એને પ્રક્ષિપ્ત ગણી હશે. આ બેમાંથી ગમે તે હકીકત માનીએ તો પણ એ બેમાંથી એકે હકીકત આ બન્ને ચૂલા **યક્ષિણી** આર્યા લાવી એ વાતનું સમર્થન કરતી નથી, એ વાત તો સુસ્પષ્ટ જ છે. અંતમાં આ લઘુ લેખને વિશેષ ન લંબાવતા એ વાત ઉમેરીશ કે **મહાનિસીહ** નામના છેયસુત્તના જે આઠ વિભાગો છે તેમાંના પહેલા છ 'અજ્ઝયણ' તરીકે અને છેલ્લા બે 'ચૂલિયા' તરીકે ઓળખાવાય છે. એટલે ઉપર્યુક્ત ચૂલિયાઓ વિષે અંતિમ નિર્ણય કરતી વેળા આનો પણ વિચાર કરવો ઘટે. આશા છે કે આગમોના વિશિષ્ટ અભ્યાસીઓ આ સંબંધમાં યોગ્ય પ્રકાશ પાડશે.

બાંધેલી સ્થિતિ પ્રમાણે કર્મ ભોગવવાં જ પડશે એમ માની શાંતિથી ભોગવે છે અને પ્રાયે નવાં અશુભ કર્મ બાંધતાં નથી એટલું જ નહીં પણ કેટલીક કર્મ નિર્જરા પણ કરે છે. વ્યાધિ પ્રસંગે દ્રવ્યથી ધર્મક્રિયા ન થઇ શકે ત્યારે ભાવથી કરીને પણ તેનાં ફળના ભાગી થાય છે.

કેટલાક મનુષ્યો તો એટલી બધી હાયવોય કરે છે અને સૌની ઉપર ક્રોધ કર્યા કરે છે, ખોટું લગાડે છે, વેધ પાડે છે અને પૂરતી સારવાર થતી હોય છતાં તેમાં ભૂલ જ કાઢ્યા કરે છે. વળી અનેક ડૉકટરોને, વૈદ્યોને બોલાવે છે. ભક્ષ્યાભક્ષ્યનો, રાત્રિભોજનાદિનો કરેલ નિયમ પણ તોડી નાખે છે, છતાં વ્યાધિ તો તેની સ્થિતિ પાકયા વિના જતો નથી. વળી તેવા જીવો અશુભ કર્મને ભોગવતાં બીજાં અશુભ કર્મો ઉપાર્જન કરી ભારે થાય છે અને કુટુંબપરિવારમાં પણ અકારા થઇ પડે છે.

કેટલાક પોતાની ગરીબ સ્થિતિ હોવાથી લાચારીએ વ્યાધિ ભોગવે છે અને જો પૈસા હોત તો અનેક ઉપચારો કરીને વ્યાધિ દૂર કરત એમ વિચારે છે. કેટલાક સંપત્તિ છતાં કૃપણતાથી ઔષધોપચારમાં દ્રવ્ય વાપરી શકતા નથી અને હેરાન થાય છે. કેટલાક સંપત્તિ છતાં સારવાર કરનારનો અભાવ જોઇને અનેક સગાંસંબંધીઓનો ધોખો કરે છે અને સારવાર કરનારને પણ શાંતિ આપી શકતા નથી.

શાસ્ત્રકાર કહે છે કે–' બંધ સમય ચેત્યો નહીં, ઉદયે કીશ્યો સંતાપ ? ' હે ભવ્ય પ્રાણી ! તેં કર્મ બાંધતી વખત વિચાર કર્યો નહીં, હવે તે કર્મ ઉદય આવ્યાં ત્યારે સંતાપ કરે છે તે શા કામનો છે ? હવે તો સમભાવે ભોગવ ને નવાં કર્મ ઓછાં બંધાય તેમ કર. વિચારી જો કે તેં રૂપીઆ લઇને મુદ્દતની હુંડીઓ લખી આપી હોય તે મુદ્દત પાકયે શીકાર્યા વિના ચાલવાનું છે ? સમજીને આપ કે હેરાન થઇને આપ, પણ લીધેલા પૈસા આપવા જ પડશે–વેપારી માણસ થઇને આવી વાત કેમ સમજતો નથી ?

શાસ્ત્રકાર તો કહે છે–' હોય વિપાકે દશગણો રે, એક વાર કર્યાં કર્મ; શત સહસ્ર કોટીગમે રે, તીવ્ર ભાવના મર્મ રે પ્રાણી. જિનવાણી ધરો ચિત્ત ૧.' કર્મ બાંધતાં તે તો અશુભ 'વાવેતર છે. વાવેલ અનાજ જેમ સેંકડોગણું ઊગે છે તેમ કર્મ બાંધ્યા પછી ઉદયમાં વૃદ્ધિ પામીને એકથી વધારે વખત અધ્યવસાયના પ્રમાણમાં ભોગવવું પડે છે. તેથી સુજ્ઞજનોએ કર્મ બાંધતાં જ વિચાર કરવો, તીવ્ર અધ્યવસાયે બાંધવાં નહીં. અશુભ કર્મ બાંધ્યા પછી તેને અનુમોદનાવડે પુષ્ટ કરવાં નહીં. એટલે કેટલીક વખત તો પશ્ચાત્તાપાદિવડે બાંધેલાં કર્મ પણ છૂટી જશે અને ભોગવવાનો વખત જ નહીં આવે. આટલી સારી વાત વ્યાધિ ભોગવતી વખતે સમજશો તો તમને વ્યાધિ બાધાકારક નહિ થાય. કુંવરજી



# બંધહેતુમાં ૧૮ પાપસ્થાનક

કર્મબંધના હેતુ તરીકે મિથ્યાત્વ, અવિરતિ, કષાય ને યોગ–એ ચાર કર્મગ્રંથકારે કહ્યા છે. અઢાર પાપસ્થાનક પણ કર્મબંધનાં જ કારણ છે તો તેનો એ ચાર બંધહેતુમાં સમાસ શી રીતે થાય છે? તેનો વિચાર કરીએ.

અઢાર પાપસ્થાનકમાં છેલ્લું કહ્યાં છતાં પણ પ્રથમ કહેવા લાયક અને સત્તરે પાપસ્થાનકના ભેળા તોલ કરતાં પણ તોલમાં ભારે **મિથ્યાત્વશલ્ય** નામનું પાપસ્થાનક છે. એ કર્મબંધના મુખ્ય ચાર બંધહેતુમાં પહેલું છે.

ત્યારપછી કર્મબંધના હેતુભૂત બીજી અવિરતિ છે. તેમાં પ્રથમના પાંચ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન ને પરિગ્રહરૂપ સ્થાનકોનો સમાવેશ છે. એ પાંચે અવિરતિના જ ભેદ છે અને મિથ્યાત્વ ગયા છતાં પણ જીવ એના-વડે આઠ પ્રકારનાં કર્મો બાંધે છે.

કર્મબંધના હેતુ તરીકે ત્રીજો કષાય છે. તે ક્રોધ, માન, માયા ને લોભ નામથી ૬–૭–૮ ને ૯ એ ચાર પાપસ્થાનક છે. અવિરતિ ગઇ હોય છતાં પણ કષાયથી જીવ કર્મબંધ કરે છે.

રાગ દ્વેષ એ દશમું ને અગ્યારમું પાપસ્થાનક ચાર કષાયના પિતાતુલ્ય છે. તે બે તેના ઉત્પાદક છે. રાગથી માયા ને લોભની અને દ્વેષથી ક્રોધ ને માનની ઉત્પત્તિ કહેલી છે.

પંદરમું પાપસ્થાનક રતિઅરતિ છે તે પણ કષાયના સહાયક અથવા સહચારી નવ કષાય છે તેનો પેટાભેદ જ છે.

હવે રહ્યા પાંચ પાપસ્થાનક બારમે કલહ, તેરમે અભ્યાખ્યાન ( કોઇને કલંક દેવું તે ), ચૌદમે પૈશુન્ય ( કોઇની ચાડી ખાવી તે ), સોળમે પરપરિવાદ ( પારકી નિંદા કરવી તે ) અને સત્તરમે માયામૃષાવાદ ( કપટયુક્ત જૂઠું બોલવું તે ). આ પાંચેનો બીજા મૃષાવાદમાં સમાવેશ થાય છે, કારણ કે એ પાંચે પાપસ્થાનકો વાણીવ્યાપારવડે જ બંધાય છે.

આ પ્રમાણે અઢારે પાપસ્થાનકોનો ત્રણ કર્મબંધના હેતુમાં સમાવેશ થાય છે. હવે ચોથો બંધહેતુ યોગ છે તે એકલો તો કાંઇ કામ કરી શકતો નથી, એમ કહીએ તો ચાલે પણ પ્રથમના ત્રણે બંધહેતુ યોગને લઇને જ પોતાનું કાર્ય કરે છે. યોગના ત્રણ પ્રકાર છે. મનયોગ, વચનયોગ ને કાયયોગ. એ બધા કર્મબંધમાં સહાયકારી હોય જ છે.

આ પ્રમાણે ટૂંકામાં કર્મબંધહેતુ સાથે અઢાર પાપસ્થાનકની વહેંચણી કરી. આ સંબંધમાં પ્રસંગે વિશેષ લખવાની ઇચ્છા વર્તે છે.

કુંવરજી

# प्रश्नोत्तर

(પ્રશ્નકારઃ-મુનિ સુજ્ઞાનવિજયજી)

પ્રશ્ન ૧—સંમૂર્ચ્છિમ મનુષ્ય પંચેંદ્રિયની કાયસ્થિતિ કેટલી છે ?

ઉત્તર—કાયસ્થિતિ પ્રકરણમાં સામાન્યે અસંજ્ઞીની કાયસ્થિતિ આવળીના અસંખ્યાતા ભાગના સમયપ્રમાણ પુદ્‌ગળપરાવર્ત્તની કહી છે. એકલા સંમૂર્ચ્છિમ મનુષ્યની કહી નથી.

પ્રશ્ન ૨—પરમાધામી દેવો મનુષ્ય લોકમાં આવે છે ?

ઉત્તર—આવતા હોય એમ જાણ્યું નથી.

પ્રશ્ન ૩—ક્ષાયિક સમકિત પ્રાપ્ત થયા પૂર્વે નરકાયુ બાંધ્યું હોય તો મરણ વખતે જીવ મિથ્યાત્વ પામે ? અને લેશ્યા બદલાય ?

ઉત્તર—મિથ્યાત્વ ન પામે, લેશ્યા બદલાય.

પ્રશ્ન ૪—યુગલિકો પણ કોઈ પ્રકારના ઉપઘાતથી ગર્ભમાં જ મરણ પામે છે તો તે બંને મરણ પામે કે એક પણ મરણ પામે ?

ઉત્તર—બંને મરણ પામે એમ જણાય છે.

પ્રશ્ન ૫—બૃહત્‌સંગ્રહણીમાં શંખાવર્તાદિ ત્રણ પ્રકારની યોનિ કહી છે તેમાંથી દેવીઓની યોનિ કયા પ્રકારની હોય છે ?

ઉત્તર—ત્રણ પ્રકાર મનુષ્યની સ્ત્રી પરત્વે કહ્યા છે, દેવીઓ માટે વ્યાખ્યા જાણી નથી

પ્રશ્ન ૬—આવતી ચોવીશીમાં થનારા પદ્મનાભ પ્રથમ તીર્થંકર વ્યવહારિક પ્રથા ઋષભદેવની જેમ પ્રવર્તાવશે કે કેમ ?

ઉત્તર—વ્યવહારિક પ્રથાઓ ઉત્સર્પિણીના બીજા આરામાં મનુષ્યો જાતિસ્મરણાદિકથી પ્રવર્તાવે છે. પદ્મનાભ તીર્થંકર પ્રવર્તાવવાના નથી.

પ્રશ્ન ૭—સંમૂર્ચ્છિમ મનુષ્ય પચેંદ્રિયને કેટલા પ્રાણ હોય ?

ઉત્તર—સાત આઠ પ્રાણ હોય.

પ્રશ્ન ૮—સૂર્યચંદ્રાદિ જ્યોતિષીના વિમાનોને વહન કરનારા દેવો સતત વહન કર્યા કરે તો પછી દેવસંબંધી સુખ ક્યારે ભોગવે ?

ઉત્તર—મૂળ શરીરે તેના ઉત્પત્તિસ્થાનમાં રહીને દેવસંબંધી સુખ ભોગવે છે. વિમાનની નીચે તો ઉત્તરવૈક્રિય શરીર કરીને રહે છે. બંને ક્રિયાઓ થયા કરે છે.

પ્રશ્ન ૯—તીર્થંકરના સમવસરણમાં દેવો ઉત્તરવૈક્રિય શરીર કરીને આવે ત્યારે મૂળ શરીરે દેવલોકનાં સુખ ભોગવે કે નહીં ? ભોગવતા હોય તો ત્યાં બંધ અને અહીં દેશના સાંભળતા નિર્જરા બન્ને સાથે કરે ?

ઉત્તર—દેવલોકમાં સ્થિર થઇને બેસી રહેતા 'નથી. સુખભોગ ભોગવે કે નહીં તે બાબત કહી શકાય નહીં. બાકી કર્મબંધ ને કર્મનિર્જરા તો એક સાથે થઇ શકવામાં વાંધો નથી. આત્માની અચિંત્ય શક્તિ છે.

પ્રશ્ન ૧૦—વિદ્યાધરોની અને આભિયોગિક દેવોની બે બે શ્રેણીઓ વૈતાઢ્ય પર્વત ઉપર કાયમ હોય કે નહીં ?

ઉત્તર—બધા વૈતાઢ્યો ઉપર ચાર શ્રેણીઓ તો કાયમ હોય છે, ભરતઐરવતના વૈતાઢ્ય ઉપર છઠ્ઠા આરાની અસર થયા પછી અઢાર કોડાકોડી સાગરોપમે ફરીને વિદ્યાધરોની શ્રેણીમાં નગરો વસે છે એ જ પ્રમાણે શ્રી ઋષભદેવના વખતમાં નમિવિનમિને પ્રભુભક્તિથી પ્રસન્ન થઇને ધરણેંદ્રે ૪૮૦૦૦ વિદ્યાઓ સાથે વૈતાઢ્યનું રાજ્ય આપ્યું અને તેમણે ત્યાં જઇને બંને શ્રેણી ઉપર કુલ ૧૧૦ નગરો વસાવ્યાં.

પ્રશ્ન ૧૧—આભિગ્રાહિકાદિ પાંચ પ્રકારનાં મિથ્યાત્વમાંથી અભવ્યને કયું મિથ્યાત્વ હોય ?

ઉત્તર—પાંચે પ્રકારનાં મિથ્યાત્વ યથાયોગ્યપણે સંભવે છે.

પ્રશ્ન ૧૨—ચોસઠ ઇંદ્રો જ સમકિતી છે કે બધા અસંખ્ય સૂર્ય, ચંદ્ર-જ્યોતિષીના ઇંદ્રો પણ સમકિતી છે ?

ઉત્તર—બધા ઇંદ્રો સમકિતી હોય છે.

પ્રશ્ન ૧૩—પ્રમત્તગુણઠાણે થીણદ્ધીનિદ્રાનો ઉદય કહ્યો છે, તો તે નિદ્રામાં ચારિત્ર કેમ રહે અને તેની સદ્ગતિ કેમ થાય ?

ઉત્તર—એ નિદ્રા વખતે ચારિત્રથી ચ્યૂત થવા સંભવ છે અને ચારિત્રથી ચ્યૂત થાય એટલે પછી ગમે તે ગતમાં જાય તેનો વાંધો નથી.

પ્રશ્ન ૧૪—સંગ્રહણીમાં નારકી અને દેવને માટે અમુક હદ સુધીનાં પુદ્ગલો જોવા ન જોવા સંબંધી હકીકત લખી છે. મનુષ્ય માટે તે બાબત શી રીતે સમજવી ?

**ઉત્તર**—મનુષ્યને તો ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન પરમાવધિ સુધી થઇ શકે છે, તેથી તે તો ચૌદ રાજમાં રહેલાં સર્વે રૂપી દ્રવ્યોને જોઈ શકે છે.

**પ્રશ્ન ૧૫**—દેવ અને નારકીને અચિત્ત આહાર જ કહ્યો છે તો લોમાહારવડે તે ગ્રહણ કરે છે તે પુદ્ગલો અચિત્ત જ ગ્રહણ કરતા હશે ?

**ઉત્તર**—અચિત્ત પુદ્ગળો જ લોમાહારવડે ગ્રહણ કરે છે.

**પ્રશ્ન ૧૬**—સંગ્રહણીમાં જ્યોતિષી, સૌધર્મ ને ઈશાન દેવલોકના દેવોને ફક્ત તેજોલેશ્યા જ કહી છે ને દંડપ્રકરણમાં માત્ર જ્યોતિષીને જ તેજોલેશ્યા કહી છે, અને સૌધર્મ ઈશાન દેવલોકના દેવોને કૃષ્ણાદિ ચાર લેશ્યા કહી છે તો તેમાં ખરું શું સમજવું ?

**ઉત્તર**—એ મતાંતર જાણવો. તત્ત્વ કેવળીગમ્ય.

**પ્રશ્ન ૧૭**—અભવ્ય જીવો નવમા ગ્રૈવેયક સુધી જાય છે ને ગોશાળામતિ તેમ જ શ્રાવક બારમા દેવલોક સુધી જ જાય છે તેનું કારણ શું ?

**ઉત્તર**—એમાં અભવ્યોના ચારિત્રનું બળ સમજવું. વિરોધ સમજવો નહીં.

**પ્રશ્ન ૧૮**—સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેંદ્રિયને છએ સંઘયણ કહ્યાં છે તે બરાબર છે?

**ઉત્તર**—બરાબર છે. એમાં શંકા કરવા જેવું નથી. કારણ કે સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેંદ્રિય અઢીદ્વીપની બહાર એવા બળવાન હોય છે.

**પ્રશ્ન ૧૯**—સંમૂર્ચ્છિમ મનુષ્યોને કયું સંસ્થાન ને સંઘયણ હોય ?

**ઉત્તર**—સંઘયણ છેવટ્ઠું ને સંસ્થાન હુંડક હોય.

કુંવરજી



## મુષ્ટિજ્ઞાન

**आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ।**

આત્માને એટલે પોતાને જે પ્રતિકૂળ લાગે, ન ગમે, અકારું લાગે તેવું કાર્ય અન્ય જીવો પ્રત્યે ન આચરવું. અર્થાત્ જે પોતાને દુઃખ ગમતું નથી, કોઈ અપમાન કરે કે વાંકું બોલે તે પરવડતું નથી, વ્યાધિ ઉપાધિ અનુકૂળ નથી તો તે અન્ય જીવો પ્રત્યે ન કરવાં. કોઇ જીવને દુઃખ દેવું નહીં, કોઇનું વાંકું બોલવું નહીં, કોઇની ઈર્ષ્યા કરવી નહીં, કોઇને ઉપાધિ ઉત્પન્ન કરવી નહીં. આવા ટૂંકા જ્ઞાનને મુષ્ટિજ્ઞાન કહે છે.

# પુસ્તકોની પહોંચ

૧. **સુક્તમુક્તાવળી**—શ્રી વિજયભૂપેંદ્રસૂરિવિરચિત અને મુનિશ્રી ગુલાબવિજયોપાધ્યાય સંશોધિત-સંસ્કૃત ગદ્યબંધ-શ્રી ભૂપેન્દ્રસૂરિ જૈનસાહિત્યપુષ્પ પહેલું, શ્રી ભૂપેંદ્રસૂરિ જૈનસાહિત્ય સમિતિ મુ. આહોર (મારવાડ) તરફથી પ્રસિદ્ધ થયેલ ભેટ મળ્યું છે. આ ગ્રંથનું મૂળ પં. શ્રી કેશરવિમળગણિએ સં. ૧૭૫૪ મા કરેલ. ગુજરાતી ભાષામા પદ્યબંધ તેમા બતાવેલા નામવાળી ૧૦૪ કથાઓ સહિત ગુજરાતી ભાષામા તૈયાર કરાવીને શા. ભીમશી માણેકે સં. ૧૯૬૭ મા છપાવેલ છે. તે કથાઓને સંસ્કૃત ગદ્યબંધ શ્રી ભૂપેંદ્રસૂરિએ રચેલી, તે તેમના સ્વર્ગવાસ પછી તેમના નામસ્મરણાર્થે નીમાયેલી સમિતિએ હાલમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે નવા સંસ્કૃતના અભ્યાસીને ખાસ વાચવા લાયક છે. કથાઓ વિસ્તારવાળી છે. કિંમત રાખેલી નથી રૂા ૧) પોસ્ટેજ તરીકે મોકલનારને ભેટ મોકલવાનું જણાવે છે.

૨. **સિંદૂર પ્રકર**—શ્રી સોમપ્રભાચાર્યવિરચિત સાન્વય હિંદી અનુવાદયુક્ત. શ્રી વિજયભૂપેંદ્રસૂરિ સાહિત્ય પુષ્પાંક ૫ મુ લેખક-મુનિશ્રી કલ્યાણવિજયજી. પ્રકાશક શ્રી વિજયભૂપેંદ્ર સાહિત્યસમિતિ. આ પ્રકર પ્રથમ ટીકા સાથે છપાએલ છે. કંઠે કરવા લાયક ૧૦૦ શ્લોક છે. કિંમત રાખી નથી.

૩. **શ્રી સમ્મતિતર્ક પ્રકરણમ્**—શ્રી સિદ્ધસેનદીવાકરસૂરિવિરચિત મૂળ ને શ્રી અભયદેવસૂરિવિરચિત ટીકાયુક્ત પ્રથમ કાંડરૂપ પ્રથમ વિભાગ આચાર્ય શ્રી વિજયનેમિસૂરિશિષ્ય શ્રી વિજયોદયસૂરિ સંશોધિત. પ્રકટકર્ત્તા-શ્રી રાજનગરસ્થ શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા. પ્રાપ્તિસ્થાન શેઠ ઇશ્વરલાલ મૂળચંદ, ફીકાભટ્ટની પોળ, અમદાવાદ. આ પ્રત શેઠ હરજીવન દીપચંદ ભાવનગરનિવાસી તરફથી ભેટ મળી છે. કિંમત છાપેલ નથી

૪ **શ્રી વિજયહર્ષસૂરિપ્રબંધ**—જૈન પંડિત મૂળચંદવિરચિત પ્રકાશક-શ્રી વર્ધમાન-સત્યનીતિહર્ષસૂરિજૈનગ્રંથમાળા તરફથી વ્યવસ્થાપક શેઠ ભોગીલાલ સાંકળચંદ-અમદાવાદ. આવી પ્રવૃત્તિ હાલમા વધતી જાય છે.

૫. **સિદ્ધચક્ર ( નવપદ ) પૂજા**- સ્પષ્ટાર્થ સહિત રચયિતા-આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિ. પ્રકાશક-શ્રી જૈનગ્રંથ પ્રકાશક સભા, અમદાવાદ કર્ત્તાએ પ્રયાસ બહુ કર્યો છે ઘણી બાબતો સ્ફુટ કરી છે. પૃષ્ઠ ૨૬૦. કિંમત માત્ર દશ આના. ખાસ વાચવા ને ભણાવવા લાયક છે.

૬ **સાધ્વી શ્રી સૌભાગ્યશ્રી જીવનચરિત્ર** તથા શ્રી પદ્માનંદ કવિવિરચિત સંસ્કૃત **વૈરાગ્યશતક સાર્થ** અને **જિનસ્તુતિદ્વાત્રિંશિકા** મૂળ. પ્રકાશક-શ્રી દેવસૌભાગ્યશ્રાવિકાશાળા, ખંભાત કિંમત રાખી નથી. પાછળ આપેલ બન્ને વસ્તુ ખાસ ઉપયોગી છે

૭. **શત્રુંજયોધ્ધાર**—પ્રાચીન માહિતી તથા અર્વાચીન વસ્તુદર્શન પ્રકાશક-શેઠ કીશનદાસ ભૂખણદાસ, માલેગાવ (જી. નાશીક) કર્ત્તાએ પ્રયાસ સારો કર્યો છે. કેટલીક હકીકત જાણવા લાયક સંગ્રહી છે. કર્ત્તાએ નામ આપ્યું નથી. સંવત ૧૯૯૭ મા રચેલ છે.

૮. **નિત્યજિનગુણમણિમાળા**—વિહરમાનજિનપૂજા, સ્તવન, સજ્ઝાય, પદો, સ્તુતિ વગેરેનો સંગ્રહ સંગ્રાહક-આચાર્ય શ્રી વિજયકુમુદસૂરિના શિષ્ય મુનિ મેરુવિજયજી પ્રકાશક ન્યાલચંદ ડાહ્યાશી-લીંચ જ્ઞાનમંદિરના સેક્રેટરી ( ભેટ ) સંગ્રહ સારો કર્યો છે. પૃષ્ઠ ૧૯૨ છે.

૯. **નિત્યજિનગુણમણિમાળા**—વિભાગ બીજો મહારાજ શ્રી નિત્યવિજયજીકૃત વીશ વિહરમાન જિનપૂજા વગેરે. પ્રકાશકાદિ ઉપર પ્રમાણે પૃષ્ઠ ૬૪. ( ભેટ )

૧૦. **છૂટાં વેરાયેલા મોતી**—વિભાગ પાચમો. પ્રકાશક ને સગ્રાહક મોતીલાલ નરોત્તમ કાપડીઆ, ભાવનગર મોતી ૪૫૪ છે કિં રૂ. ૦-૨-૬ પોસ્ટેજ નવ પાઇ.

૧૧. **નૂતનજિનસ્તવન સંગ્રહ**—પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક ઇશ્વરલાલ મૂળચંદ-અમદાવાદ. મૂલ્ય સદુપયોગ આચાર્ય શ્રી વિજયલાવણ્યસૂરિના શિષ્ય મુનિ દક્ષવિજયવિરચિત સંગ્રહ છે

નીચે જણાવેલા ( ૧૨ થી ૨૨ સુધીના ) અગિયાર પુસ્તકો દિગબરજૈનના તંત્રી ભાઇશ્રી મૂલચંદ કીશનદાસ કાપડિયા તરફથી ભેટ મળ્યા છે તે સાભાર સ્વીકારીએ છીએ.

૧૨ **અર્થપ્રકાશિકા**—મોક્ષશાસ્ત્રકી ભાષા વચનિકા ટીકા-તત્ત્વાર્થ અધિગમ સૂત્રને મોક્ષશાસ્ત્ર કહેલ છે તેની આ હિંદી ભાષામા ટીકા છે પ્રારભમા તત્ત્વાર્થમા બધા સૂત્રો આપવામા આવ્યા છે આ ટીકા સ્વર્ગીય વિદ્દદ્ધર્ય શ્રી સદાસુખદાસજી વિરચિત છે ખાસ વાચવા લાયક છે. મૂળ ગ્રંથ ઉપર સારો પ્રકાશ પાડનારી છે. મૂલ્ય રૂ ૪)

૧૩ **પંડિત આશાધરજીવિરચિત સાગારધર્મામૃત**—સટીક. ટીકાકાર પં. દેવકીનંદનજી સિદ્ધાતશાસ્ત્રી. આ ગ્રંથમા શ્રાવકધર્મનુ સ્વરૂપ સારી રીતે દિગબરી માન્યતાનુસાર બતાવેલ છે મૂળ ગ્રંથ સસ્કૃતમા છે તેની ટીકા અન્વયાર્થ ને ભાવાર્થ સાથે બનાવેલ છે કિં રૂ. ૩-૦-૦

૧૪. **યોગીંદુદેવવિરચિત યોગસાર ટીકા**—ટીકાકાર બ્રહ્મચારી શીતલપ્રસાદજી. ૧૪૦૦ વર્ષ અગાઉ આચાર્યશ્રી યોગીંદુદેવ થઇ ગયા છે તેમણે પરમાત્મ પ્રકાશ વગેરે અનેક ગ્રંથો બનાવેલા છે તેમાનો આ ગ્રંથ છે કિં. રૂ. ૧-૧૨-૦

૧૫. **જૈનધર્મમે અહિંસા**—લેખક બ્રહ્મચારી શીતલપ્રસાદજી આ ટ્રેકમા પૃષ્ઠ પ્રમાણ ૧૬ પેજી બુકમા અહિંસાનુ સ્વરૂપ બહુ સારી રીતે સમજાવ્યુ છે કિં રૂ ૧).

૧૬. **બૃહત્ સામાયિક પાઠ અને બૃહત્ પ્રતિક્રમણ**—દિગબર આમ્નાય પ્રમાણે કરવામા આવતા સામાયિક ને પ્રતિક્રમણને અંગે બીજી પણ અનેક બાબતો આ બુકમા આપવામા આવી છે લઘુપ્રતિક્રમણ પણ આપેલ છે. સગ્રહકર્તા-મૂલચંદ કીસનદાસ કાપડિયા. મૂલ્ય બાર આના.

૧૭. **પ્રાચીન જૈન ઇતિહાસ**-તિસરા ભાગ લેખક-મૂલચંદ કીસનદાસ, કિં બાર આના

૧૮. **સંક્ષિપ્ત જૈન ઇતિહાસ**—ભાગ ૩, ખંડ ૧ લેખક કામતાપ્રસાદ જૈન, કિં રૂ.૧)

૧૯. **સંક્ષિપ્ત જૈન ઇતિહાસ**—ભાગ ૩, ખંડ ૨ લેખક કામતાપ્રસાદ જૈન. કિં. રૂ ૧)

આ ત્રણે ઇતિહાસને લગતી બુકો બહુ શોધનપૂર્વક લખાયેલી છે

૨૦. **વીરસ્તવન**—લેખિકા શ્રીમતી સૌ લીલાવતી જૈનવિશારદ,લખનૌ કિં. આઠ આના

૨૧. **જૈનધર્મ**—લેખક નાથુરામ ડોગરીય જૈન કિંમત લખેલ નથી.

૨૨. **જૈનતત્ત્વ**—લેખક શ્રીયુત રમણિકલાલ વિમળશી શાહ આ બુક દિગંબર જૈનની ૨૯મા વર્ષની ભેટ તરીકે આપેલી છે કિંમત છ આના.

છેલ્લી બન્ને બુકો ( ૨૦-૨૧-૨૨ ) ખાસ લક્ષપૂર્વક વાચવા જેવી છે.

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર:

અથવા

## વિશ્વની શ્રેષ્ઠ વિભૂતિઓ

**મંગલ અભિધેય**

પંચ પરેષ્ઠિ પ્રણમીને, રચું પરેષ્ઠિ સ્તોત્ર,<br>
તેથી બીજો હોય શું, મંગલ સરિતા સ્રોત? ૧<br>
હું પામર તે પરમને, સ્તવવા ધરતો હામ,<br>
શ્રુતધર બુધને હાસ્ય વા, હર્ષનું થઇશ ઠામ? ૨

× × ×

### ૧. શ્રી અરિહંત સ્તોત્ર

પ્રથમ પંચ પરમેષ્ઠીમાં, જિન અર્હંત **અરિહંત**,<br>
સ્તોત્ર પ્રથમ ત્હેનું કરું, પ્રણમી તે ભગવંત. ૧

---

**વિવેચન**—૧. પંચપરમેષ્ઠીને પ્રણામ કરીને હું (મનોનંદન) પરમેષ્ઠી સ્તોત્ર રચું છું તેનાથી બીજો મંગલરૂપ સરિતાનો સ્રોત કયો હોઇ શકે?

મંગપ્રારંભે ઇષ્ટદેવની સ્તુતિરૂપ શિષ્ટ સંપ્રદાય છે. તેને અનુસરી અત્રે પંચપરમેષ્ઠીને પ્રણામરૂપ મંગન કર્યું છે

" तं मंगलमाइए मज्झे पज्जंतए य सत्थस्स।<br>
पढमं सत्थस्साविग्घपारगमणाए निद्दिट्ठं ॥ "

અથવા તો આ પરમેષ્ઠીનું જ સ્તોત્ર હોવાથી, આખું **સ્તોત્ર** જ મંગલરૂપ નદીના પ્રવાહતુલ્ય છે. એટલા માટે જ નમસ્કાર મંત્રમાં 'पढम हवइ मंगलं' એ સૂત્ર કહ્યું છે

૨ હું પામર છું અને તે પરમેષ્ઠ પરમ છે, છતાં સ્તવવાની હિંમત કરું છું, તેથી બહુશ્રુત બુધજનને શું હું હાસ્યનું કે હર્ષનું સ્થાન થઇ પડીશ?

× × ×

૧. એવા તે પંચપરમેષ્ઠીમાં પણ જેનું સ્થાન પ્રથમ છે એવા જિન, અર્હંત, અરિહંતનું સ્તોત્ર, તે અરિહંત ભગવાનને પ્રણામ કરીને હું શરૂ કરું છું. જિન=રાગ, દ્વેષાદિના વિજેતા અર્હંત=આત્મગુણ વ્યક્તિના અથવા સુરાસુરાદિની પૂજાના પરમ પાત્ર અરિહંત=રાગાદિ અંતરંગ વૈરીના હણનારા

અરિહંતનું સ્થાન સિદ્ધ પહેલાં મૂકવાનું કારણ એ છે કે તે સદેહ જીવંતમૂર્તિ પ્રત્યક્ષ વર્તતા પરમ સદ્ગુરુ હોવાથી, આસન્ન પરમ ઉપકારના કારણ થાય છે.

य॰ परात्मा परं ज्योतिः परमः परमेष्ठिनाम्—શ્રી હેમચંદ્રાચાર્યજી

'પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહિ, પરોક્ષ જિન ઉપકાર.'—શ્રીમદ્ રાજચંદ્રજી

ચામર ૭૬

## આત્મલઘુતા નિવેદન

જાસ વર્ણને સમર્થ તે સહસ્રનેત્ર ના,
ને સહસ્રજિહ્વના સહસ્ર શક્ત યત્ર ના;
તે પરેષ્ઠિ વર્ણને ધરે જ કોણ શક્તિને ?
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદુ એ વિભૂતિને. ૨

આંબ આંબવા શું પંગુ હાથ ના લબાવતો ?
અબ્ધિ માપવા શુ બાલ બાહુ ના પ્રસારતો ?
તેમ ભક્તિથી વંદું અતિક્રમી સ્વશક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વદું એ વિભૂતિને ૩

અર્થ ગૌરવે ભર્યા લલિત કાવ્યના ભરે,
જેહની સ્તુતિ કરી મહામતિ મુનીશ્વરે,
ત્યા પ્રવેશુ હું ય જેમ સૂત્રવિદ્ધ મોતીને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૪

તાત પાસ કાલુ કાલુ બાલ શુ ન બોલતો ?
ચિત્તહાર શુ વિહગ શબ્દમાં ન ખોલતો ?

---

૨. જે પરમેષ્ઠીનુ વર્ણન કરવા મહાબુદ્ધિવંત મહસ્રનેત્ર ( ઇંદ્ર ) પણ સમર્થ નથી, અને હજાર જીભવાળા હજાર શેષનાગની પણ શક્તિ નથી ( એટલે દશ લાખ જીભે પણ શક્તિવાન્ નથી ) તે પરમેષ્ઠીનુ વર્ણન કોણ કરી શકે ? એવા વિશ્વની વિશિષ્ટ અને શ્રેષ્ઠ વિભૂતિરૂપ તે અરિહત પરમેષ્ઠીને હુ વદન કરું છુ

અખિલ વિશ્વમા પરમ માગભૂત અને વિશિષ્ટ વ્યક્તિઓ હોય તો તે આ પચપરમેષ્ઠી જ છે; કારણ કે અન્યત્ર ક્યાય ન જોવામા આવતા વિશિષ્ટ અને ઉત્કૃષ્ટ ગુણોની વ્યાપ્તિ તેઓમા જ જણાય છે, તેઓથી મહત્તર કોઇ પણ નથી, એટલે તેઓ જ વિશ્વની પરમોત્કૃષ્ટ વિભૂતિઓ છે. તેઓને ( પચપરમેષ્ઠીને ) ચૌદપૂર્વના સારરૂપ શાસ્ત્રમા કહેલ છે તે સર્વથા યથાર્થ છે–ઉદાત્ત અલંકાર.

૩. ઊંચા આમ્રને પહોંચવા માટે પાંગળો શુ હાથ નથી લંબાવતો ? સમુદ્ર આવડો મોટો છે. એમ બતાવવાને બાળ શું બાહુ પહોળા નથી કરતો ? તેમ હું પણ પોતાની શક્તિને ઉલ્લંઘીને ભક્તિથી કહું છુ એવા તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને વદન હો !–નિદર્શનાલંકાર.

૪. અર્થગૌરવ–ગંભીરતાથી ભરેલા, લલિત શબ્દ વિન્યાસવાળા કાવ્યોના સમૂહથી મહામતિ મુનીશ્વરોએ જેની સ્તુતિ કરી છે ત્યા હું પણ પ્રવેશ કરીશ, જેમ દોરો વીંધેલા મોતીમા પ્રવેશે છે તેમ. ઉપમા. ભાવાર્થ.–ખરેખર દુર્ઘટ કામ તો મોતી વીંધવાનું છે, તેમા દોરો પરોવવો તો સહેલો છે. તેમ સ્તુતિનો પરમ ધન્યવાદ તે મહાત્માઓને ઘટે છે, તેના આલંબનવડે મારો પ્રયાસ કઇ વિસાતમાં નથી –ઉદાત્ત.

૫. પિતાની પાસે બાળક શું કાલું કાલું બોલતો નથી ? પક્ષી પણ પોતાની ભાષામાં

તેમ ધૃષ્ટ બાલ શું વદંત જાસ ભક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૫

### અરિહંત નામની યથાર્થતા

મોહ રાગ દ્વેષ આદિ આત્મ–વૈરી ભેદતા,
નિષ્કલંક કર્મના કલંક અંક લોપતા;
દેહ તોય જે અદેહ પ્રાપ્ત સ્વાનુભૂતિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૬

### ૩. ચાર મુખ્ય અતિશય

સૌ સુરાસુરેંદ્ર ને નરેંદ્ર–વૃંદ નંદતા,
જેહના પદારવિંદને સદા ય વંદતા;
મુગ્ધ થૈ અગણ્ય તદ્ગુણે ધરે સુભક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૭

કેવલાખ્ય દર્પણે જ અંશ માત્ર રોકતા,
દ્રવ્યપૂર્ણ લોક ને અલોક જે વિલોકતા;

---

શું હૃદયદ્વાર ખોલતો નથી? તેમ આ બાલ શું જેની ભક્તિ વદતાં ધૃષ્ટતા કરે છે। તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.–નિદર્શના. આમ સંક્ષેપમાં સાત્મલઘુતા નિવેદન કરી સ્તુતિનો પ્રારંભ કરે છે, તેમાં એક શ્લોકથી 'અરિહંત' શબ્દનું સાન્વયાર્થ-પણું સૂચવી સામાન્ય સ્વરૂપ બતાવે છેઃ–

૬. મોહ–રાગ–દ્વેષ વગેરે **આત્માના શત્રુઓને** જેણે હણ્યા છે, અને કર્મકલંકના ડાઘ દૂર કરવાથી જે નિષ્કલંક છે, અને આત્માનુભવને પ્રાપ્ત થયેલા હોવાથી જે સદેહ છતાં વિદેહ દશાને પ્રાપ્ત થયા છે. એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું –**પરિકર અલંકાર.**

બહિરંગ શત્રુઓ પર વિજય મેળવવો સહેલો છે, પણ અંતરંગ આત્માના શત્રુઓનો પરાજય કરવો અત્યંત દુષ્કર છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે–'દશ લાખ સુભટને એક હાથે જીતનારા સુલભ છે, પણ એક સ્વાત્માને જીતનારા દુર્લભ છે.' શ્રી હેમચંદ્રાચાર્યજીએ પ્રકાશ્યું છે 'नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे।'–**યોગશાસ્ત્ર.**

હવે સંક્ષેપમાં ચાર મુખ્ય અતિશયનું ( Extraordinary–superhuman ) વર્ણન કરે છેઃ–

૭. સર્વ સુરેંદ્ર, અસુરેંદ્ર અને નરેંદ્રના સમૂહ આનંદિત થઇને જેનાં ચરણકમળને વંદે છે, અને જેના અગણિત ગુણમાં મુગ્ધ થઇને અત્યંત ભક્તિ ધરે છે,–તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.–ઉદાત્ત અલંકાર. આથી પૂજાતિશય સૂચવ્યો.

૮. કેવલજ્ઞાનરૂપ દર્પણમાં સ્વયં પ્રતિબિંબ પામી તેના એક દેશને જ રોકતા, એવા દ્રવ્યથી ભરેલા લોકને અને અલોકને જે અવલોકે છે; અને જે જ્ઞાનમૂર્તિને સમસ્ત વિશ્વ

હસ્ત આમળા સમું સમસ્ત બોધ મૂર્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૮

વાણી જેની સર્વ વાણીમાં પરિણુતા ગુણી,
કર્ણમાં પીયૂષવર્ષિણી સતૃષ્ણુથી સુણી;
પ્રાણીના ગણે લહી નિજાત્મ ધર્મ પૂર્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૯

આત્મઘાતી ઘાતિનું ચતુષ્ક સર્વથા હણી,
સંસૃતિ ચતુષ્ક પાકના વિપાકને લણી;
દગ્ધ રજ્જુ તુલ્ય માત્ર વેદતા અઘાતિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૦

જન્મબીજ સર્વથા જ જેહનું બળી ગયું,
સત્ તપોગ્નિના પ્રચંડ તાપમાં ગળી ગયું;

---

હાથમા રહેલા આમળા જેવું વર્તે છે;-તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. **અત્રે રૂપક-ઉદાત્તથી જ્ઞાનાતિશયનું** સૂચન કર્યું.

**'करामलकवद्विश्वं कलयन् केवलश्रिया'—શ્રી હેમચંદ્રાચાર્યજી.**

લોક—**लोक्यंते पदार्था यत्र.** જ્યાં પડ્ દ્રવ્ય-પદાર્થ જોવામાં આવે છે તે લોક. **અલોક**-જ્યા કેવલ આકાશ સિવાય અન્ય દ્રવ્ય જોવામાં નથી આવતું તે અલોક.

**"तज्जयति परं ज्योतिः समं समस्तैरनन्तपर्यायैः।**
**दर्पणतल इव सकला प्रतिफलति पदार्थमालिका यत्र॥"—શ્રી અમૃતચંદ્રાચાર્યજી.**

૯. સર્વ વાણીમાં-ભાષામાં પરિણુત થતી વિવિધ આશ્ચર્યકારક ગુણવાળી અને કાનમા અમૃત વર્ષાવનારી, એવી જેની વાણી તૃષ્ણાપૂર્વક સાભળીને, પ્રાણિસમૂહે પોતાના આત્મધર્મની પૂર્તિ-પુષ્ટિ પ્રાપ્ત કરી,-તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વદુ છું.-આમા **વચનાતિશય** બતાવ્યો ( **ઉદાત્ત** )

હવે ચાર ૪ શ્લોકવડે અપાયાપગમાતિશય વર્ણવે છે તે બે પ્રકારે **સ્વપ્રત્યયી** પોતા પરત્વે, અને **પરપ્રત્યયી**-બીજા પરત્વે અપાય-હાનિ, ઘાતક વસ્તુ આત્મગુણને અપાય-ઘાત કરનાર ચાર ઘાતિ કર્મ છે તેનુ દૂર થવુ તે અપાયાપગમાતિશય. **શ્રી હરિભદ્રાચાર્યજીએ** પ્રકાશ્યુ છે કે —

"अपायमाहु कर्मैव निरपाया पुरातनम्"—શ્રી યોગબિંદુ, શ્લો. ૩૭૩.

૧૦. આત્માના જ્ઞાનાદિ ગુણનો ઘાત કરનાર ચાર ઘાતિકર્મ જેણે સર્વથા હણ્યા છે, અને તેથી કરીને જેણે ચાર ગતિના કર્મવિપાકને લણ્યો છે-કાપી નાખ્યો છે, અને બળેલી સીંદરી જેમ આકૃતિમાત્ર રહેલા અઘાતિકર્મને જે વેદે છે, તે વિશ્વની વિભૂતિને હું વંદું છું.
"વેદનીયાદિ ચાર કર્મ વર્તે જિહાં, બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો."-શ્રીમદ્ રાજચંદ્રજી

૧૧. ઉત્તમ તપરૂપ અગ્નિના પ્રચંડ તાપમાં ઓગળી જઇને જેનું જન્મ-બીજ

મૃત્યુ મૃત્યુ પામિયું જ પામતાં નિવૃત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૧

જેહ પુણ્યવંતના જિહાં જિહાં પદો પડે,
ઈતિ આદિ ક્ષુદ્ર સૌ ઉપદ્રવો ન ત્યાં નડે;
પ્રકૃતિ ય શું ધરે ન સાનુકૂળ વૃત્તિને?
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૨

જન્મ ત્યાગ આદિ ધન્ય જેહના પ્રસંગમાં,
નારકીય પામતા કંઇક સૌખ્ય અંગમાં;
સર્વ જીવ ક્ષેમકારી જે ધરે પ્રવૃત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૩

### તીર્થંકરશાસન

સેવીં સત્પદો પ્રસિદ્ધ પુણ્યસંચયો ભર્યા,
તેથીં તીર્થ નામ ધન્ય! જેથીં લોક ઉદ્ધર્યા;
ધન્ય એવીં જેનીં લોકહિતની પ્રવૃત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૪

---

સર્વથા જ બળી ગયું છે, અને નિર્વાણને પામતાં જેનું મૃત્યુ પણ મૃત્યુ પામ્યું જ છે,-તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. રૂપક. આમ **સ્વપ્રત્યયી અપાયાપગમાતિશય** બતાવી, **પરપ્રત્યયી** બતાવે છે.

**૧૨.** જે પુણ્યવંતના જ્યાં જ્યાં પગલાં પડે છે, ત્યાં ત્યાં ઈતિ આદિ ક્ષુદ્ર-ક્ષુલ્લક ઉપદ્રવો નડતા નથી, અને પ્રકૃતિ-કુદરત પણ ત્યાં ત્યાં સાનુકૂળ વૃત્તિ ધારણ કરે છે,-તે વિશ્વની શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. ઉદાત્ત.

" नाविर्भवन्ति यद्भूमौ मूषकाः शलभाः शुकाः ।
क्षणेन क्षितिपक्षिप्ता अनीतय इवेतयः ॥ " —શ્રી વીતરાગસ્તોત્ર.

**૧૩.** જેના ચ્યવન-જન્મ-ત્યાગ-જ્ઞાન-નિર્વાણ એ જીવનના પરમ ધન્ય કલ્યાણક પ્રસંગોમાં, નારકીઓ પણ ક્ષણભર કંઇક સુખનો અનુભવ કરે છે, અને જે સર્વ જીવનું ક્ષેમ-કલ્યાણ કરનારી પરોપદેશની પ્રવૃત્તિ હાથ ધરે છે, તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. ઉદાત્ત.

કલ્યાણક=લોકનું કલ્યાણ કરે તે.

**"જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજવાળું"-શ્રીમાન્ યશોવિજયજી**

હવે આવી અતિશયયુક્ત વિભૂતિ શ્રી અરિહંતને કેમ પ્રાપ્ત થઇ? તેનું કારણ બતાવે છેઃ—

**૧૪.** પૂર્વજન્મને વિષે અરિહંતાદિ ઉત્તમ શાસ્ત્રપ્રસિદ્ધ સ્થાનોનું સમ્યક્ પ્રકારે આરાધન

જ્ઞાનદગ્ ચારિત્રની થતી ત્રિવેણી સંગતિ,.
એવું પુણ્ય ધર્મ તીર્થ સ્થાપી જેહ સન્મતિ;
ભોગવે પ્રસિદ્ધ તીર્થંકાર રાજ ભુક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૫

સૂરિ-રાય ઉવજ્ઝાય મંત્રિરાજ રાજતા,
સાધુ જ્યાં સુયોધ શ્રાદ્ધ સૈનિકો ય છાજતા;
એવું એ અહિંસ તંત્ર જેં નિરાગી શાસને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૬

—ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

---

કરી, જેણે પુણ્યસંભાર ભર્યો; તેથી જેણે તીર્થંકરનામકર્મ ઉપાર્જીને લોકનો ઉદ્ધાર કર્યો; અને આમ જેની લોકહિતની પ્રવૃત્તિ ધન્ય છે તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**તીર્થ**—સંસારસમુદ્રથી તારે તે તીર્થ, ( ઘાટ જેમ સમુદ્રકાંઠે ઊતરવા માટે હોય તેમ ) ' ત્રીજે ભવે વરથાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ. '—**શ્રી યશોવિજયજી.**

તે તીર્થ કેવું છે તેનું સ્વરૂપ વર્ણવે છે :—

૧૫. જ્યાં જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ **ત્રિવેણી**ની સંગતિ થાય છે, એવું પવિત્ર ધર્મરૂપ તીર્થ સ્થાપીને, જે સન્મતિપ્રસિદ્ધ તીર્થંકરરાજ્યનો ભોગવટો કરે છે,—તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું-રૂપક.,

સંગતિ-શ્લેષ : ( ૧ ) સંગમ, ( ૨ ) સુસંગતપણું, એકવાક્યતા.

જ્યાં ગંગા આદિ ત્રણ નદીનો સંગમ થાય છે તે **ત્રિવેણીસંગમ લૌકિક તીર્થ** મનાય છે, તેમ આ **અલૌકિક તીર્થ**માં જ્ઞાન-દર્શન-ચારિત્રની એકતારૂપ ત્રિવેણીસંગમ થાય છે;-જેમાં સ્નાન કરીને લોકો **ખરેખરા પાવન** થાય છે.

' सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः '—**श्री तत्त्वार्थसूत्र.**

" તે ત્રણે અભેદ પરિણામથી રે,
જ્યારે વર્તે તે આત્મરૂપ-મૂળ મારગ સાંભળો જિનનો રે. " **શ્રીમદ્ રાજચંદ્ર**

**તે તીર્થંકરનું રાજશાસન કેવું છે તે સૂચવે છે :—**

૧૬. જ્યાં આચાર્યોરૂપ રાજાઓ છે, ઉપાધ્યાયોરૂપ મંત્રિવર્યો છે, સુસાધુઓરૂપ મોટા યોદ્ધાઓ છે, શ્રાદ્ધજનોરૂપ સૈનિકો છે,-એવું અહિંસામય તંત્ર જે વીતરાગ શાસનમાં છે,—તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. રૂપક.

**" પ્રશાંત જેના બાહ્ય બધા વ્યાપાર છે,
એવા રાજગણોનો છે ત્યાં વાસ જો."—ઉ. ભ. પ્ર. કથા ( શ્રી સિદ્ધર્ષિપ્રણીત )**

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર

(૫)

ભગવાન સુધર્માસ્વામીની સુમધુર દેશના પૂર્ણ થતાં જ 'જૈનં જયતિ શાસનમ્' નો પ્રઘોષ ઊઠ્યો. એ નાદના ગર્જારવથી સારીયે વૈભારગિરિની ડુંગરી ડોલી ગઇ ! નરનારીનાં વૃંદ દેશના-પ્રસંગે કથન કરાયેલ વિષય પરત્વે ચર્ચા ચલાવતાં, એ ઉપરથી ગ્રહણ કરવાના બોધપાઠોને સ્મૃતિપટમાં કાયમી સ્થાન આપવાનો નિરધાર કરતાં, ગિરિમાળાની પંક્તિઓ ઊતરવા માંડ્યાં. વૈભારગિરિ એટલે જીવનને.પ્રેરણાદાયી પૂનિત ધામ. એના પ્રત્યેક કંકરને કિંવા એની પ્રત્યેક શિલાને પવિત્ર આત્માઓના વારંવાર પાદસ્પર્શ થયેલા એટલે પછી એ વાતાવરણની શુદ્ધિ અને પવિત્રતાનું શું કહેવું ? એમાં આજની ગણધરમહારાજની દેશનાએ તો કમાલ કરી ! કેટલાયે ભવ્ય આત્માઓની હૃદયગુફાનાં દ્વાર એનાથી ખુલી ગયાં. આશ્ચર્યની અવધિ તો ત્યારે થઇ કે એક ઊગતા તરુણે–અરે ! જેના મુખ પર હજુ મૂછનો દોરો પણ ફૂટ્યો નથી એવા એ યુવાને ભગવંત પાસે પ્રવ્રજ્યા સ્વીકારવાની વાત કરી. ગણધર મહારાજે એ યુવાનના મનોરથને વધાવી લીધો માનવજન્મમાં કલ્યાણકારી સંયમનો રાહ એ ઊગતી અવસ્થાનો અપૂર્વ લ્હાવો દર્શાવ્યો, છતાં માતાપિતાની આજ્ઞાની આવશ્યકતા દાખવી.

એ શ્રવણ કરતાં જ પેલો તરુણ આજ્ઞા મેળવવા દોડ્યો. મહારાજે એ વેળા એક જ વાક્ય ઉચ્ચાર્યું: 'मा पमायए।'

ધર્મનંદી–જીવનમાં આવી પળ તો કોઈક વાર જ આવે ને !

માનદેવ–એટલા સારુ તો જ્ઞાનીઓ દેશનાના શ્રવણમાં લાભ દેખાડે છે. એમાં આવતાં ધ્યાન વેળા પરિણામની ધારા જબરી પ્રગતિ સાધે છે. કેટલીક વાર તો આકરામાં આકરાં કર્મબંધનો કાપી નાંખી એ દ્વારા આત્મા અણચિંતવી કાર્યસિદ્ધિ કરી શકે છે.

ધનદત્ત–ભાઇ ધર્મનંદી ! માનદેવની વાત સોળ આના ને રતિ ઉપર છે, પણ જો ને એ તરુણ એટલામાં પાછો કેમ આવે છે ? આ મિત્રમંડળીની શંકાને સાચી પાડતો એ યુવક પાસે થઇને શીઘ્ર ગતિએ આગળ વધ્યો અને જોતજોતામાં તો સુધર્માસ્વામીની પાસે પુનઃ ખડો થઈ ગયો.

"સ્વામિન્ ! અર્ધો માર્ગ વટાવી દીધા પછી મને એક આગંતુક પાસેથી સમાચાર પ્રાપ્ત થયા કે નગર પર ભયનું વાદળ

ઘેરાયું છે; એટલે હું સત્વર પાછો ફર્યો. મેં નિશ્ચય કર્યો કે-ભયના સમયમાં માનવનું જીવન મૂઠીમાં ગણાય છે. કઈ ઘડીએ કાળ કોળીઓ કરશે એની ખાતરી નથી રાખી શકાતી, તો પછી મારો મનોરથ સિદ્ધ થાય તે દરમિયાન શા સારુ મારે ત્રિવિધ બ્રહ્મચર્યવ્રત પાલનના શપથ ન લેવા ?"

તરુણના ભાલપ્રદેશ પર પળમાત્ર મીટ માંડી, એના મુખારવિંદમાંથી સરતા શબ્દો પાછળની પ્રબળ ઈચ્છાશક્તિ નીરખી ગુરુદેવ સુધર્મા બોલ્યા:

"વત્સ ! તારી એ જ મનિષા હોય તો હાથ જોડ. હું એ માટેના પચ્ચખ્ખાણનું સૂત્ર ઉચ્ચરાવું છું."

આ વેળા પર્ષદાનો મોટો ભાગ નગરના પંથે પળી ચૂકયો હતો. થોડા છૂટાછવાયા ભાવિકો સામાયિકપૂર્ણાહુતિની પ્રતીક્ષા કરી રહ્યા હતા. કોઇ તો ઘટિકાની રેતીને હલાવી રહ્યાં હતાં એમાંનાં એક વયોવૃદ્ધ શ્રેષ્ઠી નાગદત્તની નજર સુધર્માસ્વામીની સામે હતી. એ તરુણને સારી રીતે પિછાનતો હતો. એણે ઊભા થઈ દીક્ષા ગ્રહણ કરવાની વાત કરેલી તે વેળા એ શેઠને આશ્ચર્ય થયેલું. એ દોડ્યો ત્યારે શેઠ સામાયિકમાં હોવા છતાં સહજ સ્મિત કરી ગયેલા, અને હવે અલ્પ કાળમાં એને પાછો ફરેલો જોઇ કંઇક શંકા પણ ઉદ્ભવેલી, એટલે એમના કાન તો ચાલી રહેલા વાર્તાલાપમાં જ દોરાયેલા. તરુણ તો પ્રતિજ્ઞાબદ્ધ થઇ, પુનઃ ઉમંગભેર ટેકરીનો માર્ગ કાપી આગળ વધ્યો. નાગદત્ત શેઠ પણ સામાયિક પારી ઝટ ઊઠ્યા. ગણધરમહારાજની પાસે પહોંચી કહેવા લાગ્યા કે "ગુરુદેવ ! આપના આ કાર્યમાં મને ઉતાવળ થઇ લાગે છે !"

"નાગદત્ત શેઠ ! એ શું બોલ્યા ? 'धर्मस्य त्वरिता गतिः' એ વાત તમે ભૂલી ગયા છો કે શું ?"

"ના, મહારાજ સાહેબ ! એ જેમ સાચું છે તેમ व्यवहारोऽनिवार्यः એ સૂત્ર પણ ધ્યાનમાં રાખવા જેવું ખરું ને ?"

ગુરુ–મેં કયાં દીક્ષા આપી દીધી છે ?

શેઠ–પણ ત્રિવિધ બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા એટલે સંસારસુખ પર તાળું કે બીજું કંઈ ?

ગુરુ–યુવકની તૈયારી ને કપાળતેજ જોઈને આ પગલું ભર્યું હોય તો ? કદાચ એની પાછળ વિધિની કંઇ સંકલના હોય તો ?

શેઠ–ગુરુદેવ ! સામુદ્રિક લક્ષણ તો સારાં હશે જ. આપને કદાચ ખબર પણ હશે કે આ વિશાલ રાજગૃહીમાં જે ધનવંતોમાં શિરોમણિ છે એવા શ્રેષ્ઠી ઋષભદત્તનો એ એકલવાયો પુત્ર છે. માતા ધારિણીની કુક્ષિમાં એ ગર્ભપણે ઉપજ્યો ત્યારે સ્વપ્નમાં તેણીએ જંબૂવૃક્ષ જોયેલું. સિદ્ધપુત્ર યશોમિત્રનો યોગ થતાં સ્વપ્નનું ફળ અને સાથોસાથ જંબૂદ્વીપનું સ્વરૂપ પણ તેમના મુખે જાણીને એ દંપતીને અપૂર્વ આનંદ થયેલો. ત્યારથી જ એ

અગ્યાર કોટિદ્રવ્યના સ્વામીએ આ પુત્રનું નામ 'જંબૂકુમાર' રાખીને અતિશય લાલનપાલનથી ઉછેર્યો છે. બાળપણથી તરુણાવસ્થાના આંગણે આવેલ એ યુવાને દુઃખ એ શું કહેવાય તે જાણ્યું નથી ને કષ્ટ એ કઈ વસ્તુનું નામ છે એ પણ હજુસુધી અનુભવ્યું નથી. અલબત શ્રેષ્ઠિ-મહાશય અને તેમનાં ધર્મપત્ની ભગવાન શ્રીવર્ધમાનસ્વામીના ચુસ્ત અનુયાયી હોવાથી એ ઘરમાં ધર્મના સંસ્કાર બાળવયથી આ ઊગતા તરુણમાં રેડાય એ સંભવિત છે. તેથી એના મનમાં બ્રહ્મચર્ય વ્રત જેવા સર્વોત્તમ ગુણ માટે ભાવ પ્રગટ્યો હોય એ માની શકાય તેવું છે, છતાં એ વસ્તુ સર્વથા શક્ય તો ત્યાગથી જ થઈ શકે; જ્યારે એને માટેની સંસારજાળ વિસ્તારવાનાં ચોઘડીઆં બજી રહ્યાં છે.

ગુરુ–નાગદત્ત શેઠ! શું તમે આ સાચું કહો છો?

શેઠ–ગુરુદેવ! તેથી જ હું કહું છું કે આપની ઉતાવળ થઈ છે. શ્રમણનો સમાગમ એક દિવસ પણ ન ચૂકનાર ઋષભદત્ત શેઠ આજે નથી દેખાણા એનું કારણ પણ એ જ છે. અમારી સંસારી જીવોની નજરે પવિત્ર અવસર લગ્નનો ગણાય. એ કાળે મોટા વ્યવહારીઆની બુદ્ધિમત્તાનું અને આવડત–અનુભવનું પ્રદર્શન થાય. આ જંબૂકુમાર સારુ સારી સંપત્તિ ધરાવનાર અને કુલીનતામાં જેમનો નંબર ઊંચો આવે એવા કેટલાયે શ્રીમંતોની કન્યાના માગાં આવેલાં. કોને ના પાડવી, એ ગૂંચવણભર્યો કોયડો બની ગયેલ. આખરે એ બધી માગણીઓમાંથી આઠ કુલીન કન્યાઓનો સ્વીકાર થયેલ છે અને તેનાં લગ્ન પણ લેવાયાં છે.

સાહેબ! એની તૈયારીમાં પડેલ એ દંપતી તેથી જ અહીં દેખાણાં નથી. આવા પ્રબળ પ્રતાપી ને અતુલ સમૃદ્ધિશાળીના એકના એક સંતાનને બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરાવી આપે એવો ગંભીર પ્રસંગ ઊભો કર્યો છે કે જેના ભાવિ પ્રતિ મીંટ માંડતાં બુદ્ધિ કામ નથી કરતી. એક જ ભવિષ્ય રમતું દૃષ્ટિગોચર થાય છે: ક્યાં તો પ્રતિજ્ઞા-ધ્વંસ અને ક્યાં તો સખત ઘર્ષણ.

ગુરુ–મહાનુભાવ! અનુમાનની દોટે આટલી ઉતાવળથી જવાની જરૂર નથી. 'માનવ માત્ર ભૂલને પાત્ર' એ જનોક્તિ છે અને 'છદ્મસ્થોથી ભૂલ થવા સંભવ છે' એ જ્ઞાનીવચન છે; છતાં તીર્થપતિના પાસા સેવનાર, અરે! સત્યનો સાક્ષાત્કાર થતાં પચાસ વર્ષ જેવી બુઝર્ગ વયને ઠોકર લગાવી, બેંતાળીશ વર્ષની ઉમ્મરવાળા ગુરુના પાદ પખાલનાર, આ ગણનાયક એકાએક પ્રમાદ કરી નાંખે કિંવા વ્યવહાર ધર્મને તદ્દન દૂર ફેંકી દે એ સંભવિત નથી. એની પાછળ જ્ઞાનચક્ષુઓએ કોઇ વિલક્ષણ ઇતિહાસ અવલોક્યો છે અને એવા દિવ્યનેત્રધારી ચરમ જિનપતિની નિશ્રાએ જીવન વ્યતીત કરનાર આ આત્માએ એ શ્રવણ કર્યો છે.

નાગદત્ત–ગુરુદેવ! જો આપશ્રીને એ દર્શાવવામાં વાંધા જેવું ન હોય તો મને

કૃપા કરી સંભળાવશો. બાકી મેં તો મારા પ્રત્યક્ષ અનુભવની વાત કહી છે. અને એટલું ભાર મૂકીને જણાવું છું કે કદાચ શેઠ ઋષભદત્ત આપ જેવા મહાત્માના વચનથી તરુણ પુત્રનો માર્ગ મોકળો કરે, પણ ધારિણીથી એમ થવાનો સંભવ જ નથી. શુભ સ્વપ્નસૂચિત પુત્ર પાછળ એ એટલી હદે ગાંડીતુર થઇ છે કે પ્રતિજ્ઞા પાલનનું કાર્ય એ તરુણ માટે ખાંડાની ધાર કરતાં પણ અતિ કપરું છે. આપ સાહેબ કયાં નથી જાણતા કે પ્રતિકૂળ ઉપસર્ગોની ઝડી કરતાં પણ કોઈક વાર અનુકૂળ પરિષહ સહન કરતાં આંતરડાં ઊંચાં થાય છે. માતાનું હૃદય અને જનની-વાત્સલ્યતા વિશ્વમાં અજોડ તરિકે લેખાય છે. દૂર જવાની જરૂર નથી. ત્રિશલા માતાના પ્રભુ શ્રી વર્ધમાનસ્વામી પ્રત્યેના સ્નેહથી કોણ અજાણ્યું છે? એ સ્નેહનું યથાર્થ માપ કાઢીને જ ચરમ તીર્થપતિએ પોતાનો માર્ગ નિયત કર્યો એટલું જ નહિ પણ અન્ય પણ એ કિંમતી બોધપાઠ ગ્રહણ કરે તેવી રીતે એની જાહેરાત કરી. આ જંબૂકુમાર પાછળ માતા ધારિણીની એવી જ દશા છે અને અત્યાર સુધીના વર્તનથી કહી શકાય કે માતાનો એક પણ શબ્દ આ વિનીત પુત્રે ઉથાપ્યો નથી; તેથી જ મને આ ધર્મસંકટ કપરું દીસે છે.

ગુરુ–દેવાનુપ્રિય! એ ધર્મસંકટ છે તેથી જ એની ખૂબી વિશેષ છે અને જંબૂકુમાર જેવા વિનીત સંતાન મારફતે જ જગત કોઇ અપૂર્વ દ્રશ્ય નિરખવા ભાગ્યશાળી બનનાર છે. મેં આજે તેને આપેલી પ્રતિજ્ઞા એ તો નવિન રીતે સર્જાતા અવનવા બનાવોની માત્ર ભૂમિકા છે. તમારી જિજ્ઞાસા છે તો થોડી પીઠિકા બાંધું છું. બાકી તો હું અને તમો, ઉપરાંત રાજગૃહીના પુરજનો એમાં સાક્ષીભૂત બનનાર છીએ.

એકદા અમે સૌ શિષ્યો પરમાત્મા શ્રી મહાવીર દેવ સમીપે જ્ઞાનગોષ્ઠી કરી રહ્યા હતા ત્યાં અચાનક એક દેવનું આગમન થયું. તીર્થંકર પ્રભુ સમક્ષ દેવો તો ઘણીવાર આવતા અને અમારે માટે દેવોનું આગમન એ કંઇ નવો પ્રસંગ નહોતો, પણ પેલા દેવની કાંતિ તો કાંઇ અપૂર્વ હતી. એની હાજરીથી ચારે બાજુ જાણે તેજપુંજના કણીઆ ન હોય તેમ ઝળઝળાયમાન પ્રભા પથરાઇ ગઇ. આ પ્રકારની ઉત્કૃષ્ટ કાંતિ જવલ્લે જ જોવામાં આવે છે. અમોએ તો એનાં દર્શન પહેલી જ વાર કર્યાં, એટલે માનવપ્રકૃતિને ઉચિત એવું આશ્ચર્ય ઉપજ્યું. પૂર્ણ ભક્તિભર હૃદયે સ્વામીની સેવા કરીને જ્યારે એ દેવ તિરોભૂત થયો ત્યારે ચિરકાળથી દબાવી રાખેલ જિજ્ઞાસાનાં દ્વાર ખુલી ગયાં. એના મંગળાચરણ પ્રભુશ્રી પ્રત્યે હસ્તદ્વયની અંજલિપૂર્વક શ્રી ઇંદ્રભૂતિદ્વારા થયા.

પ્રભો! એ દેવ કોણ હતો? આવી અલૌકિક કાંતિ એને કયા પુણ્યયોગે પ્રાપ્ત થઇ છે? એનું આગમન આમ એકાએક

કેવળ ભક્તિથી પ્રેરાઈ થયું છે કે એની પાછળ કોઇ આગામી બનાવનું બીજ રોપણ છે ?

પ્રભુ બોલ્યા–ગૌતમ ! એ દેવનું નામ 'વિદ્યુન્માળી' છે. પાંચમા બ્રહ્મ દેવલોકના ઇંદ્રનો એ સામાનિક દેવ છે. એનો પુણ્યયોગ જાણવા સારુ તો પાછળના ભવો ઉકેલવા પડે. એ બધામાં હરકોઇની દૃષ્ટિ આકર્ષે એવો ભવ તે 'ભવદેવ'-પણાનો અને આ જાતની સૌન્દર્યતાના નિમિત્ત કારણરૂપ તો ભાગવતી દીક્ષા. પણ એનો પૂર્ણ યશ તો શીળવતી સુન્દરી નાગિલાના ફાળે જાય છે. નાગિલા જેવું દૃઢ મનોબળી પાત્ર ન હોત તો આજના વિદ્યુન્માળીનો સંભવ જ નહોતો. ચારિત્રથી પતનની ઘાટિકાની નોબત બજી ચૂકી હતી. વર્ષોભરની કમાણી પર પાણી ફરી વળવાની પળ હાથવેંતમાં હતી. સમયની સાનુકૂળતા હતી અને એમાં વૃદ્ધ બ્રાહ્મણીના આશીર્વાદ ઉમેરાયા હતા વળી પ્રસંગ પણ ભૂખ્યાને ઘેબર મળ્યા જેવો હતો. પરંતુ સામાન્યગૃહની એ અજોડ આર્યરમણીએ એવી અનોખી ચાવી ફેરવી કે સારોયે દેખાવ બદલાઇ ચૂકયો એ સ્વરૂપથી ભાગ્યે જ કોઇ અજાણ હોય

ચારિત્રમાર્ગથી પડતો ભવદેવ ઊગરી ગયો અને દેવભવમાં પહોંચ્યો. ત્યાંથી ચ્યવી શિવકુમાર તરીકે માનવભવમાં જન્મ્યો. કુદરતી રીતે ચારિત્ર પ્રતિ બાલ્યકાળથી જ સ્નેહ ઉદ્ભવ્યો, પણ એ ગ્રહણ કરવા માતાપિતાની રજા ન મળી ! મોહરાજાના એ તમાસા કંઇ નવા નથી. સ્નેહસમી રેશમની ગાંઠ તો કળે જ છોડવી ઘટે, બળ એમાં કામ ન આવે. વિનયપ્રધાન જૈનશાસનમાં, શિવકુમાર બળવો ન કરી શકયો ! પણ આત્મશક્તિ સતેજ હતી. કેવલ વેશમાં જ સાધુતા સંભવે એવું મંતવ્ય પોષે તેવો એ ભીરુ ન હતો. વેશ તો બાહ્યલિંગ રૂપ હોઇ, વ્યવહારનયની અપેક્ષાએ એની જરૂર એ સ્વીકારતો, છતાં જ્યાં વ્યાઘ્રતટી જેવો પ્રસંગ હોય ત્યાં શું થાય ? આત્મશ્રેય પણ કેમ જતું કરાય ? પ્રબર મનોબળીએ અંતરથી ચારિત્ર સ્વીકાર્યું. સર્વસાવદ્યયોગનું પચ્ચખ્ખાણ કરી ભાવયતિ બની સંસારમાં રહ્યો. બાર વર્ષ જેવો લાંબો કાળ વીત્યો. રજા ન જ મળી ? આકળા બની એણે માતાપિતાને ન દુભવ્યાં. એવામાં યમરાજનું આમંત્રણ આવ્યું. હસ્તે મુખડે એણે વધાવ્યું. એ જ આ વિદ્યુન્માળી દેવ. અદ્વિતીય કાંતિના કારણરૂપ તો છેલ્લા ભવોમાં નિરતિચારપણે પાળેલું બ્રહ્મચર્યવ્રત છે.

શિષ્યો ! શિયલવ્રતનો મહિમા અપૂર્વ છે. એમાં પણ ભોગસામગ્રી ચક્ષુ સામે ખડી થઇ હોય, સર્વ વાતની સાનુકૂળતા હોય, એ વખતે રસવૃત્તિને રોકવી ને મન પર કાબૂ રાખવો એમાં જ ખરી વીરતા સમાણી છે. બાકી 'અશક્તિમાન્ ભવેત્ સાધુ' ને 'કુરૂપા નારી પતિવ્રતા' એ કંઇ નવાઇની ચીજ નથી.

ત્રીજા પ્રશ્નનો ઉત્તર તો એટલો જ

# હિતકારી વચનો

(ગત વર્ષના અંક ૧૦ માના પૃષ્ઠ ૭૪૮ થી શરૂ)

૧૧. જે પુરુષ જે સ્ત્રીના અને જે સ્ત્રી જે પુરુષના અંતઃકરણમા વિના પ્રયત્ને રુચિથી અથવા સ્નેહભાવથી પેસી જાય છે તેને ખેચી કાઢવાને ઇન્દ્ર પણ સમર્થ નથી. ધન્ય છે! એક વીતરાગના નિરાગી વચનને કે જેના શ્રવણમાત્રથી જ ઉક્ત અવસ્થામા પડેલા પણ તેઓ પોતાની મેળે જ ખેચાઈ બહાર નીકળી આવે છે.

૧૨. જેમ સોનાની પરીક્ષા ચાર પ્રકારથી (૧ કસોટી, ૨ છેદન, ૩. તાડન, ૪. તાપથી) થાય છે તેમ મનુષ્યની પરીક્ષા પણ ચાર પ્રકારથી થાય છે ૧ તેના વચન સાભળવાથી, ૨. તેના સ્વભાવનો અનુભવ મળવાથી, ૩. તેના તપતેજથી અને ૪. તેના દયા અને ગાંભીર્યાદિ ગુણોથી જાણી શકાય છે કે આ ઉત્તમ છે યા અનુત્તમ છે.

૧૩. આ દુષમકાલસ્થાયી અલ્પ શક્તિવાળા મનુષ્યો ચિંતવે છે કાંઇ અને થઇ પડે છે કાંઇ તેથી જ્ઞાનીદષ્ટ ભાવને અનુસરવુ એ જ બહેતર છે

૧૪ જે ઝાડની નીચે શીતલ છાયા લેવાના ઇરાદાથી આવી બેઠા, તેમાંથી જ કાળા સર્પના ડંખવડે ડસાયા—આ વાતનો દોષ કોને દેવો?

૧૫ હે જીવ! વિકરાલ કાળથી પણ તને ભય લાગતો નથી? શું ભુવનપતિ—વાણુ-વ્યંતર—સૂર્ય—ચન્દ્રાદિ જ્યોતિષી અને સુધર્માદિ વૈમાનિક દેવો તેમ જ ચક્રવર્તી—વાસુદેવ—બલદેવ અને મહાશૂરવીર સુભટજનો કાળની હાજરીને વશ થયા નથી? ત્યારે તુ શા માટે મગરૂબી કરે છે?

૧૬. મનુષ્ય સૂઇ જાય છે, પણ તેનો પુણ્યરૂપી દીપક સૂઇ જતો નથી

૧૭ આપણે હસતા હસતાં કહીએ છીએ કે તારા હાથ ભાંગી ગયા છે? શું તું આંધળો થયો છે? આવા આવા કઠોર વચન કહી જે કડવુ કર્મ બાધીએ છીએ તે પરભવમા ઉદય આવે રુદન કરતા પણ છૂટવા મુશ્કેલ થઈ પડશે, માટે જે વચન બોલો તે ઘણા જ વિચારથી બોલો

---

છે કે દેવભવમાથી એ જીવ અલ્પકાળમા ચ્યવનાર છે આ તેનો છેલ્લો જ સુરભવ છે વળી હવે પછીનો માનવભવ પણ આખરી છે જિનેશ્વરની ભક્તિ સહજ તો કોઇક જ ભવ્યાત્માને સ્પર્શતી હોય છે. દેવભવ માટે એ એક અણમૂલું સાધન લેખાય એ ઉપરાંત અહીં એક વિશિષ્ટતા સમાયેલી છે જેની ભક્તિમાં આજે એ રાચ્યો છે એ ગુરુના પટ્ટશિષ્યના હસ્તે એનો ઉદ્ધાર નિર્ધારિત થઇ ચૂક્યો છે અને દાદાગુરુનાં ઉઘાડેલ દ્વારને છેલ્લી કુંચી ફેરવવાની તક પોતાને મળવાની છે એનો આનંદ કંઇ નાનેરો ન ગણાય એના ઉછાળાથી તો દેવલોકના નાચરંગને હડસેલી મૂકીને એ અહીં દોડી આવ્યો હતો.

ઇંદ્રભૂતિ—સ્વામી! એનો જન્મ કયાં થશે?

પ્રભુ—ગૌયમ! થોડા સમયમાં એ દેવભવમાંથી ચ્યવી, ભારતભૂમિના ભૂષણસમી રાજગૃહી નગરીમાં શ્રેષ્ઠી ઋષભદત્તને ઘેર જન્મ ધારણ કરશે અને જંબૂકુમારને નામે પ્રસિદ્ધિ પામશે (ચાલુ) ચોકસી

૧૮. ૧. જનની, ૨. જન્મભૂમિ, ૩. પ્રાતઃકાલની મીઠી નિદ્રા, ૪. કોમલ વચનથી બંધાયેલી મિત્રતા, ૫. પ્રિય જન. આ પાંચને બહુ મુશ્કેલીથી છોડી શકાય છે.

૧૯. આપણે આ સંસારરૂપી નાટકમાં નટની પેઠે અનેક પ્રકારના વેષો લઈ લઈને થાકયા, હવે તો એવો વેષ લાવો કે જેથી મુક્તિરૂપી સ્ત્રીના વલ્લભ થઈએ.

૨૦. હે જીવ! તું તારી ઊંચી અથવા નીચી પ્રાપ્ત થયેલી અવસ્થાને જોઇ હર્ષ શોક શા માટે કરે છે? ગાડીનાં પૈડાં તરફ ધ્યાન દે. જે ભાગ હાલ ઊંચો થયેલો છે તે અનુક્રમે નીચો થશે અને નીચો થયેલો છે તે અનુક્રમે ઊંચો થશે, માટે મધ્યસ્થતા રાખી આત્મહિત સંપાદન કર.

૨૧. ચહાય તો તમે મોટા પર્વતના શિખર ઉપર આરૂઢ થઇ જાઓ, સમુદ્રને પેલે પાર ચાલ્યા જાઓ અથવા તો પાતાલમાં ચાલ્યા જાઓ, તો પણ તમને તમારું શુભાશુભ કર્મ કેમ છોડશે?

૨૨. ભોજન અર્થી પુરુષો જેમ મક્ષિકા વિનાનું સ્થાન પસંદ કરે છે તેમ સમાધિના અર્થી પુરુષો સ્ત્રી વિનાનું સ્થાન પસંદ કરે છે.

૨૩. દોરંગી અને દીવાની દુનિયાનો વિશ્વાસ શો? ઘડીમાં આમ બોલે ને ઘડીમાં તેમ બોલે? માટે આપણું ઉભયલોકહિતકારી ચાલતું કામ બંધ રાખો નહિ.

૨૪. જો કાણા ઘડામાં પાણી અને ચાલણીમાં સૂક્ષ્મ આટો ઘણીવાર ટકે તો જ સ્ત્રીના હૃદયમાં રહસ્યની વાત ઘણી વાર ટકે; માટે પુરુષોએ સ્નેહમાં આવીને પણ સ્ત્રીને રહસ્ય કહેવું નહિ.

૨૫. એક દેવનું શરીર ગૌરીથી અધિષ્ઠિત છે, એક દેવનું મસ્તક ગંગાથી અવગાહિત છે, એક દેવનું વક્ષસ્થલ લક્ષ્મીથી અલંકૃત છે, એક દેવનું નિર્વિકારી શરીર યોગસમાધિથી આલિંગિત છે. કહો! હવે આમાંથી પરમાત્માની પદવીનો અધિકારી કોણ?

૨૬. અઢાર દોષરહિત અરિહંત મારા દેવ, સુસાધુ મારા ગુરુ અને જિનપ્રણીત તત્ત્વ મારે પ્રમાણ-આવો જે અંતઃકરણમાં શુભ ભાવ ઉત્પન્ન થવો તેનું જ નામ સમ્યક્ત્વ છે.

૨૭. ચક્રવર્તીપણું-ઇન્દ્રપણું તેમ જ અન્ય હુકમ હોદ્દા વગેરેનું ઠકુરાઇપણું પામવું સુલભ છે, પણ એક અમૂલ્ય સમ્યક્ત્વ રત્ન પામવું જીવને બહુ દુર્લભ છે.

૨૮. સમ્યક્ત્વ પામ્યા પછી જીવને અર્ધપુદ્‌ગલપરાવર્ત સંસાર ભ્રમણ કરવો ઉત્કૃષ્ટો રહે છે. સમ્યક્ત્વ અવસ્થામાં કરેલી સત્ક્રિયા જીવને મુક્તિ દેનાર થાય છે.

૨૯. અતિચાર-દૂષણયુક્ત અનુષ્ઠાન કરતા કરતા કોઇ દિવસ નિરતિચાર અનુષ્ઠાન પણ બની આવશે.

૩૦. સામાયિકમાં બેસી જે પુરુષ સ્વજન અને પરજનમાં તથા નિંદા અને પ્રશંસામાં સમભાવ રાખશે તેનું જ સામાયિક મોક્ષના કારણભૂત થશે.

૩૧. તમારું મન કદાપિ સામાયિકમાં ન ઠરતું હોય તો તમારા મગજને કંટાળો ન આપે અને મનને લોભાવે એવું રસિક શાસ્ત્ર વાંચવું શરૂ કરો.

૩૨. એક પુરુષ પ્રતિદિન લાખ ખાંડી સુવર્ણનું દાન કરે છે અને એક પુરુષ શુદ્ધભાવથી યથાવિધિ સામાયિક કરે છે. આ બેમાંનું વધારે પુન્યાનુબંધી પુન્યની પ્રાપ્તિ સામાયિક કરનારને છે.

૩૩. જેમ મૃતક શરીરને શણગારવું અને અરણ્યમાં રુદન કરવું નિષ્ફળ છે તેમ વીતરાગની આજ્ઞા રહિત અનુષ્ઠાન નિષ્ફળ છે.

૩૪. જિનઆજ્ઞાખંડનકારી પુરુષ યદ્યપિ મહાવિભૂતિ સંયુક્ત તીર્થંકર ભગવાનની ત્રિકાળ પૂજા કરે અથવા મુનિપણું ગ્રહણ કરી ગૌતમસ્વામી સદૃશ ક્રિયા કરે તો પણ તે નિરર્થક છે.

૩૫. કોઇ પુરુષ ક્રોડ સોનૈયાનું દાન દે અને કોઇ પુરુષ સુવર્ણમય જિનભુવન કરાવે તેનાથી વિશેષ પુન્ય મન, વચન ને કાયાથી બ્રહ્મચર્ય પાળનારને થાય છે.

૩૬. જેમ રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી આ લોકમાં મનુષ્યને ધન વગેરેનો દંડ થાય છે, તેમ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞાનો ભંગ કરવાથી જીવને પરલોકમાં અનંત સંસારભ્રમણરૂપ દંડ થાય છે.

૩૭ પર્વતો ભલે ચલાયમાન થાય પણ સર્વજ્ઞ પરમાત્માનું વચન ચલાયમાન થાય જ નહીં

૩૮ ઉપકારને વિસ્મરણ કરી અપકારને સ્મરણ કરવાની શક્તિ દુર્જનના જ અંત:કરણે જીતી છે

૩૯ જ્યાંસુધી તમે રાગકેશરી અને દ્વેષગજેન્દ્રને વશ કર્યા નથી ત્યાંસુધી સંસાર અટવીનો તમે પાર પામી શકવાના નથી

૪૦. જેઓ સમુદ્રની મેખલાપર્યંત ભૂમિનું નિષ્કંટક રાજ્ય કરનારા હતા, તેઓને પણ એક વાર એવો વખત આવી ગયો કે ભોજનને માટે વીંટી અને બાજુબંધો વેચવા પડ્યા, ત્યારે આપણે આ તુચ્છ વિપદાથી શું ગભરાવું ?

૪૧. પરનિંદા કરે નહિ અને સ્વનિંદા સાંભળી સમભાવ લાવે તે મનુષ્યને ધન્યવાદ છે.

૪૨. પુત્રોએ પ્રાત:સમયે ઊઠી માતાપિતાને પ્રણામ કરવા, આ રીત હમણાંના કાળમાં વીરલા પુત્રો જ સાધતા હશે. માતાપિતા તીર્થની પેરે પૂજનિક કહેલા છે, તેથી નમસ્કાર અવશ્ય કરવો

૪૩. હર્ષ અને શોક જેમ વધારવાને ઇચ્છીએ છીએ તેમ વધી જાય છે અને ઘટાડવાને ઇચ્છીએ તેમ ઘટાડી શકાય છે તેમાં કશો શક નથી

૪૪. દેવનિન્દા કરવાથી દરિદ્રતા, ગુરુનિન્દાથી કુળક્ષય થાય અને શ્રુતની નિન્દા કરવાથી દુષ્ટ રોગ થાય છે તેવું શાસ્ત્રનું વાક્ય છે. ( ચાલુ ) મુનિ વિદ્યાનંદવિજયજી

## સંક્ષેપરુચિ માટે ખાસ

श्लोकार्धेन प्रवक्ष्यामि, यदुक्तं ग्रंथकोटीभिः ।
परोपकारः पुण्याय, पापाय परपीडनं ॥ १ ॥

સંક્ષેપરુચિ એટલે પ્રમાદથી કે આળસથી થોડામાં સંતોષ માનનાર નહિ, પણ થોડાથી કાર્યસિદ્ધિ થતી હોય તો તેટલાથી કાર્યસિદ્ધિ કરવા ઇચ્છનારા જીવો પ્રત્યે પરમપુરુષ કહે છે કે-' જે વાત-કહેવા યોગ્ય ઉપદેશ ક્રોડો શ્લોકોવડે કહી શકાય તે હું અર્ધ શ્લોકવડે કહું છું.' 'હે મહાપુરુષ ! ધન્ય છે આપના જ્ઞાનને ! શું કહો છો ?' પરમપુરુષ કહે છે કે-' પરોપકાર કરવો તે પુન્ય માટે છે અને પરને પીડા ઉપજાવવી તે પાપ માટે છે.' સુજ્ઞને આટલો ઉપદેશ જ બસ છે. જો તેને અનુસરશે તેનું કલ્યાણ થશે

# સુભાષિત–વચનમાળા

(ગત વર્ષના અંક ૧૨ માના પૃષ્ઠ ૪૨૦ થી શરૂ)

૧૬૫. અનંતકાળનું અંધારું પ્રકાશના એક જ કિરણે લુપ્ત થાય છે; અતિ લાંબું જણાતું સ્વપ્ન ફક્ત થોડી જ મિનિટોમાં આવી ગયેલું હોય છે, અનંત અજ્ઞાન જ્ઞાનની એક જ ચિરાગે નાસે છે. હા, એટલું ખરું કે પ્રકાશ અને પ્રકાશ ફેંકનાર અવશ્ય જોઇએ.

૧૬૬. મૃત્યુ–ભગિની( નિદ્રા )ની જેના પર કૃપા હોય તે માણસ જરૂર બડભાગી સમજવો. જેના પર એ દેવીની અવકૃપા હોય તેના હાલ અતિ બૂરા સમજવા. નિદ્રાને આરાધવા રાત્રિભર માણસને જમણાં ડાબાં પાસાં બદલવા પડે છે.

૧૬૭. ચિંતા રહિત, પ્રવાસથી થાકેલ, અતિભોજી અને મૂર્ખ જીવને નિદ્રા સુલભ હોય છે.

૧૬૮. યમ–સહોદર( વૈદ્ય )ની કોને જરૂર પડતી નથી ? પણ આ ઉપમા તો ફક્ત ઊંટવૈદ્યને જ લાગુ પડે છે, બાકી સુવૈદ્યની જરૂર છે અને તેનો ઉપકાર કાયમ રહે છે.

૧૬૯. તપસ્યા સાથે ક્ષમા ભળે તો સોનામાં સુગંધ જ ભળી ગણાય. સોનું અને સુગંધ એ તો માત્ર કવિની કલ્પનાનો જ વિષય છે, પણ એ ઉપમા આ રીતે જરૂર વાસ્તવિક નીવડી શકે છે.

૧૭૦. મનુષ્યની બધી ડંફાસ માનજે, પણ બે વાતો માનતાં વિચાર કરજે. એક મનને વશ કરવાની વાત અને બીજી કામને વશ કર્યાની વાત. દુષ્કર હોય તો આ બે જ બાબતો છે. બાકી બધું સુકર છે.

૧૭૧. રસ્તે ચાલતાં આટલાને માર્ગ પહેલો આપો–સ્ત્રીઓને, બાળકોને, વૃદ્ધોને, રોગીને, સાધુસંતોને, રાજાને, ભારવાહકને.

૧૭૨. ચાલ ગૌરવભરી અને શાંત રાખો. એ ઉપરથી પણ મનુષ્યની પરીક્ષા થઇ શકે છે.

૧૭૩. ' નાગા ' કહેવાતા મનુષ્યોને પણ કયારેક લાજે લુગડાં પહેરવાં પડે છે.

૧૭૪. ઘણા કાળ સુધી ખાધું–પીધું, પણ આ નાનકડા પેટનો દુર્ભર ખાડો કયારે પણ ન પુરાયો.

૧૭૫. પાંચે ઇન્દ્રિયો દુર્દાન્ત–દુઃખે દમન થાય તેવી છે. તેમાં પણ રસેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય અને ચક્ષુઇન્દ્રિય અતિ પ્રબળ છે.

૧૭૬. ગૃહાંગણનું ભૂષણ બાળક છે. ગૃહસ્થજીવનનો સાર બાળકો છે. દંપતી વચ્ચે પ્રેમ સાંકલનાર પણ નિર્દોષ બાળકો છે અને નિત્ય નવિન કાવ્યરૂપ જે કોઇ હોય તો તે બાળકો છે.

૧૭૭. પ્રતિક્ષણે જે નવિન જણાય તે જ રૂપ, તે જ રમણિયતા.

૧૭૮. સ્ત્રીઓ સેવાનું જે મહદ્ કાર્ય કરી શકે છે તેની બરોબરી પુરુષો નહીં કરી શકે. નર્સની શુશ્રૂષા તેના સ્ત્રી–ઉચિત વાત્સલ્યભાવી સ્વભાવથી વધુ મહત્ત્વની બને છે.

૧૭૯ દીન–દુઃખીને, પોતાની રામકહાણી કહેનારને અને આશરે આવનારને વધુ નહિ તો પણ આશ્વાસન તો જરૂર આપો. એમાં ધનવ્યય તો છે જ નહીં, ફક્ત સૌજન્યતાનો જ એ સવાલ છે. પ્રત્યેક મનુષ્યમાં કમમાં કમ સૌજન્યતાનું આટલું પ્રમાણ તો જરૂર હોવું ઘટે.

૧૮૦. પ્રાર્થનાના બળમાં અનેરી શક્તિ રહેલી છે, એ શક્તિ પ્રગટ નહીં પણ ગુપ્ત અને દિવ્ય શક્તિ છે, તેથી જ ભારતમાં વ્યક્તિગત અને સમૂહગત પ્રાર્થનાઓ જુદા જુદા રૂપમાં પ્રત્યેક સંપ્રદાયમાં પ્રચલિત થયેલી જોઈ શકાય છે.

૧૮૧. જે મતપંથમાં જઈને પૂછો તો તે પોતાને સનાતન સત્યના વારસદાર હોવાનું પ્રતિપાદન કરશે અને બીજા સર્વને તે પ્રાયઃ ઉતારી પાડવાનું દુઃસાહસ કરશે. આથી જ ધર્મ સંપ્રદાયો ઘણીવાર અરસપરસ વગોવાય છે.

૧૮૨. જેની ભાષામાં કાવ્યમયતા હોય, અવાજમાં મિઠાશ હોય, પ્રસંગાનુસાર હળવી-ભારે ઉચ્ચારણશક્તિ હોય, તે બધે ફાવી શકે છે.

૧૮૩. રાત ન હોત તો મનુષ્યોની શી અવદશા થાત ?

૧૮૪. મુસાફરીમાં મિત્રરૂપ જો કોઇ હોય તો તે ભાષાસમૃદ્ધિ છે. જો એ સંચય સારા પ્રમાણમાં હોય તો ગમે ત્યાં સ્થાન જમાવી શકાય છે.

૧૮૫. અપવાદ માર્ગ સર્વ બાબતમાં પ્રચલિત છે. પ્રાયઃ અપવાદ વિનાની કોઈ બાબત ન હોય, પરંતુ મનુષ્યો ઘણીવાર ઉત્સર્ગ અને અપવાદમાં ગોટાળો કરી નાંખે છે.

૧૮૬. ગુલાબના પુષ્પમાં સૌંદર્ય, સુગંધ અને કાંટા એ ત્રિપુટી છે. બે પ્રગટ છે જ્યારે કાંટાઓ પ્રચ્છન્ન છે. કાંટાને માટે રડવું વ્યર્થ છે. તે તો રહેવાના જ છે. પણ તેના સૌંદર્ય અને સુગંધનો ઉપભોગ કરવો તેમાં ગુલાબપ્રાપ્તિની સાર્થકતા છે.

૧૮૭. સર્પ કે સિંહ નિરુપદ્રવી હોય તો તેનું સ્વત્વ ચાલ્યું જાય છે. કદી તે ઉપદ્રવ ન કરે તો પણ દેખાવ તો આવશ્યક છે જ. જુઓ! શાંત ચંડકૌશિકને કીડીઓના સમૂહે ચાલણી જેવો બનાવી દીધો હતો.

૧૮૮. ચોરની કોઇ જાત નથી. જન્મે સૌ સમાન છે. સંસ્કારે ચોર કે શાહ થવાય છે.

૧૮૯. વેશ્યામાં પ્રેમ કે પ્રીતિ અસંભવિત છે. એ બન્નેનો-વેશ્યા અને પ્રેમનો સમન્વય જ અશક્ય છે. એ જાતિમાં કોશ્યા જેવી પ્રેમાળ વરવધૂ વિરલ હોય છે.

૧૯૦. ચાર દિનની ચાંદનીમાં રાચવા જેવું નથી; પણ તેના પ્રકાશે કાર્ય સાધી લેવું જરૂરી છે. પાછળ ચાલ્યા આવતા અંધકારનો જેને ખ્યાલ છે તે મનુષ્ય ચાંદનીમાં રાચવાને બદલે તેનો ઉપયોગ જ કરી લે છે.

૧૯૧. રૂપ-સૌંદર્યની જ્વાલાઓએ કેટકેટલાં રાજ્યો, ઘરો અને વ્યક્તિઓને ભસ્મીભૂત કરેલ હશે ?

૧૯૨. વિશ્વાસે જગતભરનો વ્યવહાર ચાલે છે. એવા વિશ્વાસનો જો ભંગ કરવામાં આવે તો તેને મહાપાપ કહેવામાં ખોટું નથી.

૧૯૩. ખોળે માથું મૂકનારને છેદ દેવો એમાં શું મર્દાનગી છે ?

૧૯૪. કોઇની ગુપ્ત વાત કદી પ્રકાશિત ન કરજો. એ એક મર્મ છે. મર્મ ઉપર ઘા કરવો એ મૃત્યુ દેવા સમાન છે.

૧૯૫. જે કાર્ય કરો તે રભસવૃત્તિએ ન કરતાં પૂરતો વિચાર કરીને કરો.

રાજપાળ મગનલાલ વહોરા

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

(સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

## સં. ૧૯૯૭ ના મહા માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, પ્રભુપૂજા, ગુરુવંદન વગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. મહા વદિ ૨ ના રોજ બધા વિદ્યાર્થીઓએ શ્રી સિદ્ધગિરિની યાત્રાનો લાભ લીધો હતો.

**આવક:**—

| | રૂા. આ. પા. |
|---|---|
| શ્રી જનરલ નિર્વાહફંડ .... .... | ૬૮—૦—૦ |
| શ્રી ભોજન ફંડ .... .... .... | ૬૨—૦—૦ |
| શ્રી દેરાસર સાધારણ ખાતે .... .... | ૧—૪—૦ |

**જમણવાર:**—

| | | |
|---|---|---|
| ૧. શેઠ દલપતરામ પ્રેમચંદ, | અમદાવાદ. | મહા શુદિ ૬ |
| ૨. શેઠ મૂળચંદ પોચાલાલ, | અમદાવાદ. | મહા શુદિ ૧૦ |
| ૩. શેઠ ત્રિભુવનદાસ ભાણુજી, | ભાવનગર. | મહા શુદિ ૧૩ |
| ૪. શેઠ માણેકલાલ મનસુખભાઇ, | અમદાવાદ. | મહા વદિ ૨ |

**ભેટ:**—શેઠ દોલાજી ભગવાનજી—બીલીમોરા, મીઠાઇ મણ ૦।।. એક ગૃહસ્થ—ભાવનગર. દૂધપાક મણ ૧.

**મુલાકાત:**—રા. રા. ચંદુલાલ ટી. શાહ—વઢવાણ સીટી. શ્રી અમરચંદ કુંવરજી શાહ—ભાવનગર. શ્રી જમનાદાસ અમરચંદ ગાંધી—ભાવનગર. શ્રી હીરાલાલ ગિરધરલાલ—કલકત્તા.

**મીટિંગો**—

| વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|
| જીવનવિકાસ | વિ. હિંમતલાલ જાદવજી | શાહ વીરચંદ ફુલચંદ |

રા. રા. શ્રી જમનાદાસ અમરચંદ ગાંધીએ ઉક્ત મીટિંગમાં હાજરી આપી વિદ્યાર્થીઓને યોગ્ય પ્રવચન આપ્યું હતું. આ ઉપરાંત ભાવનગરના રહીશ અને હાલ કલકત્તાવાળા શ્રી હીરાલાલ ગિરધરલાલે પોતાની લાક્ષણિક શૈલીમાં હાસ્યરસના પ્રયોગોથી વિદ્યાર્થીઓને રમૂજનો લાભ આપ્યો હતો.

**જિનાલયની વર્ષગાંઠ:**—મહા શુદિ ૬ ના રોજ સંસ્થાના દહેરાસરની વર્ષગાંઠ હોઇને તે દિવસે નવી ધ્વજા ચડાવવા ઉપરાંત સૌ વિદ્યાર્થીઓએ સાથે પૂજા ભણાવી હતી. ગં. સ્વ. શ્રી મણીબેન દલપતરામ પ્રેમચંદ, અમદાવાદવાળાં તરફથી ઉક્ત દિવસે વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન આપવામાં આવ્યું હતું.

**સમાજના દાનવીરોને**—સમાજની આર્થિક, ધાર્મિક અને નૈતિક સ્થિતિ સુધારવા માટે ભવિષ્યના યુવાનો તૈયાર કરનાર આ સંસ્થાને સારા રૂપમાં મદદ કરી સિદ્ધગિરિમાં પોતાનું નામ અમર કરવા દરેક દાનેશ્વરી બંધુને નમ્ર વિનંતિ છે.

# શ્રી જૈન ધર્મ પ્રસારક સભામાં મળતાં
# લાઇબ્રેરીને શોભાવે તેવા પુસ્તકો

૧ શ્રી ધર્મરત્ન પ્રકરણ ભાગ પહેલો ને બીજો. દરેકનાં — ૨-૦-૦
૨ શ્રી હરિવિક્રમ ચરિત્ર પદ્યબંધ સંસ્કૃત. — ૨-૮-૦
૩ શ્રી પાંડવચરિત્ર ( મલધારી દેવપ્રભસૂરિકૃત ) ભાગ ૧-૨ દરેકના — ૪-૦-૦
૪ શ્રી ઉપાસગદશાંગ સૂત્ર મૂળ, ટીકા, મૂળનો અર્થ ને ટીકાનો અર્થ (ભગવાનદાસ) — ૨-૦-૦
૫ „ મૂળ ટીકા સહિત „ — ૧-૪-૦
૬ શ્રી શાંતસુધારસ ભાવના ભાષાંતર. વિવેચન યુક્ત. ભાગ ૧ લો તથા બીજો દરેકનો — ૧-૦-૦
૭ શ્રી ચોસઠપ્રકારી પૂજા અર્થ વિવેચન કથાઓ યુક્ત — ૧-૦-૦
૮ શ્રી અંતગડદશાંગ તથા અનુત્તરોવવાઇ સૂત્ર મૂળ-મૂળ ને ટીકાના અર્થયુક્ત — ૧-૮-૦
૯ શ્રી નિરયાવલી સૂત્ર ( પાંચ ઉપાંગ ) મૂળ-મૂળ ને ટીકાના અર્થયુક્ત — ૧-૮-૦
૧૦ શ્રી બૃહત્સંગ્રહણી પ્રકરણ મૂળ-અર્થ-વિવેચનયુક્ત — ૧-૦-૦
૧૧ શ્રી વર્ધમાનદેશના. પ્રાકૃત. સંસ્કૃત છાયા સાથે. ભાગ ૧ લો. રૂા. ૩) ભાગ ૨ જો રૂા. ૨)
૧૨ પ્રકરણરત્નસંગ્રહ ( પંદર પ્રકરણો સાર્થ ) — ૧-૪-૦
૧૩ શ્રી હેમચંદ્રાચાર્યચરિત્ર ( લેખક-મૌક્તિક ) — ૦-૧૨-૦
૧૪ શ્રી પીસ્તાલીશ આગમની પૂજા ( વિસ્તૃત હકીકત, અર્થસહિત, કથા સાથે ) — ૦-૨-૦
૧૫ શ્રી પાર્શ્વનાથ પંચ કલ્યાણક પૂજા ( અર્થ યુક્ત ) — ૦-૨-૦
૧૬ શ્રી નવપદજીની પૂજા ( નવપદ આરાધનની વિસ્તૃત વિધિયુક્ત-ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત સાર્થ ) — ૦-૩-૦
૧૭ બાર વ્રતની પૂજા અર્થસહિત ( પં. વીરવિજયજી કૃત ) — ૦-૨-૦
૧૮ પંચકલ્યાણકની પૂજા. ( પં. રૂપવિજયજીકૃત ) સાર્થ — ૦-૨-૦
૧૯ નવાણુ પ્રકારી પૂજા પં. વીરવિજયજીકૃત સાર્થ વગેરે — ૦-૨-૦
૨૦ નવપદજીની પૂજા ( શ્રી પદ્મવિજયજીકૃત ) ને પંચજ્ઞાન પૂજા સાર્થ — ૦-૨-૦
૨૧ શ્રી આચારદિનકર મહાગ્રંથ. ભાગ ૧ લો, ૨ જો. બેના મળીને — ૧૦-૦-૦
૨૨ અનેકાર્થરત્નમંજૂષા અષ્ટલક્ષી વગેરે ( દે. લા. ) — ૩-૦-૦
૨૩ ઉપદેશરત્નાકર મૂળ તથા ભાષાંતર ભાગ ૧ લો ( મહુડા ) — ૨-૦-૦
૨૪ ઉપદેશપદ ભાષાંતર ( મહુડા ) — ૨-૦-૦
૨૫ જિનવાણી ( લે. સુશીલ ) — ૧-૦-૦
૨૬ કલિંગનું યુદ્ધ „ — ૦-૧૨-૦
૨૭ ઋષભપંચાશિકા સટીક ( દે. લા. ) — ૪-૦-૦
૨૮ સિદ્ધર્ષિચરિત્ર. ( ઉપમિતિ ભવપ્રપંચાકથા ભાગ ૪ થો ) — ૩-૦-૦
૨૯ સમવાયાંગસૂત્ર મૂળ તથા ટીકાનું ભાષાંતર. — ૩-૦-૦
૩૦ વર્ષપ્રબોધ ને અષ્ટાંગ નિમિત્ત. રૂા. ૪) ના — ૩-૦-૦
૩૧ જિનપ્રવેશ વિધિ. ( અનેક વિધિઓનો સંગ્રહ ) — ૩-૮-૦
૩૨ શ્રી શાંતિનાથ ચરિત્ર મૂળ. રૂા. ૪) ના. — ૩-૮-૦

## નવા સભાસદોના નામ.

૧. શા. હીરાલાલ જુઠાભાઈ ભાવનગર. લાઈફ મેમ્બર

૨. ગાંધી ચીમનલાલ છગનલાલ ,, પહેલા વર્ગના મેમ્બર.

૩. શા દલીચંદ ઠાકરશી ,, ,,

## પ્રશંસનીય પગલું

ઉંઝા પાંજરાપોળના નવા મકાનની ઉદ્ઘાટન ક્રિયા ભારે દબદબાપૂર્વક ફાગણ વદિ ત્રીજને રોજ રાવસાહેબ કાન્તિલાલ ઇશ્વરદાસના મુબારક હસ્તે કરવામાં આવી છે. ઉંઝાની પાંજરાપોળ સારી આશા આપતી સંસ્થા છે અને તેના આવક-જાવકના બહાર પડેલા આંકડા જોતાં ઉપજ-ખર્ચ લગભગ બરાબર થાય છે. નવા મકાન માટે ૨૫૦૦૦ ચોરસ ફુટ જગ્યા રોકવામાં આવી છે. મેળાવડા પ્રસંગે ઢોર-ઉછેર અને પશુરક્ષા માટે વિધવિધ દિશા દર્શાવતાં વિવેચનો કરવામાં આવ્યાં હતાં. પ્રાયે એવું મનાય છે કે પાંજરાપોળ એટલે જૈનોની. આ રૂઢ વિચારને દૂર કરવાનું પ્રશંસનીય પગલું ઉંઝાના જૈન આગેવાનોએ ભર્યું છે અને પાંજરાપોળની સંસ્થાને સાર્વજનિક બનાવી, જુદી જુદી કોમના ચેસઠ જેટલા કાર્યવાહકો ચૂંટી કાઢી જુદી જુદી વ્યવસ્થાપક કમિટીઓ મુકરર કરવામાં આવી છે, જે ખાસ આવકારદાયક અને અનુકરણીય છે. શેઠશ્રીએ રૂા. ૧૫૦૧)ની સખાવત કરી પોતાની ઉદારતા દર્શાવી છે.

## સ્વીકાર

નિર્ણયસાગર પ્રેસ, મુંબઇ તરફથી સંવત ૧૯૯૭-૧૯૯૮ ની સાલનું વાર્ષિક ચૈત્રી પંચાંગ મળ્યું છે આ પંચાંગમાં વર્ષફળ, ગ્રહણ, બારે સંક્રાંતિના ફળ વિગેરે, વિગેરે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

## ધર્મપરાયણ વનિતા

સ્વ. ફુલીબાઇ ઉર્ફે રતનબાઇ સુરાણા મેઘરાજ આસુજીની પુત્રી અને વિજ્ઞાનશાસ્ત્રી શેઠ રાયચંદ વનમાળીદાસનાં ધર્મપત્ની હતા. તેઓ સ્વભાવે શાન્ત અને મિલનસાર હતા. તેઓની ધર્મ પરની શ્રદ્ધા દૃઢ હતી. સિદ્ધાચળાદિ તીર્થોની યાત્રાઓ અવારનવાર કરતા. તેઓ સં. ૧૯૯૦ના વૈશાખ શુદિ ૯ના દિને સ્વર્ગવાસ પામતાં તેમની પાછળ રૂા. ૨૦૦૦૦)ની સખાવત જાહેર કરવામાં આવી છે. જે પૈકી નીચે પ્રમાણે કાર્યો થયાં છે.

૧. ગામ પાલી( મારવાડ )માં જેસલમેરીવાસમની લગોલગ એક ધર્મશાળા.

૨. પાલડી( અમદાવાદ )માં એક ધર્મશાળા તથા જિનમંદિર બંધાવીને તેમાં શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી.

૩. અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સંઘને ૬૦૦ વાર જમીનનું દાન.

૪. કાળુપુરમાં શેઠ મનસુખભાઇની પોળમાં એક ફ્રી લાઇબ્રેરી.

૫. તે જ સ્થળમાં એક ધર્માદા દવાખાનું.

## છપાવવા બંધ કર્યા

અમારા તરફથી દર વર્ષે ચૈત્રી પંચાંગ છપાતાં હતા તે છપાવવાનું આ વર્ષથી બંધ કર્યું છે. તેને બદલે કાર્તિકી પંચાંગ છપાવીને માગશર માસના અંકની સાથે વહેંચ્યાં છે, તેથી જેમને પંચાંગની જરૂર હોય તેમણે કાર્તિકી પંચાંગ મગાવવાં. છૂટક નકલની છ પાઇ ને ગો નકલ રૂા. ૨-૦-૦

Reg. No: B 156



મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या।





અંક ૨ જો

પુસ્તક ૫૭ મું






વૈશાખ

સંવત્ ૧૯૯૭
વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૭ મું<br>અંક ૨ જો | વૈશાખ | વીર સં. ૨૪૬૭<br>વિક્રમ સં. ૧૯૯૭ |
|---|---|---|

## अनुक्रमणिका



### નવાં ચૈત્રી પંચાંગ

અમારો વિચાર ચૈત્રી પંચાંગ છપાવવાનો નહોતો તેથી કાર્તકી છપાવ્યાં ને માસિક સાથે વહેંચ્યાં, છતાં કાર્તકી પંચાંગ છપાવેલાં તે થઇ રહેવાથી અને માગણી વિશેષ ચાલુ રહેવાથી ચૈત્રી પંચાંગ છપાવવાં પડ્યાં છે. તેથી જેમને જોઇએ તેમણે મંગાવવાં. સો નકલના રૂા. ૨), છૂટક ૭ પાઇ.

### સમયસાર પ્રકરણ

શ્વેતાંબરાચાર્યકૃત સમયસાર પ્રકરણ જેમાં પ્રથમ સાત અધ્યાય સાત તત્ત્વ સંબંધી છે, આઠમો અધ્યાય જ્ઞાનદર્શનના આરાધન સંબંધી છે, નવમો અધ્યાય ચારિત્રના આરાધન સંબંધી છે, દશમો અધ્યાય આગમના વિરાધનાનાં ફળ સંબંધી છે. તે આખો અર્થ સાથે છપાવવા ધારીએ છીએ, તેથી તેની છાપેલી કે લખેલી નકલ કોઇ ભંડારમાં કે કોઇ મુનિરાજ પાસે હોય તો તેમણે અમને ખબર આપવા કૃપા કરવી




પુસ્તક ૫૭ મું { વૈશાખ } અંક ૨ જો
વિ. સં. ૧૯૯૭ { } વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# "મહાવીરસ્વામી જયવંત વર્તે છે."

( ૫૬ )

મન મર્કટને જીત્યુ પૂરુ, પજવી પારાવાર;
હામ ભીડી હૈયામાં ઝાઝી, **ધન્ય મહાવીર અવતાર.** (૧)

વીર્ય ફેરવ્યું પૂર્ણ વેગથી, મણા ન રાખી લગાર;
રસનાકેરા સ્વાદ તજ્યા સહુ, **ધન્ય મહાવીર અવતાર.** (૨)

સ્વાશ્રયથી સાધ્યાં સહુ કામો, વિના અન્ય આધાર;
મિથ્યાત્વને મોળું બહુ પાડ્યું, **ધન્ય મહાવીર અવતાર.** (૩)

જગત જગાડ્યુ ઢંઢોળીને, હરવા તસ અંધકાર;
યક્ષાદિના સહ્યા ઉપસર્ગો, **ધન્ય મહાવીર અવતાર.** (૪)

વંશ દીપાવ્યો સિદ્ધારથનો, થઇ શાસન શણુગાર;
તપસ્યાથી કર્મો સહુ બાળ્યાં, **ધન્ય મહાવીર અવતાર.** (૫)

વસ્તુ માત્રનું જ્ઞાન પ્રકાશ્યું, લહી કૈવલ્ય નિરધાર;
રસાતળને પવિત્ર કીધી, **ધન્ય મહાવીર અવતાર.** (૬)

તેત્રીશ કોટિ દેવો સઘળા, ચકિત થયા અપાર;
છેવટે અક્ષયપદને પામ્યા, **ધન્ય મહાવીર અવતાર.** (૭)

મહાન્ કાર્ય મહાવીરનાં, ગૂંથ્યાં પદમાં સાર;
શિર ઝુકાવો નિશદિન, વીર ચરણ મોઝાર.

શાહ છગનલાલ નહાનચંદ નાણાવટી

## મનુષ્ય જન્મરૂપી ચિન્તામણિ હારી ન-જા.

આ ભવ રત્નચિન્તામણિ સરિખો, ફરી ફરી નહી મળશે જી;
ચેતી શકે તો ચેત રે પ્રાણી, આવો જોગ નહી મળશે જી. ૧

ચોર ગતિ ચોરાશી લાખ યોનિ, તેમાં તું ભમી આવ્યો જી;
પુન્યસંજોગે નરભવ પામ્યો, પુન્યતણો પ્રભાવ જી. ૨

જ્હેલો થાય તે પહેલો જીવડા, હજી લે જિનવર નામ જી;
કુગુરુ કુદેવ કુધર્મને છોડીને, કીજે આત્મકલ્યાણ જી. ૩

એક સમય તું આવ્યો પ્રાણી, એક સમય તું જાશે જી;
તેમાંહે તું બેઠો છે જીવડા, કાળ આહેડી નીકાસે જી. ૪

ધન્ય સાધુ જે સંયમ પાળે, શુદ્ધ ચારિત્ર એ દાખે જી;
સાચું નાણું ગાઠે બાંધે, ખોટી દષ્ટિ નવિ રાખે જી. ૫

માત પિતા દારા સુત બંધવ, તેમાં મિથ્યા વૃત્તિ જોડે જી;
તે'માહેથી કારજ સરે તો, સાધુ સંસાર કેમ છોડે જી? ૬

મમતા માયા મોહ મૂકીને, સંવર ક્ષમા ઉર કીજે જી;
ગુરુ ઉપદેશ સદા સુખકારી, સુણી અમૃતરસ પીજે જી. ૭

જેમ અંજલીમાં જળ ભરાયો, ક્ષણ ક્ષણ ઓછું થાય જી;
ઘડી ઘડીએ ઘડીઆળા વાગે, ક્ષણ લાખેણો જાય જી. ૮

સામાયિક મન શુદ્ધ કરી કીજે, શિવરમણી ફળ લીજે જી;
માનવ ભવ એ મુક્તિ કાગી, તેમાં ભરુસો શાનો કીજે જી? ૯

દેવગુરુને તુમે દઢ કરી ધારો, સમકિત શુદ્ધ આરાધો જી;
પટ્કાય જીવની રક્ષા કરીને, મુક્તિનો પંથ તુમે સાધો જી. ૧૦

હૈયા અન્તર મમતા રાખો તો, ફરી મનુ જન્મ નવિ મળશે જી;
કાયર તો સંસારમાં ડૂબ્યા, શૂરવીર પાર ઉતરશે જી. ૧૧

ગુરુ નેમિસૂરિ હીરા સરિખા, ગુરુ જ્ઞાનના દરીઆ જી;
જીન વિદ્યાનંદ ગુરુઉપદેશે, જીવ અનંતા તરીઆ જી. ૧૨

મુનિશ્રી વિદ્યાનંદવિજય

# आत्मकार्य

( गजल )

अभिमान तो करना नहीं, पर दीन भी बनना नहीं ।
मस्त हैं जो द्रव्य में, उनसे कभी जीदना नहीं ॥ १ ॥

रहना सदा संतोषमें, तृष्णा को उर रखना नहीं ।
निंदा कभी करना नहीं, अवगुण कभी लखना नहीं ॥ २ ॥

मस्त रहना ही सदा, निज आतम के ही ज्ञानमें ।
जहां घात होता आतमगुण का, वहां कभी जाना नहीं ॥ ३ ॥

चाहिये जाना वहां, विकास हो जहां आतम का ।
इसके सीवा आसक्त, पुद्गलमें कभी होना नहीं ॥ ४ ॥

देख परकी संपत्ति को, डाह उर रखना नहीं ।
आतमगुणके शत्रुओंसे, प्रेम कभी करना नहीं ॥ ५ ॥

सोचना एकान्तमें, है देह से सम्बन्ध क्या ? ।
विचार यह करना सदा, इसको न विसरना कहीं ॥ ६ ॥

मिल रहा है नीर पय, होकरके जैसे एक रंग ।
वैसे मीला यह देह से, जागृत अब करना सही ॥ ७ ॥

मेषके संग सिंह-बालक, भूलता है स्वभाव को ।
वैसे भूलाया देहने, अज्ञान यह तजना सही ॥ ८ ॥

देव गुरु और धर्म के, फिर तत्त्व को पहिचान कर ।
निज आत्म को पहिचानना, शंका कभी करना नहीं ॥ ९ ॥

पंचभूत का पुतला कहते, न समझे तत्त्व वह ।
विश्वास रखकर ज्ञानी पर, अश्रद्धा कभी करना नहीं ॥ १० ॥

प्रमाण आत्म के हैं अनेकों, अनुभव से मालूम हो सही ।
जाना है जीसने तत्त्व यह, वह भय कभी रखता नहीं ॥ ११ ॥

द्वेष खेद व सर्व भय को, दूर करना चाहिये ।
आत्मबल को फिर बढ़ाकर, सार्थक समय करना सही ॥ १२ ॥

उद्देश्य जीवन के बनाना, नीति अर्हनसे सदा ।
सार जगमें राज येही, विपरीत कुछ करना नहीं ॥ १३ ॥

राजमल भंडारी-आगर[1] (मालवा)

---

1. આગરા.

## ( પરગૃહ ને સ્વગૃહ )

( રાગ ધન્યાશ્રી )

બાલુડી અબળા જોર કિશ્યું કરે, પીઉડો પરઘર જાય;
પૂરવ દિસિ પચ્છિમ દિસિ રાતડો, રવિ અસ્તંગત થાય. બાલુડી૦ ૧

પૂનમ નિશિ સમ ચેતન જાણીએ, ચંદ્રાતપ સમ નાણ;
બાદલભર જિમ દલથિતિ આણીએ, પ્રકૃતિ અનાવૃત જાણ. બાલુડી૦ ૨

પરઘર ભમતાં સ્વાદ કિશો લહે? તન ધન યૌવન હાણ;
દિન દિન દીસે અપયશ વાધતો, નિજ જન ન માને કાંણ. બાલુડી૦ ૩

કુલવટ છાંડી અવટ ઊવટ પડે, મન મેહૂવાને ઘાટ;
આંધો આંધો મિલે બેહુ જણ, કોણ દેખાડે વાટ? બાલુડી૦ ૪

બંધુ વિવેકે પીઉડો બૂઝવ્યો, વાર્યો પરઘર-સંગ;
આનંદઘન સમતા ઘર આણે, વાધે નવ નવ રંગ. બાલુડી૦ ૫

---

૧. બાલુડી=બચ્ચાં જેવી, બાળકી. કિશ્યું=કેવું? શું? પીઉડો=પતિ, ધણી, વર. પરઘર=પારકે ઘેર, કુમતિને ઘેર. પૂરવ દિસિ=પૂર્વ દિશા. પચ્છિમ દિસિ=પશ્ચિમ દિશા. રાતડો=આસક્ત. રવિ=સૂર્ય, સુરજ. અસ્તંગત=આથમવું તે.

૨. પુનમ=પૂર્ણિમા, ૧૫મો દિવસ. નિશિ=રાત. ચંદ્રાતપ=ચંદ્રનો પ્રકાશ. નાણ=જ્ઞાન. ભાર=પૂર. (નામને અંતે લાગતાં તેના જેટલું-આખું એવો અર્થ થાય છે.) દા. ત. ક્ષણભર, દિવસભર. દલ=જાડાઇ, ઘનતા. આણીએ=જાણીએ. પ્રકૃતિ=સ્વભાવે. અનાવૃત=નહિ અવરાયલો. ઢંકાયા-છવાયા વગરનો.

૩. પરઘર=પારકે ઘેર. ભમતાં=રંખડતાં. કિશો=શું? તન=શરીર, નિજ સ્વરૂપ. ધન=પૈસો, ધર્મસ્વભાવ. યૌવન=જુવાની, આત્મશક્તિ. હાણ=હાનિ, નુકસાની. દિનદિન=દિવસે દિવસે. દીસે=દેખાય. અપયશ=અપજશ, અપકીર્તિ. વાધતો=વધતો. નિજ જન=પોતાનાં (ઘરનાં) માણસો. માને=અનુભવે. કાંણ=આણ, હુકમ, હાક.

૪. કુલવટ=કુળની ટેક, આબરૂ (નિજસ્વરૂપ). છાંડી=છોડી, તજી. અવટ=આડો રસ્તો (વટ= રસ્તો). ઊવટ=અટવી (બાવાટવી). મેહુવા=મેઘ, વરસાદ. ઘાટ=પહાડી રસ્તો (સહ્યાદ્રિપ્રદેશ) આંધો=આંધળો. વાટ=રસ્તો.

૫ બૂઝાવ્યો=માર્ગ સુઝાડ્યો. વાર્યો=અટકાવ્યો. નવ નવ=નવા નવા.

૧. બિચારી બાળકી જેવી અબળા (ચેતના) તે કાંઇપણ જોર કેવી રીતે કરે ? શું કરે ? ( કારણ કે ) પતિરાજ તો પારકે ઘેર ભટકે ! ( ત્યાં ચેતના કોના ઉપર જોર કરે ? ). દા. ત.—પૂર્વ દિશાનો પતિ સૂર્ય જ્યારે ( ઊલટી બાજુએ ) પશ્ચિમ દિશામાં આસક્ત થાય ત્યારે તો પછી એ આથમી જ જાય.

૨. પુનમની રાતના ચંદ્ર જેવા નિર્મળ ચેતનરાજને જાણવા અને ચંદ્રના પ્રકાશ જેવું જ્ઞાન જાણવું. ( જ્ઞાન જ્ઞાનીની એકતા જાણવી ) વાદળાંના સમૂહ જેવી ( કર્મ ) દળની સ્થિતિ જાણવી અને સ્વભાવે ( ચેતન ) આવરણ વગરનો છે એમ જાણવું.

૩. પારકે ઘેર રખડવામાં તને સ્વાદ-મજા શી આવે છે ? ( એથી તો ) શરીર, પૈસા અને જુવાનીની નુકસાની થાય છે અને દિવસાનુદિવસ તારી અપકીર્તિ વધતી જાય છે. તારાં પોતાનાં માણસો તારો હુકમ ( પણ ) માનતાં નથી.

૪. પોતાના કુળની આબરૂ છોડી જે આડે રસ્તે ચડી જાય તે અટવીમાં (ભવાટવીમાં) પડી જાય અને મનરૂપ વરસાદના ધાટમાં ચડી જાય; પછી બન્ને આંધળા ભેગા થાય એમાં રસ્તો કોણ દેખાડે ?

૫. ( આ પ્રમાણે કહીને ) ચેતનાના ભાઇ વિવેકે પતિને સમજાવ્યો, એનો પારકે ઘેર રખડવાનો-પારકો સંગ વારી દીધો. ( પછી તો ) એને આનંદસ્વરૂપ સમતાને ઘેર આણ્યો અને તે પછી નવા નવા રંગ વધતા ગયા.

## વિશેષાર્થ—

૧. આ પદ આત્મદષ્ટિએ લખાયલું છે. એમાં શુદ્ધ ચેતના કકળાટ કરે છે અને અનંત ગુણના ધણી ચેતન-આત્માની અત્યારે થઇ પડેલી દશા માટે ખેદ બતાવે છે, અત્યારે તેના કેવા હાલહવાલ થઇ પડ્યા છે તે પર થોડાં આંસું સારે છે અને એમાંથી છેવટે માર્ગ કેવી રીતે નીકળે છે એના પર પણ વિવેચન કરે છે.

આગળ અનેક વાર જોયું છે કે આત્મા પોતે તો અનંત ગુણોથી ભરેલો છે, પણ એના પુદ્‌ગળ સાથેના સંબંધને પરિણામે એની મૂળ સ્થિતિ પર કાટ ચડી ગયો છે, એ ભવ્ય સ્થિતિ પર આવરણ ચડી ગયા છે અને અત્યારે તો જાણે એ અનેક ગુણોના નિકેતનને બદલે પરગુણમાં રમણ કરનાર પરાધીન થઇ ગયો છે અને એની સ્થિતિ સંસાર તરફ વધારે ને વધારે ધસડાતી દેખાય છે. આત્મામાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર ભરેલાં છે, પણ એ જ્યારે દ્રવ્યમાં, શરીરમાં, સગાંસંબંધીઓમાં કે પરિગ્રહમાં આસક્ત થઇ જાય છે, જ્યારે એ વિષયકષાયના કીચડમાં લેપાઇ જાય છે, જ્યારે એ પોતાના મૂળ ગુણ વીસરી પરભાવમાં રમણ કરે છે ત્યારે એના કેવા હાલ થાય છે તે અહીં લાક્ષણિક ભાષામાં ગાયું છે.

આત્મા મૂળગુણમાં હોય ત્યારે એ શુદ્ધ ચેતન કહેવાય છે. એની શુદ્ધ દશાને **ચેતના** કહેવામાં આવે છે. જ્યાંસુધી એ મૂળ સ્થિતિમાં ન આવે ત્યાંસુધી એ પરભાવમાં રમણ કરે છે. એમાં પુદ્‌ગળમાં આસક્તિ, વિષયકષાયમાં રમણતા અને શરીરમોહ, પુત્રમમત્વ,

ધનમમત્વ વગેરે અનેક આકારે વ્યક્તતા થાય છે, એ પોતાનું અસલ સ્વરૂપ ભૂલી જાય છે અને પરઘરે રખડ્યા કરે છે. એ વખતે એની **શુદ્ધ ચેતના**ની ભારે કફોડી દશા થાય છે.

એક પતિવ્રતા ધર્મપત્ની-અસલ ગ્રંથોમાં વર્ણવેલી આર્ય સ્ત્રી હોય, એ પોતાના પતિમાં ખૂબ આસક્ત હોય, તે એના પતિ પાછળ પોતાનાં પ્રાણ ન્યોછાવર કરતી હોય, એ પતિના વિરહમાં અર્ધગાંડી અવસ્થામાં રખડતી હોય, એવી શુદ્ધ આર્યમહિલાનું બધું જોર પોતાના પતિ પર હોય છે. ઘરમાં એનાં માન, સન્માનની આંકણી પણ એના પર એના પતિના પ્રેમની ગાઢતા કે અલ્પતા પર રહે છે. ' ધણીની માનેતી સાત ગામ ઉજ્જડ કરે ' એ કહેવત જાણીતી છે અને તેમાં રહસ્ય રહેલું છે. જે ઘરમાં પત્નીનું સન્માન હોય ત્યાં સંપ હોય છે, પ્રેમ હોય છે, સ્વચ્છ વાતાવરણ હોય છે, આનંદકલ્લોલ હોય છે, પણ જ્યાં સ્ત્રીની અવગણના થતી હોય, પતિદેવ રાત્રે રખડવા જતા હોય, જ્યાં એની નજરમાં પત્ની પગનું ઉપાનહ હોય ત્યાં સ્ત્રીનું કાંઇ ચાલતું નથી, ઘરમાં એનું ઉપરાજણ હોતું નથી, ઘરના નોકરો એનો હુકમ માનતા નથી, ઘરના માણસો એની વાત સ્વીકારતા નથી અને એને તો દિવસે અપમાન અને રાત્રે રડવાનો જ વારો આવે છે. ગત પડે એટલે પતિરાજ તો છેલછબીલા થઇને રખડવા ચાલ્યા જાય છે. હવે આવા પતિની આર્યભાવનાવાસિત પત્નીને મનમાં ઘણું દુઃખ થાય, પણ એ જોર શું કરે ? એ ઘરમાં માથું ઊંચકવા જાય તો એને ગણકારે કોણ ? ભેંસનું બધું જોર ખીલા પર છે. ખીલો મજબૂત હોય અને ઊંડો બેઠેલો હોય તો ભેંસ અનેકને માર્યા મારે અને તોફાન કરે પણ ખીલો જ ઢીલો હોય તો પછી વાત શી ? પરસ્ત્રીમા રમણ કરનાર પતિઓની ત્યક્તા સ્ત્રીની એવી જ દશા થાય છે, આર્યભાવનાભૂષિત ચેતના પોતાના પતિને અંગે કેવા વિચાર કરતી હશે તેનું અત્ર શબ્દચિત્ર આપવામાં આવ્યુ છે.

આપણે અનેક પુરાણી વાર્તામા પરસ્ત્રી-વેશ્યાલંપટ પતિની પતિવ્રતા સ્ત્રીઓની કથાઓ વાંચી હશે. આપણે રખડુ પતિની સ્ત્રીઓની માનસિક દશા કેવી થાય છે તે સાંભળ્યું હશે, આપણે સંબંધીઓના એવા દાખલા જાણ્યા પણ હશે. એવી સ્ત્રીઓને મ્હો બાંધીને માર પડે છે, એ ઘરની વાત ઉઘાડી ન પડી જાય તે કારણે બોલી પણ શકતી નથી અને મનમાં મુંઝાયા કરે છે. અહીં વાત એ છે કે આવા સંયોગોમાં આવી પડેલી બિચારી અબળા જોર શું કરે ? એનામાં જોર કરવાની શક્તિ હોય અને આવડત હોય, પણ એનું બધું જોર પતિને લઇને છે, પતિની આંખ ઉપર છે, પતિને આધીન છે. ભેંસ જો વધારે પડતું જોર કરવા જાય અને ખીલો ખસી જાય, તો એનું બધું જોર અટકી જાય છે. અત્રે પતિવ્રતા આર્ય સ્ત્રીનું બધું જોર પતિરાજરૂપ ખીલા પર હોઇ એ અત્યારે તો હતાશ થઇને બેઠી છે.

શુદ્ધ ચેતનાની આ દશા અહીં વર્ણવે છે. આખું પદ શુદ્ધ ચેતનાની કોઇ બહેનપણીના મુખમાં મૂક્યું છે આ ભાવ પદને છેડે વ્યક્ત થાય છે. શુદ્ધ ચેતનાનું અત્યારે જરા પણ જોર નથી, ઘરમાં એનું સામાન્ય નથી અને પતિ તો એની સામે જોતા પણ નથી. એવા સંયોગોમાં એ બાપુડી, બચ્ચાં જેવી અબળા જોર શું કરે ? કોના ઉપર કરે ? કેવી

રીતે કરે? એને ફરીફરીને જોવું તો પતિરાજ તરફ અને પતિરાજ તો પોતાનાં ઘરને જાણતા કે સંભારતા પણ નથી, ત્યારે એ બાપડી જોર કોના ઉપર કરે?

આર્ય સ્ત્રીની જે ભાવના હતી, છે, તે પ્રમાણે એ બળવો કરે નહિ, લડાઈ કરે નહિ, પતિને ખરાબ દેખાડે નહિ, ઘર છોડીને નાસી જાય નહિ, અથવા પારકે ઘેર જઈને બેસે નહિ કે પતિને તજે નહિ. એ પોતાના ઘરમાં બેઠીબેઠી મૂંઝાયા કરે, વિરહના તાપમાં જળ્યા કરે અને કુળમર્યાદા જાળવ્યા કરે, આવી ભાવનામાં ઉછરેલી ચેતના કેવા પ્રકારનું જોર કરે? શું જોર કરે? એની દશા કેવી થાય તે જુઓ.

એ ચેતનાનો પતિ પરઘેર જાય છે, અન્ય વિભાવોમાં રખડે છે, જ્યાં ત્યાં માથાં માર્યા કરે છે, પણ પોતાના ઘર તરફ અત્યારે તો નજર પણ કરતો નથી. પરઘર એટલે પરભાવ જાણવો અને પોતાના મૂળસ્વભાવથી અન્ય ભાવમાં રખડવું એ પરઘર ભટકવા તુલ્ય છે. આત્મા–ચેતનાના મૂળસ્વભાવમાં પુદ્ગલની વાત ન હોય, વિષયકષાયનો સ્પર્શ ન હોય, સંસાર વહેવારના ગૅનચાળા ન હોય, સગાંસંબંધીઓના વેધવચકા ન હોય, એમાં તો આત્માના મૂળગુણમાં રમણતા જ હોય, એમાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રની ભરતી હોય, એમાં અનંત શાંતિ હોય, એમાં સમતાનાં પૂર વહેતાં હોય, એમાં મુત્સદ્દીગીરી કે રાજસીવૃત્તિનો અભાવ હોય, એમાં સંપૂર્ણ સત્, ચિત્ અને આનંદને સ્થાન હોય અને એમાં અખંડ જ્યોતિનાં સામ્રાજ્ય હોય, પણ અત્યારે તો પતિરાજ પારકે ઘેર આથડે છે, એને ધન-દોલતમાં મોજ આવે છે, એને લગ્નસમારંભમાં આનંદ આવે છે, એને કથાકુથલીમાં લહેર પડે છે, એને સંસારના કોઇ પણ ભાવોમાં રસ પડે છે અને પોતે જે સંયોગમાં હોય ત્યાં મળતાં પૌદ્ગલિક સાધનોનો લાભ લેવામાં આનંદ આવે છે, એમાં એ સુખ માને છે અને એવા પૌદ્ગલિક સુખ વધારે મેળવવા માટે એ પ્રયત્ન કરે છે; એની તૃષ્ણાને મર્યાદા નથી, એના અભિમાનનો છેડો નથી, એના દંભને આરો નથી અને એવા અનેક વિભાવમાં એ ઊતરી જાય છે અને તેમાં એને એટલો આનંદ આવે છે કે એ પોતાનું ઘર જ ભૂલી જાય છે. આવા પતિની પત્ની જોર પણ શું કરે? પતિ તો આખો વખત પરભાવમાં ભટકયા કરે છે! એવા ચેતનરાજ પતિની દશાના વર્ણનનો સંબંધ ચેતના પરત્વે જ છે, એટલે અંતે સર્વ વાતનો મેળ મળી જાય છે.

સૂર્યનો ઉદય પૂર્વ દિશાએ થાય છે અને એને 'પૂર્વાધિપતિ' કહેવામાં આવે છે, એને પૂર્વદિશાનો પતિ ઠરાવવામાં આવેલ છે, એનું મૂળ ઘર પૂર્વ દિશામાં છે; પણ એ ભાઇ-સાહેબને તો આખો દિવસ ભટકવું છે, ઘેર રોકાવું નથી, 'પૂર્વા' પત્નીને લાડ લડાવવા નથી, એની સાથે પ્રણયમૈત્રી કરવી નથી, એને મનમાં કોડ થાય તે પૂરા પાડવા નથી, આખો વખત રખડવું છે અને મનમાં પશ્ચિમદિશાને રાખી ત્યાં પહોંચી તેની સાથે આનંદ માણવો છે. એટલે એ તો પૂર્વને છોડી ભટકયા કરે છે અને પશ્ચિમ દિશાએ પહોંચવા તલસ્યા કરે છે. ઘેર તો એક મિનિટ થોભતો નથી. આવો પરસ્ત્રીમાં રાતો (આસક્ત) સૂર્ય જ્યારે ઘરને કાંઇ યાદ પણ કરતો નથી ત્યારે અંતે આથમી જાય છે, કરમાઇ જાય છે, ઊતરી જાય છે.

એ જોર કરીને મધ્ય દિવસ સુધી ઉપર આવે છે, તો પણ એની નજર પરસ્ત્રી (પશ્ચિમા) પર હોવાથી અંતે એ ઊતરતો જાય છે અને છેવટે અસ્ત પામી જાય છે

તે જ પ્રમાણે પરભાવમા રમણ કરનાર પતિ પોતાની ચેતનાને ન ઓળખતા કુમતિને મળવા માટે રખડ્યા કરે છે, એને મળવા તલવલાટ કરે છે અને એ રખડપટ્ટીમા અંતે પોતાનું તેજ ગુમાવી આથમી જાય છે આવા પતિને અંગે ચેતના જોર શુ કરે? પતિનો વિજય થતો નથી અને ચેતનાનો વિરહકાળ છૂટતો નથી એ હકીકત છે પારકે ઘેર રખડનારને કાઇ વધારે પડતુ કહેવામા આવે તો એ વળી ન કરવાનુ કરી બેસે અને આર્યસ્ત્રીને પતિ તો દેવતુલ્ય હોય એટલે એને રીસાવ્યા ઓજે પણ નહિ આવા પતિનો વિજય થતો નથી, પ્રગતિ થતી નથી, ઘર સન્મુખ આવવાની એને ભાવના થતી નથી અને એનો વિકાસ પણ થતો નથી આવા રખડુ પતિની માચી વફાદાર પત્ની જોર પણ શુ કરે? આખરે એ તો અબળા રહી, અને એનામા શક્તિ ગમે તેટલી હોય, પણ એ આર્યસંસ્કારમા ઉછરેલી એટલે ઘણુ તાણે પણ નહિ, તોડે પણ નહિ, છતા પતિને ઠેકાણે લાવવા નવા નવા પ્રયોગો કરે. ચેતનાએ કેવો પ્રયોગ એ બાબતમા કર્યો તે આપણે જોઇએ

આ પંક્તિનો એક બીજો અર્થ પણ ભાસે છે આ પ્રમાણે સૂર્ય જ્યારે પૂર્વ દિશા અને પશ્ચિમ દિશા એમ બન્નેમા રક્ત-આસક્ત થાય છે ત્યારે એનુ પરિણામ એના અસ્ત થવામા આવે છે સૂર્ય ઊગે છે પૂર્વમા અને પૂર્વાધિપતિ કહેવાય છે, પણ જ્યારે એ ઘરનું ઘર મૂકી પશ્ચિમ દિશામા આસક્ત થાય છે ત્યારે એ પોતાનો ઝળકાટ અને ગરમી હારી બેસી અંતે અંધકારમા ડૂબી જાય છે એમ જે પ્રાણી સ્વભાવ અને વિભાવ બન્નેમા રાચવા માંડે છે ત્યારે એ બન્નેથી ભ્રષ્ટ થાય છે ઘણા પ્રાણીઓ એવા વિચારના હોય છે કે વેપાર કરે ત્યારે વેપારમય થઇ જાય, વેપારને સ્થાનકે નર્તનનું ભાન જ ન રાખે અને ધર્મકરણી કરવા માંડે ત્યારે તેમા પણ આસક્ત થઇ જાય આ વિચિત્ર મનોદશાને પરિણામે પ્રાણી ઉભયભ્રષ્ટ થાય છે 'ન મળ્યા રામ અને ન મળી માયા'—એટલે એ આત્મ પ્રગતિનું કામ કરી શકતો નથી અને સંસારને ભોગવી શકતો નથી શાસ્ત્રકાર તો છાતી ઠોકીને કહે છે કે જે પ્રાણી **આત્મામાં જાગૃત છે તે સંસારમા ઊંઘે છે અને સંસારમાં જાગૃત છે તેણે આત્માને વિસાર્યો છે.** તમારા હાથમા પેંડો હોય તેને ખાઇ પણ જવો અને રાખી પણ મૂકવો એ બે વાત એકી સાથે કદી બનતી નથી, એ બનાવવાના પ્રયત્નમાં વિખવાદ છે અને પરિણામમા ઉભયભ્રષ્ટતા છે સંસારને ચાટતા જવો, ઘર-ઘરેણામા રાચવુ અને પડિક્રમણ કરવાથી પાપની આલોચના થઇ જશે એમ ધારી કૃતકૃત્યતા માનવી એ વાતમા વસ્તુતઃ કાંઇ દમ નથી કાંઇ ન કરે તે પ્રમાણમા ઠીક, પણ શુદ્ધ સાધ્યની અપેક્ષાએ એમા બહુ માલ જેવી વાત નથી, સંસારમા સરખા રહી મન તેનાથી અલગ રાખવુ અને સંસારમા લપટાવુ નહિ એ વાત સિદ્ધાંતદૃષ્ટિએ વાચના સારી લાગે છે, પણ વ્યવહારુરીતે લગભગ અશક્ય છે કામદેવના ઘરમા રહી કામદેવને જીતી આવનાર તો સ્થૂળભદ્ર જેવા કોઇ અસાધારણ વિરલા નીકળે, એટલે એ મુખ્ય માર્ગ કે રાજમાર્ગ ન કહેવાય બાકી સંસારમા રહી વાલમને હાથ મારે, વિશુદ્ધ જીવન જીવ, કજીયા, કંકાસમા

# आत्मशुद्धिकुलकम्

મૂલ કર્ત્તા તથા અનુવાદક આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અનુસંધાન પૃષ્ઠ ૧૨ થી )

. સર્વવિરતિ ચારિત્રનો પ્રભાવ વગેરે બે ગાથાવડે જણાવે છે:—

चरणा उ तओ होज्जा, नरत्तसाहल्ल मणओ णेव ।
जं नासियभवभमणं, पसत्थसंतिप्पयं सिवयं ॥ ११ ॥

જે સર્વવિરતિ ચારિત્ર સંસારની રખડપટ્ટીને દૂર કરનાર અને નિર્દોષ શાંતિને તથા મોક્ષને દેનાર છે તે ચારિત્રની નિર્મલ સાધના કરવાથી જ નરભવને સફલ કરી શકાય છે, કારણ કે જો સમ્યક્ચારિત્ર વિનાના સમ્યગ્દર્શન–સમ્યગ્જ્ઞાનથી મુક્તિ થતી હોત, તો બીજી ગતિવાળા જીવો પણ મોક્ષે જઈ શકત; પરંતુ જતાં નથી. આથી સાબિત થાય છે કે જે મનુષ્યો ( દર્શન–જ્ઞાનસહિત ) નિર્મળ ચારિત્રની સાધના કરે છે તેઓ જ મુક્તિના સુખને પામે છે. ( ૧૧ ).

चरणजयस्स संती, जा सा णिंदस्स चक्कवट्टिस्स ।
पावंति नरा धण्णा, तं दुविहं दव्वभावेहिं ॥ १२ ॥

---

પડે નહિ અને વિષયકષાયનો સર્વથા ત્યાગ કરે એ બહુ મોટી વાત છે, પણ આમજનતાના ઉપદેશ કે કાર્યપ્રદેશને માટે અગમ્ય છે. એવા વિરલ દાખલા મૂળ નિયમને બતાવતા નથી અને મૂળ નિયમ તો આનંદઘનજી મહારાજ કહે છે તે જ સ્પષ્ટ છે. સંસારમાં રહી ચૌદમા ગુણઠાણાની વાતો કરવી એ વાતો તરીકે ઠીક છે, પણ ગુણપ્રાપ્તિ અને આત્મ-પ્રગતિને અંગે બહોળતાએ તો અસંગત વાત જેવી વાત છે.

ચેતન કોઈ વાર શુદ્ધ વિચારણામાં ઊતરી જાય છે ત્યારે એ પોતાને જ કહે છે- ચેતનજી ! તમારી શુદ્ધ ચેતના તો અત્યારે બચ્ચાં જેવી છે, હજુ એને યૌવન પ્રાપ્ત થયું નથી, એનામાં જોર વાધ્યું નથી, તમારા ઘરની એ વત્સલપ્રેમી પત્ની તમારા પર જોર કેમ કરીને કરે ? કારણ કે તમે તો પારકે ઘેર ગયા કરો છો અને જ્યારે ત્યારે વિભાવદશામાં પડી જાઓ છો. પૂર્વદિશાના પતિ સૂર્ય જેવા તમે પોતે છો, તમારામાં ઝળહળતું તેજ છે, તમારી સામે કોઇની નજર માંડવાની તાકાત નથી, પણ જ્યારે તમે પોતે જ પશ્ચિમ દિશામાં પારકી સ્ત્રીમાં–પરઘરમાં આસક્ત થાઓ ત્યારે તમારું તેજ હાનિ પામતું જાય છે અને અંતે તમે અસ્ત થઇ જાઓ છો. તમારા પ્રકાશપ્રદેશ પર અંધકાર વ્યાપે છે અને તમે અંતે એટલા ઊંડા ઊતરી જાઓ છો કે તમારું અસ્તિત્વ પણ શોધ્યું જડતું નથી. આત્મા–ચેતનજી પોતાને ઉદ્દેશીને અંતર્યામી સાથે વધારે વિચાર કરે છે તે પણ જોઇએ.

( ચાલુ )

મૌક્તિક

સર્વવિરતિ ચારિત્રની નિર્મળ સાધના કરવામાં સંપૂર્ણ રીતે ઉદ્યમવંત આસન્નસિદ્ધિક ભવ્યજીવોને જે અપૂર્વ શાંતિનો અનુભવ થાય છે તેવો શાંતિનો અનુભવ ઇંદ્રને કે ચક્રવર્તીને હોતો જ નથી, કારણ કે તેઓ (ઇંદ્ર–ચક્રવર્તી વગેરે) ભોગતૃષ્ણાના ગુલામ બનેલા હોય છે.

એવા ઉત્તમ સ્વરૂપવાળા સર્વવિરતિ ચારિત્રને સર્વ જીવો પામી શકતા નથી, પરંતુ જેઓ અલ્પસંસારી–આસન્નસિદ્ધિક–વિધિરુચિ હોય છે તે ધન્ય ભવ્ય જીવો જ પામી શકે છે. તે સર્વવિરતિ ચારિત્રના ( ૧ ) દ્રવ્યચારિત્ર, ( ૨ ) ભાવચારિત્ર એમ બે ભેદ છે. તેમાં મુનિવેષ વગેરે ભાવચારિત્રને ટકાવવાનાં જે સાધનો જિનશાસનમાં કહ્યાં છે તે દ્રવ્યચારિત્ર કહેવાય, અને તે સાધનોના આલંબનથી સંયમીજીવોની જે નિજગુણરમણતા થાય તે ભાવચારિત્ર કહેવાય. ( ૧૨ ).

આ બાબતમાં નીચેના શ્લોકો પુષ્ટિ આપે છે :—

> नैवाऽस्ति देवराजस्य, तत्सुखं नैव राजराजस्य ।
> यत्सुखमिहैव साधोर्लोकव्यापाररहितस्य ॥ १ ॥ [ आर्या ]

દેવરાજા–ઇંદ્રને કે રાજરાજા–ચક્રવર્તીને તે સુખ નથી કે જે સુખ લોકવ્યાપાર રહિત એવા મુનિઓને અહીં પ્રાપ્ત થાય છે.

> तणसंथार निसण्णोऽवि, मुणिवरो भट्ठरागमयमोहो ।
> जं पावइ मुत्तिसुहं, कत्तो तं चक्कवट्टीवि ॥ १ ॥ [ आर्या ]

રાગ, મદ, મોહને દૂર કરનારા મહામુનિ મહાત્માઓ ભલેને ઘાસના સંથારા ઉપર બેઠા હોય કે સૂતા હોય, તો પણ તેમને જે મુક્તિનું અપૂર્વ શાંતિસુખ મળે છે તે સુખનો અનુભવ આશાના ગુલામ બનેલા ચક્રવર્તીઓને કયાંથી હોય ? અર્થાત્ ન જ હોય આ જ મુદ્દાથી પૂર્વધર ભગવંતે કહ્યું છે કે :—

> आशाया ये दासा-स्ते दासाः सर्वलोकस्य ।
> आशा दासी येषां, तेषां दासायते लोकः ॥ १ ॥ [ आर्या ]

જેઓ આશાના ગુલામ બનેલા છે તેમને આખી દુનિયાની ગુલામી ઉઠાવવી પડે છે, અને જેઓ આશાને દાસી બનાવે છે તેમની આગળ દુનિયાના જીવો દાસ જેવા થઇને ઊભા રહે છે, તેમને નમસ્કાર કરે છે, ધન્યવાદ આપે છે. તેમના નિર્મળ જીવનને જોઇને તેવા બનવા માટે પ્રયત્ન કરે છે. કહ્યું છે કે :—

> निर्जितमदमदनानां, वाक्कायमनोविकाररहितानाम् ।
> विनिवृत्तपराशानां, इहैव मोक्षो न संदेहः ॥ १ ॥ [ आर्या ]

જેઓ મદ અને મદનને જીતીને મન-વચન-કાયાથી નિર્વિકારી બનેલા છે, અને વિભાવરૂપ પરવસ્તુની ઇચ્છા પણ કરતા નથી તેઓ અહીં પણ અમુક

અંશે મુક્તિના સુખનો અનુભવ કરે એમાં નવાઈ શી ? એમાં લગાર પણ સંદેહ જેવું છે જ નહિ.

હવે દ્રવ્યચારિત્રનો પ્રભાવ બે ગાથામાં દૃષ્ટાંતપૂર્વક જણાવે છેઃ—

दव्वेण भावथेज्जं, दव्वचरणहीणकेवलीभरओ ।
वंदिज्जइ ण सुरेहिं, तं सत्थं तं सुए भणियं ॥ १३ ॥

દ્રવ્ય ( દ્રવ્યચારિત્ર-મુનિવેષ વગેરે ) એ ભાવને ટકાવનાર છે, માટે જ વ્યવહાર એ છે કે-ભલેને ગૃહસ્થપણામાં કેવલી થયા હોય, પણ જ્યાંસુધી મુનિવેષને અંગીકાર ન કરે ત્યાંસુધી દેવાદિ ભવ્ય જીવો તેમને વંદન ન કરે. એટલે કેવલજ્ઞાનથી જેઓ એમ જાણે કે હજુ પણ મારું આયુષ્ય છે તે ગૃહસ્થલિંગી કેવલીભગવંતો દેવતાએ દીધેલા મુનિવેષને જરૂર અંગીકાર કરે છે. ત્યારબાદ ઇંદ્ર વગેરે તેમને વંદનાદિ કરે છે, માટે સિદ્ધાંતમાં કહ્યું છે કે-દ્રવ્યચારિત્ર એ પણ પ્રશંસનીય છે. ( ૧૩ ).

विहरित्ता पुव्वाइं, लक्खमियाइं पडूयभव्वयणे ।
पडिबोहित्ता घाई-यरकम्मखएण मुत्तिगओ ॥ १४ ॥

ચક્રવર્તી ભરતમહારાજા આરીસાભુવનમાં રહીને અનિત્ય ભાવના ભાવતાં કેવલજ્ઞાન પામ્યા. દેવોએ તેમને મુનિવેષ આપ્યો. તે અંગીકાર કરીને શ્રી કેવલી મહારાજાએ લાખ પૂર્વ સુધીના કેવલીપર્યાયમાં વિચરીને ઘણા જીવોને પ્રતિબોધ પમાડ્યા. છેવટે તેઓ અઘાતિકર્મોને ખપાવીને મુક્તિપદ પામ્યા. (૧૪).

જીવાદિ પદાર્થોનું સ્વરૂપ વગેરે બે ગાથાવડે જણાવે છેઃ—

आइविहीणो जीवो, भवो तहा कम्मजोगसंजाओ ।
दुक्खाणुबंधभावो, दुक्खफले सुद्धधम्मेणं ॥ १५ ॥
भवविच्छेओ होज्जा, तप्पत्ती किट्टकम्मविलयाओ ।
तहभव्वत्ताइबला, विलओ किट्टाण कम्माणं ॥ १६ ॥

જીવ અનાદિ છે, સંસાર અનાદિ છે અને જીવને કર્મનો સંબંધ પણ અનાદિ છે. એટલે ઘટ વગેરે પદાર્થોની માફક જીવ અમુક કાળે ઉત્પન્ન થયો એમ કહેવાય જ નહિ. જો જીવની ઉત્પત્તિ માનવામાં આવે તો જાતિસ્મરણાદિની બીના ઘટે જ નહિ અને તે જ બીનાથી એમ સાબિત થાય છે કે જીવની આદિ ( ઉત્પત્તિ, શરૂઆત ) નથી. આ જ મુદ્દાને લક્ષ્યમાં રાખીને પ્રાણના વિયોગને જ મરણ કહેલ છે. સંસારી જીવોમાં એમ બને છે કે તે એક ( પહેલાંના જૂના ) શરીરમાંથી નીકળીને બીજું શરીર ધારણ કરે છે, અને જેઓ મોક્ષમાં

જવાના હોય છે તેમને કર્મના અભાવે નવું શરીર ધારણ કરવાનું હોતું જ નથી. આ વાતને ધ્યાનમાં રાખીને જિજ્ઞાસુઓએ જીવની વ્યાખ્યા સમજી લેવી કે–જે જીવે છે, જીવતો હતો અને જીવશે તે જીવ કહેવાય. એટલે જે પાંચ ઇંદ્રિયો, ત્રણ બલ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય–આ દશ પ્રાણોમાંથી પોતાની યોગ્યતા પ્રમાણે ૪–૬–૭–૮–૯–૧૦ પ્રાણોને ધારણ કરે તે જીવ કહેવાય. આ વ્યાખ્યા સંસારી જીવોની અપેક્ષાએ જણાવી છે. સિદ્ધની અપેક્ષાએ જે અનંત જ્ઞાનાદિ ભાવપ્રાણોને ધારણ કરે તે જીવ કહેવાય, કારણ કે તે સિદ્ધ પરમાત્માએ દ્રવ્યપ્રાણનું કારણ જે કર્મો તેનો નાશ કરેલ છે. કર્મના સંબંધથી જીવને સંસારમાં રખડવું પડે છે. સંસાર એ વિવિધ દુઃખોના અનુબંધ( શ્રેણિ )થી ભરેલો છે અને તે દુ.ખ( રૂપ ફલ )ને આપે છે. આવા દુઃખમય સંસારનો નાશ શાથી થાય ? આ પ્રશ્નના જવાબમાં સમજવું કે–નિર્મળ ધર્મની આરાધના કરવાથી સંસારનો નાશ થાય છે. પાપકર્મનો નાશ થાય ત્યારે નિર્મળ ધર્મની સાધના થઇ શકે છે, અને તે પાપકર્મોનો નાશ તથાભવ્યત્વ વગેરે સાધનસામગ્રીના યોગે થઇ શકે છે. ( ૧૫–૧૬ ).

તથાભવ્યત્વાદિની પરિપાક દશા શાથી થાય ? તે જણાવે છેઃ—

चउसरणंगीकारा, दुक्कडगरिहाइ पुण्णकज्जाणं ।
अणुमोयणाइ तहभ–व्वत्ताइबलं हवइ सिग्धं ॥ १७ ॥

ચાર શરણને અંગીકાર કરવાથી, કરેલાં પાપની નિંદા કરવાથી અને સુકૃતની અનુમોદના કરવાથી તથાભવ્યત્વ વગેરેનું બલ એટલે પરિપાકદશા જલ્દી થાય છે. (૧૭).

अरिहंतसिद्धसाहू–धम्मो सरणं चउण्हमणवरयं ।
बहुसो कज्जं होज्जा, समाहिमरणं सुलहबोहिं ॥ १८ ॥

શ્રી અરિહંત, સિદ્ધ, સાધુ અને શ્રી કેવલિભાષિત ધર્મનું શરણ વારંવાર અંગીકાર કરવું જોઇએ. એમ કરવાથી સમાધિપૂર્વક મરણ થાય છે અને ભવાંતરમાં પણ શ્રી જિનધર્મની પ્રાપ્તિ સુલભ થાય છે. ( ૧૮ ).

સર્વ દુઃખના કારણભૂત સંગને છોડવાનું કહે છેઃ—

कम्मनिबंधणचाओ, कायव्वो सव्वसंगपरिहारो ।
संगेण कम्मबंधो, कहिओ संवेगमालाए ॥ १९ ॥

શ્રી સંવેગમાલામાં દરેક કર્મનાં કારણો વિસ્તારથી સમજાવીને તેથી બચવાના ઉપાયો પણ બતાવ્યા છે. તે ધ્યાનમાં રાખીને અને સાંસારિક પદા-

થોમાં આસક્તિ રાખવાથી અથવા મિથ્યાત્વી વગેરેના સંગથી કર્મ બંધાય છે, એમ સમજીને તમામ સંગનો ત્યાગ કરવો. ( ૧૯ ).

સાધ્યદષ્ટિ સતેજ રાખવાની સૂચના કરે છેઃ—

नियसुद्धसज्झभंसो, न जहा होज्जा तहा पयट्टिज्जा ।
सज्झारंभो कज्जो, वियारिऊणं जओ सेयं ॥ २० ॥

મહાપુણ્યના ઉદયે શ્રી જિનધર્મ, નિર્મળ દેવગુરુની ઉપાસના ( સેવના ), સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગની સાધનાને અનુકૂલ સામગ્રીને પામેલા હે ભવ્ય જીવો ! તમને નિર્મળ અને ખરું સાધ્ય જે પ્રાપ્ત થયું છે તે એ છે કે–કોઇ પણ ઉપાયે આત્માને નિર્મળ બનાવીને સિદ્ધસ્વરૂપ કરવો. તે સાધ્યનો કોઇ રીતે ભ્રંશ થવા દેશો નહીં. કેમકે જ્યારે આત્મા વિભાવદશાને દૂર કરીને નિજગુણરમણુતા પ્રાપ્ત કરે છે ત્યારે જ સિદ્ધસ્વરૂપ થઈ શકે છે. સારા આલંબનો સેવવાથી નિજગુણરમણુતા વધે છે. શ્રી જિનશાસનમાં જણાવેલા ઉત્તમ આલંબનોમાં પંચપરમેષ્ઠિ વગેરે આલંબનો મુખ્ય ગણાય છે. આ વાતને લક્ષ્યમાં રાખીને જેમ નિજગુણરમણુતા વધે તેવી જ પ્રવૃત્તિ કરવી. અને કાંઈ પણ કાર્ય કરતાં પહેલાં એના ભવિષ્ય ફળનો જરૂર વિચાર કરવો. જે કાર્યનું પરિણામ આત્મહિતકર જણાય તેવું જ કાર્ય કરવું અને અશુભ કાર્યનો ત્યાગ કરવો. એમ કરવાથી અલ્પકાળમાં જરૂર તમારું કલ્યાણ થશે. તમે મુક્તિના શાશ્વતા સુખને જરૂર પામી શકશો. ( ૨૦ )

કારણને અનુસરતી જ કાર્યની ઉત્પત્તિ થાય છે તે જણાવે છેઃ—

णिच्चं सुहाहिलासो, सव्वेसिं केइ सम्मकरणाइं ।
सेवंते विरलयणा, बहुमणुया दुक्ककरणाइं ॥ २१ ॥

બધાએ જીવો એમ ચાહે છે કે–અમને હમેશાં સુખ મળે, પણ તેઓમાંથી કેટલાએક ગણુત્રીના જ માણસો સુખનાં કારણોને સેવે છે અને ઘણુંખરાં દુઃખનાં કારણોને સેવે છે, માટે જ તેઓ સુખને પામતા નથી; કેમકે જેવું વાવ્યું હોય તેવું જ લણાય છે, અર્થાત્ જેવું કારણ હોય તેવું જ કાર્ય થાય છે. લીંબડાનું બી વાવ્યું હોય તો તેમાંથી લીંબોળી જ થાય, પણ શેલડીનો સાંઠો ન જ થાય, માટે જ કહ્યું છે કે—" यथा कारणं तथा कार्यं, नहि निंबबीजादिक्षुयष्टिर्भवितुमर्हति " આ વાતને ધ્યાનમાં રાખીને ભવ્યજીવોએ મુક્તિના શાશ્વતા–દુઃખના મિશ્રણરહિત સુખોને મેળવી આપનારાં સાધનોની જરૂર સેવના કરવી જોઇએ. તેવાં સાધનોમાં અહિંસા, સંયમ અને તપ મુખ્ય ગણાય છે. ( ૨૧ ). ( અપૂર્ણ )

પડી હોય છે તે બીજાના ગુણ જોઇ શકતો નથી, એટલું જ નહીં પણ સાંભળી પણ શકતો નથી. તેની પાસે જો કોઇ અન્યના ગુણાનુવાદ કરે તો તે દૂધમાંથી પુરા કાઢવાની જેમ તેમાંથી દોષ શોધી કાઢે છે. કહ્યું છે કે-**'દોષ નજરથી નિંદા હોવે, ગુણ નજરે હોય રાગ.'** એટલે ગુણને દોષ જોવામાં-શોધવામાં આપણી નજર જ કામ કરે છે. આવી ટેવવાળાને મોટી હાનિ તો એ થાય છે કે એનામાં કોઈપણ ગુણ ટકી શકતો નથી. એની દષ્ટિ જ બદલાયેલી રહે છે એટલે આમાં પોતાથી જ પોતાનો આત્મા ભારે થાય છે એટલે તેને પ્રગટપણે મૃષાવાદ કહી શકાય તેમ છે.

૬. **માયામૃષાવાદ**—આમાં તો મૃષાવાદ પ્રગટપણે જ કહેલ છે. તે કરતાં માયા શબ્દ વધારેલો છે, તેથી શાસ્ત્રકાર તેને વધારેલા વિષ જેવું કાતીલ વિષ કહે છે. એને વકેલા વાઘના બાળકની અને અવળા પકડેલા શસ્ત્રની ઉપમા આપી છે કે જેથી આત્માને પારાવાર હાનિ થાય છે. આ ૧૭ મા પાપસ્થાનકની સજઝાયમાં ઉપાધ્યાયજીએ એની બહુ સારી રીતે વિવક્ષા કરીને તેનું ત્યાજ્યપણું સિદ્ધ કર્યું છે.

ઉપર પ્રમાણે છ પાપસ્થાનક મૃષાવાદને લગતાં જ છે. તે સંબંધમાં મુખ્ય તો વાણીવ્યાપાર છે; પરંતુ તેનો ઉદ્ભવ અંતઃકરણની મલિનતામાંથી થાય છે એટલે તે સર્વથા ત્યાજ્ય છે. એમાં કાયવ્યાપારની ગૌણતા છે. વાણીવ્યાપાર તો શુભ પણ હોય છે અને ઉત્તમ મનુષ્યના મોઢામાં એવો શુભ વાણીવ્યાપાર જ હોય છે તે સંબંધમાં આ માસિકમાં ઉત્તમ પુરુષો કેવી વાણી બોલે? તે સંબંધી લેખ ગત વર્ષના ૧૨ મા અંકમાં આપેલ છે તે વાંચવો. · કુંવરજી

## પ્રભુ-નાવિકને પ્રાર્થના

મારું નાવ તમારે હાથ, રીખભ પ્રભુ તારજો રે.
નાજુક નાવ ડૂબે છે દરિયે, તોફાનોથી અણજાણ છઇયે;
ફાંફાં માર્યે તુજ કૃપા વિન, કયાંથી પાર પમાયે? **મારું નાવ૦ ૧**
હલેસાં મારતાં નવિ હું થાકું, થાકું ત્રાસું ખડકોથી હું;
હું જાણું એ મુજ નિર્બળતા, અશક્તિ એ મારી. **મારું નાવ૦ ૨**
સંસારસાગર અતિ વિકટ છે, વિકટ છે મુજ પંથ;
ચાલ્યો થોડું, ચાલવું ઝાઝું, ઉજાળજો મુજ પંથ. **મારું નાવ૦ ૩**
ઘોર અંધારે નાવડી ચાલી, ધ્યેય વિના અથડાશે;
જ્ઞાનજ્યોતની તુજ દીવાદાંડી, કયી નજરે દેખાશે? **મારું નાવ૦ ૪**
નવ સમજાયે મુજને કે, એ કયાં જઇને અથડાશે?
અથડાઉં નહીં તે તુજ આધીન, મુજને તે સમજાશે. **મારું નાવ૦ ૫**
મુજને શંકા નથી ઓ નાવિક!, તુંમાં પૂર્ણ વિશ્વાસ;
નથી ફરિયાદ કરવી કંઇ મારે, તાર યા ડુબાડ. **મારું નાવ૦ ૬**

જયન્ત એન. શાહ

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—ભાઈ દેવચંદ કરશનજી–રાંધણપુર. )

આ પ્રશ્નકારના પ્રશ્નોનો પ્રારંભનો મોટો ભાગ જીવોની પર્યાપ્તિ અને પુદ્ગળગ્રહણને લગતો છે તેથી તેના દરેકના ઉત્તર ન લખતાં તે સંબંધી શાસ્ત્રીય માન્યતા જ જણાવી છે કે જેથી તેના ઉત્તરો તેમાં આવી જાય છે એટલે જુદા જુદા લખવાની જરૂર રહેતી નથી.

૧. દરેક જીવ ઔદારિકાદિ વર્ગણાઓ જે ગ્રહણ કરે છે તે અનંતાનંત પરમાણુઓના બનેલા અનંતા સ્કંધોની જ હોય છે.

૨ પર્યાપ્તિ એટલે શક્તિ. ઉત્પન્ન થતી વખતે તો જીવ પ્રથમ સમયે કાર્મણ-કાયયોગવડે સ્વયોગ્ય ઔદારિક અથવા વૈક્રિય પુદ્ગળોને ગ્રહણ કરે તે આહારપર્યાપ્તિ એક સમયની છે. તે વખતે ગ્રહણ કરેલ આહાર ઓજાહાર કહેવાય છે. બીજા સમયથી દરેક સમયે લોમાહાર ગ્રહણ કરી તેનાવડે શરીર બાંધે છે. તે બીજી પર્યાપ્તિ અંતર્મુહૂર્ત્તની છે. શરીર બંધાયા પછી તેમાંથી ઇંદ્રિયયોગ્ય સ્કંધોવડે સ્વ-યોગ્ય ઇંદ્રિય બાંધે છે. આ ત્રણે કાર્ય એક જ પ્રકારની વર્ગણાનાં છે.

૩. ગર્ભમાં હોય ત્યાં સુધી પ્રથમ સમય પછી માત્ર લોમાહાર જ લે છે. તેમાંથી ખળ અલ્પ અને રસ વધારે થાય છે. ગર્ભમાંથી પ્રસવ થયા બાદ લોમાહાર ઉપરાંત કવળાહારની પણ શરૂઆત થાય છે, પરંતુ તે કાંઇ પ્રત્યેક સમયે લેવાતો નથી. તે આહારમાંથી ખળ વધારે થાય છે ને રસ ઓછો થાય છે. ખળ થયેલ પુદ્ગળો નીકળી જાય છે

૪. ત્રણ પર્યાપ્તિ પછીની ત્રણ પર્યાપ્તિઓ શ્વાસોચ્છ્વાસવર્ગણા, ભાષાવર્ગણા અને મનોવર્ગણા ગ્રહણ કરવાવડે થાય છે. એ વર્ગણાઓ તો ગ્રહણ કરી, પરિણમાવી, અવલંબીને મૂકી દેવામાં ( તજી દેવામાં ) આવે છે. વારંવાર નવી નવી જ ગ્રહણ કરવી પડે છે.

૫. વૈક્રિય શરીરવાળા દેવ, તથા નારકી જીવો વૈક્રિયવર્ગણાને પ્રત્યેક સમયે આહાર તરીકે ગ્રહણ કરી, તેનાવડે શરીર બાંધી તેમાંથી ઇંદ્રિય યોગ્ય સ્કંધોવડે ઇંદ્રિય બાંધે છે. તેને કાયમ લોમાહાર જ હોય છે. કવળાહાર હોતો જ નથી. દેવોને જેટલા સાગરોપમનું આયુ હોય તેટલા હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છે તે વખતે પણ વિશિષ્ટ વૈક્રિય પુદ્ગળો લોમાહારપણે જ સંક્રમે છે.

૬. વૈક્રિયશરીરવાળા દેવો ઔદારિક વર્ગણાવડે અનેક પ્રકારના પદાર્થો

નીપજાવી શકે છે, તે તત્કાળ વિનાશ જ પામી જાય તેવા હોતા નથી. અમુક કાળ સુધી રહે પણ છે.

૭. આહારકવર્ગણાને આહારકશરીરની લબ્ધિવાળા ચૌદપૂર્વી આહારક શરીર બનાવતાં ગ્રહણ કરે છે. એ લબ્ધિ ચૌદપૂર્વીઓને જ હોય છે. તે પણ બધા ચૌદપૂર્વીને હોતી નથી. જેને હોય તે આહારકશરીર એક હાથપ્રમાણ વિકુર્વી તીર્થંકર પાસે જાય છે અને તેમના શરીર સાથે સ્પર્શ કરી પોતાના સંશય ટાળે છે. તીર્થંકરની ઋદ્ધિ જોવા માટે પણ આહારક શરીર બનાવાય છે.

૮. ગર્ભમાં હોય ત્યાંસુધી યોગ ત્રણે હોય છે, પરંતુ વચનયોગનો વ્યાપાર હોતો નથી. મનયોગના અશુભ વ્યાપારવડે ગર્ભમાંથી ચ્યવીને પણ નરકાદિ ગતિમાં જીવ જાય છે.

૯. આહારક શરીર ચર્મચક્ષુવાળા જોઇ શકતા નથી. જો કે તે વર્ગણા તો રૂપી છે, પરંતુ ચર્મચક્ષુને અગોચર છે.

૧૦. ઉત્તરવૈક્રિય શરીર ચર્મચક્ષુથી દેખાય તેવું અને ન દેખાય તેવું બન્ને પ્રકારનું વિકુર્વી શકે છે.

૧૧. વિગ્રહગતિમાં જીવ કોઈપણ પ્રકારનો આહાર ગ્રહણ કરતો નથી. તે વખતે એકલો કાર્મણકાયયોગ જ હોય છે. કેવળીસમુદ્ઘાતમાં વચ્ચેના ત્રણ સમય અનાહારી કહ્યા છે તે વખતે પણ માત્ર કાર્મણકાયયોગ જ હોય છે.

૧૨. આહારક શરીરમાં પણ સંઘયણ વૈક્રિયની જેમ હોતું નથી. સંસ્થાન સમચતુરસ જ હોય છે. દેવોનું પણ બધાનું સંસ્થાન સમચતુરસ્ર હોય છે. નારકીનું હુંડક હોય છે.

પ્રશ્ન ૧૩.—દેવલોકના દેવો અને ઇંદ્રો પંચ કલ્યાણકાદિ પ્રસંગે મનુષ્યલોકમાં આવે ત્યારે કેવડું શરીર કરીને આવે?

ઉત્તર—અહીં તે કાળે જેવડા શરીરવાળા મનુષ્ય હોય તેવડું શરીર કરીને આવે.

પ્રશ્ન ૧૪.—સંવેગપક્ષી મહાવ્રતધારી હોય?

ઉત્તર—ખાસ સંવેગપક્ષી સર્વવિરતિ, દેશવિરતિથી જુદો કહ્યો છે.

પ્રશ્ન ૧૫.—સંવેગપક્ષી શુદ્ધ પ્રરૂપક હોય?

ઉત્તર—શુદ્ધ પ્રરૂપક જ હોય.

પ્રશ્ન ૧૬.—મરીચિ કપિલને મળ્યા અગાઉ મુનિમાર્ગ પ્રરૂપતા હતા તે વખતે તેમને કેવા વેશવાળા સમજવા?

ઉત્તર—ત્રિદંડીના વેશવાળા પરિવ્રાજક સમજવા.

પ્રશ્ન ૧૭.—લઘુ પ્રવચનસારોદ્ધારમાં શેરડીના રસનો ને સાકરના પાણીનો કાળ કેટલો કહ્યો છે?

ઉત્તર—સાકરનું પાણી બે ઘડી પછી કલ્પે ને તે પણ બે ઘડી સુધી જ કલ્પે. શેરડીનો રસ બે ઘડી પછી કલ્પે અને વર્ણગંધાદિ બદલાય ત્યારે ચલિતરસ થવાથી અભક્ષ્ય થાય છે.

પ્રશ્ન ૧૮.—પ્રસ્વેદ ઔદારિકશરીરીને જ હોય કે વૈક્રિયશરીરીને પણ હોય?

ઉત્તર—વૈક્રિયશરીરીને ન હોય, કારણ કે તે શરીરમાં સાત ધાતુ હોતી નથી.

પ્રશ્ન ૧૯—વૈક્રિય શરીરવાળાને કેશ ને નખ હોય કે નહીં?

ઉત્તર—હોય, પણ ઔદારિક ન હોય. વૈક્રિય જ હોય અને તે વધે-ઘટે નહિ.

પ્રશ્ન ૨૦.—મોઘમ સાત ક્ષેત્રમાં વાપરવા માટે કાઢેલી રકમ બધા ક્ષેત્રમાં સમભાગે વપરાય કે ઓછીવત્તી વપરાય?

ઉત્તર—ઓછીવત્તી વપરાય.

પ્રશ્ન ૨૧.—સાત ક્ષેત્રમાં વાપરવા કાઢેલી રકમ ઉપાશ્રયના કાર્યમાં અને જૈન પાઠશાળાના ઉત્તેજનમાં વપરાય?

ઉત્તર—વાપરી શકાય.

પ્રશ્ન ૨૨.—જયંતિ શબ્દનો અર્થ શું?

ઉત્તર—જયંતિ શબ્દનો અર્થ મહાન્ પુરુષોનો જન્મદિવસ. હાલમાં મૃત્યુતિથિ અથવા નિર્વાણતિથિને પણ જયંતિ કહે છે અને તે ઉજવાય પણ છે.

પ્રશ્ન ૨૩.—ઓજાહાર ને લોમાહારથી શરીરની અવગાહના વધે છે કે કેમ?

ઉત્તર—ઓજાહાર તો એક સમયનો જ છે, ત્યારપછી લોમાહારવડે શરીર વધે છે. પ્રસવ પછી લોમાહાર અને કવળાહાર બંનેથી શરીરની અવગાહના વધે છે.

પ્રશ્ન ૨૪.—તીર્થંકર, ચક્રવર્તી વગેરેની માતા સ્વપ્નો દેખે છે તે દેવો દેખાડે છે કે બીજા કારણથી દેખે છે?

ઉત્તર—ગર્ભના પ્રભાવથી દેખે છે.

પ્રશ્ન ૨૫.—શ્રેયાંસકુમારને, પુણ્યપાળ રાજાને તેમ જ વીરપ્રભુ વગેરેને સ્વપ્નો આવ્યાં હતાં તે શા કારણથી આવ્યાં હતાં?

ઉત્તર—આ સંબંધમાં શ્રી કલ્પસૂત્ર સુબોધિકામાં સ્વપ્નપાઠક આવે છે ત્યારે સ્વપ્નશાસ્ત્ર કહે છે તે વાંચી જોવાથી તેના કારણ સમજાશે.

પ્રશ્ન ૨૬.—શરીરના સ્ફુરણનું જે ફળ કહ્યું છે તે શા આધારે કહેલ છે?

ઉત્તર—તે પણ અષ્ટાંગ નિમિત્ત પૈકી એક નિમિત્ત છે. તેનો વિસ્તાર અષ્ટાંગનિમિત્ત વગેરે શાસ્ત્રોથી જાણવો.

પ્રશ્ન ૨૭.—નાગકેતુને ધરણેંદ્રે સહાય કરી તે શા કારણે કરી ? પૂર્વભવનો કાંઈ સંબંધ હતો ?

ઉત્તર—ખાસ ધર્મપ્રેમથી જ સહાય કરી છે.

પ્રશ્ન ૨૮.—ચોસઠ યોગિણી સમકિતી છે કે કેમ ?

ઉત્તર—તેને સમકિતી જાણી નથી.

પ્રશ્ન ૨૯.—મિથ્યાત્વી દેવોની પાસે 'અમારું રક્ષણ કરો' એવી માગણી સમકિતી મનુષ્ય કરે ? અને કરે તો તેનું સમકિત રહે કે કેમ ?

ઉત્તર—સમકિતી મનુષ્ય મિથ્યાત્વી દેવ પાસે એવી માગણી કરે જ નહીં, કરે તો સમકિતમાં દૂષણ લાગે.

પ્રશ્ન ૩૦.—ત્રણે અજ્ઞાન જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી થાય છે કે કેમ ?

ઉત્તર—જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જ થાય, પરંતુ મિથ્યાત્વમિશ્રિત હોવાથી તે અજ્ઞાન કહેવાય છે.

પ્રશ્ન ૩૧.—તીર્થંકરની સેવામાં ક્રોડાગમે દેવો હોય તે બધા સમકિતી હોય કે કેમ ?

ઉત્તર—એનો નિરધાર કહી શકાય નહીં.

પ્રશ્ન ૩૨.—પ્રભુની દેશના તિર્યંચો સાંભળે તે બધાને સમકિત થાય કે નહીં ?

ઉત્તર—એનો નિરધાર કહી શકાય નહીં.

પ્રશ્ન ૩૩.—અત્યારે પ્રવર્તે છે તે અષ્ટાંગનિમિત્ત તીર્થંકરકથિત છે કે કેમ ?

ઉત્તર—એનો નિરધાર કહી શકાય નહીં.

પ્રશ્ન ૩૪.—સમવસરણમાં બીજે પ્રહરે ગણધર મહારાજ દેશના આપે છે તે કેવા પ્રકારની આપે ?

ઉત્તર—તેઓ શ્રુતકેવળી હોવાથી અવસરયોગ્ય દેશના આપે.

પ્રશ્ન ૩૫.—યક્ષ, યક્ષણીની જે આકૃતિ વર્ણવેલી છે તે પ્રમાણે જ તેનું મૂળ શરીર હોય ?

ઉત્તર—તે પ્રમાણે ન હોય. એ તો બહુ સુંદર સમચતુરસ્ર સંસ્થાનવાળું હોય. આ તો તેની પસંદગીનું કૃત્રિમ શરીર છે.

પ્રશ્ન ૩૬.—તીર્થંકરને લંછન હોય તેનું શું કારણ ? અને તે દરેક પ્રભુને હોય કે કેમ ?

**ઉત્તર**—એ લંછન તો શરીરસ્વભાવે બીજાં લક્ષણોની જેમ હોય છે અને દરેક પ્રભુને હોય છે. તે તેમને ઓળખવાનું સાધારણ ચિહ્ન છે.

**પ્રશ્ન ૩૭.**—ચારે નિકાયના દેવોને લંછન હોય કે નહીં?

**ઉત્તર**—તમે લંછન શબ્દે શું કહેવા માગો છો? તે જણાવો. જો તેનો અર્થ નિશાની કહેતા હો તો પ્રાયે દરેક દેવને હોવા સંભવ છે.

**પ્રશ્ન ૩૮.**—ચક્ષુઇંદ્રિયવાળાને બે આંખ જ હોય કે વધારે હોય?

**ઉત્તર**—ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય વગેરેને પ્રાયે બે આંખ જ હોય છે.

**પ્રશ્ન ૩૯.**—ધનંજયકોષમાં અમુક જાતિના મત્સ્યોને છ આંખો હોવાનું જણાવેલ છે તે બરાબર છે?

**ઉત્તર**—એવા મત્સ્ય મારા જાણવામાં નથી.

**પ્રશ્ન ૪૦.**—આંખની જેમ કાન, જીભ વગેરે ઇંદ્રિયો વધારે હોય કે નહીં?

**ઉત્તર**—વધારે હોવાનું જાણ્યું નથી.

**પ્રશ્ન ૪૧.**—ઉજમણાના છોડના ચંદરવા પુંઠીઆમાં સિદ્ધચક્ર કે પ્રભુની મૂર્તિ કરવામાં આવે છે તે યોગ્ય છે?

**ઉત્તર**—એમાં કાંઇ અયોગ્ય જણાતું નથી.

**પ્રશ્ન ૪૨.**—જે પુંઠીઆમાં સિદ્ધચક્રની કે તીર્થંકરની મૂર્તિ હોય તે પુંઠીઉં ગુરુની પછવાડે બંધાય?

**ઉત્તર**—ન બંધાય. આશાતના લાગે. પ્રભુની પાછળ બંધાય.

**પ્રશ્ન ૪૩.**—દેવો, મનુષ્ય કે તિર્યંચ ઉત્તરવૈક્રિય રૂપ કરે તે નેત્ર મીંચાય તેવું અને જમીનને અડીને ચાલે તેવું કરી શકે?

**ઉત્તર**—બંને પ્રકારનું કરી શકે.

**પ્રશ્ન ૪૪.**—માયાની સજ્ઝાયમાં 'સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત્વ' એમ કહ્યું છે તે સત્ય ને માયા કેવી સમજવી?

**ઉત્તર**—એમાં દેવ, ગુરુ, ધર્મરૂપ ત્રણ તત્ત્વનું સ્વરૂપ યથાર્થ જાણવારૂપ સત્ય સમજવું અને તે પ્રકારના જાણપણામાં કપટભાવ કે મિશ્રભાવરૂપ માયા જાણવી; કારણ કે તે મિથ્યાત્વજન્ય હોય છે.

**પ્રશ્ન ૪૫.**—દેવો ચ્યવીને સૂક્ષ્મ એકેંદ્રિયમાં ઉપજે?

**ઉત્તર**—ન ઉપજે. ઇશાન દેવલોક સુધીના દેવો બાદર પર્યાપ્ત પૃથ્વીકાય, અપ્કાય ને પ્રત્યેક વનસ્પતિકાયમાં જ ઉપજે; બીજા બાદરમાં, અપર્યાપ્તમાં કે સૂક્ષ્મમાં ન ઉપજે.

કુંવરજી

૧૦. માણુસ પોતે જે ધારતો હોય તે સ્પષ્ટ અને સાચી રીતે કહેવાની હિંમત કરે તો એ હંમેશા આનંદમાં જીવી શકે છે.

૧૧. આપણો જે સ્વભાવ છે તે સંતાડવાનો પ્રયત્ન કરીને આપણે કેટલા દુઃખી બનીએ છીએ ?

૧૨. જ્યારે આપણે સહૃદયતાથી વેગળા રહીએ છીએ ત્યારે સત્ય પણ આપણાથી વેગળું રહે છે.

૧૩. જે જીભનો જૂઠો છે તે જીવનમાં સત્યની પ્રતિષ્ઠા કરી શકતો નથી.

૧૪. વિશુદ્ધિ અને શાંતિ માણસને પ્રમાણિક બનાવે છે.

૧૫. અંતરની પવિત્રતા વિના સુખ નથી.

૧૬. જો મારું અંતર પવિત્ર અને પ્રમાણિક હોય, તો હજારો સલાહકારો કહે તોય દુશ્મનોની પરવા કર્યા વિના નિર્ભય રીતે હું આગળ ધપું.

૧૭. પ્રમાણિક માણુસ રાતે નિરાંતે ઊંઘ લઇ શકે છે અને દિવસે હૃદયશાંતિના સૌમ્ય પ્રકાશમાં ઝૂમે છે.

૧૮. વાસ્તવિકપણા પ્રત્યે પ્રેમ એ સીધો રસ્તો છે.

૧૯. ન્યાયની પવિત્રતા એ આત્માનું આરોગ્ય છે.

૨૦. માણુસ જ્યારે દુષ્ટ બને છે ત્યારે તે પોતાની જાત સામે પાપ કરે છે.

૨૧. ફૂલ એક વખત ખીલીને પછી હંમેશને માટે કરમાઇ જાય છે, જીવન એવું છે.

૨૨. પ્રફુલ્લ હૃદય તાજગી બક્ષનાર એક જાતની દવા છે.

૨૩. હૃદયને નાહિંમત થવા દેવું એટલે પરાજય ભણી પગલાં માંડવાં.

૨૪. શોક ખરાબીનું એક સ્વરૂપ છે.

૨૫. મનની શાંતિ એ મોટામાં મોટું સુખ છે.

૨૬. શાશ્વત જ્ઞાન આપણા અંતરને અજવાળે છે કે તરત અજ્ઞાન અદશ્ય થઇ જાય છે.

૨૭. આનંદનું ભાન થતાં જ શોક પલાયન કરી જાય છે.

૨૮. જે ભવિષ્યના વિચારોથી દુઃખી થાય છે એને માટે શાન્તિ નથી. એ દુઃખ આવતાં પહેલાં પોતાને દુઃખી બનાવી મૂકે છે.

૨૯. ચિંતાઓને તમારું હૃદય સોંપશો નહિ, નહિતર જલદીથી એ તમને ચિતામાં સુવાડશે.

૩૦. હૃદયને બીકણ અને દુઃખી બનાવવું એટલે નિર્બળતાને આમંત્રવી.

૩૧. આંતરશાંતિને અચળ રાખવા પ્રયત્ન કરવો એમાં જ બહાદુરી છે.

( અપૂર્ણ ) મુનિ સુબોધવિજયજી



મુનિરાજ શ્રી ધનવિજયગણિ વિરચિત

# આભાણશતકનું ભાષાંતર

અથવા

## ( દૃષ્ટાંતયુક્ત સંસ્કૃત કહેવતોનું ભાષાંતર )

ગુરુમહારાજના ચરણકમળમાં પ્રણામ કરીને અને શ્રુતદેવતાને સંભારીને પુણ્યના હેતુ( કારણ )ભૂત આભાણકો ( કહેવતો ) કહું છું. ૧.

સુકુળમાં ઉત્પન્ન થયેલો અને સર્વ જિનપૂજિત એવા જિનધર્મમાં રક્ત એવો પુરુષ **સહજ સુગંધી એવા સુવર્ણની જેમ** લોકમાં કોને આદેયવચની-અંગીકાર કરવા યોગ્ય વચનવાળો ન હોય ? ૨.

ત્રસ અને સ્થાવર એવા સર્વ જીવોને પ્રીતિ ઉત્પન્ન કરનાર અને તુષ્ટિપુષ્ટિકારક એવો શ્રેષ્ઠ જૈનધર્મ **ગોળની જેમ** સર્વને પ્રિય થાય છે. ૩.

વિધિપૂર્વક આરાધેલો જૈનધર્મ **દૂધે ભરેલા દક્ષિણાવર્ત્ત શંખની જેમ** સર્વ જીવને સુખ આપનારો થાય છે. ૪.

**સહકારના ફળની આકાંક્ષા આંબલીના વૃક્ષના ફળવડે પૂરાતી નથી તેમ** જિનધર્મના ફળની આકાંક્ષા ( ઇચ્છા ) અન્ય શાસનવડે પુરાતી નથી. ૫.

સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રવડે ભાવિત આત્મા **ક્ષીર, ખાંડ અને ઘૃતના** આસ્વાદથી પણ અધિક સુખાસ્વાદને પામે છે. ૬.

ધર્મના આરાધન વિના મંત્ર, તંત્ર, યંત્ર અને ઔષધાદિનું સેવન બુદ્ધિમાનોએ ( મનમાં ) પાણી વલોવવા જેવું સમજવું. ૭.

ધર્મોપદેશ શ્રવણને વખતે જે મનુષ્ય ધર્મ સાંભળતો નથી અને ઊંઘે છે તે સ્વર્ણનિધાન મેળવવાને વખતે ચક્ષુવિકળપણાને પામે છે એમ સમજવું. ૮.

અમૃતના આસ્વાદ જેવા સુખકારી જિનધર્મને તજીને જે પ્રાણી મિથ્યા ધર્મને સેવે છે તે નિર્ભાગ્યશેખર અમૃત તજીને વિષને ગ્રહણ કરે છે. ૯.

જૈનધર્મ તજીને અન્ય શાસન જેણે અંગીકાર કર્યું તેણે આંખ મીંચીને અંધકાર કર્યા બરાબર સમજવું. ૧૦.

ધર્મોપદેશમાં કરાતો શ્રમ અને દાનમાં કરાતો વિત્તવ્યય કર્પૂરનું ભક્ષણ કરીને દંતપાત કરવાની જેમ કોઈએ પણ નિંદા કરવા યોગ્ય નથી. ૧૧.

સમ્યક્ પ્રકારના ગુણગૌરવસંયુક્ત શ્રી જૈનધર્મમાં જે દૂષણ કાઢવાં તે દૂધમાંથી પુરા કાઢવા જેવું છે. ૧૨.

નિર્ભાગી મનુષ્યના ઘરમાં નિધાન રહી ન શકે તેમ પ્રમત્ત કે અતિ મત્તના ચિત્તમાં ધર્મની વાસના ટકી શકતી નથી. ૧૩.

મરણસમય પ્રાપ્ત થયે જે ધર્મકાર્યના મનોરથ કરવા તે વિશાળ સરોવરમાથી પાણી વહી ગયા પછી બંધ ( પાળ ) બાંધવા જેવું ( ફોગટ ) છે. ૧૪.

મદોન્મત્ત હાથીની સામે જેમ માણસ શેરડી ખાઇ શકે નહીં તેમ પુણ્યવાન પુરુષની સાથે પુણ્યહીન પુરુષ સ્પર્ધા કરી શકે નહીં. ૧૫.

કાણા ઘડામાં જેમ પાણી ટકી શકતું નથી તેમ પાપે કરીને મલિન પુરુષના હૃદયમાં ધર્મની વાસના ટકી શકતી નથી. ૧૬.

સમુદ્રમા જળ પારાવાર ભરેલું હોય છે, છતાં તેમાંથી જળ તો પાત્રના પ્રમાણમાં જ મળે છે તેમ રત્નથી ભરેલી પૃથ્વીમાંથી જીવોને પુણ્યાનુસારે જ પ્રાપ્તિ થઇ શકે છે. ૧૭

દેવગુરુ વગેરેની સામગ્રી પ્રાપ્ત થયા છતાં જે મનુષ્ય પ્રમાદપરાયણ રહે છે તે પાણીથી ભરેલા સરોવરની પાસે સ્થિત છતાં તૃષિત રહે છે, એમ સમજવું. ૧૮.

તીર્થની યાત્રા કરનાર કરાવનાર મનુષ્ય આ ભૂતળ પર સંઘપતિપણું પામે છે, તેથી યતો ધર્મસ્તતો જયઃ એ કહેવત સત્ય ઠરે છે. ૧૯.

સર્વજનોને અભીષ્ટ એવી દયા જિનેશ્વરે ઉપદેશી છે તે ભાવતું હતું ને વૈદે કહ્યુ તેના જેવું તેમ જ સાકર સહિત દુગ્ધના પાન જેવું છે. ૨૦.

ગઇ તિથિ જેમ બ્રાહ્મણ વાચતો નથી તેમ પુણ્યવાન્ પુરુષ પૂર્વે કરેલાં પાપોને સંભારતો નથી. ૨૧.

જેમ પાણી પાણીને માર્ગે જ સત્વર જાય છે તેમ સ્વભાવથી જ ધૈર્યવાન્ એવા ઉત્તમ મનુષ્યો ઉત્તમ ( શ્રેષ્ઠ ) માર્ગે જ ગમન કરે છે. ૨૨.

પાણીની ગતિ નીચી છતાં જેમ પ્રયાસવડે તેની ઊંચી ગતિ થાય છે તેમ પાપસ્વભાવી મનુષ્યની પણ ઉપદેશવડે ઉચ્ચ ગતિ થાય છે. ૨૩.

જિનોક્ત એવા દયાદાનાદિક ધર્મને અન્યદર્શની જે કહે છે તે પંખીઓ ફરતી વરસાદની વાતો કરે તેના જેવું છે. ૨૪.

પરંપરાગત આવેલા ધર્મ વિના બીજી સર્વ કળાઓ, કળાકલાપયુક્ત છતાં મયૂરનું નૃત્ય જેમ શોભતું નથી તેમ શોભા પામતી નથી. ૨૫.

ક્રમાગત ધર્મને તેમ જ ધર્મીજનોના સમૂહને છોડીને જે મૂઢ અન્ય સમૂહમાં જવા કરે છે તે સમુદ્રને તજીને દેડકો ખાબોચીઆમાં જાય તેના જેવું છે. ૨૬.

પોતાની માતા દુષ્ટ છતાં તેનું સાકિનીપણું જેમ કોઇ કહી શકતું નથી તેમ પોતાના અશુદ્ધ ધર્મને પણ કોઇ મિથ્યા કહી શકતું નથી. ૨૭.

બહુ પ્રકારે રક્ષા કર્યા છતાં તેમ જ બહુ પ્રકારે શિક્ષા આપ્યા છતાં જેમ નળીમાં રાખેલું કૂતરાનું પુચ્છ સરલ થતું નથી તેમ અનેક પ્રકારનો પ્રયાસ કર્યા છતાં નીચ પુરુષ સન્માર્ગગામી થતો નથી. ૨૮.

અનેક પ્રકારે જ્ઞાન, દર્શન, ચારિત્રની આશાતના કર્યા પછી જે માત્ર મિથ્યાદુષ્કૃત જ દેવો તે સમુદ્રને પૂરવા માટે સાથવાની મુષ્ટિ નાખવા જેવું નિરર્થક છે. ૨૯.

પરસ્ત્રીમાં આસક્ત અને પરદ્રવ્યનો અપહારક મનુષ્ય यतः पापं ततः क्षयः ની જેમ નિધનપણાને જ પામે છે. ૩૦.

મુખ્ય માર્ગ( ધર્મમાર્ગ )ને મૂકીને જે મનુષ્ય સ્વેચ્છિત ( કલ્પિત ) પાપમાર્ગે ગમન કરે છે તે દુર્ગતિએ જઇને पापेन पच्यते એ કથનને સત્ય કરે છે–નિન્દાપાત્ર થાય છે. ૩૧.

ગળીના કુંડમાં પડેલો કાગ જેમ ઉજ્જ્વળ થઈ શકે નહીં તેમ પોતે પાપી છતાં જે બીજા( ધર્મી )ની નિંદા કરે તે શુદ્ધ કેમ થઇ શકે ? ૩૨.

મધ્યમાં ગ્રંથી( બીજ )વાળો કપાસ જેમ જ્યાં જાય ત્યાં પીડા પામે છે ( પીલાય છે ) તેમ પાપી મનુષ્ય જ્યાં જાય ત્યાં પીડા પામે છે. ૩૩.

દૂધે ધોયા છતાં પણ કાગ જેમ રાજહંસપણાને ( શ્વેતપણાને ) પામતો નથી તેમ મિથ્યાદૃષ્ટિ પણ તપવડે કૃશ થયા છતાં સદ્દગતિનું ભાજન થતો નથી. ૩૪.

અત્યંત ચપળ વાનર, ને તે પણ વીંછીએ કરડેલો જેમ કુદાકુદ કરે છે તેમ બુદ્ધિરહિત છતાં અભિમાની મનુષ્ય જેમ તેમ કુદાકુદ કરે છે ( અર્થાત્ જેમ મનમાં આવે તેમ બોલે છે. ) ૩૫.

પૂર્વે જાતિહીન છતો ક્રોધાંધ થયેલો મનુષ્ય ઉંટને ઉકરડે ચડેલાની જેમ પોતાનું નીચપણું કોને જણાવતો નથી ? અર્થાત્ સર્વ તેને હલકો ગણે છે. ૩૬.

જે મનુષ્ય દયાધર્મી છતાં પોતાના શાસ્ત્રથી પોતાના ધર્મને હિંસાધર્મ તરીકે કહે છે, તે પોતાની માતાને વંધ્યા કહેનાર જેવો વૃથા વચનવાળો અર્થાત્ અસત્ય બોલનારો ( મૂર્ખ ) છે. ૩૭.

જેમ રાજા પોતે જ અનીતિ કરે ત્યારે પછી પ્રજાની શી ગતિ થાય ? તેમ આચાર્ય પોતે જ અકાર્ય કરે ત્યારે શિષ્યની શી ગતિ થાય ? ૩૮.

શ્રી જિનેશ્વર આરાધ્યા સતા મોક્ષ માટે થાય છે અને વિરાધ્યા સતા સંસાર ( વૃદ્ધિ ) માટે થાય છે તે ઉપરથી સમજવું કે રાજા કોઈના મિત્ર હોતા નથી. ૩૯.

જેમ અંધ દહીં વલોવે પણ તેમાંથી માખણ મેળવી શકતો નથી તેમ અત્યંત તપ કર્યા છતાં પણ અજ્ઞાનીઓની સિદ્ધિ થતી નથી. ૪૦.

કુપુત્ર વગરપ્રયાસે જો ઘર તજીને ચાલ્યો જાય તો તેને ભાગ્યના યોગથી ઔષધ કર્યા વિના વ્યાધિ ગયા બરાબર જાણવું. ૪૧.

સૂર્ય સામે રજ નાખનારની આંખમાં જ જેમ તે રજ પડે છે, તેમ ગુરુની અવજ્ઞા કરનાર પોતે જ અવજ્ઞાને પાત્ર થાય છે. ૪૨.

સદ્‌ગુરુને તજી દઈને જે મનુષ્ય મિથ્યાવાણીવાળા કુગુરુને ભજે છે ( સેવે છે ) તે મૂર્ખ ચિંતામણિરત્નને તજી દઈને કાચને ગ્રહણ કરે છે એમ સમજવું. ૪૩.

જે વચન ધર્મના વિનાશ માટે થાય તેવું વચન બુદ્ધિમાન્ કેમ બોલે ? જુઓ ! જે સ્વર્ણ કર્ણના નાશ માટે થાય તેને કોણ ધારણ કરે ? ૪૪.

જૂના ભયથી વસ્ત્રો તજી દેવાની જેમ શું લોકના હાસ્યના ભયથી પોતાના શુભ આચારને કોઈ છોડી દેય ? ( ન જ છોડે ) ૪૫.

બે વૃષભો વહતાં જેમ સામાની સાંકળ તૂટી કે છૂટી જાય તેમ બીજાઓ વચ્ચે કરાતી વાતોથી સમ્યગ્દૃષ્ટિની શંકા દૂર થઈ જાય છે. ૪૬.

જેમ સન્માર્ગગામી જીવોને ગ્રહકાર્યને અંગે કરાતી ક્રિયા પ્રશંસા કરવા યોગ્ય હોતી નથી તેમ મિથ્યાદૃષ્ટિની ક્રિયા સમ્યગ્દૃષ્ટિને પ્રશંસા કરવા યોગ્ય હોતી નથી. ૪૭.

મિથ્યાદૃષ્ટિ એવા મૂર્ખની સંગત કરીને સમ્યક્ત્વને જે મલિન કરવું તે પેટ ચોળીને શૂળ ઉત્પન્ન કરવા જેવું છે. ૪૮.

જેમ સોનાને શ્યામતા લાગતી નથી તેમ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિના નિર્મળ વૃત્તિવાળાં મનમાં જિનવચનમાં સંદેહ કદી પણ આવતો નથી. ૪૯.

દુરાગ્રહવડે માર્ગને તજી દઈને ઉન્માર્ગનો જે બોધ આપવો તે મૃત્તિકાના પાકા ઘડાને ફોડીને તેનો કાંઠો ગળામાં નાખવા જેવું છે. ૫૦.

જેમ સુખપ્રાપ્તિને યોગ્ય રાજસુતા દુઃખ આપવા યોગ્ય હોતી નથી તેમ જૈનવેષધારક મુનિ ઉત્તમ પુરુષોને વંદનિક જ છે, નિંદનિક નથી. ૫૧.

જેમ ઉતાવળે આંબાના( ફળ ) પાકતા નથી તેમ ચારિત્રના આરાધનથી પણ એકદમ-તત્કાળ મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી. ૫૨.

વેશ્યા ને દિગંબર સાધુનો સંયોગ જેમ શોભાવાળો હોતો નથી તેમ શ્રાવકને

સંયમરહિત મુનિનો જે ક્રિયાવિધિ તે શરીરે નાગા થઇને મસ્તકે વસ્ત્ર બાંધવા જેવું છે. ૫૪.

તેલને બદલે થુંક ચોપડીને પુડલા કરવાનું ધારવું તે જેમ વૃથા છે તેમ ભાવ વિના વેષનું ધારણ કરવું તે પણ તેવું જ છે. ૫૫.

દીક્ષા લેતાં જ તેનાથી પ્રાપ્ત થતા વિષયસુખની ઇચ્છા કરવી તે પુડલા કરવા માંડતાં જ તેલ પી જવા જેવું છે. ૫૬.

ભાવહીન ક્રિયાના ફળની ઇચ્છા કરવી કે પુણ્યહીન છતાં સુખની સ્પૃહા કરવી તે દિવસે ચંદ્રની જ્યોત્સ્ના જેવી તેમ જ મુંડાવેલા મસ્તક પર શિખાની જેવી નિષ્ફળ-શોભા વિનાની છે. ૫૭.

વિષયકષાયવડે જેણે સંયમને શિથિલ કર્યું છે તેણે શું મોટા મુશળવડે મોતીને વિંધવા જેવું કર્યું નથી ? અર્થાત્ તેવી જ મૂર્ખતા કરી છે. ૫૮.

આ ભવમાં પ્રાપ્ત થયેલા સમતા સંબંધી સુખને તજીને જે પારલૌકિક દેવાદિકના સુખને ઇચ્છે છે તે કડે બેસાડેલા પુત્રને તજીને ઉદરમાં રહેલા પુત્રથી સુખ મેળવવાની ઇચ્છા કરવા જેવું છે. ૫૯.

સાધુપણું પ્રાપ્ત થયા છતાં તેને તજી દઇને જે નિંદ્ય આચારનું સેવન કરે છે તે હાથીની જેમ પોતાની સૂંઢવડે જ પોતાને માથે ધૂળ નાખે છે. ૬૦.

જ્યાં કમળ હોય છે ત્યાં હર્ષિત ચિત્તવાળા હંસો જઇને પોતાની મેળે જ વસે છે, તેમ જ્યાં કલ્યાણનાં સાધન હોય છે ત્યાં મુનિઓ સ્વયમેવ જ જઇને વસે છે. ૬૧.

જ્ઞાનવાન અને તપવડે શૂરવીર યતિશ્રેષ્ઠ સન્નાહસંયુક્ત સિંહની જેમ કર્મ-વૈરીનો વિનાશ કરવા માટે પ્રવૃત્તિ કરે છે. ૬૨.

મુનિઓએ શરીરનો વિશેષ સત્કાર કરવો અને મોક્ષમાર્ગનો અલ્પાદર અથવા નિરાદર કરવો તે સૂતા સિંહને જગાડવા જેવું ( મૂર્ખતાવાળું ) છે. ૬૩.

પોતાની મેળે ભણવાના સતત ઉદ્યમવાળા શિષ્યને જે પ્રેરણા કરવી તે પોતાની મેળે ભાર વહીને ચાલતા બળદને પરોણો મારવા જેવું છે. ૬૪.

મુમુક્ષુ જીવોને હિરણ્ય( સુવર્ણ )નું રક્ષણ તે વિષના ભક્ષણ જેવું છે અને અત્યંત વૃદ્ધ ગાયના ગળામાં ઘંટડી બાંધવાની જેવું શોભા વિનાનું છે. ૬૫.

સમ્યક્ પ્રકારના ચારિત્રના પાલનમાં લજ્જા કરવી તે નાટક કરતી નાટકણીએ લજ્જાથી મોઢું ઢાંકવા જેવું છે. ૬૬.

ઉત્તમ મુનિરાજ જો માર્ગનો લોપ કરે તો તે વાડે ચીભડાં ગળવા જેવું છે. તેની ફરિયાદ કોની પાસે કરવી ? ૬૭.

ચારિત્રને લજ્જાવડે ઢાંકી રાખીને જે મોક્ષની કામના ( ઇચ્છા ) કરવી તે પાત્રને સંતાડીને છાશ મેળવવાની ઇચ્છા રાખવા જેવું છે. ૬૮.

મારવાડમાં કલ્પવૃક્ષની પ્રાપ્તિ જેવું, દરિદ્રીને નિધાનના દર્શન જેવું અને દુર્ભિક્ષમાં ક્ષીરના ભોજન જેવું આ કાળમાં બોધિબીજ દુર્લભ છે. ૬૯.

સિદ્ધાંતના વાંચનપૂર્વક પંડિતે કરેલી શાસ્ત્રોની વ્યાખ્યાને સાકરમિશ્રિત દૂધની ઉપમા ઘટી શકે છે. ૭૦.

ટીકા વિના સિદ્ધાંતોનું વાંચવું તે સુંદર નથી. તેને બાળક અંગૂઠાને ચૂસે ( પણ કાંઇ રસ ન મળે ) તેની ઉપમા ઘટે છે. ૭૧.

દુરાગ્રહથી દુષ્ટ હૃદયવાળાને સિદ્ધાંતનું સંભળાવવું તે અંધની પાસે દીપક કરવાની જેવું ( નિષ્ફળ ) છે. ૭૨.

હાથીના પગલામાં જેમ સર્વ ગાય વગેરેનાં પગલાં સમાઇ જાય છે તેમ અંગોપાંગાદિ સર્વ સૂત્ર ગ્રંથોનો દ્વાદશાંગીમાં સમાવેશ થઇ જાય છે. ( એ સર્વ દ્વાદશાંગીનાં જ નિઝરણાં છે. ) ૭૩.

સરોવરમાં જ્યાં પાણી હોય છે ત્યાં જ કાદવ પણ હોય છે, તેમ જ્યાં ઉત્સર્ગમાર્ગની પ્રવૃત્તિ છે ત્યા જ અપવાદમાર્ગની પણ પ્રવૃત્તિ હોય છે. ૭૪.

પોતે સુમતિવાન્ ( બુદ્ધિવાન્ ) હોય ને પાછો સિદ્ધાંતનો પારગામી થાય તે પગે ઘુઘરા બાંધેલા નાટકીઆની જેવો શોભે છે. ૭૫.

ઉત્સૂત્રભાષકને સૂત્રભાષક બનાવવો તે વિપરીત માર્ગે ચાલનાર તસ્કરને પુરરક્ષક ( કોટવાળ ) બનાવવા જેવું છે. ૭૬.

કુર્કુરના હૃદયમાં જેમ પાયસ ટકતી નથી તેમ છેદગ્રંથના અર્થનો વિસ્તાર તુચ્છ સત્ત્વવાળા સાધુના હૃદયમાં ટકી શકતો નથી. ૭૭.

અભવ્ય ને દૂરભવ્યના ચિત્તમાં-સ્નિગ્ધ ઘટમાં વરસાદનું પાણી જેમ સ્પર્શી શકતું નથી તેમ આગમનું રહસ્ય ટકી શકતું નથી. ૭૮.

કરંડિકાથી ઢાંકેલો સૂર્ય જેમ ઢાંકયો રહેતો નથી તેમ અન્યમતિઓની મિથ્યા યુક્તિઓથી જિનાગમનું આચ્છાદન થઇ શકતું નથી. ૭૯.

વસ્ત્રની ગાંઠથી બાંધી રાખેલું પાણી જેમ બાંધ્યું રહેતું નથી તેમ સર્વ શાસ્ત્રોમાં પૂર્ણ એવું જિનભાષિત બીજાઓથી રોકી શકાતું નથી. ૮૦.

જેમ ધોયેલા વસ્ત્ર ઉપર કુહાડો ગારવો તે નિરર્થક છે તેમ પોતાના હઠવાદથી જિનભાષિતને દૂષિત કરવાનો પ્રયત્ન કરવો તે નિરર્થક છે. ૮૧.

દુર્બુદ્ધિવાળાઓની અને બધિરોની સભામાં કહેલું જિનવચન અરણ્યમાં કરેલા ગીત-ગાનની જેમ નિષ્ફળ છે. ૮૨.

બાળકો છાશ પીવાનું જાણે છે પણ દહીં વલોવવાનું જાણી શકતા નથી તેમ મૂઢો સૂત્રને જાણે છે પણ સૂત્રના પરમાર્થને જાણતા નથી. ૮૩.

કેવળજ્ઞાનીઓ વિનાના આ યુગમાં ચક્ષુવિકળોની સભામાં કાણો પણ રાણો જેવો ગણાય છે તેમ અલ્પજ્ઞાની પણ શ્રેષ્ઠ ગણવા યોગ્ય છે. ૮૪.

હાથીના દાંત જેમ દેખાડવાના ને ચાવવાના જુદા હોય છે તેમ પરવાદીઓ કહેવામાં ને કરવામાં જુદા હોય છે. ૮૫.

લસણ અને તે વળી હિંગથી સંસ્કારિત કરેલું હોય છે તેની જેમ ઉત્સૂત્ર ભાષણ અને તે વળી ક્રોધથી મિશ્રિત હોય તે સર્વથા તજવા યોગ્ય છે. ૮૬.

માયાવડે આચ્છાદિત કરેલું ઉત્સૂત્ર મનમાં રહ્યું સતું પણ તૃણવડે આચ્છાદિત કરેલા અગ્નિની જેમ અવશ્ય પ્રગટ થાય છે. ૮૭.

બાળક જેમ ધોળું એટલું દૂધ જ માને છે-તેવી છાશ પણ હોય છે એમ સમજતો નથી, તેમ મધુર વચનવાળું સર્વ હિતરૂપ જ મનાય છે, અહિતરૂપ સમજાતું કે મનાતું નથી. ૮૮.

લગ્નવિધિ થઇ રહ્યા પછી લગ્નના મુહૂર્તનું પૂછવું નકામું છે, તેમ વિવેકીઓને સાહસ કર્યા પછી પૂછવું તે પણ નકામું ( વૃથા ) છે. ૮૯.

ઉખરક્ષેત્રમાં વાવેલું ધાન્ય અને તેથી કરાતી ધનની ઇચ્છા નિષ્ફળ છે, તેમ ધર્મબુદ્ધિએ કુપાત્રમાં આપેલું દાન પણ નિષ્ફળ છે. ૯૦.

જેમ ધર્મની ગાયના દાંત જોવાપણું ન હોય તેમ દાતા ઓછું દાન દે કે વધારે દે તેનો બુદ્ધિમાને વિચાર કરવાનો નથી. ૯૧.

ભાવી બનવાનું હોય તે બને જ છે-એ વાત ખરી છે, પરંતુ તે ઉપરથી ઉદ્યમ ન છોડતાં સતત ઉદ્યમ કરવો; નહીંતર તો સર્વ કાર્યમાં મનુષ્યો આળસુ જ થઇ જાય. ૯૨.

મજબૂત પાયાવાળી ભીંત જેમ પુષ્કળ ભારને ઝીલી શકે છે તેમ સ્વવશ, સુશીલ અને કુલીન મનુષ્યો જ દુર્ધર શીલને ધારણ કરી શકે છે. ૯૩.

જેમ બીલાડી દૂધને જુએ છે પણ તે પીતાં માથે પડનારા પ્રચંડ દંડને જોઇ શકતી નથી તેમ પરસ્ત્રીમાં લુબ્ધ થયેલ મૂર્ખ આગામી દુઃખસમૂહને જોઇ શકતો નથી. ૯૪.

જેમ માર્જની ( સાવરણી ) રાખી મૂકેલા બીલમાં ઉંદર સમાઇ શકતો નથી, તેમ વિષયાભિલાષી જંતુ સદ્‌ગતિમાં સમાઈ શકતો નથી. ૯૫.

જેવું ધાન્ય વાવીએ તેવું લણીએ તેમ જેવું દાન દઇએ તેવું ફળ પામીએ. એમ સમજવું. ૯૬.

એક બાજુથી સંસારનો ભય છતાં બીજી બાજુથી 'મને ભજ' એમ કહેવું તે દાઢી બાળીને પ્રકાશ કરવા જેવું છે. ૯૭.

અપવિત્ર એવો વનિતાનો સંગ દુર્ગતિનાં દુઃખ આપનાર હોવાથી અને કંટકાશ્રિત વિષ્ટાના પ્રકટ આસ્વાદતુલ્ય હોવાથી ખાસ તજવા યોગ્ય છે. ૯૮.

હે આત્મા ! ક્ષણિક સુખને માટે મોક્ષમાર્ગને તજી દેવો તે એક પુડલાના બદલામાં કૂવાના જળયંત્રનો વિક્રય કરવા બરોબર છે. ૯૯.

દાનાદિક ધર્મ વિના મનુષ્યના આયુનો અતિક્રમ તે શૂન્ય ગામમાં અજ્ઞાન સ્ત્રીની સાડી ફાડવા જેવું છે. ૧૦૦.

હાથમાં રહેલું કંકણ જોવા માટે દર્પણની શી જરૂર છે ? તેમ ભવસ્વરૂપ જાણ્યા પછી વિદ્વાન મનુષ્યને બહુ કહેવાની શી જરૂર છે ? ૧૦૧.

પગ એટલા જ પસારવા કે જેવડું ઓઢવાનું વસ્ત્ર હોય, તેમ સ્પૃહા ( ઇચ્છા ) પણ તેટલી જ કરવી કે જેટલી ભાગ્યની બળવત્તા હોય. ૧૦૨.

મોક્ષમાર્ગને અનુસરતી ક્રિયા કર્યા વિના મોક્ષના સુખની કે ઐહિક સુખની ઇચ્છા કરવી તે ખાલી ખાંડણીઆમાં મુશળના પ્રહાર કરવા જેવું નકામું છે. ૧૦૩.

અધમાધમ પ્રાણીના હૃદયમાં ઇર્ષ્યા પર્વતની રેખાઓ જેવી શાશ્વતી હોય છે અને ઉત્તમ પુરુષના હૃદયમાં પાણીની રેખા જેવી ક્વચિત જ હોય છે. ત્યાં ઇર્ષ્યા ટકતી નથી. ૧૦૪.

**ધર્મોપદેશલેશ** નામની આ આભાણકની માલિકા જે શ્રેયાર્થી સજ્જનો પોતાના કંઠમાં ધારણ કરે છે તે શ્રેયને પામે છે. ૧૦૫.

કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર

### ( ૬ )

**દુનિયા દોરંગી—**

સંધ્યાના ઓળા ઊતરી ચૂકયા હતા અને નિશાદેવી પોતાનો કૃષ્ણ પોશાક ધારણ કરી, સૃષ્ટિતળ પર સ્વચ્છંદપણે વિહરવાની તૈયારી કરી રહ્યા હતા હમણાં જ રાજગૃહીના મુખ્ય માર્ગે થઇ ઋષભદત્તપુત્ર જંબૂકુમાર એક બે નહિ પણ આઠ લલના સહ પાણિગ્રહણ કરી મોટા આડંબર સહિત એક કોટ્યાધિપતિને છાજે તેવા ભવ્ય વરઘોડા ને સ્વજન, સંબંધી, પરિવારથી પરિવરી, કોકિલકંઠી રમણીઓના કર્ણપ્રિય સંગીત સ્વરોથી વાતાવરણને ભરતો ને મોહક બનાવતો પાછો ફર્યો હતો.

જનતામાં જંબૂકુમારનો પાણિગ્રહણ પ્રસંગ એ વાર્તાલાપનો મુખ્ય વિષય બની ગયો હતો. વિવિધ વિચારમાળા અને અનેકવિધ દૃષ્ટિબિંદુઓ વચ્ચે આ લગ્નપ્રસંગની સમસ્યા, સરોવર જળમાં પ્રતિબિંબ પાડતાં ચંદ્રસમ અનેકરૂપી બની ગઇ હતી. કોઇ કુમારના રૂપને વર્ણવતા તો કોઇ એની પૂર્વપુન્યની કમાઇને ! કોઇ જે કમનીય લલનાઓનો સહયોગ સધાયો હતો તેમની જ સરખામણીમાં મશગૂલ બન્યા હતા, તો કોઇ વળી 'समानकुलशीलेषु सख्यम्' શ્લોક પર ભાષ્ય રચતા. 'સરખે સરખી જોડી' અર્થાત્ ઇદ્રને આઠ મહિષીઓ તેમ જંબૂકુમારને આજે પ્રાપ્ત થયેલ અપ્સરાવૃંદને પણ રૂપમાં જે ઠોકર મારે તેવું આઠ તરુણીઓનું વૃંદ–એ મહદ્ પુન્યના પ્રસંગરૂપ લેખાતું. **મુંડે મુંડે મતિર્ભિન્ના વા તુંડે તુંડે નવા વાણી** સમ આ વાર્તાપ્રવાહ જનસમૂહના વિવિધ જાતીય વર્તુળોના સમાગમ પ્રમાણે અવનવાં રૂપો ધરતો રાજગૃહીની પ્રજાને આમોદનું કારણ થઇ પડ્યો હતો. લગ્નપ્રસંગ જાતે જ રળિયામણો લેખાય, એમાં વળી શ્રીમંત વહેવાઇઓ, પતિ–પત્ની, રૂપ, યુગલ પણ ગુણોથી અલંકૃત: જ્યાં સર્વ પ્રકારની સાનુકૂળતા ઉભરાઇ રહી હોય ત્યાં વાર્તાવિહાર પર નાચી રહેલી રંગબેરંગી લહરીઓ શી રીતે વર્ણવી જાય ? આમે. છતાં વૈભારગિરિ પર પૂર્વે જેમનો મેળાપ કરી આવ્યા એ ધર્મનંદી આદિ ગૃહસ્થોનો વિનોદ અવશ્ય ઉલ્લેખનીય છે. એમાં પ્રયાણ કરતાં કથાપ્રવાહની અસ્ખલિતતા સહજ સિદ્ધ થાય તેમ છે.

"માનદેવ ! હું નહોતો કહેતો કે આખરે દેવી ધારિણીની ઇચ્છા જ કાયમ રહેવાની એટલે કે જંબૂકુમારને સંસારમાં પડવું જ પડશે એ બનાવ તારી ચક્ષુ સામે બની રહ્યો છે એ નિહાળ. એ પર શાંત ચિત્તથી વિચાર કર અને પછી જ નવલોહીઆના ઉપરછલ્લા તરંગો પર, કિંવા આવેગ-

અભ્યાસ અને પ્રેમ પણ આવશ્યક લેખાય. એ જાતના ચણતર પર ખડો થતો પ્રાસાદ કોલના પાયાનો ગણાય. બાકી એ કિંમતી વસ્તુ માટે ન તો ખેંચતાણ સંભવે કે ન તો કલહની હુતાશની પ્રગટાવાય. એના ગ્રહણ-આસેવનમાં કેવલ પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ હોય. એને લગતાં પ્રસંગમાં અશાંતિનો આભાસ સરખો પણ ન સંભવે. પ્રભુ મહાવીરદેવનું સંયમ સર્વશ્રેષ્ઠ લેખાય છે અને ઉપર વર્ણવ્યો એવો એનો ધોરી માર્ગ છે.

ઓહો, નાગદત્ત શેઠ, તમે આ સમયે ઠીક આવી પહોંચ્યા અને સાથોસાથ અમારી મંડળીમાં ચાલી રહેલ ગોષ્ઠિનું વિનાકહ્યે નિર્પક્ષદૃષ્ટિથી નવનીત તારવ્યું!

માનદેવ–યોગાનુયોગ ઠીક મળ્યો. એથી સુરુણી! આનંદ પણ થયો છતાં આપ જંબૂકુમારની પ્રતિજ્ઞા ભંગ થઈ માનો છો કે કેમ? અથવા તો એનું આ કાર્ય આવકારદાયક લેખો છો કે કેમ? એનો સ્પષ્ટ ઉત્તર ન મળે ત્યાંસુધી મારા ભિગના અંતરને સંતોષપ્રાપ્તિ ન જ સંભવે વળી એથી સમાજ પર કેવી છાપ પડવાની એ વાત પણ વિચારણીય તો ખરી જ.

નાગદત્ત—માનદેવ! જંબૂકુમારનું પાણિગ્રહણ એવે પ્રસંગે બન્યું છે કે એ કાર્યથી પ્રત્યેક વિચારક હૃદયને ધક્કો પહોંચે. વૈભારગિરિ પરનો પ્રસંગ એની પૂર્વભૂમિકામાં ન હોત તો આટલી મૂંઝવણનું કારણ નહોતું. એ બનાવે જ આજના વિષયને વ્યક્તિમાંથી સમષ્ટિમાં ફેરવી નાંખ્યો છે પરંતુ કેવળ ક્રિયા સહ પાણિગ્રહણ કરવા માત્રથી બ્રહ્મચર્યની બાધા તૂટે છે એમ વ્યવહારથી કદાચ માનીએ તો તે વધારે-પડતું છે. એક જ શય્યામાં પોઢનાર ખાંડાની ધારે રહી પ્રશંસનીય શિયળવ્રત પાળી શકે છે એવી નોંધ મળી આવે છે, છતાં આજના વિષયમાં અત્યારે નિર્ણય બાંધવો એ ઉતાવળો લેખાય. જ્યાં સુધી કાયિકવ્રતને ક્ષતિ ન પહોંચે ત્યાં સુધી એ સંબંધે હરફ પણ ઉચ્ચારવામાં અતિ જોખમ છે.

આ વાત હું મારા ઘરની નથી કહેતો. આજે તને જે વિચિત્રતા જણાય છે તે મને ગણધર મહારાજની દેશનાવેળા જણાયેલી અને મેં તો પરિસ્થિતિ કહી બતાવી ઉતાવળ થયાનું પણ કહી નાંખેલું!

છતાં સુધર્માસ્વામીએ ટૂંકા શબ્દોમાં જે ઇશારો કર્યો એ પ્રતિ શ્રદ્ધાના જોરથી વિચારું છું ત્યારે આજે પણ આજનો કોયડો મને વધુ ગહન લાગે છે. ભગવાનની દૃષ્ટિ કોઈ અવનવો બનાવ એ પાછળ જોઈ રહી છે. આપણી વ્યવહારદક્ષના અગ્નિ પાસે ઘીની જેમ માનુસનું મન ઓગળ્યા વિના રહે જ નહિ એમ બતાવે છે; પરંતુ સાચા નિર્ણય માટે આવતી કાલ શું સમાચાર આપે છે એ જોવું જોઈએ.

( ચાલુ ) ચોકસી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

(સ્થાપનાઃ–સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

## સં. ૧૯૯૭ ના ફાગણ માસની પત્રિકા

---

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—નિયમ અનુસાર સામાયિક, પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા, તલાટીદર્શન વિ. થઇ રહેલ છે. ફાગણ શુદિ ૧૩ નો રોજ સર્વ વિદ્યાર્થીઓએ શ્રી સિદ્ધાચળની છ ગાઉની પ્રદક્ષિણા કરી હતી. તેમ જ શ્રી ભાવનગર સંઘ તરફથી થયેલી સિદ્ધવડના ભાતાની સગવડ પ્રસંગે સઘળા વિદ્યાર્થીઓએ ભાતું આપવા–પીરસવા વિ. ની સેવા ઉમંગથી બજાવી હતી. ફા. વદિ ૫ ના રોજ સર્વ વિદ્યાર્થીઓએ આયંબિલ વ્રત એકી સાથે કર્યું હતું.

**આવકઃ**—

| | | |
|---|---|---|
| શ્રી જ. નિર્વાહફંડ ખાતે | .... | રૂા. ૮૪–૧૨–૦ |
| શ્રી ભોજનફંડ ખાતે .... | .... | રૂા. ૨૫૮–૧૪–૦ |
| શ્રી આંગીફંડ ખાતે .... | .... | રૂા. ૫૦–૦–૦ |
| શ્રી દેરાસર સાધારણ ખાતે | .... | રૂા. ૨–૦–૦ |

**જમણવારોઃ**—

| | | |
|---|---|---|
| ૧ | શેઠ કાંતિલાલ મગનલાલ હરજીવનદાસ,ભાવનગરવાળા–અમદાવાદ. | ફા. શુદિ ૭ |
| ૨. | મુરબ્બી શ્રી ડાહ્યાભાઈ હેમચંદ, અમદાવાદ. | ફા. શુદિ ૧૩ |
| ૩ | શેઠ શકરાભાઇ ચુનીલાલ, અમદાવાદ. | ફા. શુદિ ૧૫ |
| ૪. | શેઠ અભેચંદ ખીમચંદ, બરલુટ. | ફા. વદિ ૧ |
| ૫ | બાબુસાહેબ શેઠ જીવનલાલ પનાલાલ, મુંબઇ. | ફા. વદિ ૪ |

**ભેટઃ**—શા. નરોતમ ચતુર્ભુજ–ભાવનગર, જ. સિ. થાળ ૧, જ. સિ. વાટકો નં. ૧, વાળાકુંચી ૧, સુખડ કટકો ૧. શા. હીરાલાલ ગિરધરલાલ–ભાવનગર–શ્રીખંડ મણ ૧) શા. મેસર્સ વાડીલાલ ચતુર્ભુજની કું. મુંબઇ–બાંડીયાં નં. ૨૦. શેઠ આત્મારામ નથુભાઇ–અમદાવાદ, લાડવા શેર ૧૨ાા. શેઠ ડોસાભાઇ અભેચંદ–ભાવનગર, સંભાર મણ ૦ાા૦ાા. શ્રી અમદાવાદ જૈનસંઘ–સુખડ કટકા ૨, એક બહેન–પાલીતાણા, પૂજાની જોડનો સાડલો ૧.

**મુલાકાતઃ**—ગાંધી જમનાદાસ અમરચંદ-ભાવનગર. ગાંધી વાડીલાલ ચતુર્ભુજભાઇ-મુંબઇ. નોતમલાલ મણિલાલ ઘડીયાળી-ભાવનગરી. શેઠ ચુનીલાલ દુર્લભદાસ-ભાવનગર. શેઠ કાંતિલાલ મગનલાલ, ભાવનગરી ફોટોગ્રાફર-અમદાવાદ. શા. અમરચંદ કુંવરજી-ભાવનગર. શ્રી વેણીબેન-ભાવનગર, શેઠ કાળીદાસ નારણજી-પોરબંદર. શેઠ કસળચંદ કમળશી-મહુવા બંદર. શ્રી પોપટલાલ સુખલાલ-વઢવાણકેમ્પ. શા. પોપટલાલ કેશવજી, બગસરાવાળા-મુંબઇ શા. મનસુખલાલ ગુલાબચંદ-મુંબઇ. મુરબ્બી શ્રી ડાહ્યાભાઇ હેમચંદ-અમદાવાદ. શેઠ મૂળચંદ ઝવેરચંદ તથા શેઠ કેશવલાલ ચુનીલાલ-સલડી. શેઠ રતિલાલ સ્વરૂપચંદ જરીવાલા-સુરત.

**વિવાદ સભાઃ**—

| વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|
| Union is Strength. | E. M. Lakhani. | K. A. Shah. |
| આદર્શ છાત્રાલય. | પ્રભુદાસ જી. શાહ. | હઠીચંદ કે. દોશી. |

**વાર્ષિક પરિણામઃ**—વાર્ષિક પરીક્ષામાં બેઠેલા કુલ ૯૧ વિદ્યાર્થીઓમાંથી ૭૮ પાસ થયા છે. સારે નંબરે પાસ થવા બદલ સ્કૂલ તરફનાં ૧૯ ઇનામો વિદ્યાર્થીઓ જીતી શકયા છે. મેટ્રિકના ૧૨ વિદ્યાર્થીઓમાંથી ૧૧ જણાને યુનિવર્સિટીની પરીક્ષામાં બેસવા માટે ફોર્મ મળેલ છે.

**આમંત્રણ અને આભારઃ**—મેટ્રિકના વિદ્યાર્થીઓ યુનીવર્સીટીની પરીક્ષા આપવા ભાવનગર સેન્ટરમાં જાય ત્યારે શ્રી ભાવનગર જૈન બાળભુવન તરફથી તેમને રહેવા, જમવા આદિની સગવડ આપવાનું આમંત્રણ શ્રી બાળભુવનના પ્રમુખ ગાંધી જમનાદાસ અમરચંદ તરફથી મળ્યું હોઇને આ સંસ્થા તે માટે તેમની આભારી છે.

**સ્થા૦ કમિટીની મિટિંગઃ**—ચાલુ માસમાં સંસ્થાની સ્થા૦ કમિટીની મિટિંગ મેળવવામાં આવી હતી.

**સમાજના દાનવીરોનેઃ**—દાનવીર જૈન બંધુઓ તથા બહેનોને નમ્ર વિનંતિ છે કે હજુ મકાન ફંડ તથા શ્રી દહેરાસર ફંડ ખાતે રૂા. દશ હજારનો તુટો છે તો સુકૃતની લક્ષ્મીનો સુવ્યય કરી પુન્ય ઉપાર્જન કરવાની તક શ્રી સિદ્ધક્ષેત્રમાં આવીને જરૂર લેશોજી.



## નવા સભાસદોનાં નામ

૧ મેતા ડાયાલાલ પ્રાણજીવન, મોરબીવાળા, ભાવનગર, લાઇફ મેમ્બર ( પહેલા વર્ગમાંથી )
૨ શા. હીરાલાલ મોતીલાલ પટેલ, ખેડા પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર
૩ શા બાલુભાઇ શામજી, ભાવનગર ,,

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાંચે ભાગની કિંમત રૂા. ૨ાા–૨–૨–૨ાા–૨ાા–કુલ રૂા. ૧૧ાા થાય છે. તેના પાંચે ભાગ ભેળા મંગાવનાર પાસેથી રૂા. ૧૦) લેવામાં આવે છે. માત્ર ત્રીજો ભાગ જે બહુ વખતથી મળતો નહોતો તે હાલમાં પ્રસિદ્ધ કરેલ છે. તે મંગાવનાર પાસેથી રૂા. ૨) લેવામાં આવશે. તેનું પોસ્ટેજ ૭ આના લાગે છે. આ ગ્રંથ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાનવાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે.

## શ્રી આત્મપ્રબોધ ગ્રંથ

પંડિત શ્રી જિનલાભસૂરિકૃત સંસ્કૃત ગદ્યબંધ આ ગ્રંથ બહુ જ ઉપયોગી છે. એમાં સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ તથા પરમાત્મસ્વરૂપદર્શક ચાર પ્રકાશ પાડેલા છે. કિંમત રૂા. ૧–૮–૦, પોસ્ટેજ સાત આના. ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક ગ્રંથ છે. શ્રોતાવર્ગને બહુ લાભ આપે તેવો છે.

## શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર

આ સંસ્કૃત પદ્યબંધ ચરિત્રના કર્તા શ્રી સિદ્ધર્ષિ છે. ચરિત્ર ઘણું રસિક છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. કિંમત એક રૂપીઓ, પોસ્ટેજ પાંચ આના. આયંબિલ વર્ધમાન તપના માહાત્મ્ય અને પ્રભાવ માટે આ ચરિત્ર ખાસ ઉપયોગી છે.

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર

### ભાગ ૧–૨–૩–૪.

પ્રથમના ૩ ભાગમાં આખા ગ્રંથનું ભાષાંતર સંપૂર્ણ આવે છે. ત્રણે ભાગ મળીને કિંમત રૂા. ૯ાા છે. ચોથા ભાગ તરીકે તે ગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણિનું ચરિત્ર ઘણું વિસ્તારથી આપવામાં આવ્યું છે. તેની કીંમત રૂા. ૩) છે. ચારે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૨ાા ના રૂા. ૧૦ાા લેવામાં આવે છે. જરૂર મંગાવો ને વાંચો.

## અઢાર પાપસ્થાનકની સજ્ઝાય. અર્થ સહિત.

ઉપાધ્યાય શ્રી યશોવિજયજીની કરેલી આ સજ્ઝાયો એટલા બધા રહસ્યથી ભરેલી છે કે તેને એક ગ્રંથની ઉપમા આપી શકાય તેમ છે. અર્થ પણ ચમત્કારક લખાયો છે. વાંચવાથી ખાસ અસર ઉત્પન્ન કરે તેમ છે. નવ ફારમની બુક છે. કિંમત માત્ર ત્રણ આના, પોસ્ટેજ સવા આનો.

## શ્રી પ્રકરણ રત્નસંગ્રહ: ભાગ ૧ લો

આ વિભાગ સભા તરફથી ચાર વર્ષ અગાઉ બહાર પડ્યો છે. તેમાં ૧ સમ્યક્ત્વસ્તવ, ૨ કાળસપ્તતિકા, ૩ કાયસ્થિતિ, ૪ ભાવપ્રકરણ, ૫ વિચારસપ્તતિકા, ૬ વિચારપંચાશિકા, ૭ સિદ્ધદંડિકા, ૮ સિદ્ધપંચાશિકા, ૯ પંચ નિર્ગ્રંથી, ૧૦ નિગોદ ષટ્ત્રિંશિકા, ૧૧ સમવસરણ પ્રકરણ, ૧૨ ક્ષમાકુલક, ૧૩ ઇંદ્રિયવિકારનિષેધ કુલક, ૧૪ લોકનાલિકા દ્વાત્રિંશિકા, ૧૫ લઘુ અલ્પબહુત્વ અને ૧૬ દ્રવ્યપ્રદીપષટ્ત્રિંશિકા-એ પ્રમાણે સોળ પ્રકરણો અર્થ વિવેચન સાથે આપેલાં છે. દ્રવ્યાનુયોગના અભિલાષીને ખાસ અભ્યાસ કરવા લાયક છે. કીંમત રૂ. ૧-૪-૦, પોસ્ટેજ ૭ આના.

---

નવીન પ્રકાશન. ગુરુણીજી લાભશ્રીજીના સ્મરણાર્થે. સાધ્વીઓની ખાસ પ્રેરણાથી

## શ્રી પ્રકરણ રત્નસંગ્રહ: ભાગ ૨ જો

થોડાં વર્ષ અગાઉ અમારા તરફથી પ્રકરણ રત્નસંગ્રહ ભાગ ૧ લો બહાર પાડવામાં આવ્યો હતો. તેનો સારો સત્કાર થવાથી આ બીજો ભાગ હાલમાં બહાર પાડવામાં આવ્યો છે. આ બીજા ભાગમાં તદ્દન નવીન કૃતિઓ રજૂ કરવામાં આવી છે. આ વિભાગમાં (૧) પંચસંપત પ્રકરણ સાર્થ, (૨) દ્વીપસાગરપ્રજ્ઞપ્તિસૂત્ર સાર્થ, (૩) પુદ્ગલપરાવર્ત પ્રકરણ સટીક, (૪) સમ્યક્ત્વસ્તવ પ્રકરણ સટીક, (૫) જીવાભિગમ સંગ્રહણી પ્રકરણ સાર્થ. આ પાંચ પ્રકરણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કિંમત ૦-૮-૦, પોસ્ટેજ ૦-૨-૦.

---

## શ્રી શાંતિનાથ ચરિત્ર સંસ્કૃત ગદ્યબંધ

આ ચરિત્ર અમે ઘણા વખત અગાઉ છપાવેલ તે હાલ મળતું નહોતું. હમણાં ફરીને છપાવેલ છે. નવા સંસ્કૃત ભાષાના અભ્યાસી સાધુ, સાધ્વી વગેરેને ઘણું ઉપયોગી છે. સરલ ભાષાવાળું છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. શ્રોતાને આનંદ ઉપજાવે તેવું છે. (કિં. રૂા. ૪) છે. સાધુ, સાધ્વી માટે કે સભા માટે ખરીદનારના રૂા. ૩-૮-૦. પોસ્ટેજ આઠ આના.

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ

અંક ૩ જો

પુસ્તક ૫૭ મું




જ્યેષ્ઠ
સંવત્ ૧૯૯૭
વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

પુસ્તક ૫૭ મું } જ્યેષ્ઠ { વીર સં. ૨૪૬૭
અંક ૩ જો } { વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका



## નવાં ચૈત્રી પંચાંગ

અમારો વિચાર ચૈત્રી પંચાંગ છપાવવાનો નહોતો તેથી કાર્તકી છપાવ્યાં ને માસિક સાથે વહેંચ્યાં, છતાં કાર્તકી પંચાંગ છપાવેલાં તે થઇ રહેવાથી અને માગણી વિશેષ થઇ રહેવાથી ચૈત્રી પંચાંગ છપાવવા પડ્યાં છે; તેથી જેમને જોઇએ તેમણે મગાવવાં. સો નકલના રૂા. ૨), છૂટક ૭ પાઇ.

આ પંચાંગ જૈન સમુદાયને પાળવાની તિથિ સૂચવનારા છે એમ જાણવું.

## શ્રી સમયસાર પ્રકરણ મૂળ અર્થ સહિત.

શ્રી દેવાનંદસૂરિકૃત આ પ્રકરણ ટીકા સાથે છપાયેલ છે. ટીકા સ્વોપજ્ઞ હોવાથી કર્તાએ તેમાં કહેલા વિષયને બહુ સારી રીતે સમજાવેલ છે. તેના દશ અધ્યાય છે. તેમાં પ્રથમના સાત અધ્યાયમાં નવ તત્ત્વોનું સ્વરૂપ આપ્યું છે. આઠમા અધ્યાયમાં જ્ઞાનદર્શનનું, નવમા અધ્યાયમાં ચારિત્રનું ને દશમા અધ્યાયમાં આરાધનાવિરાધનાનું ફળ બતાવ્યું છે. ગ્રંથ બહુ ઉપયોગી છે. અમે તેનું મૂળ અર્થ સાથે નવતત્ત્વના જિજ્ઞાસુ માટે છપાવવાનું શરૂ કર્યું છે. થોડા વખતમાં બહાર પડશે.




પુસ્તક ૫૭ મું
વિ. સં. ૧૯૯૭
જયેષ્ઠ
અંક ૩ જો
વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( મુદ્રાલેખ )

# શ્રી મહાવીર જિન સ્તવન

સમાજમાં જેમ થાય સુધારા, નીકળીને દોષો રહે ન્યારા,
શ્રી જીતવિજય ગુરુ જ્ઞાનામૃત રેડાવજો રે  શ્રીમહા૦ ૧

મન સર્વેના થઇ રહે મોટા, ક્ષુદ્રની પેઠે થાય ન ખોટા,
ઘટઘટમાહે ઘટના એહ ઘટાવજો રે  શ્રીમહા૦ ૨

ઝેરી રસો સઘળા ઝરી જાજો, અમૃતમય ઘટ અંતર થાજો,
એવી અંતરમાહી ભાવના વિસ્તારજો રે  શ્રીમહા૦ ૩

વિદ્યાનંદમાં ઉપજે પ્રીતિ, સમજે સત્ય ધર્મ ને નીતિ,
દયા કરી પ્રભુ અમને ભવસાગરથી તારજો રે, , શ્રીમહા૦ ૪

અમૃત જૈનશાળા છે મારી, મયૂરપુરમાં ભણે શિશુઓ ભારી,
વિદ્યાનંદની વિનતિ ઉરમા અવધારજો રે.  શ્રીમહા૦ ૫

મુનિ વિદ્યાનંદવિજય

* * * *

यस्योपदेशपदमप्यवगत्य नित्यं, मुक्तिश्रियं तनुभृत सपदि श्रयन्ते।
स्वर्भूर्भुवः कमलकोशविकासनैक-प्रद्योतनः स जयताज्जिनवर्द्धमान ॥

" જેના ઉપદેશને જાણીને શરીરધારી જીવો હમેશાં મુક્તિરૂપી લક્ષ્મીને એકદમ મેળવે છે, તે ત્રણુલોકરૂપ કમળકોશને વિકસાવનાર સૂર્યરૂપ શ્રી **વર્દ્ધમાનસ્વામી** જય પામો ! "

# अक्षरपुष्पमाला

( गझल–कव्वाली )

कर्मसे ही दुःखी होते, सुखी होते करमसे ही ।
खरेखर! बात यह सच्ची, बताता है अनुभव भी ॥१॥

गरम खाना नहीं अच्छा, सदा संतोष रखना ही ।
घडी वह शीघ्र आयेगी, दीखाने धैर्य का फल भी ॥२॥

चलो मारग सदा उनके, जो होवे स्वार्थ त्यागी ही ।
छलो मत कोई प्राणी को, भला इस में तुम्हारा ही ॥३॥

जमाना है बड़ा नाजुक, सम्हलकर पैर धरना ही ।
झगड़ना मत कभी जगसे; करो फिर प्रेम उत्तम ही ॥४॥

टकोरे कर रही घड़ियाल, जागो चेतो जल्दी ही ।
ठगाओगे नहीं भाई!; करो सार्थक समय को ही ॥५॥

डरो मत तुम बनो सच्चे, करो पुरुषार्थ पहिला ही ।
ढमाढम व्यर्थ की छोडो, करो पहिचान निजकी ही ॥६॥

तमासा लखके इस जग का, न पाया सार भी कुछ ही ।
थमो नहीं ऐसे स्थल पर, कलंकित जो बनावे ही ॥७॥

दयामय होकर जीवन में, रखो समदृष्टि अपनी ही ।
धरम येही बताता है, लखो स्वरूप अपना ही ॥८॥

नमन कर देवगुरुवर को, शुभाशिष शिघ्र पाना ही ।
पकडना हाथ ऐसे का, लगावे पार नौका ही ॥९॥

फसावे जग में वह त्यागो, बतावे येही आगम भी ।
बनो उत्तम, बनो निर्मल, करो फिर कार्य उत्तम ही ॥१०॥

भगत होकर ठगाओ क्यों? जग सोचो विचारो ही ।
महा यह मोह शत्रु है, जीसे माना है अपना ही ॥११॥

यही सिद्धांत जिनवर का, हटाओ राग द्वेषादि ।
रगडना सर्व अब छोडो, हरो मिथ्यात्व अपना ही ॥१२॥

लहोगे परिणाम फिर सुन्दर, बढे शक्ति भी निज की ही ।
वचन भी ऐसे उचारो, लगे जो सर्व को प्रिय ही ॥१३॥

शमाओ क्रोध भी अपना, जलाता है जो निजको ही ।
षट् कर्तव्य जो निजके, करो नित्य प्रेम से यह भी ॥१४॥

समय सुन्दर अरे ! उत्तम, करो उपयोग इसका ही ।
हटाकर सर्व संशय को, करो समकित पर श्रद्धा ही ॥ १५ ॥
क्षमा है वीरका भूषण, क्षमा धारण करो फिर ही ।
त्रिपुटी सम्यग्दर्शन की, सभी दर्शन से उत्तम भी ॥ १६ ॥
श्रप्रभु सर्वज्ञसा नाहीं, और ईश्वर कहाता भी ।
अरिहन्तदेव भगवन्त को, सभी से श्रेष्ठ मानो ही ॥ १७ ॥
आदिप्रभु का धर्म जैसा, लखा नहीं धर्म और ही ।
ऋषिवर जैन के जैसे, न त्यागी हमने पाये ही ॥ १८ ॥

राजमल भंडारी—आगर ( मालवा )

# श्री जैन धर्म प्रकाश

( અંતર્લાપિકા )

હરિગિત છંદ

શ્રી તે કલ્યાણુકારી સૂચક, સદા શ્રી પદ અનુસરો,
જૈ વસ્યાં જે મહાવિદેહે, સ્તવના તસ સારી કરો;
નમીએ નિત્યે પૂરણ પ્રીતે, વીશ વિહરમાનને વળી,
ધર્મદાતા જગત્ત્રાતા, પૂજો, પ્રતિદિન લળી લળી. ૧

રસ્તો રૂડો બતાવતાં, પદ પહેલું અરિહંત પાવતા,
મળી સુરનર કોડાકોડી, ગુણ અહોનિશ ગાવતા;
પ્રસન્ન ચિત્તે રૂડી રીતે, પૂજા જે, જન આદરે,
કાજ તેહનાં સઘળા સીઝે, અંતે અવિચળ પદ વરે. ૨

સત્ય સમજો શાણા સરવે, અસત્ય સર્વ અળગું કરો,
મારું મારું કરવું મેલી, ધર્મ એક દિલમાં ધરો;
શિખ સારી ગણજો પ્યારી, નરનારી નિત્યે ગ્રહો,
કરવી ક્રિયા જ્ઞાન સંયુત, સાચું સુખ સુખલાલ લહો. ૩

સુખલાલ રવજીભાઈ માસ્તર

ઝીંઝુવાડા

# आत्मशुद्धिकुलकम्

મૂલ કર્તા તથા અનુવાદક આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અનુસંધાન ગતાંક પૃ૪ ૫૩ થી )

( અવતરણ ) નિર્વાણના પરમ સુખનો ઉપાય જણાવે છે—

जाव न किज्जइ चाओ, दुहहेऊणं च सुक्ककरणाणं ।
संसाहणमनियाणं, ताव न निव्वाणपरमसुहं ॥ २२ ॥

જ્યાંસુધી આપણે વિષય, કષાય, હિંસા વિગેરે દુઃખનાં કારણોને ન તજીએ અને નિયાણાનો ત્યાગ કરીને વૈરાગ્ય, તપશ્ચર્યા વગેરે ખરા સુખનાં સાધનોની સેવના ન કરીએ ત્યાંસુધી મુક્તિનાં સ્થિર અને સાચાં સુખો મળે જ નહિ. ( ૨૨ ).

नियगुणमग्गो होज्जा, कम्माहीणा समत्थभवजीवा ।
अच्छेरं किं तेसिं, विविहपवित्तीउ जं होज्जा ॥ २३ ॥

ઉપર જણાવેલી બીનાને ધ્યાનમાં રાખીને હે જીવ! તું તારા નિર્મળ ચારિત્ર વગેરે આત્મિક ગુણોમાં મગ્ન થજે. વળી એમ વિચારજે કે–ચારે ગતિના જીવો કર્મને આધીન છે અને તે જ કારણથી તેઓ દુઃખદાયી વિવિધ પ્રવૃત્તિઓ કરે છે એમાં આશ્ચર્ય શું ? ( ૨૩ )

( અવ૦ )—સ્વજનાદિની સાચી સ્થિતિ જણાવે છે—

तं नो कस्सइ तुज्झं, मवे ण केइवि विवेयपरिहीणा ।
महिमे त्ति विमंसंते, तरुगयविहगाहंसयणाई ॥ २४ ॥

હે જીવ! તુ કોઈનો નથી અને તારું કોઈ નથી. એટલે તારાં સ્ત્રી, પુત્ર વગેરે મોહાદિને આધીન થઈને એમ માને છે કે—" **આ મારો પતિ છે, આ મારો પિતા છે, આ અમારો રક્ષક છે.** " પણ તેમ માનવામાં તેમની અને તારી ગંભીર ભૂલ થાય છે. તે સ્ત્રી આદિ પદાર્થોને જન્મતાં કોઈ સાથે લાવ્યું નથી અને મરતાં સાથે લઈ જવાના નથી. તથા મરીને જીવ જ્યાં જાય ત્યાં તને એમ યાદ પણ નથી આવતું કે–મારા પાછલા ભવનાં સ્ત્રી આદિનું શું થતું હશે? વગેરે. તો પછી " **તું તેનો અને તારા તે** " એમ કઈ રીતે બને? ખરી બીના તો એ છે કે જ્યાંસુધી મોહાદિ સ્વાર્થસિદ્ધિ થતી હોય ત્યાંસુધી ઉપર જણાવ્યા મુજબ અરસપરસ માન્યતા છે અને એકબીજાને રાજી રાખવાને અનેક પ્રકારની પ્રવૃત્તિ થાય છે. સ્વાર્થ સર્યા બાદ ' **રોગ મટયે વૈદ્ય વેરી** ' જેવું જ દેખાય છે. જેઓ વિવેક વિનાના હોય છે તેઓ જ સ્ત્રી આદિની

બાબતમાં 'આ મારું-આ મારું.' એમ વિચારે છે-માને છે; પરંતુ તત્ત્વ-દૃષ્ટિએ ( ખરું જોતાં ) તો તે સ્વજન વગેરે રાત્રિએ ઝાડ ઉપર મળેલાં પંખીઓના મેળા જેવાં છે. ( ૨૪ ).

હવે હિતશિક્ષારૂપે જીવની સાચી પરિસ્થિતિ પાંચ શ્લોકદ્વારા જણાવે છે—

तुहं जं तं तुम्मि ठियं, नियगुणवइरित्तमण्णमत्थाइ ।
तुज्झं तं होज कहं, जम्मणसंबंधवइरेगा ॥ २५ ॥

હે જીવ ! જે સમ્યગ્દર્શનાદિ ગુણો તારા છે તે તો તારામાં જ રહ્યા છે. તેને માટે તારે બીજે જવાની કે બીજાની પાસે માગણી કરવાની લેશ પણ જરૂરીઆત નથી. એ જ્ઞાનાદિ ગુણોથી ભિન્ન ( અલગ ) એવા ધન વગેરે સાંસારિક પદાર્થો-અન્ય છે એટલે તારા નથી એમ જરૂર યાદ રાખજે. વળી તું નિરંતર વિચારજે કે હે જીવ ! જે ધનાદિ પદાર્થો જન્મક્ષણે સાથે નહોતા તે તારા કઇ રીતે થશે ? અર્થાત્ નહિં જ થાય. જન્મક્ષણે તો જ્ઞાનાદિ ગુણો જ સાથે હતા અને તે જ સાથે આવશે અથવા તારું કલ્યાણ કરશે, તને મોક્ષે પહોંચાડશે. ( ૨૫ ).

परलोयगए जीवे, सह तेणं गच्छए न तं कइया ।
साहिज्जए परं तं, तम्मोहो तेण किं जुत्तो ? ॥ २६ ॥

હે જીવ ! જ્યારે તું આ ઔદારિક શરીરનો સંબંધ તજી દઇને બીજા ભવમાં જઇશ ત્યારે તે ધનાદિ પદાર્થો અહીં મૂકીને જ તારે જવાનું છે, માટે તે પદાર્થો પર છે એટલે તારાથી અલગ છે એમ તું માનજે. હવે હું તને શિખામણ આપું છું કે તે ક્ષણિક પદાર્થોમાં મોહ રાખવો, એ શું વ્યાજબી છે ? અર્થાત્ વ્યાજબી નથી. ( ૨૬ )

खणियं सरीरमेयं, पइसमयं विविहरंगसंजुत्तं ।
अविणासं तं कम्हा, कीरइ तेणं सह विलासो ॥ २७ ॥

હે જીવ ! આ તારા ઔદારિક શરીરમાં ક્ષણે ક્ષણે જુદા જુદા રંગ દેખાય છે, માટે તેને તું નિત્ય માનીશ નહિ, વિનશ્વર માનજે. તું તો અવિનશ્વર-નિત્ય છે. આ રીતે તારું અને શરીરનું સ્વરૂપ જૂદું છે, તો પછી તું શા માટે શરીરની સાથે વિલાસ કરે છે ? તેના મોહમાં ફસાઇને શા માટે ભોગતૃષ્ણાનો ગુલામ બને છે ? આ તારી ભયંકર ભૂલ થાય છે તેને જલ્દી સુધારી લે અને તારું સંભાળી લે. ( ૨૭ )

तणुसंग विणासट्ठं, विसारसारग्गहट्ठमुद्दिट्ठा ।
णिम्मलसंजमसेवा, नाणड्ढा मुत्तिसुक्खदया ॥ २८ ॥

હે જીવ ! તું એમ જરૂર સમજી લેજે કે-આ તારું શરીર અશુચિમય અને અસાર છે. તેનો કાયમને સંબંધ દૂર કરવા સારુ અને અસાર શરીરમાંથી

સાર ગ્રહણ કરવા માટે પરમ કરુણાનિધાન શ્રી તીર્થંકરદેવે ફરમાવ્યું છે કે—હે ભવ્ય જીવો ! નિર્મલ જ્ઞાનદર્શન સહિત સમ્યક્ચારિત્રની પરમ ઉલ્લાસથી જરૂર સાધના કરજો, કારણ કે તે જ મુક્તિના સુખને આપનાર છે. મોટી મોટી વાતો કરવામાં તો તમારી ઘણી ઉંમર ચાલી ગઇ, એમાં શું પેદા કર્યું ? તેનો વિચાર કરજો. બીજાને શિખામણ દેવામાં જેટલી હુંશિયારી વાપરો છો તેટલી નિર્મળ ચારિત્રની સાધના કરવામાં વાપરો તો જ ખરી સમજણ આવી કહેવાય. ( ૨૮ )

रागद्दोसा वुत्ता, संकिलित्तनिबंधणाइ कम्मचए ।
चउरो मिच्छत्ताई, तव्वित्थारो मुणेअव्वो ॥ २९ ॥

હે જીવ ! આ ચાલુ પ્રસંગે તું જરૂર યાદ રાખજે અને વિચારજે કે પ્રભુ શ્રી તીર્થંકરદેવે કર્મબંધનાં કારણો રાગ ને દ્વેષ એ બે કહ્યા છે; અને તેના જ વિસ્તારરૂપે એમ પણ કહ્યું છે કે-મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ ( પ્રમાદ ) વગેરેથી કર્મબંધ થાય છે. ( ૨૯ )

રાગ દ્વેષને છોડવાનું જણાવે છે—

रागद्दोसविणासा, मुत्तिपयं पवयणम्मि णिद्दिट्ठं ।
इय तेसिं परिहारो, कायव्वो धम्मियजणेहिं ॥ ३० ॥

શ્રી જૈનેન્દ્રાગમમાં કહ્યું છે કે-સંયમરૂપ ખડ્ગથી રાગદ્વેષરૂપી રાક્ષસોનો નાશ કરનારા ભવ્ય જીવો જ મુક્તિપદને પામી શકે છે, બીજા નહિ-આ પ્રમાણે સમજીને શુદ્ધ આત્મધર્મની રુચિવાળા ભવ્યજીવોએ તે બન્નેનો જરૂર ત્યાગ કરવો જોઈએ.(૩૦)

પરાભિલાષા એ ભયંકર દુઃખ દેનાર છે વગેરે પાંચ શ્લોકદ્વારા જણાવે છે—

पासा पराहिलासा, तव्विरहाहीणमप्पियं सुक्खं ।
परितोहेसा ता सा-जओ हविज्जा परा संती ॥ ३१ ॥

સ્ત્રીઆદિ પરવસ્તુઓની ઇચ્છા એ પાશ જેવી ભયંકર દુઃખ દેનાર છે. તેને દૂર કરવાથી જ આત્મિક સુખ પ્રકટે છે, એમ સમજીને આત્માથી અલગ એવા પદાર્થોની અભિલાષા ન જ કરવી જોઇએ; કારણ કે તે પ્રમાણે વર્તીને સ્વભાવમસ્ત રહેનારા આત્માર્થી જીવો જ ખરી શાંતિનો અનુભવ કરે છે. ( ૩૧ )

उण्णइरंगो कइया-कइयाऽवणई निवपईणत्तं ।
कित्ती कइयाऽयजसो, से सव्वो पुग्गलविलासो ॥ ३२ ॥

વળી આત્મદષ્ટિ સતેજ રાખવાને માટે એટલે આત્મારૂપી સોનાને નિર્મળ બનાવવાને માટે ભવ્ય જીવોએ વિચારવું જોઇએ કે-સંસારમાં ઘડીકમાં આબાદી દેખાય છે અને ઘડીકમાં બરબાદી દેખાય છે. ઘડીકમાં કોઇ રાજા બને છે, તો કોઇ માણસ ભીખારી થઇ જાય છે. ઘડીવારમાં કોઇનાં કીર્તિનાં વાજાં વાગે છે,

તો કોઈની ક્ષણવારમાં અપકીર્ત્તિ ફેલાય છે. આ બધી પુદ્‌ગલની જ બાજી છે. એટલે કરેલાં શુભાશુભ કર્મોનું એ ફળ છે એમ સમજો. ( ૩૨ )

सुद्धोवओगसमयं-मएण सम्मत्तनाणचरणेणं ।
निव्वुइवरमग्गेणं, नियप्पसुद्धी धुवा होज्ञा ॥ ३३ ॥

આ પ્રમાણે બત્રીશ શ્લોકમાં કહેલી બીનાને બરાબર યાદ રાખીને જે ભવ્યજીવો શુદ્ધ ઉપયોગ અને સમતા ગુણ સહિત સમકિત જ્ઞાન ને ચારિત્રરૂપ મોક્ષમાર્ગની પરમ ઉલ્લાસથી સાધના કરે છે તેમનો આત્મા જરૂર નિર્મળ થાય છે. આ મુદ્દાથી જ આ કુલકનું નામ ગ્રંથકારે 'આત્મશુદ્ધિ' એવું રાખ્યું છે. ( ૩૩ )

હવે છેવટની હિતશિક્ષા ફરમાવતાં આત્મા કઈ રીતે શુદ્ધ થાય તે પણ બતાવે છે.

एवमणइवित्थारो, भणिओ मग्गो नियप्पसुद्धीए ।
आराहिज्ञा भव्वा-परिचत्तपमायरिउसंगा ॥ ३४ ॥

આ પ્રમાણે ગ્રંથકારે આ કુલકમાં આત્મશુદ્ધિ કરવાનો રસ્તો ટૂંકામાં જણાવ્યો છે તેને યાદ રાખીને હે ભવ્ય જીવો ! જો તમે પ્રમાદરૂપ શત્રુનો સંગ તજીને અપ્રમત્તપણે તેને સાધશો, તો તમે તમારા આત્માને જરૂર નિર્મળ બનાવી શકશો. ( ૩૪ )

कुलगस्सिमस्स निसवण-परिभावणसाहणग्गिसंसग्गा ।
अप्पकणयंसंसुद्धी-नियमा नत्थित्थ संदेहो ॥ ३५ ॥

આ કુલકને ગીતાર્થની પાસે પહેલાં સાંભળવું, પછી એના અર્થનો વિચાર કરવો. ત્યારબાદ તેને હૃદયમાં ઠસાવીને સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગની નિર્મળ સાધના કરવી. એ પ્રમાણે કરવાથી આત્મારૂપી સુવર્ણ અગ્નિના સંસર્ગની જેમ જરૂર નિર્મળ બને છે એમાં લેશમાત્ર શંકાને સ્થાન છે જ નહિ, એમ હું જૈનેન્દ્રાગમના આંશિક ( અલ્પ ) અનુભવથી કહી શકું છું. ( ૩૫ )

હવે કર્ત્તા પ્રશસ્તિ જણાવે છે—

मुणिणिहिणंदिंदुमिए, विक्कमवरिसे य कत्तियज्ञदिणे ।
कप्पडवाणिज्ञउरे, बहुदिरिकरयणजलहिनिहे ॥ ३६ ॥
तवगच्छगयणदिणयर-गुरुवरसिरिणेमिसूरिसीसेणं ।
कुलगं पउमेण कयं, वरप्पसुद्धीइ सम्मदयं ॥ ३७ ॥

ઘણાં સંયમધારી ભવ્યજીવોરૂપી રત્નોને પેદા કરવામાં સમુદ્ર જેવા મહાપ્રાચીન શ્રી કર્પટવાણિજ્ય( કપડવંજ )માં વિ. સં. ૧૯૯૭ ના કાર્ત્તિક શુદિ એકમને દિવસે તપાગચ્છરૂપી આકાશમાં સૂર્ય જેવા તપોગચ્છાધિપતિ, શાસનસમ્રાટ, સૂરિચક્રચક્રવર્ત્તી, જગદ્‌ગુરુ, પરમોપકારી, મારા આત્મોદ્ધારક ગુરુમહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના ચરણકિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિએ ખરા સુખને

# મહાત્માશ્રી આનંદઘનજીકૃત પદ ૫૬ મું

ગતાંક પૃષ્ઠ ૪૯ થી ચાલુ

## ( સ્વગૃહ ને પરગૃહ )

૨. હવે ચેતનરાજ પોતે કોણ છે તેનું પૃથક્કરણ કરે છે. આ અંતરંગ આત્મવિચારણા છે અને કોઇક જ વાર લભ્ય છે. પણ થઇ આવે ત્યારે તે ખરી સુખી ક્ષણ છે. આપણે એમાં જરા ચંચૂપાત કરીએ.. ચેતનજી પોતે એની શુદ્ધ દશામાં હોય ત્યારે જુદા છે અને કર્માવરિત દશામાં હોય ત્યારે જુદા દેખાય છે. આ બન્ને ભાવ મનમુખ રાખી આપણે આગળ વધીએ. ( ચેતનાની સખી આ વાત ચોખી કરે છે. ) ચેતન પોતે પુનમના ચંદ્ર જેવો નિર્મળ છે. શરદઋતુની પુનમની રાત્રિએ ચંદ્રને જોયો હોય, તે વખતે એ જેવો તદ્દન નિર્મળ, સ્વચ્છ લાગે, શાંત લાગે તેવા ચેતનરાજ નિર્મળ છે. એની શાંતિ અને ભવ્યતા ઓર જ છે અને એવા ચંદ્રના પ્રકાશ જેવું તેનું જ્ઞાન છે. જ્ઞાની અને જ્ઞાન જુદાં નથી, જ્ઞાનીનો ગુણ જ્ઞાન છે અને ગુણ હોવા છતાં બન્નેનો સંયુક્ત સંબંધ છે. અનેક ગુણનો સરવાળો કરતાં દ્રવ્ય થાય છે અને છતાં ગુણ વગરનું દ્રવ્ય નથી-દ્રવ્યનું અસ્તિત્વ ગુણથી જ છે. આત્મા પોતે ચંદ્ર છે અને જ્ઞાન ચંદ્રનો પ્રકાશ છે. ચંદ્ર અને તેનો પ્રકાશ સાથે જ રહે છે, છતાં એ એનો ગુણ છે. ચંદ્ર વગર પ્રકાશ ન હોય એ વાત ખરી છે, એટલી જ ખરી વાત ચંદ્રનો એ ગુણ છે એ પણ સમજવા યોગ્ય છે.

આવા ચંદ્રના શુદ્ધ પ્રકાશને દૂર રહેલાં વાદળાં અટકાવે છે. એ વચ્ચે આડાં આવી ચંદ્રના પ્રકાશને વ્યક્ત થવા દેતા નથી, તે પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મો આત્માના જ્ઞાન-ગુણને બહાર આવવા દેતાં નથી. જેમ ઘણી કેંડલ પાવરનો દીવો હોય છતાં તેની આસપાસ ફરતું ઢાંકણ કરવામાં આવ્યું હોય અને હાલમાં 'બ્લેક આઉટ' થાય છે તે પ્રમાણે તેને આવરણ કર્યું હોય તો તેનો પ્રકાશ અલ્પ, અલ્પતર, અલ્પતમ અને નહિવત્ થઇ જાય છે, તેમ ચંદ્રના શુદ્ધ પ્રકાશની આડે વાદળાં આવે ત્યારે તેનો પ્રકાશ ઓછો, તેથી વધારે ઓછો અને કેટલીક વાર તો નહિ જેવો કરી નાખે છે. પણ તે જ વખતે એક વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે ચંદ્ર પોતે તો પ્રકાશમય જ છે, એનામાં પ્રકાશ છે, પણ વાદળાંને લઇને અવરાઇ ગયો છે, છતાં 'પ્રકાશ ત્યાં છે એટલે પ્રકાશ ઓછો દેખાય કે ન દેખાય તેથી ત્યાં તે અલ્પ છે કે લગભગ નથી' એમ ધારવાનું નથી. પ્રકાશ તો છે, પણ એની આડે આવરણ આવી ગયું છે. અને વાદળાં હોય કે ન હોય પણ ચંદ્રનો

---

આપનાર આ આત્મશુદ્ધિકુલકની રચના કરી, અને સુરતના સ્થીય શ્રાવક શા. સૂરચંદભાઇ પુરુષોત્તમદાસની અને ભાવનગરના સ્થીય શ્રાવક શા. કુંવરજી આણંદજીની વિનંતિથી રાજનગર( અમદાવાદ )માં વિ. સં. ૧૯૯૭ ના પોષ શુદિ છઠ્ઠે આ કુલકનો સ્પષ્ટાર્થ ( વિવેચન ) લખ્યો. તે બન્નેના આલંબનથી તીર્થસ્વરૂપ શ્રી ચતુર્વિધ સંઘ સંસારસમુદ્રનો પાર પામો એટલે નિર્વાણપદને પામો. (૩૬-૩૭)

પ્રકાશગુણ તો ચંદ્રમાં છે જ, એ ત્રણ કાળ ત્યાં છે અને રહેવાનો છે. સ્વભાવે એ પોતે આવરણ વગરનો છે, અંતરાય વગરનો છે અને સર્વ સમય પ્રકૃતિએ પ્રકાશમય છે. એ જ પ્રમાણે ચેતન પોતે તો જ્ઞાનમય-પ્રકાશમય છે, એનામાં જ્ઞાન ભરેલું છે અથવા એ પોતે જ્ઞાનમય જ છે અને એ એની શુદ્ધ દશા છે, એ એનો મૂળ ગુણ છે. જેમ પ્રકાશ વગરના ચંદ્રની કલ્પના અશક્ય છે તેમ જ્ઞાન વગરના આત્માની કલ્પના કે એનું અસ્તિત્વ અકલ્પ્ય છે, કારણ કે એ સ્વભાવથી જ અનાવૃત્ત છે. એ કદી આવરણ પામતો નથી એમ સમજવાનું નથી, પણ સત્તાએ અણઅવરાયલો છે એમ સમજવું. એટલે બાહ્ય નજરે એના પર આવરણ ચડેલ દેખાય, છતાં બરાબર ઊંડા ઊતરતાં એ પોતે આવરિત થતો નથી એ એની સ્થિતિ છે. બહારથી એ આવરિત લાગે, પણ એનો સ્વયં પ્રકાશ અંદર ઝળહળતો રહેલો જ છે એ વાત સમજીએ ત્યારે જ આત્મા બરાબર ઓળખાય.

આ આત્માની સ્થિતિ ચેતનાની સખી યાદ કરે છે. શાંત સમયમાં એ વિચાર કરે છે કે અત્યારે બાહ્ય નજરે એ ગમે તેટલો આવરિત થઇ-ઢંકાઇ ગયેલો લાગે, પણ અંદર જ્ઞાનપ્રકાશથી ભરેલો છે અને એનો પ્રકાશ સ્વભાવથી જ કદી આવૃત્ત થઇ શકે તેમ નથી. આવા સ્વભાવે અનાવૃત્ત આત્મામાંથી જ્ઞાન જતું નથી, છતાં વાદળાંની જેમ કર્મો એના પ્રકાશને રોકે છે, અને એમ હોવા છતાં એ સ્વભાવે અનાવૃત્ત છે. આ વાત સમજાય ત્યારે ચેતનને ઓળખાય તેવું છે.

પ્રકૃતિએ અનાવૃત્ત, છતાં કર્માવરિત થઇ ગયેલા ચેતનનો પ્રકાશ અંદર છે એનું એક વાર ભાન થાય ત્યારે એની શુદ્ધ ચેતના અંદર પડેલી છે અને છતાં જોર કરી શકતી નથી એ સર્વ વાત સ્પષ્ટ થાય છે. શુદ્ધ જ્ઞાનપ્રકાશનો માલેક અત્યારે વિભાવમાં પડી જઇ સંસારમાં મસ્ત થઇ ગયો છે અને જાણે રખડતો અને હલકટ હોય તેવો દેખાય છે તે બન્ને વાતનો મેળ આ રીતે થાય છે. અંદર શુદ્ધ પ્રકાશ ભરેલો છે અને તે અવરાઇ ગયેલો છે, એટલે એની ચેતના જોર કરી શકતી નથી. આવા શુદ્ધ પ્રકાશના ધણી ચેતનરાજને ઉદ્દેશીને આગળ એની વર્તમાન સ્થિતિ સમજાવે છે, તેના પર વિવેચન કરે છે અને તેને જાગૃત થવા પ્રેરણા કરે છે.[1]

ચેતનરાજની શુદ્ધ દશાની સ્થિતિ બરાબર યાદ કરી તેને કેમ સમજાવે છે? તે હવે જોઇએ. સહજ વિચારકને પણ આવી ધન્ય પળો જીવનમાં કોઇકોઇ વાર જ સાંપડે છે, તે વખતે તે વિચારમાં પડી જાય છે, પોતાની આત્મવિચારણા કરે છે અને પોતાની સાથે જ આંતરજલ્પ કરે છે. આવા પ્રસંગો કવચિત આવે છે, પણ ખરા ઉપયોગી અને શુભ પરિણામજન્ય હોઇ ખાસ સંગ્રહવાયોગ્ય છે. ચેતનરાજ, ચેતના અને તેની બહેનપણી સર્વનો એકીભાવ છે તે ધ્યાનમાં રાખવાનું છે. ચેતનરાજ પોતાને આગળ સમજાવે છે અને જણાવે છે તે આ પ્રમાણે:—

---

૧. આ ગાથાની બીજી પંક્તિમાં 'ભાણુ' શબ્દનો ઉપયોગ કર્યો છે. તે બેસે તેમ નથી. ભાણુ એટલે સૂર્ય થાય. ચંદ્રના પ્રકાશ જેવો સૂર્ય એ અર્થ કોઇ રીતે બંધબેસતો નથી. મારા ગુરુરાજ પં. ગંભીરવિજયજીના કહેવા પ્રમાણે લેખનદોષથી નાણને બદલે ભાણુ લખાયું જણાય છે. એ પાઠ સાર્થ થાય છે તેથી મૂળપાઠમાં સુધારો કરવા યોગ્ય લાગે છે. ભાણુ શબ્દ રાખવાથી કોઈ પણ અર્થ શકય થઇ શકતો નથી.

૩. ચેતન ! તુ પરભાવમા રમણ કરે છે, સ્થૂળ ઇંદ્રિયસુખોમા મોજ માણે છે કે મનોવિકારોમા પડી જાય છે કે શરીરશુશ્રૂષામા સમય વિતાવે છે-તેમા તને શો આનદ આવે છે ? ભર્તૃહરિના જાણીતા શ્લોકમા કહ્યુ છે તેમ ગળુ તૃષાથી સુકાઇ જતુ હોય ત્યારે ઠંડુ પાણી પીધુ, કે ભૂખ લાગી એટલે જમ્યા કે કામવિકાર થયો તેને તૃપ્ત કરવા સ્ત્રીસગ કર્યો-આમા સુખ શુ ? સ્વાદ શો ? વિકારતૃપ્તિને પ્રાણી ભૂલથી સુખ માને છે ? અથવા પારકા ઉપર ક્રોધ કર્યો ઇર્ષ્યા કરી, જગ હરયા, મશ્કરી કરી કે પોતાની ઊગી આવતી પૌદ્ગલિક મહત્તા પર અભિમાન કર્યુ એમા મોજ શી ? મોટાઇ શી ? સ્વાદ શો ? જરા વિચાર એમા સુખ નથી આનદ નથી, મોજ નથી

ખરી રીતે તો એમા તારા શરીરની, તારા પૈસાની અને તારી જુવાનીની હાનિ થાય છે દુરાચારી મનુષ્યના શરીરના કેવા હાલ થાય છે ? તે તો હોસ્પિટલમા જઈ ચાદી, પ્રમેહ કે મધુપ્રમેહની પીડા સહન કરનારનો અભ્યાસ કરવાથી જણાય તેવુ છે એ વ્યાધિથી છૂટી પણ શકતો નથી અને નિરાતે જીવી પણ શકતો નથી એને વિકારવ્યાધિઓ સણુસ મારે છે અને અહીં જ નારકીની વેદના અનુભવે છે આ શરીરની વાત થઈ ધનના નાશની વાત તો ઉઘાડી છે ધનવાનનુ ધન જવાનુ કારણ રાત્રિનો રખડપાટ-દુરાચાર મુખ્ય ગણાય છે અને નાની વયમા માથે ધોળા વાળ ગાલમા કરચલી, આખના તેજનો નાશ અને શરીરે વા, માથાના રોગ અને અકાળે ઘડપણ એ એની સાથે અનિવાર્ય હોય છે આવી રીતે કોઇ પણ સ્થૂળ ભોગમા પ્રાણી ઊતરી પડે છે એટલે તન, ધન અને જોબનનો નાશ થાય છે એ અનુભવથી કે ઉઘાડી આખે અવલોકન કરવાથી દેખાય છે

મનોવિકારની બાબતોમા જોઇએ તો તન એટલે નિજ સ્વરૂપ સમજવુ, ધર્મ એટલે પ્રગતિપોષક ધર્મધન અથવા ધર્મસસ્કાર સમજવો અને જોબન એટલે આત્મ શક્તિ સમજવી કોઇપણ મનોવિકારને તાબે થતા અથવા તેમા રમણ કરતા નિજ સ્વરૂપ, ધર્મધન અને આત્મશક્તિનો હ્રાસ થતો જોવામા આવે છે. ચેતનરાજ ! જરા વિચાર ! જ્યાં સુખ નથી ત્યાં સુખ શોધવામા કે માનવામા તારા કેવા હાલ થયા છે અને થવાના છે ? તે વિચાર શરીર, પૈસા અને જુવાની હાથથી ગઇ અથવા ખોઇ બેઠી અને અતરાત્મસ્વરૂપ ગયુ, ધર્મ ગયો અને આત્મશક્તિ અલગણી હજુ પણ ચેત

આ પરભાવમા રમણ કરવામા તારો અપયશ દિવસે દિવસે વધતો જાય છે રખડુને કોઇ પેસ બેસવા દે નહિ, એના સાહુકારીપણામાં કોઇ શ્રદ્ધા રાખે નહિ એની પાસે વહુ-દીકરીને જવા દે નહિ-આ ગોઠી વાત છે ? જેમ જેમ એની રખડુપણાની અપકીર્તિ થતી જાય તેમ તેમ એ એટલો હડધૂત થાય છે કે એને પોતાનુ જીવન અકારુ લાગે છે એ જ પ્રમાણે મનોવિકારમા એ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ કોઇ તેને ઇર્ષ્યાળુ, કોઇ અભિમાની, કોઇ ક્રોધી, કોઇ કામી કોઇ નિંદાખોર કોઇ મત્સરીઓ, કોઇ ગમાર, કોઇ રખડુ એવાં અનેક ઉપનામ આપે છે અને આ રીતે વ્યવહારમાં પણ એની જીવનની મીઠાશ ગુમાઇ જાય છે

પછી એની એવી દશા થાય છે કે એના ઘરના માણસો પણ એની આજ્ઞામા રહેતા નથી આ સ્થિતિ પરભાવમા થાય છે બીજી બાજુમા પણ જુઓ આત્મસન્મુખતામા જ ખાસ

થાય છે, કદી વધારે જીવે તો એનું ઘડપણ તો ભારે દુઃખમય થાય છે. એને ઘરમાં માન મળે નહિ, એની તકલેવડ કોઇ જાળવે નહિ, એણે ખાધું છે કે 'નહિ ? એ કોઇ પૂછે નહિ અને ઘરના એક ખૂણામાં એ ઉધરસ ખાધા કરે અને જુવાની એળે ગુમાવી તેનો પશ્ચાત્તાપ કર્યા કરે. આ સ્થિતિમાં એની કેવી ભયંકર મનોદશા થાય છે તેનું ચિત્ર દરરોજના અનુભવમાં દેખાય તેવું છે. જુવાનીમાં કરેલા અત્યાચારોનાં ફળ ઘડપણમાં જરૂર ભોગવવાં પડે છે. એને હવે વિષય ભોગવાતા નથી એ પહેલું દુઃખ છે અને ભોગવેલ વિષયોનાં કડવાં ફળ ભોગવવાં પડે છે એ બીજું દુઃખ છે. માનસક્ષેત્રમાં આ વાત તે જ આકારમાં સમજી શકાય તેવી છે. મતલબી, અભિમાની અને ક્રોધીઓની ઉત્તરાવસ્થામાં શાંતિ, આનંદ કે સંતોષને સ્થાન નથી, બનતી ફરજ બજાવ્યાની આત્મતૃપ્તિ નથી અને જીવનનો ઉલ્લાસ નથી.

ચેતનજી ! આવી રીતે પારકે ઘેર રમવા જતાં શરીર, પૈસા અને જુવાની ખલાસ થાય છે, અપજશ વધે છે અને છેવટે ઘરમા પણ હડધૂત થવાના દહાડા આવે છે; માટે કંઇક વિચારો અને વખતસર ચેતો. તળાવ તૂટ્યુ અને 'પાણી નીકળવા માંડ્યું, પછી વિચાર કરવા માંડશો તો કાંઇ વળશે નહિ. એ તો પછી તળાવ ખાલી થશે જ છૂટકો ! આવી તમારી સ્થિતિમાં બિચારી ચેતના-અબળા જોર શું કરે ? કેમ કરે ?.કોના ઉપર કરે ?[1]

આખા જીવનનો ઉદ્દેશ નિર્વિકારતા પ્રાપ્ત કરવાનો છે. એ ઉદ્દેશ પાર પાડવા માટે વિકારી દશાનો ત્યાગ કરવો જોઇએ. વિકારી દશા એ પારકું ઘર છે અને એ ઘરમાં રમણ કરતાં આત્માના કેવા હાલ થાય છે અને થવાના છે એ પર આ આખા પદની રચના છે.

૪. જે પ્રાણી પોતાની કુળમર્યાદા છોડી આડે રસ્તે ચડી જાય છે એ તો પછી જંગલમાં ભૂલો પડી જાય છે. સારા કુટુંબમાં એક જાતની આબરૂ જામેલી હોય છે, ખાનદાનીનાં ખમીર હોય છે, એવા કુળવાન માણસો હલકાં કામ કરે નહિ, જ્યાં ત્યાં માથાં મારે નહિ, રાત્રે રખડે નહિ. આ ખાનદાનીનાં ખમીરના અનેક દાખલા આપણે જોયા-જાણ્યા છે. એવા કુળમાં કોઇ કુલાંગાર જાગે અને આડે રસ્તે ચડી જાય તો તેણે આબરૂ ગુમાવી કહેવાય છે. ખાનદાનના ફરજનને કોઇ જુગાર રમતાં કે વેશ્યાને ઘેર જતાં જુએ તો કેવું લાગે ? આ કુળવટ તે નિજસ્વરૂપ સમજવું. જે પ્રાણી આત્મસ્વરૂપ છોડી આડે રસ્તે ચડી જાય એટલે સંસારના વિકારમાં પડી જાય, પછી તો એની ભારે ખરાબ દશા થાય છે.

રાજમાર્ગ-મૂળમાર્ગ છોડી આડે રસ્તે ચડી જાય તે તો પછી મોટી અટવીમાં

---

૧. કાંણુનો અર્થ મોકાણ થઇ શકે. મરણ પાછળ રડવાને મોકાણ કહેવાય છે. અને એ અર્થ કરીએ તો એવા માણસ મરે ત્યારે એની કોઇ મોકાણ પણ કરતું નથી, કાણુ માંડતું નથી એવો અર્થ શક્ય છે. એવા માણસ મરી ગયા તો કોઇ એનો ખરખરો કરતું નથી, એ ગયા એ વાતનો કોઇને શોક થતો નથી-એવો અર્થ થાય, પણ મરણ પછી બાપુડી અબળાનો એ વાત સાથે ઘાટ બેસતો નથી અને કાણુ શબ્દ 'કહાણુ,' કહેવું તે, હુકમ, આણુના અર્થમાં બરાબર વપરાય છે એમ મેરતાના પ્રદેશના અનુભવી કહે છે તેથી એ અર્થને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

ફસાઈ જાય છે અને આડાઅવળો, અહીંતહીં, ફાંફાં માર્યા કરે છે. પરઘરે ભટકનાર ચેતનરાજ ! તમે પણ કુળવટ છોડી આડે રસ્તે ચડી ગયા છો અને મનોવિકારને માર્ગે આગળ વધતા જાઓ છો. અટવીમાં પડ્યા એટલે પછી તો પત્તો નહિ.

દક્ષિણના ઘાટો જોયા હોય તો ત્યાં તો એક ઘાટ ચડ્યા એટલે પાછી ગાળી આવે, એ ઊતર્યા એટલે વળી ઘાટ, એમ ચક્કરમાં પડી જવાય. મૂળમાર્ગ છોડ્યો અને મનરૂપ મેઘે કબજો લીધો એટલે તો પછી ઘાટના રસ્તા આવે. એમાં તો આડીઅવળી કેડીઓ અને ચડવા ઊતરવાના ગૂંચાળા જ હોય. મનજીભાઈને અંકુશ વગર છોડી દીધા હોય તો એ તો ડુંગર ને ગાળીમાં ચડઊતર કર્યા જ કરે, પણ એનો છેડો આવે નહિ.

આ મનમેઘનો ઘાટ ભયંકર છે, મોટો છે, આકરો છે. એમાં કલ્પનાચિત્રો અને મમ રંગો ભરેલાં છે અને એમાં છેડા ન દેખાય તેવા નાના મોટા રસ્તા અને ગલ્લીગુંચીનો પાર નથી. આ અંકુશ વગરના મનજીભાઈ અને પરઘરે ભટકતા ચેતનજી એમ બન્ને આંધળા એકઠા થયા. મોટા ગાઢ જંગલમાં બે આંધળા ભેગા થાય ત્યારે રસ્તો કોણ દેખાડે ? માર્ગદર્શક તો કોઈ થઈ શકે નહિ એટલે બન્ને ફાંફાં માર્યા કરે.

વિકારમાં પડી-ગયેલ પારકે ઘેર રમણ કરતાં ચેતનજીના આવા હાલ થયા છે. એ મનોરથ ભટ્ટની ખાડમાં પડી ગયા છે, એ મનોરથ ભટ્ટની બતાવેલી અવ્યવસ્થિત નિરંકુશ ગેરીઓના ચક્કરમાં પડી ગયા છે, એ ભવાટવીમાં ભૂલા પડ્યા છે, એને માર્ગ બતાવનાર કોઈ સાથે નથી, એ હેરાનપરેશાન થઈ ગયા છે અને ચારે તરફ ફાંફાં મારે છે. એને રસ્તો બતાવનાર મન છે તે આંધળું છે, અને પોતે વિકારમાં પડી અંધ થઈ ગયા છે. આવી દશામાં ચેતનરાજ આવી ગયા છે એમ તેને જણાય છે અને તે વાત અત્યારે વર્તે છે એમ તેને કહેવામાં આવે છે. એક આંધળો અને તેની સાથે બીજો આંધળો મળ્યો એટલે પછી એમાં મારામાર શી થાય ? બન્ને ફાંફાં માર્યા જ કરે અને જ્યાં ત્યાં ભરાઈ પડે અને પડે-આખડે.

કુળવટનો સીધો માર્ગ હતો તે મૂકી દીધો, આડે માર્ગે ચડી ગયા, ત્યાં મનરૂપ મેઘ વરસ્યો, એણે નવા રંગો પૂર્યા, અનેક કલ્પનાચિત્રો દોરી દીધાં, તૃષ્ણા જેવી નદીઓ મળી, તે એ ચોડે થઈ ગઈ, એના ઘાટોની ભયંકરતાને મોજ ગણી-આવી સ્થિતિ વિકારી આત્મા અને ચંચળ મન એનો જોગ થતાં થાય પછી સાચો માર્ગ ક્યાંથી સૂઝે ? કોણ દેખાડે ?

૫. આવી સ્થિતિ થઈ છે એ કદી બનાવી વિવેકબંધુએ ચેતનરાજને બૂઝવ્યો, એ મહાજન ભાઈએ પિયુડાને-પતિરાજને સાચી વાત કહી દીધી, એને જણાવ્યું કે તે પરભાવમાં રંગી પડ્યો છે, પુદ્ગળમાં રાચી રહ્યો છે, આત્મભાવને વિસરી ગયો છે. એ દેહમાં, ધનમાં, પુત્રપુત્રીમાં, સગાંસંબંધીમાં મોજ માણી રહ્યો છે-એ સર્વ ખોટું છે.

' વિવેક ' એટલે સારું અને ખરાબ શું છે તે પારખવાની બુદ્ધિ. એ અંદરથી જ પ્રાપ્ત થાય છે અને બહારના ઉપદેશથી ખીલે છે. એણે ચેતનજીને ખરી વાત સમજાવી. એને સમજાવ્યું કે જેમાં પોતે આનંદ માની બેઠો છે એ આનંદ ક્ષણિક છે અને પરિણામે મહાદુઃખકર અને અમખ ક્લેશકર છે. એ થોડો વખત મજા આપે, પણ અતિ પારકાં તે પારકાં છે, એ કદી પોતાનાં થાય નહિ અને સ્થાયી આનંદ આપી શકે નહિ, માટે

સાચો માર્ગ પરઘરમાં રખડવાનો નથી, પણ સ્વઘરને ઓળખી ચેતનાના રંગમાં રંગાવું તે સાચો રસ્તો છે. આ બુઝવણી અતિ મુશ્કેલ પણ ખાસ જરૂરી છે. એમાં પારકાં કોણ છે? તે ઓળખવાનો પ્રસંગ છે અને તેનો સંગ સર્વદા ત્યાગ કરવાનો આગ્રહ છે.

હવે આ રીતે સમતાને ઘેર ચેતનરાજ આવ્યા, એનાં વિવેકચક્ષુ ખૂલ્યાં, એની અંધતા દૂર થઇ, એ મનોરથમિત્રના સંગથી દૂર થયા, એને પરઘર રમણતામાં દોષ દેખાયા, ગૌરવહાનિ સમજાણી, ચક્ર પરિભ્રમણ નજરે પડ્યું અને અપાર અટવી અને છેડા વગરના માર્ગોનું ભાન થયું. આ બાજુ સ્વઘરમાં ઝલહળતા દીપકોની જ્યોતિ દેખાઈ. આવી રીતે નિશદિન વાટડી જોતી સમતાને ઘેર ( પદ સોળમું ) આનંદઘન પોતે પધાર્યા, એણે પારકી સ્ત્રીમાં સમતાની સેજડી શોભાવી; ત્યારપછી એનાં તદ્દન નવા રંગ થયા. પતિ ઘેર આવે અને પારકે ઘેર ભટકવાની ટેવ છોડી દે ત્યારે તો ઘરના રંગ તદ્દન ફરી થાય, ત્યાં વિરહના નિઃસાસાને બદલે આત્મરંગના ઝરણાં ચાલે, ત્યાં સાચા આનંદની ઝડીઓ વરસે, ત્યાં કદી ન થયું હોય તેવું આતર આનંદસ્વરૂપ જામે અને ત્યાં વિયોગ, વિષાદ, શોક, ભય કે અરતિ સર્વનો નાશ થઈ જાય, ત્યાં અત્યારસુધી કદી ન થયેલું એવું ઘરનું રૂપ જ થઇ જાય. એ રૂપ કેવું થાય ? તે અન્યત્ર કહેવામાં આવશે. અહીં તો વાત એક જ છે કે પતિરાજને પરઘેર રખડતાં વિવેકમિત્રે વાર્યા અને એને ઘેર આણ્યા, એણે આત્મસ્વરૂપરમણતામાં સ્થિર કર્યા અને એના પોતાના ઘરની સાચી ઓળખાણ કરાવી.

અવનવા રંગ કેવા થાય તે પર વિવેચનની જરૂર ન હોય. એનો અનુભવ તો પ્રતીતિથી જ થાય તેમ છે. '**અનુભવગોચર વસ્તુકો, જાણવો યહી ઇલાજ**'-એ વાત અગાઉ કહી જ દીધી છે. એમાં કહેવા સાંભળવાનું 'કછુ નહિ'. એ અનુભવ થશે ત્યારે તો બધું સમજાઇ જશે, પણ એ ત્યારે જ સમજાશે; અત્યારે નહીં સમજાય. હાલ વાત એક જ છે. 'પરઘરસંગ વારો અને પોતાને ઘેર આવો. પોતાનાં માણસોને ઓળખો અને પોતાનાં છે તે જ ખરા કામ આવશે, અડીભડી વખતે એ ઊભા રહેશે એટલું સમજો તમારી યોગ્યતા તેમાં છે, તમારું ઐશ્વર્ય ત્યાં છે, તમારી આનંદઘનતા તે છે અને તમારો ખરો આનંદ તેમાં છે.' શરૂઆત ચેતનાની સખીએ કરી અને છેવટે વિવેકમિત્ર આવ્યા એમાં વિરોધ નથી. એ ચેતન, ચેતના અને ચેતનાની સખીને ઓળખી ગયા હોય તેને સમજાવવાની જરૂર ન હોય. સુમતિ કે કુમતિ, ચેતના કે સમતા, વિવેક કે વિચારણા એ સર્વ અંતે એક જ ઘેર આવે છે તે વાત સમજાય ત્યારે આનંદઘનનો ભાવ સ્વયં ખૂલી જાય તેમ છે, તેથી ચેતનાની સખી અને વિવેકમિત્રને અલગ ન સમજવાં અને ચેતનની જ ચેતના છે એ વાત ખ્યાલમાં રાખવી.

આ પદ ખરેખર અદ્ભુત છે, આત્મભાનની વાનકી છે, ઉચ્ચ ભૂમિકાનું આલેખન છે અને પ્રગતિપોષક મહાનુભાવતાનું નિદર્શક છે. ઉચ્ચ દશાની પ્રભુતામાં આ રીતે મંડાણ થાય, ચેતનાની બાલીશતા દૂર કરાય અને ચેતનરાજને પોતાના ઘરમા પધરાવાય-પછી ! પછી તો નવા નવા રંગ વાધશે, અનિર્વચનીય માર્ગો સાંપડશે અને અનાહત નાદના ડંકા વાગશે, અજપાજાપ ચાલશે અને ભારે ઉન્નત આંતરદશાનાં દર્શન થશે. એનું વર્ણન અન્યત્ર થશે.



મૌક્તિક

# તાત્ત્વિક અને બોધક વચનસંદોહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી.

[ આ વચનો પૂર્વ મહાપુરુષો અને આગમાનુસારી દૃષ્ટિથી રચેલાં આધુનિક ગ્રંથકારોના વચનોની ચૂંટણીરૂપે છે. તત્ત્વજિજ્ઞાસુ જનોને જાણવા યોગ્ય ઉપયોગી થશે એમ ધારી બહાર મૂકવા ઇચ્છા કરી છે. રુચિકર પણ તેવા પ્રકારના જીવોને જ થશે. પ્રાયઃ સામાના વિચાર પ્રમાણે સંગ્રહ હોય એ સ્વાભાવિક છે તેથી કરીને લેખક પણ તથાપ્રકારનું અનુષ્ઠાન-પ્રવૃત્તિ સ્થિતિ અનુભવતો હશે એવું કોઇએ માની લેવાની ભૂલ ન કરવી. વળી અનેક છૂટક છૂટક લેવાયેલ હોવાથી મંદબુદ્ધિને લઇને વિષયનો ક્રમ બરોબર ગોઠવી શકાયો નથી. ]

૧. આત્મિક ઉન્નતિ કરવાને, આત્માની શક્તિ ખીલવવાને અને આત્માના મહાન્ ગુણો અને સામાન્ય ગુણો ખીલવવાને ધાર્મિક જ્ઞાનની અત્યંત જરૂર છે.

૨. સમ્યક્શ્રદ્ધા સિવાય સમ્યગ્જ્ઞાન થઇ શકે નહિ. સમ્યગ્જ્ઞાન સિવાયની શ્રદ્ધા અંધશ્રદ્ધામાં જાય છે અને અંધશ્રદ્ધાથી અર્થાત્ મિથ્યા શ્રદ્ધાથી આત્મા શુદ્ધ તત્ત્વ પ્રાપ્ત કરી શકતો નથી.

૩. નવતત્ત્વના યથાસ્થિત અભ્યાસ સિવાય તત્ત્વશ્રદ્ધા થવી મુશ્કેલ છે.

૪. શબ્દ અને અર્થ ઉપર વિચાર કર્યા વિના ભાવરૂપ પ્રકાશ બહાર આવતો નથી, અને ભાવરૂપ પ્રકાશ બહાર આવ્યા વિના મનુષ્યને યથાર્થ જ્ઞાન થતું નથી.

૫. જ્ઞાન જ્ઞાન તરીકે સાધ્ય નથી પણ ક્રિયાના સાધન તરીકે સાધ્ય છે.

૬. જૈનદર્શન જ્ઞાનને જ્ઞાન તરીકે માનતું નથી, જ્ઞાન આચરણમાં મૂકવા માટે માનવામાં આવે છે.

૭. જ્ઞાનનું-જાણવાનું ફળ એ જ કે અનર્થથી બચવું અને ઇષ્ટનું સંરક્ષણ કરવું. આથી જ કહ્યું છે કે 'જૈનદર્શનમાં જ્ઞાન જ્ઞાન માટે નથી.'

૮. શાસ્ત્રાદિનું પઠન એ દ્રવ્યજ્ઞાન છે, આત્મસ્વરૂપનું જાણવું તે ભાવજ્ઞાન છે. સમ્યક્ત્વ વિના ભાવજ્ઞાન પ્રાપ્ત થતું નથી અને ભાવજ્ઞાન વિના આત્મસ્વરૂપનું જાણવું-ઓળખવું થતું નથી.

૯. ક્રિયા વગરનું જ્ઞાન અને જ્ઞાન વગરની ક્રિયા સફળ નથી. એટલે ક્રિયા હોય તો જ જ્ઞાન કહેવાય છે અને જ્ઞાન હોય તો જ ક્રિયા કહેવાય છે. બન્નેમાં ગૌણ અને પ્રધાનભાવથી દશાનો ભેદ છે.

૧૦. એકલો વ્યવહાર કાર્યનો સાધક નથી, તેમ એકલો નિશ્ચય પણ કાર્યનો સાધક નથી.

૧૧. સિદ્ધાંતમાં જ્યાં નિશ્ચયધર્મનું વર્ણન છે ત્યાં તે નિશ્ચયધર્મનો આદર કરવા માટે છે, પણ વ્યવહારધર્મના ખંડન માટે નથી, તેમ વ્યવહારધર્મનું

વર્ણન છે ત્યાં વ્યવહારધર્મના આદર માટે છે પણ નિશ્ચયધર્મના ખંડન અર્થે નથી. વ્યવહાર અને નિશ્ચયધર્મની ગૌણુતા મુખ્યતા પ્રત્યેક જીવના અધિકાર પ્રમાણે જાણવી. સાપેક્ષ બુદ્ધિએ સર્વ સત્ય છે.

૧૨. જેમ બે નેત્રો વિના વસ્તુનું અવલોકન બરાબર થતું નથી તેમ બે નય વિના દ્રવ્યોનું અવલોકન યથાર્થ થતું નથી. વ્યવહારનય વિના કેવળ નિશ્ચયનયથી કેટલાક નાશ પામ્યા છે, ત્યારે કેટલાએક જીવો નિશ્ચયનય વિના એકલા વ્યવહાર-નયથી માર્ગપતિત થયા છે એમ શ્રી તીર્થંકરદેવોએ કહેલું છે.

૧૩. વ્યવહાર અને નિશ્ચય બન્ને નયોને ગૌણ મુખ્ય રાખી પ્રવૃત્તિ કરતાં વસ્તુનો યથાર્થ બોધ થાય છે. જે વખતે વ્યવહારની મુખ્યતા હોય તે વખતે નિશ્ચયની ગૌણુતા હોય અને જે વખતે નિશ્ચયની મુખ્યતા હોય તે વખતે વ્યવહારની ગૌણુતા હોય: આમ બન્ને નય દષ્ટિઓમાં જ્યારે જેની જરૂરીઆત હોય ત્યારે તેનો ઉપયોગ બીજી દૃષ્ટિનો તિરસ્કાર ન કરતાં સમભાવની દૃષ્ટિએ કરવામાં આવે તો વસ્તુતત્ત્વનો યથાર્થ અનુભવ થાય છે.

૧૪. મહેલ ઉપર ચડતાં જેમ દાદર અને દોરડું પકડવાનું આલંબન લેવામાં આવે છે તે વ્યવહારરૂપ છે અને ઉપર ચડી ગયા પછી આ બન્ને આલંબનો મૂકી દઇ જે કાર્ય કરવાનું હોય તે રૂપ નિશ્ચયનું આલંબન લેવામાં આવે છે. પાછું જ્યારે ઉતરવાનું હોય ત્યારે વ્યવહારરૂપ દાદરાનું અને દોરડાનું આલંબન લેવું પડે છે, તેમ આત્માના શુદ્ધ સ્વરૂપમાં જવા માટે સ્વાવલંબનરૂપ કોઇ ઉત્તમ વિચાર, જાપ, સદ્દગુરુ, જિન આકૃતિ આદિનું આલંબન લેવામાં આવે છે.

૧૫. પોતાના શુદ્ધ આત્માને મૂકી કોઇ સ્થળે કોઇ કાળે કોઇ પણ પ્રકારે શુદ્ધ નિશ્ચયનય બીજાનો સ્પર્શ કરતો નથી, છતાં વ્યવહારનું આલંબન લઇને નિશ્ચયમાં તે પહોંચે છે. આમ વ્યવહારના આલંબનને લઇ નિશ્ચય વર્તતો હોવાથી તે શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરે છે.

૧૬. બહારથી જે વસ્તુ આવેલી હોય તે તરફ નજર રાખીને વ્યવહાર બોલે છે, ત્યારે નિશ્ચય અંદરમાં પોતાની જે વસ્તુ છે તે તરફ નજર રાખીને વાતો કરે છે.

૧૭. સર્વ નયનો આશ્રય કરનારા મહાત્માઓ નિશ્ચયમાં ખેંચાતા નથી, વ્યવહારને તજી દેતા નથી, જ્ઞાનને સર્વોત્કૃષ્ટ માનીને સ્વીકારે છે, પણ ક્રિયાનો અનાદર કરતા નથી, ઉત્સર્ગને આદરે છે પણ અપવાદને ભૂલી જતા નથી. ભાવમાં તત્પર રહે છે, પણ દ્રવ્યનું નિમિત્તપણું યાદ રાખે છે. એવી રીતે સાપેક્ષપણે અહર્નિશ વર્તન કરે છે.

૧૮. સાપેક્ષ એટલે વસ્તુસ્વરૂપની અપેક્ષા રાખીને ઉત્સર્ગ તથા નિશ્ચયને પામવા માટે અપવાદ કે વ્યવહારનું સેવન કરવું તે. અને તેનાથી રહિત એકાંત વ્યવહાર અવિવેકે આચરે તે નિરપેક્ષ-જૂઠો વ્યવહાર હોય છે અને જ્યાં જૂઠો વ્યવહાર છે ત્યાં ધર્મ હોતો નથી.

૧૯. જે વ્યવહાર નિશ્ચય તરફ લઈ જતો નથી, નિશ્ચયના અનુભવમાં મદદગાર થતો નથી તે વ્યવહાર શુદ્ધ નથી.

૨૦. જેઓ મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે તે સર્વ પ્રથમ શુદ્ધ વ્યવહારનું આલંબન લઈને પછી નિશ્ચયના આશ્રયવડે પામ્યા છે. શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયની ઉત્પત્તિ હોતી નથી.

૨૧. વ્યવહારરત્નત્રયથી નિશ્ચયરત્નત્રય પ્રગટ થાય છે. આ રત્નત્રય વિના કોઈને કોઈ પણ કાળે પોતાના પરમ શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ થતી નથી. આ જ્ઞાનીઓનો દૃઢ નિશ્ચય છે.

૨૨. સંયમઆચરણ ચારિત્ર એ વ્યવહારરૂપ છે અને સ્વરૂપાચરણ ચારિત્ર એ નિશ્ચયરૂપ છે.

૨૩. સંયમઆચરણ ચારિત્ર વિના કેવળ સ્વરૂપાચરણ ચારિત્રની સિદ્ધિ થતી નથી.

૨૪. નિશ્ચયનયમાં જ લીન થયેલા મહાત્માઓને જે ક્રિયાઓ અતિ પ્રયોજનવાળી નથી તે જ ક્રિયાઓ વ્યવહારમાં રહેલા પુરુષોને અતિ ગુણકારી છે.

૨૫. સ્થૂલ મલિનતાવાળાને વ્યવહારક્રિયા ઉપયોગી છે. વૃત્તિઓમાં રહેલી સ્થૂલ મલિનતા ઉત્તમ વ્યવહારવાળાં દાન, તપ, જપ, વંદન, પૂજન, દયા આદિ ક્રિયાઓથી દૂર કરી શકાય છે. મનમાં રહેલી સૂક્ષ્મ મલિનતા વિવેકદૃષ્ટિવાળા વિચારથી વિશુદ્ધ કરી શકાય છે.

૨૬. ક્રિયા એ મનને નિયમિત કરનાર સાધન છે પણ ધર્મ નથી. ઉપચારથી તેને ધર્મ કહેવાય છે. વિવેકપૂર્વકનો વિચાર એ મનને સુધારવાનું કારણ છે.

૨૭. ક્રિયામાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યે પોતાનાં મન, વચન, શરીરને વ્રત, તપ, જપાદિ યમ, નિયમોમાં અહોનિશ પ્રવર્તાવવાં પડે છે અને જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યે ક્રિયામાર્ગમાં દૃઢતા થયા પછી અહોનિશ આત્મઉપયોગમાં તત્પર રહેવું પડે છે.

૨૮. વ્યવહારનય જાણ્યા-આદર્યા વિના નિશ્ચયનય જાણવા-આદરવાની ઇચ્છા કરવી તે તદ્દન અનુપયોગી છે. શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયનું જ્ઞાન કદી પણ પ્રાપ્ત થતું નથી.

૨૯. ક્રિયા ઉપર પૂર્ણ અભિલાષ અને અધ્યાત્મ ભાવનાવડે ઉજ્જ્વળ એવી મનોવૃત્તિને યોગ્ય એવું હિતકારી કાર્ય: એ બે આત્માને શુદ્ધિ કરનારા ઉપાય છે.

૩૦. જ્ઞાનીએ જેટલી ધર્મક્રિયાઓ-આચરણાઓ બનાવી છે તે આત્મસ્વરૂપની પ્રાપ્તિ અર્થે જ બનાવી છે.

૩૧. જીવ, અજીવ આદિ તત્ત્વોનું જ્ઞાન પણ આત્મજ્ઞાન માટે જ છે, એટલે તે જાણવું એ આત્મજ્ઞાનનું પ્રયોજન છે.

૩૨. જૈનશાસ્ત્ર મુમુક્ષુઓને આત્મચિંતન સિવાય અન્ય કાર્યોમાં પ્રવૃત્તિ કરવાની સંમતિ જ નથી આપતું અને ન-છૂટકે પ્રવૃત્તિ કરવાની આવશ્યકતા હોય તો તે માત્ર નિવૃત્તિમય પ્રવૃત્તિ કરવાનું કહેલ છે. એ જ નિવૃત્તિમય પ્રવૃત્તિનું બીજું નામ '**અષ્ટપ્રવચન માતા**' જાણવું.

૩૩. જૈનસિદ્ધાંત હંમેશાં નિવૃત્તિપરાયણ હોઇ આત્મા સ્વસ્વરૂપને કેવી રીતે પ્રાપ્ત કરે ? તે દર્શાવનારું હોય છે.

૩૪. વૈરાગ્ય વિનાનું જ્ઞાન આત્માની પરમાત્મદશાં પ્રગટાવી શકતું નથી. પ્રથમ સાધનદશામાં વૈરાગ્યથી ભેદજ્ઞાનની પુષ્ટિ થાય છે. અને ભેદજ્ઞાનથી સ્વ-પરનો ભેદ ભાસે છે અને તેથી આત્મા સંવરભાવમાં રમે છે.

૩૫. સઘળાં શાસ્ત્રો આત્માનો અનુભવ થવામાં **કારણ** છે, અને શુદ્ધ અનુભવ-જ્ઞાન **કાર્ય** છે.

૩૬. શ્રુતજ્ઞાનનો સાર આત્માનુભવ તથા સંવરભાવની પ્રાપ્તિ છે. તેની પ્રાપ્તિ જો ન થઇ તો તેનું શ્રુતજ્ઞાન ખર(ગધેડા)ની પીઠ પર ચંદનના ભાર સમાન છે.

૩૭. જો મન આત્માભિમુખ ન થયું તો ભણવું-ગણવું સર્વ વ્યર્થ છે. આત્મા સાથે પ્રીતિ થયા વિના પરથી-પુદ્ગલભાવથી પ્રીતિ છૂટતી નથી, અર્થાત્ આત્મધર્મમાં રુચિ થયા વિના પુદ્ગલ ઉપર થતી મમતા ત્યાગી શકાતી નથી.

૩૮. આત્મા અમુક હેતુથી શુદ્ધ થાય અને અમુક હેતુથી શુદ્ધ ન થાય. આ કદાગ્રહ છે. શ્રી જિનેશ્વર ભગવાને આત્માને વિશુદ્ધ થવાના અસંખ્ય માર્ગો પોતાના જ્ઞાનમાં દેખ્યા છે, બતાવ્યા છે, તેમાંથી તમારા દર્દને જે દવા (ઉપાય) લાગુ પડે તે લાગુ પાડો.

૩૯. અનંત જન્મથી કર્મકલેશવાળા ગાઢ થયેલા આ આત્માનો તે કર્મ-કલેશથી જે રીતે છૂટકારો થાય તેવા પ્રકારનો પ્રયત્ન તે પરમાર્થ અર્થાત્ તે જ સ્વાર્થ-આત્માર્થ છે.

૪૦. દુર્લભ એવું સમ્યક્ત્વ રાગ, દ્વેષની ગ્રંથિનો ભેદ થવાથી પ્રાપ્ત થાય છે, તે રાગ, દ્વેષની ગ્રંથિનો ભેદ અમુક હદ સુધી કર્મમળનો હ્રાસ થયે અપૂર્વ અધ્યવસાય-દ્વારા કરી શકાય છે.

૪૧. જેમ કોઇ જળાશયમાં કોઇ કાચબો તદાસક્ત થઇને રહેતો હોય અને જળા-શયનું જળ સેવાળ તથા કમળનાં પત્રોથી છવાયેલું હોવાથી પેલા કાચબાને પાણી ઉપર આવવાનું છિદ્ર મળી શકવું ઘણું મુશ્કેલ હોય છે, તેમ આ સંસારરૂપી જળા-શયમાં જીવરૂપી કાચબાને સમ્યક્ત્વરૂપ છિદ્ર હાથ લાગવું એટલું જ મુશ્કેલ છે.

૪૨. મિથ્યાત્વનો અભાવ અથવા ભગવાનના વચન પર શ્રદ્ધા અથવા આત્મ-તત્ત્વની યથાસ્થિત ઓળખાણ અથવા જડ, ચૈતન્યની ઓળખાણ અને આત્માનો

અનુભવ તે "**સમ્યક્ત્વ.**" ઇચ્છાનો ત્યાગ તે **વિરતિપણું** અને કષાયોનો ત્યાગ તે **અકષાયીપણું.**

૪૩. સમકિતથી સદ્ગુણની પ્રાપ્તિ થાય છે અને સદ્ગુણની પ્રાપ્તિથી સમદષ્ટિપણું પ્રાપ્ત થાય છે.

૪૪. સમકિતી જીવ રાગદ્વેષથી પરવસ્તુમાં-પૌદ્ગલિક વસ્તુમાં રાચતોમાચતો નથી, અંતરથી ન્યારો વર્તે છે. જેમ જળમાં ઉત્પન્ન થયેલ કમળ જળથી નિર્લેપ રહે છે તેમ ભવ્ય જીવ સમકિતની પ્રાપ્તિ થતાં સંસારમાં પરવસ્તુના સંબંધથી ન્યારો વર્તે છે, સંસારમાં રહ્યા છતાં સર્વ સાંસારિક પદાર્થો પરથી મમતા ત્યાગે છે, પરવસ્તુમાં થતી ઇષ્ટ અને અનિષ્ટ બુદ્ધિનો ત્યાગ કરે છે એટલે તે પુદ્ગલાનંદી કહેવાતો નથી, પણ ચતુર્થ ગુણસ્થાનકવાળો સમકિતી જીવ જ અંતરાત્મા કહેવાય છે.

૪૫. સમ્યગ્દષ્ટિને સર્વ પ્રકારના ભોગોમાં પ્રત્યક્ષ રોગોની માફક અરુચિ થાય છે, કારણ કે જે સમયે સમ્યગ્દષ્ટિની ચેતના સમ્યક્ત્વ હોવાને લીધે શુદ્ધ અવસ્થાને પ્રાપ્ત થાય છે તે સમયે તેની વિષયોમાં અરુચિ હોવી તે સ્વાભાવિક છે.

૪૬. સમ્યગ્દષ્ટિ હેયને હેય સમજી છોડી દે છે, પરંતુ હેય પદાર્થના ત્યાગમાં કેવળ સમ્યક્ત્વ જ કારણ નથી, કિંતુ સમ્યક્ત્વના સદ્ભાવની સાથે ચારિત્રમોહનીય આદિનો અભાવ પણ કારણ છે. અર્થાત્ સમ્યક્ત્વના સદ્ભાવમાં વિષયો પ્રત્યે અરુચિ થાય છે પણ વિષયોનો ત્યાગ તો સમ્યક્ત્વ સાથે ચારિત્રમોહનો અભાવ હોયે છતે જ થાય છે.

૪૭. અવિરતિસમ્યગ્દષ્ટિ પાપસેવનને અનિષ્ટ માનવા છતાં અને બીજાને તેના પરિત્યાગનો ઉપદેશ આપવા છતાં પોતે પરિત્યાગ કરી શકતો નથી તેનું કારણ ચારિત્રાવરણીય કર્મનો ઉદય છે.

૪૮. સમ્યગ્દર્શનના સદ્ભાવથી જ ગૃહસ્થધર્મ અથવા મુનિધર્મને ધર્મ કહેવાય છે. એ વિના બન્ને પ્રકારના ધર્મને વસ્તુતઃ ધર્મ કહેવાતા નથી.

૪૯. કીકી વગરનું નેત્ર અને સુગંધ વગરનું પુષ્પ જેમ નકામું છે તેમ સમ્યક્ત્વ વગરની ધર્મક્રિયા નકામી છે.

૫૦. દાનાદિ ક્રિયાઓ કરવાથી મોક્ષફળ મળે છે પણ તેમાં સમ્યક્ત્વ જ સહાયક છે.

૫૧. સમ્યક્ત્વ ગુણ હોય તો જ પરમાર્થથી મનની શુદ્ધિ કહેવાય છે. સમ્યક્ત્વ વિના મનની શુદ્ધિ મોહગર્ભિત હોઇ ઊલટી બંધન કરનારી થાય છે.

૫૨. જગતમાં શરીર અને મન સંબંધી દુઃખો પ્રાપ્ત થવાનું કારણ શરીર અને મન જ છે.

૫૩. મન સ્વતંત્ર નથી, પણ આત્મા સ્વતંત્ર છે.

૫૪. મન જે જે વૃત્તિઓને વશ વર્તે છે તે તેનાં પૂર્વગામી કારણોને લીધે હોઈ આત્મા તે પ્રકારે વર્તે છે.

# આગામી ચોવીશીમાં થનારા તીર્થંકરો

આગામી ચોવીશીમાં પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ રાજાશ્રેણિકના જીવ થવાના છે, તે હાલ પહેલી નરકમાં ૮૪૦૦૦ વર્ષને આયુએ ઉપજેલા છે.

ત્યારપછી બીજા તીર્થંકર અઢીસો વર્ષે અને ત્રીજા તીર્થંકર ૮૩૭૫૦ વર્ષે થવાના છે તે અત્યારે કયાં છે ? તેનો વિચાર કરતાં જણાયું કે તિર્યંચ કે મનુષ્યમાંથી તો તીર્થંકર થતા નથી. નરક અને દેવગતિમાં જ તીર્થંકર થાય છે. નરકગતિમાં તેટલા આયુવાળો કોઇ તીર્થંકરનો જીવ નથી. દેવગતિમાંથી જે તીર્થંકર થાય છે તે બહોળતાએ વૈમાનિકમાંથી જ થાય છે અને વૈમાનિકમાં પલ્યોપમથી ઓછું આયુષ્ય નથી. વ્યંતર કે જ્યોતિષીમાંથી તીર્થંકર થતા જ નથી. ભવનપતિમાંથી કવચિત્ થાય છે, તેથી આ સંબંધમાં વધારે વિચાર અને તપાસ કરતાં 'વિવિધ વિષય વિચારમાળા ભાગ પાંચમો' મુનિરાજ શ્રી મણિવિજયજીએ છપાવેલ છે તેમાં પૃષ્ઠ ૧૭૬ ઉપર આગામી ચોવીશીમાં થનારા તીર્થંકરોના નામ સાથે હાલ તે કયાં છે ? તે સંબંધે લખ્યું છે. તેમાં બીજા ને ત્રીજા તીર્થંકર ભવનપતિમાંથી આવીને થનારા લખ્યા છે. એટલે ઉપરની શંકાનું નિવારણ થાય છે. વળી તે નોંધમાં ૧૯મા તીર્થંકર પણ હાલ ભવનપતિની અગ્નિકુમાર નીકાયમાં છે એમ લખ્યું છે. લોકપ્રકાશમાં પણ આને લગતું કેટલુંક વર્ણન આપવામાં આવ્યું છે. એ ચોવીશે તીર્થંકર કોના જીવ થશે ? એ બાબતમાં લોકપ્રકાશ સાથે મેળવતાં સદરહુ બુકમાં ઘણાં નામોમાં ફેરફાર છે તે નીચે જણાવેલ છે.

---

૫૫. આપણા બધા વિચારો અને ભાવનાઓ તેના પૂર્વગામી વિચારો અને ભાવનાઓના પરિણામરૂપે અને અવલંબનભૂત છે.

૫૬. જેવી જેવી લાગણીથી જે જે કાળે કર્મબંધ કર્યો હોય તેવા તેવા પ્રબળ કે નિર્બળ, તીવ્ર કે મંદ રસે તે કર્મ ઉદયમાં આવે છે અને તે પ્રમાણે સુખદુઃખનો અનુભવ થાય છે.

૫૭. જેમ રસનો ઘાત થાય છે તેમ સ્થિતિનો પણ ઘાત થાય છે.

૫૮. હૃદયના શુભાશુભ વિચારોમાં પ્રથમ રસ, પછી નિશ્ચય-બળ, પછી પ્રયત્ન અને પછી ફળ એમ અનુક્રમે ઉદ્‌ભવે છે.

૫૯. દરેક જીવ પોતપોતાના શુભાશુભ કર્મનો કર્તા અને તેજ તેનો ભોક્તા છે.

૬૦. આ સંસારની સઘળી પ્રવૃત્તિઓ કર્મની પ્રેરણા પ્રમાણે વર્તે છે એટલે જેવું કર્મ તેવી પ્રવૃત્તિ થાય છે.

૬૧. પૂર્વજન્મના સંસ્કાર અને આ જન્મના આજુબાજુના સંયોગો એ બન્નેને લઇને અત્યારની આપણી સ્થિતિનું સ્વરૂપ બનેલું હોય છે. (ચાલુ)

| આગામી પ્રભુનાં નામ. | લોકપ્રકાશને આધારે. | વિવિધ વિષય વિચારમાળાને આધારે. | અત્યારે ક્યાં છે ? વિવિધ વિષય વિચારમાળાને આધારે. |
|---|---|---|---|
| | કોના જીવ ? | | |
| ૧. પદ્મનાભ | શ્રેણિકરાજા | શ્રેણિકરાજા | પહેલી નરકે |
| ૨. સુરદેવ | સુપાર્શ્વ | સુપાર્શ્વ | ભવનપતિમાં |
| ૩. સુપાર્શ્વ | પોટિલ | ઉદાયિ | ભવનપતિમાં |
| ૪. સ્વયંપ્રભ | દૃઢાયુ | પોટિલ | ચોથા દેવલોકે |
| ૫. સર્વાનુભૂતિ | કાર્તિક | દૃઢકેતુ | બીજા દેવલોકે |
| ૬. દેવશ્રુત | શંખ | કાર્તિક | પહેલા દેવલોકે |
| ૭. ઉદય | નંદ | શંખ | બારમા દેવલોકે |
| ૮. પેઢાળ | સુનંદ | આણંદ | પહેલા દેવલોકે |
| ૯. પોટિલ | આણંદ | સુનંદ | પાંચમા દેવલોકે |
| ૧૦. શતકીર્તિ | શતક | શતક શ્રાવક | ત્રીજી નરકે |
| ૧૧. સુવ્રત | સત્યકી | દેવકી | આઠમા દેવલોકે |
| ૧૨. અમમ | કૃષ્ણ | કૃષ્ણ | ત્રીજી નરકે |
| ૧૩. નિઃકષાય | બળદેવ | સત્યકી | પાંચમા દેવલોકે |
| ૧૪. નિઃપુલાક | રોહિણી | બળદેવ | છઠ્ઠા દેવલોકે |
| ૧૫. નિર્મમ | સુલસા | સુલસા | પાંચમા દેવલોકે |
| ૧૬. ચિત્રગુપ્ત | રેવતી | રોહિણી | બીજા દેવલોકે |
| ૧૭. સમાધિ | ગવાલી | રેવતી | બારમા દેવલોકે |
| ૧૮. સંવર | ગાર્ગલિ | સભાલ | આઠમા દેવલોકે |
| ૧૯. યશોધર | દ્વિપાયન રાજા | દ્વિપાયન રાજા | અગ્નિકુમારમાં |
| ૨૦. વિજય | કર્ણ | કોણિક | છઠ્ઠી નરકે |
| ૨૧. મલ્લનાથ | નારદ | નારદ | પાંચમા દેવલોકે |
| ૨૨. દેવગુપ્ત | અંબડ શ્રાવક | અંબડ શ્રાવક | બારમા દેવલોકે |
| ૨૩. અનંતવીર્ય | દારમદ | અમર | નવમા ગ્રૈવેયકે |
| ૨૪. ભદ્રકૃત | સ્વાતિ | સ્વયંબુદ્ધ | સર્વાર્થસિદ્ધિ |

ઉપર્યુક્ત તીર્થંકરો અત્યારે ક્યાં છે ? એ હકીકત લોકપ્રકાશમાં કહેલ નથી. વિવિધવિષયવિચારમાળામાં આપેલ હકીકત પ્રમાણે વિચારતાં અત્યારે ચાર જીવ નરકમાં, ત્રણ જીવ ભુવનપતિમાં અને સત્તર જીવ વૈમાનિકમાં છે. તેમાં દશમા તીર્થંકર થનાર શતક શ્રાવક ત્રીજે નરકે છે એમ લખ્યું છે તે સંભવતું નથી. ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧૦ મું વીરચરિત્રમાં તો નવમા પ્રભુ કૈકસીના અને દશમા પ્રભુ રેવતીના તથા ૨૩ મા પ્રભુ બ્રહ્મદત્તચક્રીના જીવ કહ્યા છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર:—સ્વામી કેશવલાલ મનસુખરાય પેથાપુર. )

**પ્રશ્ન** ૧—'આઠ પહોરની ચોસઠ ઘડીયાં' કહેલ છે ને આઠ પહોરની ૨૪ કલાક તેની ઘડીઓ તો ૬૦ થાય છે; છતાં ૬૪ કેમ કહી છે?

**ઉત્તર**—એ વ્યવહારુ વચન છે. નિશ્ચયથી તો ૬૦ ઘડી જ જાણવી.

**પ્રશ્ન** ૨—ફરતી દેરીવાળાં દેરાસરો ઓછીવત્તી દેરીઓવાળાં હોવા છતાં બાવન જિનાલય( દેરીઓ )વાળાં કહેવાય છે તેનું શું કારણ?

**ઉત્તર**—નંદીશ્વરદ્વીપે બાવન શાશ્વત ચૈત્યો છે તે અપેક્ષાએ બાવન જિનાલય કહેવાની પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન** ૩—નંદીશ્વર દ્વીપે બાવન ચૈત્યો શી રીતે છે? તેમાં કેટલી કેટલી પ્રતિમાઓ છે? અને તે કયા નામની છે?

**ઉત્તર**—નંદીશ્વર દ્વીપે ૪ અંજનગિરિ, ૧૬ દધિમુખ ને ૩૨ રતિકર એ નામના કુલ બાવન પર્વતો છે. તે દરેકની ઉપર એકેક ચૌમુખ ચૈત્ય છે. તેની અંદર ૧૦૮ અને ચાર ચોકી (મંડપ)માં ૧૬ એમ કુલ ૧૨૪-૧૨૪ શાશ્વત પ્રતિમાઓ છે. તે ઋષભાનન, ચંદ્રાનન, વારિષેણ ને વર્ધમાન એ ચાર નામવાળી જ છે.

**પ્રશ્ન** ૪—સાધ્વીજી વ્યાખ્યાન વાંચે ને શ્રાવક શ્રાવિકા સાંભળે એમ થઇ શકે? એમને બેસવા માટે આસન તરીકે પાટ, પાટલો હોય?

**ઉત્તર**—આપણામાં (તપગચ્છમાં) એવી પ્રવૃત્તિ નથી, સ્થાનકવાસીમાં છે. આપણામાં શ્રાવિકાને સાધ્વીજી ઉપદેશ આપે છે, પરંતુ વ્યાખ્યાનની રીતે નહીં. સાધ્વી પાટ ઉપર બેસીને શ્રાવક સન્મુખ વ્યાખ્યાન વાંચે એ પ્રવૃત્તિ આપણા સમુદાયમાં અનુકૂળ જણાતી નથી.

**પ્રશ્ન** ૫—સાધ્વી કલ્પસૂત્ર મૂળ કે ટીકા વાંચે?

**ઉત્તર**—સાધ્વીને કલ્પસૂત્ર સાંભળવાનો જ અધિકાર છે, સભા સમક્ષ વાંચવાનો અધિકાર નથી. સાધુની જોગવાઇ ન હોય તો શ્રાવિકા પાસે કલ્પસૂત્રનો બાળાવબોધ વાંચે એ યોગ્ય જણાય છે.

**પ્રશ્ન** ૬—સવારે નવકારશી કરવાના ઇચ્છકે રાત્રે ક્યારે ખાવાનું બંધ કરવું?

**ઉત્તર**—રાત્રિભોજન કરે અને સવારે નવકારશી કરે એ વાત જ ઘટમાન



નથી, છતાં સૂતી વખતે રાત્રે દુવિહાર, તિવિહાર કે ચોવિહાર કરનારને માટે નવકારશી કરવી તે ઘટી શકે છે.

**પ્રશ્ન ૭**—વ્યાખ્યાનની પાટ સન્મુખ ભીંત ઉપર બાણાવળીનું ચિત્ર કરેલ હોય છે તે શા માટે કર્યું હશે ?

ઉત્તર—રામાયણ કે મહાભારતના યુદ્ધની હકીકત વ્યાખ્યાનમાં વંચાતી હોય ત્યારે તેવું ચિત્ર કરવાની પ્રવૃત્તિ હતી. તેવું ચિત્ર કોઇ જગ્યાએ કરેલું દેખવામાં આવે છે. તેમ કરવાનું કારણ તો યુદ્ધની હકીકત સાંભળીને શ્રોતા ઉપર તેની તામસી અસર ન થવાની કલ્પના માત્ર હશે.

**પ્રશ્ન ૮**—કોઇ સજ્ઝાયનો કે ભક્તામર, કલ્યાણમંદિરનો પાઠ સવારે કરી શકાય ? એમાં કાંઇ બાધ છે ?

**ઉત્તર**—નવે સ્મરણ ખુશીથી સવારે ગણાય. બની શકે તો દરરોજ સવારે તેનો પાઠ કરવો. ભરહેસરની સજ્ઝાય તો સવારે કહેવાય જ છે. બીજી સજ્ઝાયોમાં જેમાં રાજિમતીના વિલાપની કે મુનિઓના ઉપસર્ગની હકીકત હોય તેવી સજ્ઝાય સવારે ન કહેવી. સવારે તો મહામંગળીકકારી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ વિગેરેના છંદો કહેવા એ વધારે યોગ્ય છે.

**પ્રશ્ન ૯**—સીમંધરસ્વામીનું ચૈત્યવંદન, સ્તુતિ, સ્તવન સાંજે દેવસી પ્રતિક્રમણમાં કહેવાય ?

ઉત્તર—ખુશીથી કહેવાય, નિષેધ નથી. મહામંગળકારી છે.

**પ્રશ્ન ૧૦**—દશ 'અચ્છેરા' એટલે આશ્ચર્ય કહ્યા છે. તે શબ્દનું શું કારણ ? કેવળજ્ઞાનીને તે આશ્ચર્યકારી લાગતા હશે ?

ઉત્તર—આશ્ચર્ય છદ્મસ્થની અપેક્ષાએ છે અને ઘણે કાળે અસંભવિત ગણાતી વસ્તુ બને ત્યારે તેને તે નામથી ઓળખાવાય છે. કેવળી તો ત્રણે કાળમાં બની ને થવાની વસ્તુના જાણનારા હોવાથી તેને આશ્ચર્ય છે જ નહીં.

**પ્રશ્ન ૧૧**—ચાર શાશ્વતા નામ કઇ અપેક્ષાએ કહેવાય છે ? શું દશ ચોવીશીમાં તે નામો જરૂર હોય છે ?

ઉત્તર—પ્રાયે દશ ચોવીશીમાં તેમ જ વિહરમાન જિનમાં તે ચાર નામ આવ્યા જ કરે છે તેથી તે નામ શાશ્વતા કહ્યા છે વીશ વિહરમાનમાં સાતમા ઋષભાનન ને બારમા ચંદ્રાનન છે અને વર્તમાન ચોવીશીમાં ૨૪ મા વર્ધમાનસ્વામી છે તેમજ વારિષેણ નામ ઐરવતક્ષેત્રની ચોવીશીમાં છે, એ પ્રમાણે ચાર નામ શાશ્વત સમજવા.

પ્રશ્ન ૧૨—સાધુ, સાધ્વીને અગ્નિસંસ્કાર કઇ દિશાએ કરવો ?

ઉત્તર—એનો નિરધાર જાણ્યો નથી પ્રાયે દક્ષિણ દિશાએ કરવો ઠીક છે.

પ્રશ્ન ૧૩—જંબૂસ્વામી મહાવીરસ્વામીથી કેટલા વર્ષે સિદ્ધ થયા ? તેમનું આયુષ્ય કેટલું હતું ?

ઉત્તર—જંબૂસ્વામી મહાવીર નિર્વાણથી ૬૪ વર્ષે નિર્વાણ પામ્યા. તેમનું આયુષ્ય ૮૦ વર્ષનું હતું. તેઓ ચોથા આરામાં જન્મેલા હતા.

પ્રશ્ન ૧૪—પાર્શ્વનાથના તીર્થમાં બહુમૂલાં વસ્ત્ર મુનિ વાપરતા હતા તો તે વખતમાં જિનકલ્પીપણું કેમ ઘટી શકે ?

ઉત્તર—બાવીશ તીર્થંકરને વારે જિનકલ્પ હોતો જ નથી.

પ્રશ્ન ૧૫—આંગી રચના કરવાની શરૂઆત કયારે થઇ ? પ્રથમ જિનમંદિરો શહેરની બહાર હતાં એમ કહે છે અને જિનમંદિરનાં અભંગ દ્વાર કહેવાય છે તો તે શી રીતે થઇ શકે ?

ઉત્તર—પ્રતિમાની આંગી કરવાની શરૂઆત અમુક વખતથી થઇ એમ નથી. એ પ્રવાહ તો ચાલુ જ છે. જિનમંદિરો નગરમાં ને નગર બહાર બંને સ્થળે હતાં. જિનમંદિરના દ્વાર અભંગ કહ્યા જ નથી અને હોય પણ નહીં કેમકે દ્વાર ઊઘાડા રહે તો આશાતના થાય. અભંગ દ્વાર તો તુંગીયા નગરીના શ્રાવકો માટે કહેવાયેલ છે. તે એવા દાનેશ્વરી હતા કે તેને ત્યાં આવેલ કોઇ પણ યાચક પાછો જતો નહિ.

( ૨ )

( પ્રશ્નકાર—શા. પુંજાલાલ અમથાલાલ-આજોલ. )

પ્રશ્ન ૧—રાવણનો વંશ કયો ?

ઉત્તર—રાવણના વંશનું નામ રાક્ષસવંશ છે. તેની શરૂઆત શ્રી અજિતનાથસ્વામીના સમયમાં થઇ છે. જુઓ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર.

પ્રશ્ન ૨—સ્થાવર તીર્થ ને જંગમતીર્થ કોને સમજવાં ?

ઉત્તર—સ્થાવરતીર્થ શ્રી શત્રુંજય, ગિરનારાદિ સમજવાં અને જંગમતીર્થ મુનિમહારાજાદિ સમજવા.

પ્રશ્ન ૩—આ અવસર્પિણીમાં નારદ કેટલા થયા છે ? ને કયારે થયા છે ?

ઉત્તર—નારદ નવ થયા છે અને તે નવ વાસુદેવના સમયમાં થયા છે.

પ્રશ્ન ૪—રાવણે વાલીમુનિ ઉપર કોપાયમાન થઇ સ્થાવરતીર્થ ને જંગમ તીર્થ બંનેના વિનાશનો પ્રયત્ન કર્યો તેથી તેને પાપ બંધાણું હશે કે નહીં ?

ઉત્તર—તેને અતિ ઘોર પાપ બંધાણું હતું, પરંતુ ત્યારપછી પશ્ચાત્તાપથી અને ભરતચક્રીના કરાવેલા અષ્ટાપદ પરના જિનમંદિરમાં આવી પરમાત્માની ભાવભક્તિવડે તે કર્મોનો ઘણો ભાગ ત્રોડી નાખ્યો હતો.

પ્રશ્ન ૫—રાવણ જન્મથી જ બળવાન હતો તો બળપ્રાપ્તિ માટે તપ કેમ કર્યો?

ઉત્તર—રાવણે બળ મેળવવા માટે તપ કર્યો જ નથી. તેણે બહુરૂપિણી વિદ્યા સાધવા માટે તપ કરીને ધ્યાન ધર્યું હતું.

પ્રશ્ન ૬—રાવણે નારદના કહેવાથી કોના યજ્ઞને ત્રોડ્યો?

ઉત્તર—મરુત્ રાજા યજ્ઞ કરતો હતો તેને ત્રોડ્યો હતો. જુઓ રામચરિત્ર.

પ્રશ્ન ૭—વાનરવંશની ઉત્પત્તિ ક્યારે થઇ?

ઉત્તર—એને માટે શ્રી ત્રિ. શ. પુ. ચરિત્ર પર્વ ૭ જેમાં જૈનરામાયણ છે તે વાંચો.

પ્રશ્ન ૮—નવાણુપ્રકારી પૂજામાં ભરતચક્રીએ પ્રથમ ઉદ્ધાર વખતે પધરાવેલ કંચનમય મૂળનાયકના જિનબિંબને દુષમકાળ આવવાનો જાણી દેવોએ ગુફામાં પધરાવ્યા એમ કહ્યું છે તો તે ક્યારે? અને તે ગુફા ક્યાં છે?

ઉત્તર—સાતમા ઉદ્ધાર વખતે સગરચક્રીની સાથે વિચાર કરીને દેવોએ ગુફામાં સ્થાપન કર્યાનું નવાણુપ્રકારી પૂજામાં કહ્યું છે. તે ગુફા પર્વતના પશ્ચિમ ભાગમાં હતી. તે હકીકતને અત્યારે અસંખ્ય કાળ વ્યતીત થયેલ હોવાથી અને પર્વતનું પ્રમાણ ઘટી જવાથી તેનું ઠેકાણું લક્ષ્ય થઇ શકે નહીં.

પ્રશ્ન ૯—ઉપર જણાવેલા જિનબિંબની પૂજા કરવા દેવ-દેવીઓ આવતાં હતાં તે કઇ જાતિના સમજવાં?

ઉત્તર—ચારે નિકાયના દેવ-દેવી સમજવા.

પ્રશ્ન ૧૦—'ઠમ ઠમ ઠમકે પાઉં, ભલૈયા લે જાઈ' એનો અર્થ શું?

ઉત્તર—નૃત્ય કરનાર દેવ-દેવીઓના પગમાં રહેલા ઘુઘરાઓથી પગ ઠમ ઠમ ઠમકે છે, અવાજ કરે છે અને દેવીઓ પ્રભુના ભલૈયાં એટલે ઓવારણા લે છે. જુઓ અમારા તરફથી પ્રકાશિત નવાણુપ્રકારી પૂજાના અર્થ.

પ્રશ્ન ૧૧—સદરહુ પૂજામાં 'સુરસાંનિધ્ય નરદર્શન, ભવ ત્રીજે તરે' એમ કહ્યું છે તે નર કયા સમજવા?

ઉત્તર—ભરતક્ષેત્રાદિનાં મનુષ્યો સમજવાં.

પ્રશ્ન ૧૨—સિદ્ધાચળ ઉપર ૧૭ મો ઉદ્ધાર દુપ્પસહસૂરિના ઉપદેશથી કરાવનાર વિમળવાહન રાજા ક્યારે ને ક્યાં થશે?

ઉત્તર—સત્તરમો નહીં પણ છેલ્લો ઉદ્ધાર સમજવો. વચ્ચે બીજા ઉદ્ધાર ઘણા થવાના છે. વિમળવાહન રાજા ને દુપ્પસહસૂરિ પાંચમા આરાને છેડે થશે. તેનું સ્થાન ચોકસ ધ્યાનમાં નથી, પરંતુ શત્રુંજયની સમીપમાં થશે એમ જાણવું.

પ્રશ્ન ૧૩—સિદ્ધાચળ ઉપર ક્રોડો મુનિઓ સિદ્ધ થઇ ગયા, આવી વાત નવાણુપ્રકારી પૂજામાં આવે છે તો તે ક્રોડ એટલે કેટલા જાણવા ?

ઉત્તર—એને માટે શત્રુંજયમહાત્મ્ય વિગેરેમાં તો સો લાખે ક્રોડ ગણવા એમ કહેલ છે. કોઇ એમાં શંકા કરે છે. તત્ત્વ કેવળીગમ્ય.

પ્રશ્ન ૧૪—ફૂલને અભાવે પ્રભુને લવિંગ કે ચોખા ચડાવી શકાય ?

ઉત્તર—શ્વેતાંબર આમ્નાયમાં લવિંગ કે ચોખા ચડાવવાની પ્રવૃત્તિ નથી.

પ્રશ્ન ૧૫—શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં ચોથો આરો કાયમ વર્તે છે એ બરાબર છે ?

ઉત્તર—ચોથા આરાના પ્રારંભના ભાવ કાયમ ત્યાં વર્તે છે એટલે કાયમ ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્યનું શરીર ને ક્રોડ પૂર્વનું આયુષ્ય ત્યાંનાં મનુષ્યોમાં હોય છે.

પ્રશ્ન ૧૬—મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્સર્પિણી અવસર્પિણી હોય કે નહી ?

ઉત્તર—ન હોય. ત્યાં કાયમ એક સરખો કાળ જ વર્તે છે.

પ્રશ્ન ૧૭—શ્રી ઋષભદેવના વખતનો સૂર્યકુંડ હાલ છે ?

ઉત્તર—એને અસંખ્ય કાળ વ્યતીત થયેલ હોવાથી તે હોવાનો સંભવ નથી.

પ્રશ્ન ૧૮—પંચધાતુની પ્રતિમામાં કઇ કઇ ધાતુ આવે છે ? અને તેનું પ્રમાણ શું હોય છે ?

ઉત્તર—એમાં સોનું, રૂપું, તાંબુ, પીત્તલ ને કાંસું હોવાનો સંભવ છે. ધાતુની બધી પ્રતિમામાં એક સરખું પ્રમાણ દરેક ધાતુનું હોતું નથી. કરનારના વિચાર પ્રમાણે ધાતુ મેળવીને કરાવવામાં આવે છે.

પ્રશ્ન ૧૯—જિનપ્રતિમા એકી આંગળની જ જોઇએ કે બેકી આંગળના થઇ શકે?

ઉત્તર—મૂળનાયક તરીકે એકી આંગળના પધરાવવાનો નિયમ જાણ્યો છે. બેકી આંગળના ન જ કરાવાય એવો નિયમ જાણ્યો નથી.

પ્રશ્ન ૨૦—ઋષભદેવના સમયમાં મનુષ્યની સંખ્યા ઓછી હતી તે પછી વધતી ગઇ તો તે વખતે કેટલી સંખ્યા હશે ?

ઉત્તર—તે સંખ્યાનો નિયમ વાંચવામાં આવ્યો નથી. તે સંખ્યા અજિતનાથજી થયા ત્યાં સુધી વધી, પછી ઘટવા માંડી.

પ્રશ્ન ૨૧—પરા, પશ્યંતિ, મધ્યમા ને વૈખરી-એમ ચાર પ્રકારની ભાષા કહેલી છે તેનું સ્વરૂપ શું સમજવું ?

ઉત્તર-તે હકીકત વિસ્તારવાળી છે તેથી તેના વર્ણનને માટે સભાની છપાવેલી જ્ઞાનપંચમીની બુક વાંચો.

# ચાર ચીજ પાછી ફરતી નથી

૧. બોલેલો બોલ, ૨. ફેંકેલું તીર, ૩. વીતેલો વખત, ૪. ગુમાવેલી તક.

આ ચારે બાબત બહુ વિચારવા જેવી છે, અને તેના પરથી કેટલીક હિતશિક્ષા લેવા યોગ્ય છે.

૧. બોલેલો બોલ, બોલાયો તે બોલાયો. સજ્જનોએ તે બોલ પ્રમાણે વર્તવું જ જોઇએ, બોલ પાળવો જ જોઈએ; કારણ કે બોલેલો બોલ કોઈ પ્રકારે પાછો વળતો નથી તે તો જાહેરમાં આવી જ જાય છે.

૨. ફેંકેલું તીર પાછું કોઇ પ્રકારે આવે જ નહીં. તે તો જ્યાં ધારીને મૂક્યું હોય ત્યાં જ જઇને પડે છે.

૩ વીતેલો વખત-જો સત્કાર્ય કર્યા વિના વખતને જવા દીધો તો તે લાખ ખરચતાં પણ પાછો મળતો નથી, માટે પ્રમાદવશ થઇને વખતને નિરર્થક વીતી જવા દેવો ન જોઈએ.

૪. ગુમાવેલી તક-કોઈપણ કાર્ય સાધી લેવા માટે અથવા અન્યનું હિત કરવા માટે મળેલી તક જો ગુમાવી દીધી-તે તકે કાર્ય સાધી ન લીધું કે અન્યનું કાર્ય કરી ન આપ્યું તો ફરીને તેવી તક પ્રાપ્ત થતી નથી; માટે સમયની કિંમત સમજનારે મળેલી તકને ગુમાવી દેવી નહીં.

પાછલાં બન્ને વાક્યો માટે શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના અપ્રમાદ નામના દશમા અધ્યયનનો ભાવ વિચારવો અને સમય માત્ર પણ પ્રમાદ ન કરવો. કુંવરજી

---

પ્રશ્ન ૨૨—જૈન શાસનમાં જ્યારે જ્યારે પૂછવામાં આવે ત્યારે એમ જવાબ મળે છે કે-એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો છે, તો તે નિગોદમાં જીવસંખ્યા કેટલી જાણવી? અને તેનો અંત કોઇ વખત આવવાનો કે નહીં?

ઉત્તર—સિદ્ધ થયેલા જીવોની સંખ્યા કાયમ પાંચમે અનંતે છે અને એક નિગોદમાં રહેલા જીવોની સંખ્યા આઠમે અનંતે છે. તે અનંતું એટલું મોટું છે કે અનંત કાળે પણ એક નિગોદ ખાલી થવાની નથી એને માટે નવ પ્રકારના અનંતાનું સ્વરૂપ લોકપ્રકાશ, કર્મગ્રંથાદિકથી જાણવું.

પ્રશ્ન ૨૩—જીવ અવ્યવહારરાશિમાંથી નીકળીને વ્યવહારરાશિમાં આવે ત્યારે તે બાદર એકેંદ્રિયનાં શરીર સાથે ક્યારે જોડાય?

ઉત્તર—જે સમયે નીકળે તે સમયે જ જોડાય. એમાં અંતર સમજવું નહીં.

પ્રશ્ન ૨૪—કલંકી રાજા ક્યારે થવાનો છે?

ઉત્તર—એ વિષે કાંઇ પણ નિર્ણય થઇ શકતો નથી. કુંવરજી

# સુભાષિત–વચનમાળા

અનુસંધાન પૃ. ૬૩ થી

૨૧૧. 'વાદે વાદે તત્ત્વનો બોધ સ્ફુરે' એમ કહેવાય છે; પરંતુ ઘણીવાર વાદે વાદે વિતંડાવાદ પણ થઈ જાય છે અને જે થોડુંઘણું તત્ત્વ હોય તે પણ કુવાદથી ચાલ્યું જતું જોવાય છે.

૨૧૨. પ્રેમ વિનાનું જીવન ભારરૂપ છે. માણસ પ્રત્યે, પશુ–પંખી પ્રત્યે, ફૂલો પ્રત્યે, ઝરાઓ પ્રત્યે, શિલ્પાદિ લલિતકલાઓ પ્રત્યે, સંગીત પ્રત્યે, આકાશના તારાઓ સાથે, બાળકો સાથે, સ્ત્રીઓ સાથે–એમ સૃષ્ટિના અનેક પદાર્થો સાથે નૈસર્ગિક પ્રેમ આવડવો જોઈએ. જો એ આવડે તો જીવન માણવાની મજા ઓર આવે છે.

૨૧૩. મોટાને જ મોટું દુઃખ હોય છે. સૂર્ય–ચન્દ્રને ગ્રહણ નડે છે, તારાને તે ભય નથી.

૨૧૪. નિમિત્ત કારણો ઉપર રોષ કરવો વ્યર્થ છે. એ વખતે ઉપાદાન કારણનો વિચાર કરવો અને તેને ટાળવા પ્રયત્ન કરવો એ જ મર્દને માટે સાચો રસ્તો છે.

૨૧૫. અહોરાત્રની સાઠ ઘટિકામાંથી ફક્ત એક જ ઘડી જો સત–સમાગમ, સુવાંચન, સુકર્તવ્ય આદિમાં સારી રીતે–તન્મયપણે જાય તો પણ અહોભાગ્ય ગણાય.

૨૧૬. **अहं मम** 'હું' અને 'મારું' એ જ મોહરાજાનો મહામંત્ર છે–મહાબંધન છે. '**नाहं न मम**' એ પ્રતિમંત્રો મોહને પરાસ્ત કરવાના છે.

૨૧૭. દૃષ્ટિરાગ જાય તો ભવભ્રમણના ઘણા ચક્કર ઓછા થઈ જાય.

૨૧૮. મિષ્ટ ભાષા, સૌમ્ય રૂપ, દેવ–ગુરુ–ધર્માદિ ઉપર પ્રેમ, અતિથિ–પ્રેમ, મળતાવડો સ્વભાવ, ઉદારતા–આ સર્વ ગુણો દેવગતિમાંથી આવ્યાના અને ફરી એ ગતિમાં જવાનાં લક્ષણો ગણાય છે.

૨૧૯. કટુ અને કર્કશ ભાષા, વિરૂપતા, કંકાસપ્રિયતા, સુધર્મ ઉપર રોષ, લોભ, ક્રોધની અતિ માત્રા વગેરે નરકાગમન સૂચવે છે.

૨૨૦. યૌવનકાળના અનેક ઝંઝાવાતોમાં ન ફસાનાર–કર્તવ્યને પથે બરાબર જનાર વિરલ મનુષ્યો હોય છે.

૨૨૧. કામોપશાંતિ પછીના વિચારો જો કાયમ રહે તો માણસ ફરીથી એ ક્રિયામાં પ્રાયઃ ન પ્રવેશે.

૨૨૨. હૃદયનો આરીસો મુખ છે. હૃદયમાં ચાલતા સારા–નરસા વિચારોનું પ્રતિબિંબ મોઢા પર આવ્યા વિના રહેતું નથી.

૨૨૩. ઘણીવાર વસ્તુનું મહત્ત્વ સ્થાન વધારી દે છે. કાયર મનુષ્ય પણ પોતાના સ્થાનમાં બહાદુર બની જાય છે. 'ગ્રાહ' નામનું જળજંતુ, હાથી જેવાને પણ જળમાં ખેંચી જાય છે અને મત્સ્યો જળમાર્ગમાં સામે પૂરે પણ ચાલી શકે છે.

૨૨૪. રામ–કૃષ્ણ–યુધિષ્ઠિર–નળ–સીતા–દમયંતી–દ્રૌપદી–ચંદનબાળા ઈત્યાદિ મહાન્ સ્ત્રી–પુરુષો ઉપર પણ આપત્તિના વરસાદ વરસ્યા છે તો સામાન્ય માણસનું શું ગજું?

( ચાલુ )

—રાજપાળ મગનલાલ વ્હોરા

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અથવા

## વિશ્વની શ્રેષ્ઠ વિભૂતિઓ

અંતર્ગત

### અરિહંત સ્તોત્ર

( ગતાંક પૃષ્ઠ ૩૦ થી શરૂ )

### શાસ્ત્રપ્રશંસા

( ચામર છંદ.* )

જન્મ નાશ સ્થિતિ સતસ્વરૂપને પ્રકાશતી,
ત્રિપદીની જેહ પાસ લબ્ધિથી મહામતિ;
તે ગુણી ગણીવરો ગુંથે વિશાલ શ્રુતિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૭

ઉપર તીર્થંકર શાસન સંબંધી કંઈક કહ્યું. તે શાસન તત્પ્રણીત શાસ્ત્રદ્વારા સમજાય છે, તે શાસ્ત્રની પ્રશંસા કરતા સ્તોત્રકાર વદે છે.—

ઉત્પત્તિ, સ્થિતિ, લય ( વ્યય ) એવું ‘ સત્ ’ નું સ્વરૂપ પ્રકાશતી ત્રિપદીની જેની પાસેથી લબ્ધિ પામીને, મહામતિ ગુણધર ગણધરો વિશાલ શ્રુતિ-દ્વાદશાંગીનું ગુંથન કરે છે—એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

‘ उपन्ने वा विगमे वा धुवे वा ।’ ‘ उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ।’

‘ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યયુક્ત તે સત્. ’—શ્રીતત્ત્વાર્થસૂત્ર.

આ સત્ સ્વરૂપની વ્યાખ્યા એટલી બધી સુમહાન્ અને સર્વંકષા-સર્વગ્રાહી છે કે તે એક ‘ સત્ ’ અક્ષરમાત્ર જગતના સમસ્ત તત્ત્વનું નવનીત પ્રાપ્ત થાય છે. પરમતત્ત્વજ્ઞ શ્રી અમૃતચંદ્રાચાર્યજી પંચાધ્યાયીમાં કહે છે:—

" तत्त्वं सल्लक्षणिकं सन्मात्रं वा यतः स्वतः सिद्धम् ।
तस्मादनादिनिधनं स्वसहायं निर्विकल्पं च ॥ "

એવું પરમોત્કૃષ્ટ સત્સ્વરૂપ વ્યક્ત કરતી ત્રિપદીનું, શ્રી વીતરાગ જેવી પરમ વિભૂતિના સ્વમુખે શ્રવણ થતાં, પરમ પ્રાજ્ઞ શ્રી ગણધરદેવોને દ્વાદશાંગીનું જ્ઞાન પરિણમે છે એવું શાસ્ત્રકથન છે, તેને ઉદ્દેશીને અત્ર કહ્યું છે. આનું સમર્થન શ્રીમદ્ રાજચંદ્રજીએ પણ મોક્ષમાળામાં આ પ્રમાણે કર્યું છે:—

“ દ્રવ્યાર્થિક-ભાવાર્થિક નયે આખી સૃષ્ટિનું જ્ઞાન એ ત્રણ શબ્દોમાં રહ્યું છે, તેનો વિચાર કોઈક જ કરે છે, ને સદ્ગુરુમુખની પવિત્ર લબ્ધિરૂપે જ્યારે આવે ત્યારે દ્વાદશાંગી

* આ ચામર છંદ નારાચ અને ભુજંગીને મળતો છે: એક પદ્ધતિ એક છે.

જ્ઞાન શા મારે ન થાય ? 'જગત્' એમ કહેતાંજ મનુષ્ય એક ઘર, એક વાસ, એક ગામ, એક શહેર, એક દેશ, એક ખંડ, એક પૃથ્વી,–એ સઘળું મૂકી દઈ અસંખ્યાત દ્વીપ-સમુદ્રાદિથી ભરપૂર વસ્તુ કેમ સમજી જાય છે ?"–**મોક્ષમાળા, પાઠ ૯૧.**

ભૂત માત્ર ત્રાણ જે કરે દઈ સુશાસનો,
જન્મભીતિને હરે હરી લઈ કુવાસનો;
એવું જાસ શાસ્ત્ર-નેત્ર દેતું દિવ્ય દષ્ટિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૮

ઉપર જે શ્રુતિ-સત્શાસ્ત્રનો ઉલ્લેખ કર્યો, તે સત્શાસ્ત્ર કેવું છે? તેની નિરુક્તિ બતાવે છેઃ—

જે સમ્યક્ શાસનો–આજ્ઞાઓ આપી ભૂતમાત્રનું ત્રાણ-રક્ષણ કરે છે, અને જે દુષ્ટ વાસનાઓ દૂર કરીને જન્મનો ભય હરી લે છે,–એવું જેનું શાસ્ત્રરૂપ નેત્ર દિવ્ય દષ્ટિ અર્પણ કરે છે,–તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

શાસ્ત્ર–શાસ્ + ત્ર, શાસ્ = શાસન કરવું, ત્રા = ત્રાણ-રક્ષણ કરવું.

" शासनात्त्राणशक्तेश्च बुधैः शास्त्रं निरुच्यते ।
वचनं वीतरागस्य तच्च नान्यस्य कस्यचित् ॥ "
—**શ્રીમાન્ યશોવિજયજીપ્રણીત અધ્યાત્મોપનિષદ્.**

શાસન કરવાથી અને ત્રાણ-રક્ષણની શક્તિથી 'શાસ્ત્ર'–એમ બુધજનોથી નિરુક્તિ કરાય છે; અને તે શાસ્ત્ર તો વીતરાગનું જ વચન હોઈ શકે, બીજા કોઈનું નહિ.

તે શાસ્ત્રને અત્રે નેત્રનું રૂપક આપ્યું છે તે યથાર્થ છે; કારણ કે તેના વિના મોહાંધકાર-ભર્યા લોકમાં વસ્તુનું યથાર્થ દર્શન થતું નથી.

" लोके मोहांधकारेऽस्मिञ्शास्त्रालोकः प्रवर्त्तकः ।
पापामयौषधं शास्त्रं शास्त्रं पुण्यनिबन्धनम् ।
चक्षुः सर्वत्रगं शास्त्रं शास्त्रं सर्वार्थसाधनम् ॥ "
—શ્રીમાન્ હરિભદ્રાચાર્યજીપ્રણીત યોગબિન્દુ.

'શાસ્ત્ર પાપરૂપ રોગનું ઔષધ છે, શાસ્ત્ર પુણ્યનું કારણ છે, શાસ્ત્ર સર્વત્ર પહોંચનારું લોચન છે, શાસ્ત્ર સર્વ અર્થનું સાધન છે.'

જેહ ઉતર્યું જ પાર યુક્તિની કસોટીએ,
હેમ જેમ શુદ્ધ છેદ તાપની વિશુદ્ધિએ;
એ સુવર્ણ શાસ્ત્ર નેત્ર જેનું દે સુદષ્ટિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૧૯

ઉપરના કાવ્યમાં તો કદાચ આજ્ઞાપ્રધાન જીવને માન્ય હોય એવી વાત કહી, એટલે પરીક્ષાપ્રધાનને પણ તે જિનભાષિત સત્શાસ્ત્ર કેવું સન્માન્ય છે તેનું પ્રતિપાદન કરે છેઃ—

જે યુક્તિની કસોટીએ નિશ્ચયે પાર ઊતર્યું છે, અને સોનાની જેમ જે છેદ અને

તાપની વિશુદ્ધિવડે કરીને શુદ્ધ સિદ્ધ થાય છે,–એવું જેનું સુવર્ણ શાસ્ત્ર–નેત્ર સમ્યગ્દૃષ્ટિને આપે છે,–તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

અત્રે જિનપ્રવચનને શુદ્ધ સુવર્ણની ઉપમા આપી છે. સુવર્ણ એટલે સોનું અથવા સુંદર વર્ણ–અક્ષર (શ્લેષ). જેમ સોનાની પરીક્ષા–કસોટીવડે કષ તથા છેદ અને તાપવડે કરાય છે અને તેમાં પાર ઉતર્યે તે શુદ્ધ સોનું ગણાય છે; તેમ શાસ્ત્ર–સુવર્ણની પરીક્ષા પણ, પરીક્ષાપ્રધાન સુવિચક્ષણ પુરુષોથી કષ–છેદ–તાપવડે કરાય છે, અને તેમાં ઉત્તીર્ણ થાય તે શુદ્ધ શાસ્ત્ર ગણાય છે. મહાકવિ કાલિદાસે કહ્યું છે કે:—

" हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा "—શ્રી રઘુવંશ.

'સોનાની વિશુદ્ધિ કે મલિનતા અગ્નિમાં બરાબર જણાઈ આવે છે.'

મહામતિ શ્રીમાન્ યશોવિજયજીએ ઉદ્ઘોષણા કરી છે કે:—

" परीक्षंते कषच्छेदतापैः स्वर्ण यथा जनाः ।
शास्त्रेऽपि वर्णिकाशुद्धिं परीक्षंतां तथा बुधाः ॥" શ્રી અધ્યાત્મોપનિષદ્

શાસ્ત્ર પરત્વે કષ–છેદ–તાપનું સ્વરૂપ આ પ્રકારે છે'—

" विधयः प्रतिषेधाश्च भूयांसो यत्र वर्णिताः ।
एकाधिकारा दृश्यन्ते कषशुद्धिं वदन्ति ताम् ॥
विधीनां च निषेधानां योगक्षेमकरी क्रिया ।
वर्ण्यते यत्र सर्वत्र तच्छास्त्रं छेदशुद्धिमत् ॥
यत्र सर्वनयालंबिविचारप्रबलाग्निना ।
तात्पर्यश्यामिका न स्यात् तच्छास्त्रं तापशुद्धिमत् ॥ "
—શ્રી અધ્યાત્મોપનિષદ્, અ. ૧.

" જ્યાં વર્ણવેલા અનેક પ્રકારના વિધિઓ અને નિષેધો એક અધિકારવાળા–અવિરુદ્ધપણે એક નિશ્ચિત ધ્યેયને અનુસરતા દેખાય, તે કષશુદ્ધિ કહેવાય છે. જેમકે–મોક્ષરૂપ ધ્યેયના સંબંધે સિદ્ધાંતમાં ધ્યાન–અધ્યયનાદિ વિધિ અને હિંસાદિના નિષેધ કહ્યા છે.

ઉક્ત વિધિ–નિષેધોનું યોગ–ક્ષેમ કરે એવી ક્રિયા જ્યાં સર્વસ્થળે વર્ણવાય છે તે શાસ્ત્ર છેદશુદ્ધિવંત કહેવાય છે.

સર્વનયનું આલંબન કરતા એવા વિચારરૂપ પ્રબળ અગ્નિના તાપમાં તપાવતાં જ્યાં તાત્પર્યની મલિનતા હોય નહિં તે શાસ્ત્ર તાપશુદ્ધિવાળું કહેવાય છે. કોઈપણ નયની અપેક્ષાએ વિચારતાં જ્યાં કોઈ પણ પ્રકારની ક્ષતિ પ્રાપ્ત થતી નથી, તે તાપશુદ્ધિ. "—વિશેષ વિવરણ માટે જુઓ અધ્યાત્મોપનિષદ્.

આવી કષ–છેદ–તાપની અગ્નિપરીક્ષામાંથી સાંગોપાંગ શુદ્ધપણે જેનું શાસ્ત્ર ઉત્તીર્ણ થાય છે તે વિભૂતિને વંદન હો!

મોહપંકમાં નિમગ્ન લોકોને ઉધારવા,
શુદ્ધ આત્મધર્મના પ્રચારને વધારવા;

બોધ જેહનો સુધામયો દીએ નિવૃત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૦

એવા તે જિન પ્રવચનનું પ્રયોજન શું છે? તે દર્શાવે છે:—

મોહના કાદવમાં ખૂંચી ગયેલા લોકનો ઉદ્ધાર કરવાને અર્થે અને શુદ્ધ આત્મ-ધર્મનો પ્રચાર વધારવાને અર્થે, જેનો અમૃતમય બોધ પ્રવર્ત્તતો સતો નિર્વૃત્તિ આપે છે, તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને વંદું છું.

જિનાગમનું રહસ્યભૂત પ્રયોજન આ એક જ છે કે કર્મમલથી મલિન થયેલા આત્માને શુદ્ધ કરવો.

**'કનકોપલવત્ પયડિ પુરુષતણી, જોડી અનાદિ સ્વભાવ'–શ્રીઆનંદઘનજી.**

સોના અને પથરની જેમ પ્રકૃતિ-પુરુષ, કર્મ-આત્માની જે અનાદિ જોડી છે તેને વિવિક્ત કરવી, છૂટી પાડવી, અલગ અલગ કરવી; તે જ પ્રધાન કર્ત્તવ્ય છે. માટી વગેરે મળ દૂર કરી, ગાળી નાંખી-છણી નાંખી જેમ સોનું શુદ્ધ-ચોખ્ખું કરવામાં આવે છે તેમ કર્મ-રૂપ મૃત્તિકાનો મળ દૂર કરી, ગાળી નાખી (Filter), ખખેરી નાખી (**अवधूय**), નિર્જરી, **આત્માને તેના શુદ્ધ મૂળ સ્વરૂપમાં પ્રતિષ્ઠાપિત કરવો-પ્રતિક્રમણ કરાવવું** એ જ જિનાગમનું પરમ લક્ષ્ય છે. અને એટલા માટે જ પ્રથમ તો તે દેહાદિમાં આત્મ-ભ્રાંતિરૂપ મોહમિથ્યાત્વ જેમ દૂર થાય તેવો ઉપદેશ આપે છે; અને ડિંડીમ નાદથી ઉદ્ઘોષે છે કે-**'वत्थुसहावो धम्मो' વસ્તુનો સ્વભાવ તે ધર્મ.** આત્માનો સ્વભાવ તે આત્મધર્મ (ઉપલક્ષણથી વિભાવ તે અધર્મ) માટે સ્વભાવધર્મને ભજો અને વિભાવ-અધર્મને ત્યજો.

નાના પ્રકારના તપ અનુષ્ઠાન આદિ વિધિ, નિષેધો, ઉક્ત **આત્મધર્મની વ્યક્તિરૂપ અંતરંગ ક્રિયાને અર્થે** છે અને તેથી જ પ્રાંતે નિવૃત્તિ-નિર્વાણની પ્રાપ્તિ થાય છે. આ સર્વનું તાત્પર્ય નીચેની ગાથામા બતાવ્યુ છે.—

**" चारित्तं खलु धम्मो धम्मो जो सो समोत्ति णिद्दिट्ठो ।**
**मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो ॥ "**

**શ્રી કુંદકુંદાચાર્યજીકૃત—શ્રી પ્રવચનસાર**

" સ્વરૂપે ચરણ-સ્વસમયમાં પ્રવૃત્તિ તે **ચારિત્ર** છે; તે જ વસ્તુ સ્વભાવ હોવાથી ધર્મ છે, એટલે કે શુદ્ધ ચૈતન્યનું પ્રકાશન તે ધર્મ છે; અને તે જ ધર્મ યથાવસ્થિત આત્મગુણરૂપ હોવાથી **સામ્ય** છે; અને જે સામ્ય છે તે દર્શન-ચારિત્રમોહિનીયના ઉદયથી ઉપજતા સમસ્ત મોહ-ક્ષોભના અભાવે કરીને અત્યંત **નિર્વિકાર** એવો જીવનો **પરિણામ** છે. "

**—શ્રી અમૃતચંદ્રાચાર્યજીની ટીકા.**

આવો જેનો નિર્મલ જનહિતકારી ઉપદેશ છે તે વિભૂતિને વંદન હો!

જેની પાસ વાદીઓ અવાદીઓ બની જતા,
જેની પાસ નિંદનાર વંદનાર વર્ત્તતા;
પામી જાય શંકનાર નિર્વિશંક વૃત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૧

જેની આગળ વાદીઓ અવાદીઓ ( મૂંગા ) બની જાય છે, નિંદનાર વંદનાર થાય છે, અને શંકા કરનાર નિર્વિશંકવૃત્તિને પામે છે, તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

શ્રી વીતરાગદેવના જ્ઞાનાતિશય અને વચનાતિશયનો કોઈ એવો અપૂર્વ પ્રભાવ પ્રતપમાન હોય છે કે તેની સાન્નિધ્યમાં વાદ કરવા આવેલા પંડિતપ્રવર વાદીઓ પણ વાદ કરવાનું ભૂલી જાય છે, તેમની વાણી મૂકપણાને ભજે છે, જીતવા આવેલા જીતાઈ જાય છે, અને પોતે વિનમ્ર શિષ્ય થઈ બેસે છે; નિંદા કરવા આવેલો મનુષ્ય પણ વંદન કરીને ચાલ્યો જાય છે અને અનેક પ્રકારના સંશયમાં ડુબકી ખાતો જીવ પણ સર્વ સંશયોનું સ્વયમેવ સાંગોપાંગ સમાધાન થતાં, નિઃસંશયપણું પામીને નિષ્પ્રકંપ શ્રદ્ધા ધારણ કરે છે. આને માટે શ્રી ગૌતમાદિ મુનીશ્વરોનું શ્રી મહાવીરદેવે કરેલું સંશય-છેદન સુપ્રસિદ્ધ દૃષ્ટાંતરૂપ છે.

" यस्य पुरस्ताद् विगलितमाना, न प्रतितीर्थ्या भुवि विवदंते ॥ "

—શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત બૃહત્સ્વયંભૂ સ્તોત્ર.

' જેની આગળ માન ગળી ગયેલા પ્રતિતીર્થિકો વાદ વદતા નથી. '

જે ભવાબ્ધિને તર્યા તરાવનાર અન્યના,
જે બુઝ્યા બુઝાવનાર પુણ્યવંત ધન્યના;
મુક્તિ પ્રાપ્ત જેહ છે પમાડનાર મુક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૨

હવે કેટલાક વિશિષ્ટ વિશેષણોથી ( પરિકરઅલંકાર ) વીતરાગનો મહિમા સૂચવતી સ્વપરઉપકારક પ્રવૃત્તિ વર્ણવે છેઃ—

જે પોતે ભવસાગરને તરી ગયા છે અને બીજાને તરાવનાર છે; જે પોતે બુઝ્યા છે અને બીજાને બુઝવનાર છે; જે મુક્તિ પામ્યા છે અને બીજાને મુક્તિ પમાડનાર છે, એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

' तिन्नाणं तारयाणं, बुद्धाणं बोहियाणं, मुत्ताणं मोयगाणं । '—શ્રી શક્રસ્તવ.

અપાર અને ઘોર સંસારસમુદ્રને તે વીતરાગ પોતે પોતાના અદ્‌ભુત આત્મપરાક્રમથી તરી ગયા છે, અને અન્ય જીવોને તરવા માટે ઉત્તમ સાધનનો નિર્દેશ કરી તારનાર થયા છે.

' अपारघोरसंसारनिमग्नजनतारक । '—શ્રીમાન્ સિદ્ધર્ષિ.

તે પોતે પરમ તત્ત્વનો બોધ પામી પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત થયા છે, અને અન્ય જીવોને તે બોધનો તાત્ત્વિક લાભ મળે એવો સુંદર પ્રબંધ તેમણે શાસનસંસ્થાપનદ્વારા કર્યો છે. તે પોતે સર્વ કર્મબંધનથી મુક્ત થયા છે-સંસારકારાગારમાંથી છૂટ્યા છે અને બીજાને છોડાવવા માટે કટિબદ્ધ થયા છે.

આવા જેનો પરમ ઉપકાર છે તે વિભૂતિને વંદન હો! (અપૂર્ણ)

કથનાર અને વિવેચનકાર

ડૉ. ભગવાનદાસ મનસુખલાલ મહેતા

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા.

( સ્થાપના:–સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૭ ના ચૈત્ર માસની પત્રિકા.

---

ધાર્મિક પ્રવૃત્તિઓ:—નિયમાનુસાર ચાલુ માસમાં સામાયિક, પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા, તલાટીદર્શન વિગેરે થયેલ છે. ચૈત્ર શુદિ પુનમે બધા વિદ્યાર્થીઓ શ્રી સિદ્ધગિરિની યાત્રાએ ગયા હતા. ચૈત્ર શુદિ ૮ ના રોજ બધા વિદ્યાર્થીઓએ આયંબિલ કર્યું હતું.

| આવક:— | | | | રૂા. આ. પા. |
|---|---|---|---|---|
| શ્રી જનરલ નિર્વાહ ફંડખાતે | .... | .... | .... | ૧૭૬–૦–૦ |
| શ્રી ભોજન ફંડખાતે | .... | .... | .... | ૧૧૧–૦–૦ |
| શ્રી કેળવણી ફંડખાતે | .... | .... | .... | ૧–૦–૦ |
| શ્રી કાપડ ફંડખાતે | .... | .... | .... | ૧–૦–૦ |

જમણવારો:—૧. શેઠ ઓતમચંદ રણછોડદાસ મુંબાઇ. ચૈત્ર શુદિ ૧૦
૨. બાઇ હીરાબેન ઇચ્છાચંદ અમદાવાદ. ચૈત્ર શુદિ ૧૫
૩. બાઇ આધારબાઇ તે શેઠ મૂળચંદ હઠીચંદની વિધવા, અમદાવાદ. ચૈત્ર વદિ ૭

ભેટ:—શાહ હઠીચંદ ગોપાળજી–શીહોર, મેસુબ શેર ૨૨. શેઠ છવરાજ હજારીમલજી–મદ્રાસ, બુંદી મણ ૧. બેન હેમકુંવર છવરાજ–રાધનપુર, પૂજા-જોડ ૨ કેસરની. શેઠ છોટાલાલ વસ્તારામ–ખરશીયા, ચોખા ગુણી ૧, મણ ૫. એક ગૃહસ્થ–ભાવનગર, ચેવડો શેર ૧૩, પેંડા શેર ૬. શેઠ મેઘરાજ રીખવચંદ–રાખી, મગજના લાડુ મણ બાદા. શેઠ પુનમચંદજી હીંદુજી–શીયાણા, મોહનથાળ મણ ૧.

મુલાકાત:—શેઠ પુંજાભાઇ દીપચંદ વિગેરે–અમદાવાદ. શ્રી ગુલાબચંદજી ઢઢ્ઢા, એમ. એ. જોધપુર. શાહ અમરચંદ કુંવરજી–ભાવનગર. ગાંધી જમનાદાસ અમરચંદ–ભાવનગર. શાહ મનસુખલાલ તારાચંદ–ભાવનગર. મુનિરાજ શ્રી દાનવિજયજી–પાલીતાણા. શેઠ મૂળચંદજી જોધાજી–શિવગંજ. શેઠ ચીમનલાલ

ત્રિભુવન-અમદાવાદ. શેઠ વિનાયકલાલ મોતીલાલ-અમદાવાદ. શેઠ લાલભાઈ મોતીલાલ-વડોદરા. શેઠ ઘેલાભાઈ મંગળજી-ધોરાજી શેઠ ફુલચંદ લાલચંદ-વઢવાણ શહેર. શેઠ અમરતમલ ધનાજી-શિવગંજ. શેઠ કૃષ્ણજી રાયચંદ-એલનપુર. શેઠ અંબાલાલ આશારામ-ગંભીરા શેઠ ભોગીલાલ નથુભાઈ-અમદાવાદ. શેઠ જવાનમલજી-જોધપુર શેઠ દીપચંદ દલસુખભાઈ-છાણી. શેઠ મોહનલાલ વાઘજી ધ્રોળવાળા-કરાંચી ગં સ્વ. સુરજબેન નરોત્તમદાસ ભાણજી ભાવનગરવાળા-મુંબઈ. શેઠ હીરાલાલ ફુલચંદ બકોરભાઈ-ભાવનગર. વોરા ત્રિભુવનભાઈ-ભાવનગર.

**વરસગાંઠ:**—ચૈત્ર શુદિ ૧૦ ના રોજ સંસ્થા સ્થપાયાને પાંત્રીશ વર્ષ પૂરાં થતાં હોવાથી તે નિમિત્તે સંસ્થાનાં મકાનને ધ્વજા વિગેરેથી શણગારવામાં આવ્યું હતું. વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન આપવામાં આવ્યું હતું. બપોરના પંચકલ્યાણકની પૂજા સંસ્થાના દહેરાસરમાં ભણાવવામાં આવી હતી. રાત્રે આંગીના દર્શનનો સૌએ લાભ લીધો હતો. તેમજ સંસ્થાના સ્થાનિક ઓનરરી સેક્રેટરી ડૉ. પ્રાગજીભાઈ પાનાચંદના પ્રમુખપદ નીચે વિદ્યાર્થીઓની મીટિંગ મેળવવામાં આવી હતી. સંસ્થાની ઉન્નતિ થાય અને તે ચિરંજીવ રહે તેવી શુભેચ્છા દર્શાવતાં ભાષણો થયા હતાં.

**પ્રોફેસર જોષીનું સંભાષણ:**—ભાવનગર સામળદાસ કૉલેજના પ્રોફેસર શ્રી આર. એમ. જોશી. ચૈત્ર શુદિ ૧૩ ના રોજ શ્રી મહાવીર જન્મજયંતિ પ્રસંગે અત્રે પધારતાં શુદિ ૧૪ ના રોજ ડૉ. ભાઈલાલ એમ. બાવીશી, એમ. બી. બી. એસ ના પ્રમુખપદ નીચે શ્રી જોશીનું પ્રવચન યોજવામાં આવ્યું હતું, જે પ્રસંગે વિદ્યાર્થીઓને ઉદ્દેશી તેમણે વિદ્યાર્થીજીવનને સ્પર્શતી અનેક બાબતો સમજાવી હતી.

**પ્રશસ્ય દાખલો:**—સંસ્થાના જૂના વિદ્યાર્થી શાહ નરોત્તમદાસ છગનલાલ રાણપુરવાળાએ કલકત્તાથી રૂા. એકસોની મદદ મોકલી છે તેઓ અત્રે એક વર્ષ રહી ગયા હતા. અન્ય વિદ્યાર્થી બન્ધુઓએ તેમનું અનુકરણ કરવું ઘટે.

**સમાજના દાનવીરોને:**—મકાન ફંડ ખાતે તથા શ્રી દેરાસર ખાતે હજુ રૂા. દશ હજારનો તોટો ઊભો છે. દાનવીરોને લક્ષમાં લેવા વિનંતિ છે.



## એક સભાસદનો ખેદકારક સ્વર્ગવાસ.

પ્રતાપગઢનિવાસી શેઠ લક્ષ્મીચંદજી ધીયા ૬૭ વર્ષની ઉમરે ગત ચૈત્ર વદિ ૦)) ના રોજ પંચત્વ પામ્યા છે. શેઠશ્રીનો જન્મ વિ. સં. ૧૯૩૧ ના અશાડ શુદિ ૧૨ ના રોજ થયો હતો. તેઓ સ્વભાવે મીલનસાર અને સેવાભાવી હતા. સં. ૧૯૬૦ થી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના પ્રાંતિક સેક્રેટરી હતા અને પોતાના ખર્ચે મારવાડ, મેવાડ અને માળવામાં કોન્ફરન્સનો સારો પ્રચાર કર્યો હતો. તેઓશ્રી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ પણ હતા. તેઓશ્રી આ સભાના ઘણા લાંબા સમયથી લાઇફ મેમ્બર હતા, તેથી સભાને એક લાયક સભ્યની ખામી પડી છે. એમના કુટુંબને દિલાસો આપતાં સદ્દગતના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

## નવા સભાસદોનાં નામ.

| | | |
|---|---|---|
| ૧. શા. જયસુખલાલ રામચંદ ઘોઘાવાળા | હાલ મુંબઇ | લાઇફ મેમ્બર |
| ૨. શા. જસવંતરાય કેશવલાલ લલ્લુભાઇ | ભાવનગર | ,, |

## શ્રી આત્મપ્રબોધ ગ્રંથ

પંડિત શ્રી જિનલાભસૂરિકૃત સંસ્કૃત ગદ્યબંધ આ ગ્રંથ બહુ જ ઉપયોગી છે. એમાં સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ તથા પરમાત્મસ્વરૂપદર્શક ચાર પ્રકાશ પાડેલા છે. કિંમત રૂા ૧-૮-૦, પોસ્ટેજ સાત આના. ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક ગ્રંથ છે. શ્રોતાવર્ગને બહુ લાભ આપે તેવો છે.

## શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર

આ સંસ્કૃત પદ્યબંધ ચરિત્રના કર્તા શ્રી સિદ્ધર્ષિ છે. ચરિત્ર ઘણું રસિક છે. વ્યાખ્યાનમા વાંચવા લાયક છે. કિંમત એક રૂપીઓ, પોસ્ટેજ પાંચ આના. આયંબિલ વર્ધમાન તપના માહાત્મ્ય અને પ્રભાવ માટે આ ચરિત્ર ખાસ ઉપયોગી છે.

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર
### ભાગ ૧-૨-૩-૪.

પ્રથમના ૩ ભાગમા આખા ગ્રંથનું ભાષાંતર સંપૂર્ણ આવે છે. ત્રણે ભાગ મળીને કિંમત રૂા. ૯॥ છે. ચોથા ભાગ તરીકે તે ગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણિનું ચરિત્ર ઘણું વિસ્તારથી આપવામાં આવ્યું છે. તેની કીંમત રૂા. ૩) છે. ચારે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૨॥ ના રૂા. ૧૦॥ લેવામાં આવે છે. જરૂર મંગાવો ને વાંચો.

## અઢાર પાપસ્થાનકની સજ્ઝાય. અર્થ સહિત.

ઉપાધ્યાય શ્રી યશોવિજયજીની કરેલી આ સજ્ઝાયો એટલા બધા રહસ્યથી ભરેલી છે કે તેને એક ગ્રંથની ઉપમા આપી શકાય તેમ છે. અર્થ પણ અસરકારક લખાયો છે. વાંચવાથી ખાસ અસર ઉત્પન્ન કરે તેમ છે. નવ ફારમની બુક છે. કિંમત માત્ર ત્રણ આના, પોસ્ટેજ સવા આનો.

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ





અંક ૪ થો

પુસ્તક ૫૭ મું

અશાડ

સંવત્ ૧૯૯૭

વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૭ મું
અંક ૪ થો

અશાડ

વીર સં. ૨૪૬૭
વિક્રમ સં. ૧૯૯૭


## अनुक्रमणिका



## નવા સભાસદોનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧. | શાહ છોટાલાલ મગનલાલ | ભાવનગર ( હાલ મુંબઇ ) | લાઇફ મેમ્બર |
| ૨. | પારીખ મંગળદાસ વ્રજપાલ | વીસનગર | પહેલા વર્ગના મેમ્બર |
| ૩. | દોશી મનસુખલાલ નથુભાઇ | ભાવનગર | " " |
| ૪. | ઝવેરી સેવંતીલાલ ભોગીલાલ | વિલેપારલા | " " |
| ૫. | શાહ ગોવાળજી છગરાજ | ભાવનગર | " " |

## શ્રી સમયસાર પ્રકરણ મૂળ અર્થ સહિત.




પુસ્તક ૫૭ મું
વિ. સં. ૧૯૯૭

અશાડ

અંક ૪ થો
વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( સુદ્રાલેખ )

# પ્રભુપ્રાર્થના

હે ! નાથ જીવન હમારા, અળગી કરી ઉપાધિ;
વળગી પડી છે અમને, પામ્યો તમે સમાધિ. હે નાથ૦ ૧
સત્સંગને ન ન્હાતું, જડતા ભરાઇ દિલમાં;
કાતીલ હૃદયને કોરે, આડી રહી અનાદિ. હે નાથ૦ ૨
ન સિંચ્યું પ્રેમ વારિ, ભટકયો હું મોહ ધારી;
કળી ગુંજતાં ભીડાઇ, પાછો પડ્યો પ્રમાદી હે નાથ૦ ૩
પંખી હું તુજ વનનો, રમતો પ્રણય ગગનમાં;
હું શબ્દને તેં છેદ્યો, તેમાં રહ્યો હું લાગી. હે નાથ૦ ૪
પારખ બની તેં પરખ્યો, ચિન્તામણિ જે સાચો;
ઝડપી ગ્રહ્યો તેં હીરો, ગાફિલ ગયો હું ત્યાગી. હે નાથ૦ ૫
તુજ પ્રીત છે પુરાણી, દિલમાં ગયો હું જાણી;
છોડું હવે ન તુજને, ભૂલ્યો ભમ્યો અભાગી. હે નાથ૦ ૬
પ્રણામ હો હજારો, મમ દિલના સિતારા;
આશિષ એવી આપો, ટળે ઉરની ઉપાધિ. હે નાથ૦ ૭
ગુલાબ નામ ધાર્યું, સુગંધ ના જરા છે;
સુગુણ સુગંધી અર્પો, વસજો હૃદય સુભાગી. હે નાથ૦ ૮

શા ગુલાબચંદ જલ્લુભાઈ





# મેરી ભાવના



જિસને રાગ દ્વેષ કામાદિક જીતે, સબ જગ જીત લિયા,
સબ જીવોંકો મોક્ષમાર્ગકા, નિઃસ્પૃહ હો ઉપદેશ દિયા;
બુદ્ધ વીર જિન હરિ હર બ્રહ્મા, યા ઉસકો સ્વાધીન કહો;
ભક્તિભાવસે પ્રેરિત હો યહ, ચિત્ત ઉસીમેં લીન રહો. ૧

વિષયોંકી આશા નહિ જિનકે, સામ્ય-ભાવ ધન રખતે હૈં,
નિજ-પરકે હિત-સાધનમેં જો, નિશદિન તત્પર રહતે હૈં;
સ્વાર્થ-ત્યાગકી કઠિન તપસ્યા, બિના ખેદ જો કરતે હૈં,
ઐસે જ્ઞાની સાધુ જગતકે, દુઃખ સમૂહકો હરતે હૈં. ૨

રહે સદા સત્સંગ ઉન્હીકા, ધ્યાન ઉન્હીકા નિત્ય રહે,
ઉન્હી જૈસી ચર્યામેં યહ, ચિત્ત સદા અનુરક્ત રહે;
નહીં સતાઊં કિસી જીવકો, જૂઠ કભી નહીં કહા કરું,
પરધનવનિતા પર ન લુભાઊં, સંતોષામૃત પિયા કરું. ૩

અહંકારકા ભાવ ન રખ્ખૂં, નહીં કિસી પર ક્રોધ કરું,
દેખ દૂસરોંકી બઢતીકો, કભી ન ઈર્ષ્યા-ભાવ ધરું;
રહે ભાવના ઐસી મેરી, સરલ સત્ય વ્યવહાર કરું,
બને જહાં તક ઇસ જીવનમેં; ઔરોંકા ઉપકાર કરું. ૪

મૈત્રીભાવ જગતમે મેરા, સબ જીવોંસે નિત્ય રહે;
દીન દુઃખી જીવોં પર મેરે, ઉરસે કરુણા સ્રોત બહે;
દુર્જન ક્રૂર કુમાર્ગરતો પર, ક્ષોભ નહીં મુઝકો આવે,
સામ્ય-ભાવ રખ્ખૂં મૈં ઉન પર, ઐસી પરિણતિ હો જાવે. ૫

ગુણીજનોંકો દેખ હૃદયમે, મેરે પ્રેમ ઉમડ આવે,
બને જહાં તક ઉનકી સેવા, કરકે યહ મન સુખ પાવે;
હોઉં નહીં કૃતઘ્ન કભી મૈં, દ્રોહ ન મેરે ઉર આવે,
ગુણ-ગ્રહણકા ભાવ રહે નિત, દૃષ્ટિ ન દોષોં પર જાવે. ૬

કોઈ બૂરા કહો યા અચ્છા, લક્ષ્મી આવે યા જાવે,
લાખોં વર્ષોં તક જીઊં યા, મૃત્યુ આજ હી આ જાવે;
અથવા કોઈ કૈસા હી ભય, યા લાલચ દેને આવે;
તો ભી ન્યાયમાર્ગસે મેરા, કભી ન પદ ડિગને પાવે. ૭

હોકર સુખમેં મગ્ન ન ફૂલે, દુઃખમેં કભી ન ઘબરાવે,
પર્વત, નદી, શ્મશાન, ભયાનક, અટવીસે નહિં ભય ખાવે;
રહે અડોલ અકંપ નિરન્તર, યહ મન દૃઢતર બન જાવે,
ઇષ્ટ વિયોગ અનિષ્ટ યોગમેં, સહનશીલતા દિખલાવે. ૮

સુખી રહેં સબ જીવ જગતકે, કોઈ કભી ન ઘબરાવે,
વૈર પાપ અભિમાન છોડ જગ, નિત્ય નૂયે મંગળ ગાવે;
ઘર ઘર ચર્ચા રહે ધર્મકી, દુષ્કૃત દુષ્કર હો જાવે,
જ્ઞાન ચરિત ઉન્નતિ કર અપના, મનુજ-જન્મફલ સબ પાવેં. ૯
ઇતિ ભીતિ વ્યાપે નહિં જગમેં, વૃષ્ટિ સમય પર હુઆ કરે,
ધર્મનિષ્ઠ હોકર રાજા ભી, ન્યાય પ્રજાકા કિયા કરે;
રોગ, મરી, દુર્ભિક્ષ ન ફૈલે, પ્રજા શાન્તિમેં જિયા કરે,
પરમ અહિંસા ધર્મ જગતમેં, ફૈલ સર્વહિત કિયા કરે. ૧૦
ફૈલે પ્રેમ પરસ્પર જગમેં; મોહ દૂર પર રહા કરે,
અપ્રિય કટુક કઠોર શબ્દ નહિં, કોઇ મુખસે કહા કરે;
બનકર સબ 'યુગ-વીર' હૃદયસે, દેશોન્નતિ રત રહા કરે,
વસ્તુસ્વરૂપ વિચાર ખુશીસે, સબ દુઃખ સંકટ સહા કરે. ૧૧

('પ્રબુદ્ધ જૈન')          જુગલકીશોર મુખ્તાર

## श्री आदिनाथस्तुतिः

[ मालिनी वृत्तं ]

जय वृषभजिनाभिः, स्फुटयशो निम्तनाभि-
र्जडिमरविपनाभि-र्यः सुपर्वांगनाभि-
र्मिह्नकिलमुहुनाभिः, क्षोणिभृत्सुन्नुनाभि-
र्धूतभुवनमनाभिः, क्षान्तिसंपत्कुनाभिः ॥ १ ॥
विगलितव्रजिनानां, नौमि राजीं जिनानाम् ।
सरसजनयनानां, पूर्णचन्द्राननानाम् ॥
गजवरगमनानां, वारिवाहस्वनानाम् ।
हतमदमदनानां, मुक्तजीवासनानाम् ॥ २ ॥
अविकलफलनारा, प्राणनाथं सुतारा ।
भवजलनिधितारा, सर्वदाविघ्नतारा ॥
सुरनरविनतारा, त्वार्हतीगीर्वतारा-
दनवरतमितारा, ज्ञानलक्ष्मीसुतारा ॥ ३ ॥
नयनजितकुरंगी, कांशुधारोच्चिरंगी-
मिह्नकिलमुहुरंगी, कृत्यचित्तांतरंगी ॥
स्मृतिः सुचिरंगी, देवतां यस्तुरंगिं ।
कुरुत इममुरंगी-त्यादिकृतवन्धुरंगि ॥ ४ ॥

[ हस्तलिखित पृष्ठ परथी उघृत ]

સંગ્રાહક-મુનિશ્રી વિદ્યાનંદવિજય

# ॥ श्री गौतमस्वामिस्तोत्रम् ॥

[ સ્પષ્ટાર્થ સાથે ]

કર્તા આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અવતરણ ) સ્તોત્રકાર મંગલાચરણ કરે છે.—

॥ आर्याच्छंदः ॥

णमिऊण महावीरं, सुगुणगरिट्ठं च णेमिसूरिवरं ॥
सिरिगोयमगणिथुत्तं, करेमि वरजोगखेमदयं ॥ १ ॥

જે પ્રભુ આઠ કર્મોરૂપી શત્રુઓનો વિજય કરવામાં શૂરવીર હોવાથી વીરતા ગુણવાળા છે; તેમ જ [1]અભવ્ય સંગમદેવ વગેરે દેવોના, ગોવાળ વગેરે મનુષ્યોના અને ચંડકૌશિક વગેરે તિર્યંચોના ઉપસર્ગ સહન કરવામાં પણ શૂરવીર હોવાથી વીરતા ગુણવાળા છે, તથા સાત ભયથી રહિત હોવાથી વીરતા ગુણવાળા છે અને એવા નિર્ભય હોવાથી ઇન્દ્રે જ્યારે સુધર્માસભામાં પ્રશંસા કરી હતી ત્યારે અશ્રદ્ધાળુ બનેલા દેવે સર્પનું તથા તાડ જેવડું ઊંચું પિશાચનું રૂપ કરીને જે પ્રભુને બાળપણમાં ડરાવવા પ્રયત્ન કર્યો હતો છતાં પણ સર્પને હાથે ઝાલીને દૂર ફેંકી દીધો હતો અને તાલપિશાચને એક જ મુઠ્ઠીના પ્રહારે દબાવી દીધો હતો—આ પ્રસંગે એ જ દેવે જે પ્રભુની બાળપણમા પણ આટલી નિડરતા જોઇ મહાવીર એવું નામ આપ્યું હતું એવા ઘણા સદ્‌ગુણોવાળા અને ક્ષત્રિયકુંડ નગરના સિદ્ધાર્થ રાજાના અને ત્રિશલા રાણીના પુત્ર વર્તમાન શાસનના નાયક પ્રભુ શ્રી મહાવીરદેવને નમસ્કાર કરીને, તથા જેમણે મારા ઉપર પરમપવિત્ર સર્વવિરતિ ધર્મને દેવારૂપ પરમ ઉપકાર કર્યો છે, તથા જેઓ શ્રી શત્રુંજય આદિ તીર્થોના સંરક્ષણ માટે અતિશય આદરવાળા છે, તેમ જ હાલમા જ જેમના ઉપદેશથી ઉદ્ધાર થયેલ હોવાથી શ્રી કદંબગિરિ મહાતીર્થરૂપ બન્યું છે વગેરે અનેક શાસનપ્રભાવનાનાં કાર્યો અપૂર્વ દેશનાદ્વારા કરાવવામાં અતિ સમર્થ એવા મારા પરમપૂજ્ય પરોપકારી ગુરુવર્ય શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજને પણ આદર સહિત નમસ્કાર કરીને હું ( શ્રી વિજયપદ્મસૂરિ ) ઉત્તમ યોગને એટલે નહિં પ્રાપ્ત થયેલા જ્ઞાનાદિ ઉત્તમ ગુણો પ્રાપ્ત કરવાને માટે અને ઉત્તમ ક્ષેમને અર્થે એટલે મને પ્રાપ્ત થયેલા ઉત્તમ જ્ઞાનાદિ ગુણોનું સંરક્ષણ કરવાને માટે અને ભવ્ય જીવોને પણ ઉત્તમ યોગ તથા ક્ષેમને આપનારું એવું શ્રી મહાવીર પ્રભુના ૧૧ ગણધરોમાંથી પહેલા ગણધર

---

૧. પાપક જે, કપિલા દાસી, અંગારમર્દકાચાર્ય, કાળસૌકરિક, વિનયરત્ન અને સંગમ દેવ—એ સાત અભવ્યો કહ્યા છે.

**શ્રી ગૌતમ ગણધરનું** અર્થાત્ શ્રી ગૌતમસ્વામીનું (તેમના જીવનની અપૂર્વ ઘટનાઓથી શોભતું) સ્તોત્ર-સ્તવન પ્રાકૃત ભાષામાં કરું છું-રચું છું. ૧.

(અવતરણ)-શ્રી ગૌતમસ્વામીજીના પૂર્વભવની બીના વગેરે જણાવાય છે.

सिरिवीरपहू होत्था, तिखंडराया जया णियाणवला ॥
तइया जो तस्सासी, करुणड्ढी सारही विणई ॥ २ ॥

बंधुविसाहाणंदी, कमसो मरिऊण सीहभावगओ ॥
मारीअ तं च णिवई, पुव्वभवुक्किट्ठदोसेणं ॥ ३ ॥

तइया य णमुक्कारं, मरंतसीहस्स सवणमज्झंमि ।
जो य सुणावीअ मुया, तं पुज्जं गोयमं वंदे ॥ ४ ॥

શ્રી વીરપ્રભુ જે વખતે (પહેલાના ૨૭ ભવોમાંના) ૧૮ મા ભવમાં નિદાનના બળથી એટલે **"ઉગ્ર તપશ્ચર્યાના ફળવડે ઘણા બળવાળો થાઉં"** એવું નિયાણું કરવાથી પોતનપુર નામના નગરમાં પ્રજાપતિ રાજાના પુત્ર ત્રિપૃષ્ઠ નામના પહેલા વાસુદેવ ત્રણ ખંડના રાજા થયા હતા, તે વખતે તેમનો (શ્રી ગૌતમસ્વામીનો) જીવ કરુણાનો સમુદ્ર અને અત્યંત વિનયવંત એવો રથ હાંકનાર સારથિ હતો. અને એ વખતે પૂર્વભવમાં પોતાની મશ્કરી કરનાર પિતરાઇ ભાઇ જે વિશાખાનંદી નામે હતો તે અનુક્રમે મરીને અનેક ભવ ભમી સિંહ થયો હતો તે સિંહને આ ત્રિપૃષ્ઠ વાસુદેવ રાજાએ પૂર્વભવના અત્યંત દ્વેષવડે (વિશાખાનંદીએ મશ્કરી કરવાથી ઉત્પન્ન થયેલા તે વખતના ઉત્કૃષ્ટ દ્વેષવડે) મારી નાખ્યો, તે વખતે મરણ પામતા એ સિંહના કાનમાં જેણે (ત્રિપૃષ્ઠ વાસુદેવના રથ હાંકનાર સારથિએ) અતિ હર્ષપૂર્વક નવકાર મંત્ર સંભળાવ્યો તે પરમપૂજ્ય એવા શ્રી ગૌતમસ્વામીને હું ત્રિકરણયોગે વંદન કરું છું.

અહીં જણાવેલ જે ત્રિપૃષ્ઠ વાસુદેવ તે શ્રી મહાવીરસ્વામીનો જીવ છે, સારથિ એ શ્રી ગૌતમસ્વામીનો જીવ છે, અને સિંહ એ મહાવીરસ્વામીના સોળમા ભવના જીવ શ્રી વિશ્વભૂતિ મુનિની મશ્કરી કરી મુનિને ક્રોધ ઉત્પન્ન કરાવનાર પિતરાઇ ભાઇ વિશાખાનંદીનો જીવ છે. એ સિંહ અનુક્રમે ઘણા ભવ ભમીને શ્રી મહાવીરસ્વામીના ભવમાં ખેડૂત થયો હતો ને તે ખેડૂતે ગૌતમસ્વામીથી પ્રતિબોધ પામી દીક્ષા લીધી હતી, પરન્તુ મહાવીરસ્વામીને દેખતાં જ ક્રોધી થઇ વેષ છોડી ચાલ્યો ગયો હતો, કારણ કે સારથિના ભવમાં શ્રી ગૌતમસ્વામીએ એ ખેડૂતના જીવ સિંહને નવકાર સંભળાવી પરમ ઉપકાર કર્યો હતો, અને મહાવીરસ્વામીએ તો (પોતાના ત્રિપૃષ્ઠના ભવમાં) એ સિંહને મારી નાખ્યો હતો. આ સંબંધી સંક્ષિપ્ત કથાનક નીચે પ્રમાણે છે.

શ્રી મહાવીરસ્વામીનો જીવ-પૂર્વભવમાં ૧૬ મા ભવે રાજગૃહી નગરીમાં એક ક્રોડ વર્ષના આયુવાળા વિશ્વભૂતિ નામે યુવરાજ હતા કે જેમણે યુવાવસ્થામાં જ ચારિત્ર ગ્રહણ કરીને ૧૦૦૦ વર્ષ તપ કર્યો હતો. તે મુનિ વિહાર કરતાં કરતાં મથુરા નગરીમાં આવ્યા તે વખતે વિશ્વભૂતિ યુવરાજનો એટલે એ જ મુનિનો પિતરાઇ ભાઇ ( કાકાનો પુત્ર ) વિશાખાનંદી પણ રાજગૃહીથી પરણવાને માટે મથુરા નગરીમાં આવ્યો હતો. હવે એક વાર આ વિશ્વભૂતિ મુનિ મથુરા નગરીમાં માસખમણને પારણે ગોચરીએ નીકળ્યા તે વખતે માર્ગમાં કોઇ ગાયે તે મુનિને પાડી નાખ્યા તે હકીકત સામેથી આવતા વિશાખાનંદીએ જોઇને પોતાના પિતરાઇ ભાઇ વિશ્વભૂતિ મુનિની મશ્કરી કરી. આ વખતે વિશ્વભૂતિ મુનિને પોતાની હાંસી થઇ જાણીને ઘણો ક્રોધ આવ્યો તેથી તે પિતરાઇ ભાઇ વિશાખાનંદીને પોતાનું બળ હજી પણ યુવરાજના વખતના જેવું જ છે, તપશ્ચર્યાથી શરીર કૃશ દુર્બળ-પાતળું થવા છતાં પણ બળ ઘટયું નથી એમ જણાવવાં ગાયને શૃંગવડે પકડીને આકાશમાં ઉછાળી અને એવું નિયાણું કર્યું કે ( મારી ) આ તપશ્ચર્યાના પ્રભાવથી આવતા ભવમાં હું મહાબળવાન થાઉં. એ પ્રમાણે નિયાણું કરી આયુષ્ય પૂર્ણ થયે કાળ કરી ૧૭ મા ભવે શ્રી મહાવીરસ્વામીનો જીવ ( વિશ્વભૂતિ મુનિ ) સાતમા શુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી ૧૮ મા ભવમાં પોતનપુર નગરમાં ( પોતાની જ પુત્રીનો પતિ હોવાથી ) પ્રજાપતિ નામના રાજાનો નિયાણાના પ્રભાવથી મહાબળવાન ત્રિપૃષ્ઠ નામે પુત્ર( વાસુદેવ )પણે ઉત્પન્ન થયો. હવે અહિંથી ગયા ત્રીજા ભવમાં ( વિશ્વભૂતિ મુનિના ભવમાં અથવા ૧૬ મા ભવમાં ) જે પિતરાઇ ભાઇ વિશાખાનંદીએ મથુરા નગરીમાં ગોચરીએ જતાં માર્ગે પાડી નાખ્યાથી વિશ્વભૂતિ મુનિની મશ્કરી કરી હતી તે વિશાખાનંદી આ વખતે તુંગગિરિમાં સિંહપણે ઉત્પન્ન થયો. એ વખતે વર્તતા અશ્વગ્રીવ નામના પ્રતિવાસુદેવના રાજ્યમાં એ સિંહ ખેડૂતોના ક્ષેત્રોના પાકનો નાશ કરી પ્રજાને હેરાન કરવા લાગ્યો, તેથી સિંહને હણવા માટે પોતાના તાબાના અનેક રાજાઓને ક્રમસર મોકલવા છતાં પણ તે સિંહ કોઇનાથી હણી શકાતો નથી. એક વાર રાજસભામાં આવેલા કોઇ નિમિત્તીઆને પ્રતિવાસુદેવે પોતાને હણનાર કોણ થશે ? એમ પૂછતાં નિમિત્તીઆએ કહ્યું કે 'શાલિક્ષેત્રોનો નાશ કરનાર સિંહને જે હણશે તેનાથી તમારું મૃત્યુ થશે.' હવે સિંહને હણવા માટે જ્યારે ક્રમ પ્રમાણે પોતનપુરના રાજા પ્રજાપતિનો વારો આવ્યો ત્યારે રાજા પોતે તૈયાર થાય છે તેટલામાં તેમના પુત્ર ત્રિપૃષ્ઠે કહ્યું કે 'આવા એક નજીવા પશુને હણવા માટે સૈન્ય લઇને આપ પોતે જાઓ એ યોગ્ય નથી, માટે એ નજીવું કામ હું જ કરી લઇશ.' એમ કહી સૈન્યને લીધા વિના પોતે એકલો જ રથ હાંકનાર સારથિને સાથે લઇ રથમાં બેસી સિંહ જે સ્થાને રહેતો હતો ત્યાં આવી સિંહને બોલાવ્યો કે તુર્ત જ સિંહ ત્રિપૃષ્ઠની સામે ધસી આવતાં ત્રિપૃષ્ઠે સિંહને પકડીને તેને ચીરી

નાખ્યો. મરતી વખતે સિંહને ત્રિપૃષ્ઠની સાથે આવેલા સારથીએ (ગૌતમસ્વામીના જીવે) દયા લાવી પરભવના ભાતારૂપ નવકારમંત્ર સંભળાવ્યો. અહિં ત્રિપૃષ્ઠ યુવરાજ જ્યારે વાસુદેવ થયા ત્યારે એક વાર શયન કરતી વખતે મને ઊંઘ આવે તે વખતે આ ગવૈયાઓને ગાયન ગાતાં બંધ કરવા એમ શય્યાપાલકને વાસુદેવે આજ્ઞા કરી. વાસુદેવને નિદ્રા આવતાં ગીતમાં તલ્લીન થયેલા શય્યાપાલકે ગીત બંધ કરવા કહ્યું નહિ, તેથી જાગ્રત થયેલા વાસુદેવે પોતાની આજ્ઞાભંગના ફળ તરીકે શય્યાપાલકના કાનમાં ગરમ સીસુ રેડાવ્યું. આ પાપકર્મથી વાસુદેવે જે અશુભ કર્મ બાંધ્યું તે અશુભ કર્મના ઉદયવડે તે મહાવીરસ્વામીનો ભવ પામ્યા તે વખતે ગોવાળ થયેલા શય્યાપાલકના જીવે શ્રી મહાવીરપ્રભુના કાનમાં કાષ્ઠના બે અણીદાર ખીલા ઠોકયા એ પ્રમાણે અનેક પાપકર્મ કરીને આ વાસુદેવ (મહાવીરસ્વામીના જીવે) ૧૯મા ભવે સાતમી નરકે નારકીપણે ઉપજ્યા. ત્યાંથી (૧) સિંહનો ભવ (૨) ચોથી નરકનો ભવ. (૩) મનુષ્યનો ભવ (૪) ચક્રવર્તીનો ભવ. (૫) શુક્ર દેવલોકમાં દેવનો ભવ-એમ પાંચ ભવ કરી પચીસમા ભવમાં આ ભરતક્ષેત્રમાં છત્રિકાનગરીમાં જિતશત્રુ રાજાના નંદન નામના પુત્ર થઇ, શ્રી પોટ્ટિલાચાર્ય પાસે ચારિત્ર ગ્રહણ કરી, વીશસ્થાનક તપના આરાધનવડે તીર્થંકરનામકર્મ નિકાચિત બાંધી, છવીશમા ભવે દશમા પ્રાણત દેવલોકમાં ઉત્પન્ન થઇ, ત્યાંથી ચ્યવી સતાવીશમા ભવે ચોવીશમા તીર્થંકર સ્વરૂપે શ્રી મહાવીરસ્વામી પ્રભુ થયા. અનુક્રમે પ્રભુ સંયમી થયા બાદ છદ્મસ્થપણે વિચરતાં કાઉસ્સગ્ગ ધ્યાને ઊભા હતા ત્યાં પોતાના બળદ સાચવવાનું કહી ગોવાળ અન્ય સ્થાને ગયો અને બળદો છૂટા ફરતાં કયાંય ચાલ્યા ગયા. ગોવાળે આવીને પૂછતા પ્રભુએ કંઇ પણ ઉત્તર ન આપ્યો ત્યારે એ ગોવાળ કે જે ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવ વખતે શય્યાપાલક હતો ને જેના કાનમાં આ મહાવીરસ્વામીના જીવે તે વખતે ગરમ સીસુ રેડાવ્યું હતું તે જ ગોવાળે આ વખતે પ્રભુના કાનમાં કાષ્ઠના બે અણીદાર ખીલા એવા જોરથી સજ્જડ ઠોકયા કે અંદરના ભાગમાં બે અણીઓ ભેગી થઇ ગઇ. આ અને બીજા ઘણા ઉપસર્ગો સહન કરી પ્રભુ જ્યારે કેવળજ્ઞાન પામ્યા ત્યારે વાસુદેવના ભવમાં જે સારથિનો જીવ હતો અને જેણે મરતા સિંહને નવકાર સંભળાવ્યો હતો તે અનેક ભવ ભમી ક્રમસર અહિં છેલ્લા ભવમા ઇન્દ્રભૂતિ નામે પંડિત બ્રાહ્મણ થયા હતા અને તે પ્રભુનાં પ્રથમ ગણધર થયા કે જેમનું બીજું નામ તેમના ગૌતમ ગોત્રને અનુસારે શ્રી ગૌતમસ્વામી હતું. હવે આ વખતે ત્રિપૃષ્ઠના ભવમાં મારેલા સિંહનો જીવ (અથવા વિશાખાનંદીનો જીવ કે જેણે વિશ્વભૂતિ મુનિના ભવમાં પોતાની મશ્કરી કરી હતી તે) અનેક ભવ ભ્રમણ કરીને અહિં હાલિક (ખેડૂત) થયો. શ્રી વીરપ્રભુએ તે પોતાના પૂર્વભવના શત્રુના જીવને એટલે હાલિકને પ્રતિબોધ કરવા માટે શ્રી ગૌતમસ્વામીને મોકલ્યા, કારણ કે પ્રભુ તો જાણે છે કે તેને હજી મારા પર દ્વેષ વર્તે છે તેથી મારાથી પ્રતિબોધ નહિ પામે. જેથી શ્રી

ગૌતમસ્વામી ત્યાં જઇ હાલિકને પ્રતિબોધ પમાડી દીક્ષા આપીને સમવસરણમાં પ્રભુની પાસે લાવ્યા ત્યા તો હાલિકને પ્રભુને દેખતાં જ દ્વેષ ઉત્પન્ન થયો અને 'જો આ તમારા ગુરુ હોય તો મારે આ ચારિત્રની જ જરૂર નથી' એમ કહી ત્યાં જ વેષ પડતો મૂકી ચાલ્યો ગયો. શ્રી ગૌતમસ્વામીએ આ બનાવ બનવાનું કારણ પૂછતાં સર્વ સભા સમક્ષ વિશાખાનંદીના ભવમાં આ ખેડૂતના જીવે મારી મશ્કરી કરી હતી ત્યારની વૈરવૃત્તિ ચાલુ છે, ને હું જે વખતે ત્રિપૃષ્ઠ વાસુદેવ હતો તે વખતે એને સિંહના ભવમા મે હણ્યો હતો તે વૈરવૃત્તિ હજી પણ વર્તે છે, પરન્તુ એ જીવ તમે દીક્ષા આપી તેથી સમ્યક્ત્વનો લાભ તો પામી ગયો છે, એ કંઈ ઓછો લાભ થયો નથી. હે ગૌતમ! તમારે આ ચાલુ બાબતમાં ખેદ કરવાની જરૂર નથી, કારણ કે સમ્યગ્દષ્ટિ જીવ મોડાવહેલો મોક્ષમાં જરૂર જવાનો સમજવો એ પ્રમાણે આ ત્રણ શ્લોકમા આવેલી સંક્ષિપ્ત વિગતને કંઈક સ્પષ્ટ રીતે વર્ણવી. ૨-૩-૪.

( અવતરણ ) શ્રી ગૌતમસ્વામીના અંતિમભવ સંબંધી જન્મસ્થાન વગેરેની બીના જણાવે છે:—

दव्वजिणो सिरिवीरो, जइआ सिद्धत्थणंदणो जाओ।
तइआ जो पुहवीए, उप्पण्णो तणयभावेणं ॥ ५ ॥
विप्पो सिरिवसुभूई, जस्स पिया मगहगोब्बरे गामे।
गोयमगुत्तरमाणू, जाओ जो जिट्ठणक्खत्ते ॥ ६ ॥

જે ભવમા [1]દ્રવ્ય જિનેશ્વર શ્રી વીરપ્રભુ સિદ્ધાર્થ રાજાના પુત્રપણે ઉત્પન્ન થયા તે જ ભવમા જે શ્રી ગૌતમસ્વામીનો જીવ અથવા સિંહને નવકાર સંભળાવનાર સારથિનો જીવ પૃથ્વી નામની માતાના પુત્રપણે ઉત્પન્ન થયા કે જેમના મગધ દેશમા ગોબર નામના ગામમાં શ્રીવસુભૂતિ નામે બ્રાહ્મણ પિતા હતા અને શ્રી ગૌતમસ્વામી અતિ ઉત્તમ જ્યેષ્ઠા નક્ષત્રમા ગૌતમગોત્રરૂપી આકાશમાં સૂર્ય સરખા ઉત્પન્ન થયા હતા. અર્થાત્ શ્રી વીરપ્રભુના ભવમાં શ્રી ગૌતમસ્વામી મગધ દેશમા ગોબર ગામમાં વસુભૂતિ બ્રાહ્મણને ત્યાં તેની સ્ત્રી પૃથ્વી નામની બ્રાહ્મણીની કુક્ષિએ ઉત્પન્ન થયા, જેથી ગૌતમસ્વામીના પિતા **વસુભૂતિ** અને માતા **પૃથ્વી** અને ગોત્ર **ગૌતમ** નામે હતું એમ અહીં તાત્પર્ય સમજવું. ૫-૬.

( ચાલુ )

૧ દ્રવ્યજિન=જિનજીવ=જિનેશ્વર ભગવંતનો જીવ તે દ્રવ્યજિનેશ્વર અને ભાવજિન=સમવસરણમા બેઠેલા જિનેશ્વર તે ભાવજિનેશ્વર. તીર્થંકરનામકર્મ નિકાચિત કરે ત્યારથી પ્રારંભીને કેવળજ્ઞાનની પ્રાપ્તિ પહેલા દ્રવ્યજિનેશ્વર અને કેવળજ્ઞાની તીર્થંકર તે ભાવજિનેશ્વર. એ પ્રમાણે અહિં મહાવીરસ્વામી સિદ્ધાર્થ રાજાને ત્યા પુત્રપણે અવતર્યાં અને જન્મ્યા તે વખતે તે દ્રવ્યજિનેશ્વર કહેવાય.

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( અનુસંધાન પૃષ્ઠ ૯૫ થી શરૂ )

૬૨. સંસ્કારનું એવું સામર્થ્ય છે કે પરભવમાં પણ તેવા જ પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અર્થાત્ આ ભવના સંસ્કારો જેવી બુદ્ધિમાં દૃઢ થયેલા હોય છે તેવા પ્રકારના પરભવમાં જન્મ થતાં પ્રગટ થાય છે.

૬૩. ગત ભવમાં આપણે જે કૃત્ય કર્યાં હશે તે આજે આ ભવમાં આપણે ભોગવી રહ્યા છીએ અને આવતા ભવ માટેની પણ આજે જ તૈયારી કરી રહ્યા છીએ.

૬૪. આજનું જીવન એ પૂર્વે બાંધેલા કર્મોની પ્રસાદીરૂપ છે. આજનાં આપણાં સુખ–દુઃખ કે તડકા–છાંયડા એ બધું ય ભૂતકાળની આપણી કરણીનું જ પરિણામ છે ભૂતકાળની કરણી તે જ આજનાં અનુભવાતાં કર્મો છે.

૬૫. ભવિતવ્યતાથી પ્રેરાએલો જંતુ પરિણામને અનુસારે પુણ્ય તથા પાપને બાંધતો તે પ્રમાણે પ્રવર્તે છે.

૬૬. રોગની સ્થિતિને અનુસારે જેમ રોગીની પ્રવૃત્તિ હોય છે તેમ સંસારની સ્થિતિને અનુસારે બંધની પ્રવૃત્તિ વર્ણવી છે.

૬૭. મનુષ્યો પરિણામ ભણી જુવે છે, કારણ ભણી જોવાનો પ્રસંગ માત્ર તત્ત્વજ્ઞો જ મેળવી શકે છે.

૬૮. દુઃખમાં પ્રસન્નતાનો અનુભવ કરવો અને સુખને સમાન દૃષ્ટિએ–મધ્યસ્થપણે વેદવું એ જ જ્ઞાનીઓનો પ્રબોધેલો માર્ગ છે.

૬૯. જ્યાં જ્યાં પરાધીનતા ત્યાં ત્યાં અલ્પજ્ઞતા અને જ્યાં અલ્પજ્ઞતા ત્યાં પરાધીનતા છે.

૭૦. જ્યારે ઇચ્છા થાય છે ત્યારે તે ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે પ્રવૃત્તિ પણ થાય છે.

૭૧. દરેક કાર્યની ઉત્પત્તિ તે તે વસ્તુના કાળ, સ્વભાવ, નિયતિ, ઉદ્યમ અને કર્મ એ પાંચ કારણોને આભારી છે.

૭૨. રાજા અને રંક વગેરેની વિશ્વમાં જે વિચિત્રતા છે તે જીવે કરેલાં કર્મથી થયેલી છે. જો એમ ન હોય તો સુખ દુઃખ વગેરેનું વેદન ન થાય.

૭૩. આ સંસારસમુદ્ર જીવનાં કર્મથી ઉત્પન્ન થયેલો છે. એટલે કર્મ ભોગવવાને જીવને સંસારમાં આવવું પડે છે.

૭૪. તે સંસારરૂપ સમુદ્રને તરવાના ઉપાયરૂપ ચારિત્રરૂપી વહાણ છે, પણ તેમાં આશ્રવરૂપ છિદ્રો ન પડે તેની સતત સાવધાની રાખવી પડે છે.

૭૫. મજબૂત નાવ અને માહિતગાર નાવિકથી જેમ સાગરનો તરીને પાર પમાય છે, તેમ સંસારસાગરનો સદ્ધર્મરૂપી નાવ અને સદ્ગુરુરૂપી નાવિકથી પાર પામી શકાય છે.

૮૯. સુખ દુઃખ એ પૂર્વકર્મને અનુસારે પ્રાપ્ત થાય છે એ વાત સ્વાનુભવસિદ્ધ છે તો ગર્ભમાં આવ્યો તે કયા કર્મથી ? તે કર્મનો કાળ ગર્ભમાં આવ્યા પહેલાનો માનવો જ પડશે, એટલે ગર્ભમાં આવ્યા પહેલાનો જે જન્મ તે જ આત્માનો પૂર્વજન્મ.

૯૦. કાર્ય કારણનો વિચાર કરતાં કારણ પહેલું સંભવે છે, તો માનવદેહરૂપ કાર્ય તેનું કારણ આ દેહોત્પત્તિની પહેલા જ માનવું પડશે એ જ પુનર્જન્મની સિદ્ધિ.

૯૧. જેઓ શાસ્ત્રકારોએ ગોઠવેલા અનુક્રમે નહીં ચાલતાં ગમે તે રીતે સ્વચ્છંદે વર્તવા માંડે છે તે જરૂર નિષ્ફળ અને ઉભયભ્રષ્ટ થાય છે.

૯૨. આત્માર્થ સિવાય શાસ્ત્રની જે જે પ્રકારે જીવે સ્વેચ્છાએ માન્યતા કરી છે તે સર્વ શાસ્ત્રીય અભિનિવેશ છે.

૯૩. આત્માનો ઉન્નતિક્રમ હૃદયની ઉચ્ચ વૃત્તિઓના પ્રવર્તનવડે જ સાધી શકાય છે.

૯૪. અધ્યવસાયની વિશુદ્ધિથી અને પૌદ્‌ગલિક દશાના ત્યાગથી જીવ ઉચ્ચ સ્થાનમાં ચઢે છે.

૯૫. ઇષ્ટ વસ્તુઓમાં મનાતું સુખ જેમ ક્ષણિક છે, તેમ જ અનિષ્ટ સંયોગથી થયેલું દુઃખ પણ ક્ષણિક છે.

૯૬. આત્મજ્ઞાન થવાથી આત્મા જ પ્રિય લાગે છે અને તેનું જ્યાં સુધી જ્ઞાન થયું નથી ત્યાં સુધી જડ-પૌદ્‌ગલિક વસ્તુ પ્રિય લાગે છે.

૯૭. મોહદૃષ્ટિના ત્યાગથી અને અંતરદૃષ્ટિ પ્રગટવાથી આત્માનું યથાર્થ સ્વરૂપ ભાસે છે.

૯૮. શરીરથી આત્મા ભિન્ન છે એમ વદવા છતાં, જ્યાંસુધી આત્માને દેહથી ભિન્ન રૂપે જાણતો-અનુભવતો નથી ત્યાંસુધી મોક્ષ પમાતો નથી.

૯૯. આત્માની જ્ઞાનાદિક ઋદ્ધિનો જે તિરોભાવ અનાદિકાળથી છે તેનો આવિર્ભાવ થવો તે જ પરમાત્મપદ જાણવું.

૧૦૦. પરમાત્મપદ સાધ્ય છે, અંતરાત્મા સાધન છે અને બહિરાત્મભાવ ત્યાગ કરવા યોગ્ય છે.

૧૦૧. જ્યાંસુધી બહિરાત્મબુદ્ધિ છે ત્યાં સુધી સર્વ પ્રકારની વિદ્યાનો અભ્યાસ પણ પરિભ્રમણ હેતુ છે, કારણ કે તત્ત્વને તત્ત્વસ્વરૂપે જાણ્યા સિવાય સંસારનો પાર આવતો નથી.

૧૦૨. બહિરાત્મપણું ટળી અંતરાત્મપણું પ્રાપ્ત થવું તે ખરેખરું કઠણ છે. જે પ્રાણી શરીરથી આત્માને ભિન્ન માને છે અને એમ માનીને નિશ્ચયપૂર્વક પોતાને શરીરની ક્રિયાના સાક્ષીરૂપ માને છે તેને અંતરાત્મા જાણવો.

૧૦૩. જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે જ શરીરમાંથી મમત્વબુદ્ધિ દૂર થાય છે એવી બુદ્ધિ થયા બાદ સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની જીવ અંતરથી ભિન્નપણે વર્તે છે. અજ્ઞાની જીવ શરીરના ધર્મને જ પોતાના કલ્પે છે તે ઉપરાંત દુનિયાના પદાર્થોમાં મમત્વ બુદ્ધિ કલ્પી શ્લેષ્મમાં માખીની જેમ સંસારમાં લપટાય છે.

૧૦૪. અધ્યાત્મશાસ્ત્રના અવગાહનપૂર્વક જો શાસ્ત્રનું અવગાહન કરવામાં આવે તો તેમાંથી ઘણાં ગુણરત્નો પ્રાપ્ત થાય છે.

૧૦૫. જીવને જ્યાંસુધી મોહનો આવેશ હોય છે ત્યાંસુધી આત્મવિચાર આવતો નથી.

૧૦૬. શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ક્રિયા એ બે અંશો સિવાય અધ્યાત્મનો નિર્વાહ થઇ શકતો નથી. તે વિનાનું અધ્યાત્મ નામઅધ્યાત્મ છે.

૧૦૭. અધ્યાત્મરૂપી રથ શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ક્રિયારૂપી બે પૈડાંથી ચાલે છે.

૧૦૮. સંસારના સ્વરૂપનું જ્ઞાન અને સંસાર ઉપર દ્વેષ એ બંને કારણોથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

૧૦૯. વૈરાગ્ય અને અભ્યાસથી ચિત્તવૃત્તિનો નિરોધ થઇ શકે છે. વિષયમાં આસક્તિ નહીં રાખવી તેનું નામ 'વૈરાગ્ય' અને વિષય તરફ જતા મનને વારંવાર રોકવું તેનું નામ 'અભ્યાસ.'

૧૧૦. સમકિતવંત જ્ઞાતા પુરુષો સંસારની નિર્ગુણતા નિશ્ચે જુએ છે એટલે તેને વૈરાગ્યની પ્રાપ્તિ સહેજે થાય છે.

૧૧૧. જ્યાં હૃદય વિષયાસક્ત હોય ત્યાં વૈરાગ્ય ટકી શકતો નથી.

૧૧૨. 'સંસારના ભોગો પૌદ્ગલિક છે, પરવસ્તુ છે અને વિરક્તભાવે રહેવું એ સ્વવસ્તુ છે.' એવા સતત વિચારથી આત્મસ્વરૂપ ઓળખાય છે.

૧૧૩. જ્યારે અજ્ઞાનનો નાશ થાય ત્યારે વિષયોનું સાચું સ્વરૂપ તથા લોકનું સ્વરૂપ સમજવામાં આવે છે.

૧૧૪. જ્ઞાનનું ફળ ઉદાસીનતા છે એટલે જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્યને સંસારથી ઉદાસીનભાવ વર્તે છે.

૧૧૫. વસ્તુને વસ્તુગતે જોઇને આત્મભાવે રહેવાની સમવૃત્તિને ઔદાસીન્યભાવ કહે છે.

૧૧૬. સમ્યક્ત્વને ઓળખવાથી, સ્યાદ્વાદ મતને માનવાથી, મોક્ષના ઉપાયને ચિંતવવાથી અને તત્ત્વદર્શન થવાથી–આ ચાર પ્રકારે ઉત્પન્ન થયેલા જ્ઞાનદ્વારા ઉત્તમ પ્રકારનો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ઉદ્ભવે છે.

૧૧૭. જ્યારે પોતાના અને પારકા સિદ્ધાંતોમાં બુદ્ધિ પ્રવર્તે એટલે બંને સિદ્ધાંતનું સ્વરૂપ યથાર્થ જાણવામાં આવે ત્યારે ઉત્તમ વૈરાગ્ય ( જ્ઞાનગર્ભિત ) પ્રાપ્ત થાય છે.

૧૧૮. જ્યારે સર્વ નય ઉપર મધ્યસ્થભાવ હોય છે ત્યારે જ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

૧૧૯. જ્ઞાનગર્ભિત નિર્ગ્રંથની નિશ્રામાં વસતા મુનિઓ પણ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળા કહેવા યોગ્ય છે.

૧૨૦. જ્ઞાનગર્ભિત વૈરાગ્યને પામવાના સાધનો જો સમ્યક્ રીતે સેવાતાં હોય તો તેને પણ ઉપચારથી જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવાય છે.

૧૨૧. જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાન્ પુરુષની સૂક્ષ્મદષ્ટિ હોય છે. તે સર્વમાં મધ્યસ્થભાવે વર્તે છે, સર્વેના હિતનું ચિંતવન કરે છે, તે પુરુષને ક્રિયા ઉપર મહાન્ આદર હોય છે અને તે લોકોને ધર્મમાં જોડે છે.

( ચાલુ ) મુનિ પુણ્યવિજયજી

# દાનધર્મની આરાધનાથી થતા લાભ

**૧. સ્વ સાથે પરનું કલ્યાણ:**—દાનધર્મમાં સર્વોત્કૃષ્ટ ગુણ તો એ છે કે-જ્યારે શીલ, તપ અને ભાવધર્મના સેવનથી મનુષ્ય સ્વકલ્યાણ કરી શકે છે ત્યારે દાનધર્મનું સેવન કરનાર વ્યક્તિ સ્વ-પર બન્નેનું કલ્યાણ કરે છે. અને આથી જ દાનધર્મને પ્રથમ સ્થાનકે મૂકવાનું જ્ઞાની પુરુષોએ પસંદ કર્યું છે. દાનેશ્વરી મનુષ્ય સ્વ અને પર બન્નેનો ઉદ્ધારક બને છે.

**૨. જગતમાં શાંતિની સ્થાપના:**—સારી દુનિયામાં આજે અનીતિ-અન્યાય-અનાચાર અને અધર્મનું જે દિગ્દર્શન થાય છે તેનું મુખ્ય કારણ એ જ છે કે-આજે ઔદાર્ય અને દાનધર્મની ઓછાશ ઉત્પન્ન થવા પામેલ છે. જે દિવસે એ જ દાનધર્મનો વિશેષ પ્રચાર થશે તે દિવસે અવશ્ય જગતમા કંઇક અંશે શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે એ નિર્વિવાદ છે. એથી જગતમાં શાંત વાતાવરણ ફેલાવવામા દાનધર્મની જ પ્રથમ જરૂર છે.

**૩. સમાનદષ્ટિની પ્રાપ્તિ:**—સમાનદષ્ટિ કેળવવાનો જો સુંદર ઉપાય કરવો હોય તો જીવોએ તેને માટે અનુકંપા કેળવવાની જરૂર રહે છે, અને જ્યારે અનુકંપાથી પ્રેરાઇને મનુષ્યો દુઃખી જીવોને દાન દેવા તૈયાર થાય છે ત્યારે સ્વાભાવિક રીતે સમાનદષ્ટિ પ્રગટે છે. તેથી સમાનભાવ કેળવવામાં અનુકંપાદાન સુંદર કાર્ય કરી શકે છે.

**૪. પૂર્વભવનાં ઋણ-કરજનો ક્ષય:**—જીવો જો શુદ્ધ બુદ્ધિએ અનુકંપાદાન દેતાં શીખે છે તો જરૂર એથી પૂર્વભવે ઉપાર્જન કરેલ ઋણ યાને કરજથી છૂટી શકે છે. એટલે પૂર્વભવે ઉપાર્જેલ ઋણ-કરજથી મુક્ત થવામા અનુકંપાદાન ઉપયોગી થઇ શકે છે.

**૫. ત્યાગવૃત્તિને અવકાશ:**—ત્યાગવૃત્તિ ત્યારે જ આવી શકે છે કે જીવ જ્યારે પોતાની પાસે રહેલ ઉપાધિથી છૂટવાનો વિચાર કરે. જીવો જો દાનધર્મમાં સ્વદ્રવ્યનો ઉપયોગ કરવા પ્રેરાય તો સ્વાભાવિક રીતે તે જીવ ત્યાગવૃત્તિમાં આવી શકે છે. એટલે ત્યાગવૃત્તિ કેળવવા માટે પણ દાનધર્મનુ સેવન જરૂરી છે.

**૬. પુદ્ગલ પ્રત્યેના મોહમાં ઘટાડો:**—મોહનીય કર્મનું પ્રાબલ્ય એટલું વિશેષ છે કે-એનાથી બચવું તે મહાન્ પુણ્યોદયથી જ બની શકે છે; છતાં જે જીવો દાનધર્મમાં જોડાય છે તેઓ માટે આ કાર્ય સહજે બનવા પામે છે; કારણ કે-જ્યાં મોહની વિશેષતા છે ત્યાં દાનધર્મનું સેવન કરવું અશક્ય જ છે. એટલે દાનધર્મનું સેવન એ મોહનીય કર્મ ઘટાડવામાં સુંદર કાર્ય કરી શકે છે.

**૭. સદ્ગતિની પ્રાપ્તિ:**—સ્વાભાવિક નિયમ છે કે-સદાચારી મનુષ્યો એકાંતે સદ્ગતિ જ પામે છે ત્યારે સદાચારી બનવા માટે શ્રેષ્ઠ કાર્યો કરવાં પડે છે. આ શ્રેષ્ઠ કાર્યો દાન-ધર્મનું સેવન કરનાર અવશ્ય કરી શકે છે. એટલે દાનધર્મનું સેવન કરનાર માટે સદ્ગતિ એ સહજ વસ્તુ છે.

૮. **સ્વધર્મનું રક્ષણ:**—જીવો સ્વધર્મનું રક્ષણ યાને ઉન્નતિ ત્યારેજ કરી શકે છે કે–તે માટે તન, મન કે ધન, એ ત્રણ વસ્તુઓમાંથી એકાદ વસ્તુનો ઉપયોગ કરી શકે તે વખતે સંસારની અનેક ખટપટોની જંજાળમાંથી છૂટી ધર્મોન્નતિનાં કાર્યોમાં અમુક અંશે દ્રવ્ય–ધનની જરૂર રહે છે જ. તેવા પ્રસંગે સ્વદ્રવ્ય–ધનનો દાનધર્મમાં સદુપયોગ કરતાં તે જીવ સ્વધર્મોન્નતિનું કાર્ય કરી શકે છે. એ રીતે દાનધર્મનું સેવન કરનાર વ્યક્તિ સ્વધર્મનું રક્ષણ યાને ધર્મોન્નતિ કરી શકે છે.

૯. **સમ્યક્ત્વની પ્રાપ્તિ:**—સમ્યક્ત્વની પ્રાપ્તિ માટેનાં અનેક કારણોમાં આ પણ એક કારણ છે. સુપાત્રદાનના પ્રભાવે જ મહાવીરસ્વામીના જીવ નયસાર ગામેતી સમ્યક્ત્વ પામી શકયા છે, અને સમ્યક્ત્વ પામતા અમુક ભવની સંખ્યા ચોક્કસ કરી શકેલ છે. એથી સુપાત્રદાન દેવું એ સમકિતપ્રાપ્તિનુ કારણ જૈનશાસ્ત્રકારો જણાવી રહ્યા છે.

૧૦. **દયાધર્મનુ પાલન:**—'**अहिंसा परमो धर्मः**' જેવો ઉત્તમ ધર્મ કોઇ નથી. તે શ્રેષ્ઠ ધર્મનું પાલન ત્યારે જ થઇ શકે છે કે–જીવ 'અહિંસા' એટલે દયાની પ્રવૃત્તિ સ્વીકારે. આ દયાનું પાલન એટલે અનુકંપા–અભયદાન દેવું તે છે. એથીજ દયાનું પાલન જ્યારે અનુકંપાવડે અભયદાન દેવાય છે ત્યારે જ થઇ શકે છે.

૧૧. **સાધર્મિક ભક્તિનો લાભ:**—જે જીવો સામાન્યતઃ અજાણ્યા જીવો પ્રત્યે અનુકંપાદાન દેવા લલચાય છે તે જીવોને સાધર્મિક બંધુઓ પ્રત્યે સ્નેહ હોય જ છે. એટલે દાનધર્મનું સેવન કરનાર સાધર્મિક ભક્તિનો પણ લાભ ઉઠાવી શકે છે.

૧૨. **સ્વપ્રતિષ્ઠામાં વૃદ્ધિ:**—પ્રાયઃ કરીને સમજુ અને શાણા મનુષ્યોને સ્વપ્રતિષ્ઠાની વિશેષ કાળજી–ચીવટ હોય છે. આ સ્વપ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરવાને અંગે એ મનુષ્યો પ્રસંગાનુસાર શુભ કાર્યો કરવા પ્રેરાય છે. દાનધર્મનું સેવન કરનાર મનુષ્યો શુભ કાર્યો સહજપણે કરી શકે છે, એથી સ્વપ્રતિષ્ઠામા વૃદ્ધિ સહજ રીતે થઇ શકે છે. એટલે સ્વપ્રતિષ્ઠાની વૃદ્ધિમાં પણ દાનધર્મનું સેવન ઉપયોગી થઇ શકે છે.

૧૩. **સંકટાવસ્થામાં સહાયતાની પ્રાપ્તિ:**—સૃષ્ટિના ક્રમાનુસાર સર્વે જીવો સુખ-દુઃખના અનુભવો સંસારમાં કરતા રહે છે, છતાં ય જ્યારે દાનેશ્વરીને દુઃખના પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે જે સહાયતા સામાન્ય મનુષ્યોને માગતાં નથી મળી શકતી તેવી વિશેષ સહાયતા સંકટાવસ્થામાં દાનેશ્વરી મનુષ્ય અનાયાસે પામી શકતો હોય તો તે પ્રભાવ તેણે અગાઉ કરેલ દાનધર્મને આભારી છે.

૧૪. **પરભવમાં લક્ષ્મીની પ્રાપ્તિ:**—સામાન્યપણે નિયમ રહેલો છે કે–'એક હાથે દો અને બીજા હાથે લો' એ ન્યાયાનુસાર દાનધર્મનું સેવન કરનાર પરભવમાં અનંત લક્ષ્મી પામી શકે છે. એથી પરભવમાં લક્ષ્મી પ્રાપ્ત કરી શકાતી હોય તો તે દાન-ધર્મના સેવનથી જ.

૧૫. **નિર્ભયપણાની પ્રાપ્તિ:**—સૂક્ષ્મ કે સ્થૂલ સર્વે પ્રકારના જીવો જગતમાં 'ભય' શબ્દથી ધ્રૂજી ઊઠે છે. પરંતુ 'દાન' એ એવા પ્રકારની વસ્તુ છે કે–એની

# જૈનબન્ધુઓને અનુપમ હિતશિક્ષા

દરેક ભાઇ-બ્હેનોએ પોતાનું જૈનત્વ ઊજળું બનાવવા નીચેના નિયમોનું હંમેશાં યથાર્થ પાલન કરવું જોઇએ. અંશમાત્ર પણ દેહકષ્ટ સહ્યા વિના ફક્ત તે શિક્ષા પ્રત્યેની બેદરકારી અને આળસ ઓછું કરવાથી સહેલાઇથી દરેક મનુષ્યોથી જીવનમાં ઉતારી શકાય તેવી અને ઉત્તમ ફળદાયી આ હિતશિક્ષાઓ છે:—

૧. પ્રભાતમાં વહેલા ઊઠી શ્રી નવકાર મહામંત્રનું ( ત્રણ કે વધારે વાર ) સ્મરણ કરવું. તે પછી મહાન્ સતા-સતીઓના નામો સંભારવા સાથે તેમના ગુણોનું ચિંતન કરવું. પછી દિવસમાં કરવાનાં શુભ કામો વિચાર કરી નક્કી કરવાં. સાંજે નક્કી કરેલ કાર્યોમાં કેટલાં પૂર્ણ કર્યાં તેનો વિચાર કરવો અને દિવસની અંદર કેટલી ભૂલો થઇ તેનો પશ્ચાત્તાપ કરવો. ફરીથી તેવી ભૂલો ન થાય તેવી કાળજી રાખવી. આરંભેલી કોઇ શુભ ક્રિયા પૂર્ણ ન થઇ હોય તો કેવી રીતે બુદ્ધિપૂર્વક પાર ઉતારવી વગેરે બાબતનો વિચાર કરી, નવકાર મહામંત્રનું ( સાત વાર ) સ્મરણ કરી, નિદ્રાદેવીનું શરણ લેવું. ડાબે પડખે સૂવાની રીત રાખવી, કારણ તે આરોગ્યપ્રદ ને હિતકારક છે.

૨. શયન વખતે ઓશીકું પૂર્વ તરફ રાખવાથી વિદ્યા, દક્ષિણ તરફ રાખવાથી ધનપ્રાપ્તિ, પશ્ચિમ તરફ રાખવાથી ચિંતાવૃદ્ધિ અને ઉત્તર તરફ રાખવાથી હાનિ યા કવચિત્ મૃત્યુ નિપજે છે, તો તેનો વિચાર કરી ઇષ્ટ દિશા તરફ ઓશીકું રાખવું.

૩. દિવસે ઉત્તર દિશા અને રાત્રિએ દક્ષિણ દિશા સન્મુખ બેસી બેઠી ( દસ્તામાત્રાદિ ) જવું નહિ, કારણ તે કાળે તે દિશા સન્મુખ બેસવાથી ( ભાવી ) વિપત્તિ આવી પડે છે.

૪. ચોખ્ખા પાણીથી ન્હાઇ, પવિત્ર સુગંધી શ્વેત વસ્ત્રો પહેરી, નિર્મળ ચિત્ત રાખી દેરાસરની ભૂમિ બરાબર શુદ્ધ છે કે નહિ તે તપાસી, પૂજનમાં ઉપયોગમાં લેવાની વસ્તુઓ પવિત્ર રાખી, પૂજામાં ખર્ચ થતું દ્રવ્ય ન્યાયપૂર્વક ઉપાર્જન કરેલું જ વાપરવા-

---

આરાધનાથી સર્વ જીવોને એના પ્રત્યે સ્વાભાવિક રીતે સ્નેહભાવ જ રહ્યા કરે છે, એટલે કે-દુશ્મનાવટને અવકાશ જ મળી શકતો નથી. જ્યાં દુશ્મનાવટનો અભાવ છે ત્યાં ભય પણ નથી હોઇ શકતો. એટલે દાનધર્મના પ્રભાવેજ જીવો નિર્ભયપણું પ્રાપ્ત કરી શકે છે.

**૧૬. દુઃખી પ્રાણીઓના આશીર્વાદની પ્રાપ્તિ:—**આશીર્વાદ એ એવી અત્યુત્તમ વસ્તુ છે કે-જગતના સર્વ જીવો એની હરહંમેશ ચાહના રાખે છે. ત્યારે એ આશીર્વાદની પ્રાપ્તિ તેજ જીવોને થઈ શકે છે કે-જેઓ અન્ય જીવોનું કંઇક કલ્યાણ કરી શકે છે. દાનધર્મનું સેવન કરનાર જીવો અન્ય પ્રાણીઓનું કલ્યાણ કરી શકવા સમર્થ હોવાથી એ જીવો દુઃખી પ્રાણીઓના આશીર્વાદ સહજપણે પ્રાપ્ત કરી શકે છે. એ તુરત સમજી શકાય તેવી બીના છે.

મુનિશ્રી પ્રેમવિમલજી

# તીર્થંકરોની મુનિસંખ્યાનું પૃથક્કરણ

દરેક તીર્થંકર કેવળજ્ઞાન પામ્યા પછી પ્રથમ સમવસરણમાં ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે. તેમના ચરિત્રમાં પ્રાંતે તેમનાં સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા વગેરેની સંખ્યા આપવામાં આવે છે. આ સંખ્યા તે તે તીર્થંકર પાસે દીક્ષા લેનાર સાધુ, સાધ્વીની તેમ જ તે પ્રભુ પાસે શ્રાવકનાં વ્રત ઉચ્ચરનાર શ્રાવક, શ્રાવિકાની જાણવી. એકંદર સંખ્યા તો તે કાળે ઘણી મોટી હતી. તેમાં મુનિરાજની જે સંખ્યા કહેવામાં આવે છે તેમાં ૧ ગણધર, ૨ કેવળી, ૩ મનઃપર્યવજ્ઞાની, ૪ અવધિજ્ઞાની, ૫ ચૌદપૂર્વી, ૬ વૈક્રિયલબ્ધિવાળા અને ૭ વાદી મુનિઓનો સમાવેશ કરેલો છે. એ સાતેની સંખ્યાનો સરવાળો કરતાં જે સંખ્યા આવે તેટલી કુલ સંખ્યામાંથી બાદ કરતાં બાકી રહે તેટલા સામાન્ય મુનિઓ સમજવા.

શ્રી ઋષભદેવ પરમાત્માનો મુનિ પરિવાર ૮૪૦૦૦ નો કહ્યો છે. તેમાં ગણધર ૮૪, કેવળજ્ઞાની ૨૦૦૦૦, મનઃપર્યવજ્ઞાની ૧૨૭૫૦, અવધિજ્ઞાની ૯૦૦૦, ચૌદપૂર્વી ૪૭૫૦, વૈક્રિયલબ્ધિવાળા ૨૦૬૦૦ અને વાદી ૧૨૬૫૦—એ સાત પ્રકારના મુનિઓનો સરવાળો કરતાં ૭૯૮૩૪ થાય છે. બાકીના ૪૧૬૬ સામાન્ય મુનિઓ સમજવા. એમ એકંદર ૮૪૦૦૦ જાણવા

આમાં અનુત્તર વિમાને ગયેલા મુનિની સંખ્યા ૨૨૯૦૦ છે તે ગણેલ નથી, કારણ કે તે તો ગણધર ને કેવળી સિવાય બાકીના પાંચે પ્રકારના મુનિઓમાંથી અનુત્તર વિમાને ગયેલાની સંખ્યા છે તે કાંઇ જુદા મુનિઓ નથી.

શ્રી મહાવીર પરમાત્માનો મુનિપરિવાર ૧૪૦૦૦ કહ્યો છે તેમાં ૧૧ ગણધર, ૭૦૦ કેવળજ્ઞાની, ૫૦૦ મનઃપર્યવજ્ઞાની, ૧૩૦૦ અવધિજ્ઞાની, ૩૦૦ ચૌદપૂર્વી, ૭૦૦ વૈક્રિયલબ્ધિવાળા અને ૪૦૦ વાદી-કુલ ૩૯૧૧ થયા. બાકીના ૧૦૦૮૯ સામાન્ય મુનિઓ સમજવા. એ રીતે કુલ ૧૪૦૦૦ મુનિ જાણવા

એમના પણ અનુત્તર વિમાને ગયેલા મુનિરાજની સંખ્યા એમાં ગણી નથી શ્રી ઋષભદેવના ૨૨૯૦૦, શ્રી નેમિનાથના ૧૬૦૦, શ્રી પાર્શ્વનાથના ૧૨૦૦ અને વર્ધમાનસ્વામીના ૮૦૦ અનુત્તરવિમાને ગયેલા મુનિ કહ્યા છે, બાકીના ૨૦ પ્રભુના અનુત્તરવિમાને ગયેલા મુનિઓની સંખ્યા તેમના ચરિત્રોમાં કહી નથી.

ઉપર પ્રમાણે ચોવીશે તીર્થંકરોના મુનિરાજની સંખ્યા માટે સમજવું. ચોવીશ તીર્થંકરના મુનિઓની કુલ સંખ્યા ૨૮૪૮૦૦૦ ની છે. તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે સાત પ્રકારના વિશેષણવાળા મુનિઓની સંખ્યા ૮૬૧૯૪૯ ની છે અને બાકીના ૧૯૮૬૦૫૧ સામાન્ય મુનિઓ છે. કુલ ૨૮૪૮૦૦૦ જાણવા.

આ સંખ્યાનું પૃથક્કરણ માત્ર સમજવા માટે સપ્તતિશતસ્થાન પ્રકરણને આધારે કરેલ છે.

કુંવરજી

# અઢાર દોષનું પૃથક્કરણ

સમકિતદૃષ્ટિ જીવ શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ ને શુદ્ધ ધર્મને માને છે; કુદેવ, કુગુરુ ને કુધર્મને તજી દે છે. તેથી જ તે સમકિતી કહેવાય છે. જેનામાં અજ્ઞાનાદિ અઢાર દોષ સર્વથા ન હોય તે જ સુદેવ કહેવાય છે.

અઢાર દોષના નામ આ પ્રમાણે:—૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ લોભ, ૬ માયા, ૭ રતિ, ૮ અરતિ, ૯ નિદ્રા, ૧૦ શોક, ૧૧ અલિકવચન, ૧૨ ચોરી, ૧૩ મત્સર, ૧૪ ભય, ૧૫ પ્રાણીવધ, ૧૬ પ્રેમ, ૧૭ ક્રીડાપ્રસંગ ને ૧૮ હાસ્ય.

આ અઢાર દોષ કયા કયા કર્મનો નાશ થવાથી ગયા છે તે જાણવું જરૂરનું છે. કારણ કે ચાર ઘાતિકર્મના ક્ષયથી પ્રભુ કેવળજ્ઞાન પામ્યા ત્યારે જ એ અઢાર દોષ નાશ પામ્યા છે. તેનું પૃથક્કરણ નીચે પ્રમાણે—

૧ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી અજ્ઞાન દોષ નાશ પામ્યો છે.

૨ દર્શનાવરણી કર્મનો ક્ષય થવાથી નિદ્રા સર્વથા ગયેલી છે.

૩ બાકીના સોળે દોષ મોહની કર્મના નાશથી ગયેલા છે, પરંતુ તેને જુદા જુદા સમજવાના છે. તેમાં ચાર અવિરતિ છે ૧ પ્રાણીવધ, ૨ અલિકવચન, ૩ ચોરી ને ૪ ક્રીડાપ્રસંગ. પાંચમા પરિગ્રહનો સમાસ લોભમાં કર્યો છે. પાંચ કષાય-ક્રોધ, માન, મદ, માયા ને લોભ ૭ નોકષાય ૧ હાસ્ય, ૨ રતિ, ૩ અરતિ, ૪ શોક, ૫ ભય ને ૬ મત્સર એટલે દુગંછા. ત્રણ વેદરૂપ નોકષાયનો સમાવેશ પ્રેમશબ્દમાં કર્યો છે એ રીતે ૪-૫-૬-૧ એમ સોળ દોષ મોહની કર્મનો નાશ થવાથી ગયા છે. અંતરાયકર્મના નાશથી ગયેલા દોષને આમાં ગણ્યાં નથી. જો કે તે ઘાતિકર્મ છે, છતાં આત્માના ખાસ ગુણનો ઘાત તેનાથી ઉપજતા દોષો કરતા નથી.

આ પ્રમાણે અઢાર દોષોનું પૃથક્કરણ જાણવું. આ સર્વ દોષો જેના ગયા હોય તેને આપણે સુદેવ તરીકે માની શકીએ છીએ. એમાંનો એક પણ દોષ જેનામાં હોય તેને આપણે દેવ તરીકે સ્વીકારી શકતા નથી.

આનંદઘનજીકૃત શ્રી મલ્લિનાથજીના સ્તવનમાં બીજી રીતે ૧૮ દોષ કહેલા છે તે આ પ્રમાણે:—અજ્ઞાન ૧, નિદ્રા ૨, મિથ્યાત્વ ૩, રાગ ને દ્વેષ ૪-૫, અવિરતિ ૬, નોકષાય ૬ (૭ થી ૧૨), વેદોદય ૧૩ અને પાંચ પ્રકારના અંતરાય ૧૪ થી ૧૮ કુલ અઢાર દોષમાં ૧ જ્ઞાનાવરણીના ક્ષયથી, ૧ દર્શનાવરણીના ક્ષયથી, ૧૧ મોહનીકર્મના ક્ષયથી (૧ મિથ્યાત્વ, ૨ અવિરતિ, ૩ રાગ, ૪ દ્વેષ, ૫ હાસ્ય, ૬ રતિ, ૭ અરતિ, ૮ શોક, ૯ ભય, ૧૦ દુગંછા ને ૧૧ વેદોદય), કુલ ૧૩ ને પાંચ પ્રકારના અંતરાય (દાનાંતરાય ૧, લાભાંતરાય ૨, ભોગાંતરાય ૩, ઉપભોગાંતરાય ૪, ને વીર્યાંતરાય ૫) અંતરાયકર્મના ક્ષયથી-એમ કુલ ૧૮ દોષ ચાર ઘાતિકર્મના ક્ષયથી ગયેલા છે. આ મતાંતર સમજવો. કુંવરજી

# प्रश्नोत्तर

(પ્રશ્નકાર–પરી મણિલાલ ખુશાલચંદ–પાલણપુર)

**પ્રશ્ન ૧**—સામાજિક, રાજકીય ને રાષ્ટ્રીય કામો ધર્મને બાધ ન આવે તેમ કરી શકાય? અને તેને માટે શ્રાવક કે સાધુ ઉપદેશ આપી શકે?

**ઉત્તર**—કરી શકાય. ઉપદેશ આપવાનું કામ શ્રાવકનું નથી, સાધુનું છે. તે મુખ્યવૃત્તિએ ધાર્મિક કાર્યનો ઉપદેશ જ આપે. શ્રાવકો પરસ્પર પોતાના કર્તવ્યને અંગે વાતો કરી શકે.

**પ્રશ્ન ૨**—રાજાઓ, ચક્રવર્તી, વાસુદેવ વગેરે અનેક સ્ત્રીઓ પરણ્યા છે, શ્રેષ્ઠીપુત્રો પણ અનેક સ્ત્રી પરણ્યા છે, તો સ્ત્રીજાતિને એક જ પુરુષ સાથે પરણવાની મર્યાદા કેમ?

**ઉત્તર**—સ્ત્રીજાતિને પરણીને ભર્તારને ઘરે જવું છે તે એકથી વધારે પુરુષને ઘરે કેમ જાય? તે કારણથી તેમ જ શાસ્ત્રકારે સ્ત્રીજાતિ માટે એનું હિત ચિંતવીને એ મર્યાદા બાંધેલ છે તેથી તે વધારે પુરુષ સાથે પરણી ન શકે.

**પ્રશ્ન ૩**—પુરુષ એક સ્ત્રી મરણ પામ્યા પછી બીજી સ્ત્રી પરણે છે તો સ્ત્રી શામાટે ન પરણે?

**ઉત્તર**—તેને માટે પણ ઉપરની મર્યાદા જ કારણભૂત છે ને હિતકારી છે.

**પ્રશ્ન ૪**—સ્ત્રીઓને પુરુષ સમાન હક્ક, છૂટ અને ઊંચ કેળવણી કેમ ન અપાય?

**ઉત્તર**—હક્ક તથા છૂટને માટે ઉપર જણાવેલ મર્યાદા બંધનરૂપ છે. વળી સ્ત્રીના શરીરનો બાંધો પણ પુરુષ પ્રમાણે સમાન હક્ક ભોગવવાને યોગ્ય નથી અને તેને પુરુષ પ્રમાણે છૂટ આપવાથી સંસાર કથળી જવાનો સંભવ છે. સ્ત્રીજાતિને ઊંચી કેળવણી આપવી, પણ તેને નોકરી કરવા જવાનું નથી તેથી તદ્યોગ્ય કેળવણી ન આપતાં ધાર્મિક કેળવણી ઊંચા પ્રકારની આપવી જેથી કુટુંબને લાભકારી થાય.

**પ્રશ્ન ૫**—પોસાતીને તેમ જ સાધુને પુસ્તક બાંધવાના રૂમાલની પડિલેહણ કરવી પડે?

**ઉત્તર**—તેની પડિલેહણ કરવાની નથી, પરંતુ તેને અંગે જયણા પાળવાની છે.

**પ્રશ્ન ૬**—પોસાતીએ કાજો કયાંથી લેવો જોઈએ?

**ઉત્તર**—જે જગ્યા આખા દિવસમાં પોતે વાપરી હોય ત્યાંથી લેવો જોઈએ.

**પ્રશ્ન ૭**—હાલમાં તો શ્રી મહાવીરપ્રભુના નિર્વાણકલ્યાણકને દિવસે દીવાળી

કરાય છે, પરંતુ પાર્શ્વનાથના નિર્વાણકલ્યાણકની પૂજામાં '**દીવાળી કરતા દેવ**' એમ કહ્યું છે તેનો અર્થ શું ?

**ઉત્તર**—તે માત્ર તે વખત માટે કહેલ સમજવું, કાયમ માટે સમજવું નહીં.

**પ્રશ્ન ૮**—વિધિપૂર્વક આરતિ ઉતારતાં લૂણ ઉતારીને અગ્નિને બદલે જળમાં કેમ નખાય છે? ને તેની સાથે માટી કેમ લેવાય છે?

**ઉત્તર**—એ બાબતમાં મારો અનુભવ નથી. તેની વિધિમાં જોવું ને વિધિકારકને પૂછવું.

**પ્રશ્ન ૯**—રાત્રે મોડેથી પણ દૈવસિક પ્રતિક્રમણ થઇ શક્યું ન હોય તો તે બીજે દિવસ થાય કે આલોયણ જ લેવાય ?

**ઉત્તર**—પ્રતિક્રમણ બીજે દિવસે ન થાય, આલોયણ જ લેવાય.

**પ્રશ્ન ૧૦**—મુનિરાજને રાત્રે અબ્ભુટ્ઠિઓ ખામવાનો નિષેધ છે છતાં દૈવસિકાદિ પ્રતિક્રમણમાં રાત્ર પડી ગયા છતાં કેમ ખમાવાય છે?

**ઉત્તર**—તે પ્રતિક્રમણની વિધિના અંગભૂત છે,તેથી તેમાં વિરોધ સમજવો નહીં.

**પ્રશ્ન ૧૧**—જેમ દેવ પાસે સ્વસ્તિકાદિ કરાય છે તેમ ગુરુ પાસે પણ કરાય?

**ઉત્તર**—કરી શકાય. એવી પ્રવૃત્તિ પણ છે.

**પ્રશ્ન ૧૨**—કોઈ શ્રાવકે કાર્યપરત્વે પહેલું પ્રતિક્રમણ કર્યું, પછી કાર્ય ન થવાથી પાછો આવી રાત્રિપોસહ લેય તો ફરીને પડિક્કમણું કરવું પડે ?

**ઉત્તર**—પ્રતિક્રમણ કરવું ન પડે, પણ રાત્રિપોસહ દિવસ છતાં જ લેવાય.

**પ્રશ્ન ૧૩**—સામાયિક કે પોસહમાં જતાં આવતાં વારંવાર ઇરિયાવહી પડિકમવા પડે ?

**ઉત્તર**—સો ડગલા ઉપર જાય આવે તો પડિકમવા પડે.

**પ્રશ્ન ૧૪**—ગુરુવંદન ત્રણ વખત કરવાનું છે તે સાંજે પ્રતિક્રમણમાં કરે તો પછી કરવું પડે ?

**ઉત્તર**— પ્રતિક્રમણનું ગણાય નહીં પ્રતિક્રમણ કર્યા અગાઉ ત્રીજી વારનું વંદન કરી લેવું જોઇએ

**પ્રશ્ન ૧૫**—પાર્શ્વનાથના પંચકલ્યાણકની પૂજાના અર્થમાં 'હાથે લાલક દામણી, ગળે મોહનમાળા' એનો અર્થ પાર્શ્વનાથના વિશેષણ તરીકે લખ્યો છે, પણ તે કમઠ તપસી માટે જ ઘટે છે માટે તેનો ખુલાસો લખશો.

**ઉત્તર**—વધારે વિચાર કરતાં અમને પણ તે વાક્ય તપસીના વિશેષણ તરીકે જ હોવાનું ઠીક જણાય છે..

**પ્રશ્ન ૧૬**—સ્થાપનાચાર્ય તરીકે પુસ્તકાદિ મૂકેલ હોય તો તેની પડિલેહણ કરવી જોઈએ?

**ઉત્તર**—ચર સ્થાપનાની પડિલેહણ હોતી નથી, અક્ષની જ હોય છે.

**પ્રશ્ન ૧૭**—સાતલાખ જીવાયોનિમાં પૃથ્વીકાયના મૂળ ભેદ ૩૫૦ કહ્યા છે તે કયા સમજવા?

**ઉત્તર**—એ સંબંધમાં આ માસિકના અંક બીજાના પૃષ્ઠ ૫૪ ઉપર ખાસ લેખ છે તે વાંચો.

**પ્રશ્ન ૧૮**—સિદ્ધશિલાને બીજના ચંદ્રમાના આકારવાળી કહેલ છે, તમે અષ્ટમીના ચંદ્ર સમાન લખી છે તો સત્ય શું?

**ઉત્તર**—તળિયાની અપેક્ષાએ બીજના ચંદ્રમાનો આકાર છે અને આખી સિદ્ધશિલાનો આકાર અષ્ટમીના ચંદ્ર જેવો છે.

**પ્રશ્ન ૧૯**—શ્રીપાળરાજાના રાસમાં મદનમંજૂષા પૂજા કરીને નીકળ્યા બાદ દેરાસરનાં દ્વાર બંધ થઇ ગયાં તે એક મહિને શ્રીપાળ રાજા ત્યાં આવ્યા ત્યારે ઉઘડ્યાં તેટલો વખત શ્રાવકોને દર્શનનો વિરહ પડ્યો ને જિનપૂજા ન થઈ તેનો દોષ કોને માથે સમજવો?

**ઉત્તર**—આશાતના જેણે કરી તેને માથે સમજવો.

**પ્રશ્ન ૨૦**—'સાયર થાયે દુબળો, ગાજંતે જળધાર.' એમ કહેલ છે તો વરસાદના ગાજવાથી સાયર દુબળો કેમ થાય છે?

**ઉત્તર**—વરસાદ દાતા છે તેથી તે ગાજે છે. તેનું મહત્ત્વ જોઈ ન શકવાથી સમુદ્ર દુબળો થાય છે. વર્ષાઋતુમાં સમુદ્ર દુર્બળ થાય છે તેની ઉપર આ કવિની ઘટના છે. સમુદ્ર કૃપણ કહેવાય છે.

**પ્રશ્ન ૨૧**—શ્રીપાળરાજાના રાસમાં ધવળશેઠને મયણાસુંદરી સામે કામબુદ્ધિથી જોતાં અંધ થયાનું જણાવ્યું છે, પછી દેખતા થયાની હકીકત આવતી નથી, પરંતુ શ્રીપાળને દીઠાની વાત આવે છે તો તે શી રીતે દીઠા?

**ઉત્તર**—એ અંધ અમુક પ્રસંગને લઇને થયા હતા, કાયમને માટે અંધ થઇ ગયા નહોતા, તેથી તેમાં વિરોધ નથી.

**પ્રશ્ન ૨૨**—નવકારના ચાર પદમાં નહીં અને પાંચમા સાધુ પદમાં સર્વ શબ્દ કેમ વાપર્યો છે?

**ઉત્તર**—સાધુ શબ્દમાં કેવળી, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, ચૌદપૂર્વી, લબ્ધિધારી, તપસ્વી-એમ અનેક પ્રકારના મુનિઓનો સમાવેશ થતો હોવાથી તેમાં સર્વ શબ્દ વાપર્યો છે. — —

# પ્રભાવિક પુરુષો.

## જંબૂકુમાર

## (૭)

कंदर्पदर्पदलने विरला मनुष्याः ।

સંસાર પ્રવેશ કરતા પતિ-પત્નીરૂપ યુગલને પ્રથમ રજનીનો સમાગમ એ મોંઘેરો અવસર ગણાય છે, એટલું જ નહિ પણ જીવનનૌકાને અગાધ મહાસાગરમાં છોડી મૂકવાનો એ ગંભીર અને અપૂર્વ પ્રસંગ છે. યુવાન અંતરના તનમનાટ, હાવભાવ ઊર્મિ મદનરાજ પીડિત કહી એ અનુભવીઓ જ જાણે. તેથી તો એ રાત્રિને સોભાગરાત્રિનું સોહામણું નામ પ્રાપ્ત થયેલ છે. કળાકેલિકોવિદ એને મધુરજની પણ કહે છે. લગ્ન પછી એ જાતના આનંદ અર્થે ઉપડી જવાના કાર્યને Honey Moon તરિકે ઓળખવાની વાત આજના વીસમી સદીના પરિચયમાં આવેલ કુટુંબોમાં ભાગ્યે જ નવી ગણાય. પરણ્યા પછીની પ્રથમ રાત્રિ યાને દંપતીજીવનમાં પગ મૂકવાની ક્રિયા અથવા તો બ્રહ્મચર્ય અવસ્થામાંથી ગૃહસ્થદશામાં પગલાં માંડવાનું કાર્ય, અગર તો પૂર્ણ અંગ હોવા છતાં અર્ધાંગ તરીકે લેખાતાં ઉભય અડધીઆને જોડાઈ જઈ પૂર્ણાંગરૂપે પરિણમવાની પ્રથમ ઘટિકા, ગમે તે નામે કે ગમે તે રીતે, પસાર થતી હોય છતાં એનું મહત્ત્વ સંસારસ્થ જીવોને અતિ ઘણું છે એમાં તો રંચમાત્ર સંશય નથી.

વર્ષો પૂર્વેથી વિવિધ પ્રકારનાં સ્વપ્નાં સેવતાં-નવનવા વિલાસ માણવાના મનોરથ ધરતાં-રંગબેરંગી આનંદ ભોગવવાના અભિલાષ અનુભવતાં-તરુણયુગલો માટે સમાગમની પહેલી રાત્રિ અતિ મૂલ્યભરી, અતિ રસભરી અને સાથોસાથ અવર્ણનીય ને અકલ્પનીય ઉન્માદપૂર્ણ હોય છે-એ સત્ય આજે જેટલું યથાર્થ છે તેટલું પચીસ સો વર્ષ પૂર્વે પણ હતું.

જંબૂકુમારના શયનગૃહમાં આજે એ નિમિત્તે-સમાગમની પ્રથમ રાત્રે-જબરી ધમાલ ચાલી રહી હતી. જે કમરાની સજાવટ પાછળ એક બે નહિ પણ કામકળાકુશળ ને રૂપલાવણ્યથી ભરપૂર આઠ લલનાઓના હાથ કામે લાગ્યા હોય, જેની પાછળ સંસારસુખ સામે આંગળી ચીંધનારને પહેલા ઘાએ પરાસ્ત કરવાની મનોકામના હોય અને એ માટેના દરેક સાધન એકત્ર કરવામાં ધન પાણીની માફક વપરાતું હોય ત્યાં કઈ કચાશ અનુભવવાની સંભવે ? અર્થાત્ વિષય માણવાના દરેક સાધન ઉપલબ્ધ કર્યાં હતાં.

જંબૂકુમારની પ્રતિજ્ઞા એટલે અખંડ બ્રહ્મચર્યવ્રતનાં શપથ. એના પાલન અર્થે સંયમગ્રહણની લીધેલી પ્રતિજ્ઞા જનસમાજથી અજાણી નહોતી. માતાના આગ્રહથી લગ્ન અર્થે વરઘોડે ચઢેલ એ વરરાજાએ પ્રથમથી જ પોતાના નિયમની વાત સાસુ-સસરાને જણાવી દીધી હતી. એ અડગ નિશ્ચય પત્નીઓના કાને

પહોંચે એવો એ પાછળ સંકેત હતો, અર્થાત્ પરણનાર તરુણીઓ પણ સારી રીતે સમજતી હતી કે પોતે જેની સહ પાણિગ્રહણ કરનાર છે એ કુમાર સંસારના વિષયોને લાત મારવાનાં શપથ લઇ ચૂકયો છે. અર્થાત્ જે કામદેવની પૂજા પોતાને પ્રાણથી પણ અધિક વહાલી છે એ કામદેવ તો એનો દુશ્મન છે. પોતે વિરહવ્યથા બુઝાવવા–રતિપતિની રસવૃત્તિ લૂંટવા–કામક્રીડા કરવા–નીકળી ચૂકી છે અને સાથી તરીકે સહાયક બનવા જેનો હાથ પકડ્યો છે એ કુમાર તો એ સર્વથી પરાઙ્મુખ બની બેઠો છે. એ જાતના વિલાસ તો એને આકરા ઝેર જેવા જણાય છે. આમ પતિ–પત્નીના રંગઢંગ ન્યારા છે. અરે ! તદ્દન વિરુદ્ધ દિશામાં જનારા છે. જ્યાં દંપતીજીવનની પ્રથમ સંધ્યાએ પ્રેમીઓ વચ્ચે કોઇ અનોખી–જગતે નહિ જોયેલી, નહિ સાંભળેલી–રીતે સ્નેહનાં ગીતાં સૂત્રો ઉચ્ચરાવાનાં છે ત્યાં શહેરનાં નરનારીઓનો પ્રવેશ ન જ સંભવે છતાં કથાના વાંચકોને માટે એકચિત્તે એ ખાનગી વાર્તાલાપ શ્રવણ કરવાની સગવડ કરી હોવાથી એ વાસગૃહ તરફ સત્વર પહોંચી જવાની જરૂર છે.

જંબૂકુમારનું શયનગૃહ આજે જાણે સાક્ષાત્ કામદેવને યથેચ્છપણે મહાલવાના રમણીય વિહારમાં ફેરવાયું છે. ચોતરફ સુવાસિત ધૂપદાનીઓ મોહક સુગંધ ફેલાવી રહી છે. ફૂલદાનમાં વિવિધવર્ણી કુસુમોના પુંજ દૃષ્ટિગોચર થાય છે. ગુલાબજળનો છંટકાવ ને સુગંધિત તેલોની ખુશબો પ્રવેશકની પ્રથમ નજરે ચઢ્યા વિના રહી શકે તેમ નથી. શયનગૃહની બેઠકો તેમ જ આરામ લેવાનાં વેત્રાસનો તેમ જ ગાદી અને તકીઆઓ શ્વેતતામાં પૂર્ણિમાના ચંદ્રને કિંવા ગાયના દૂધના શ્વેતપણાને પાછળ મૂકી દે તેમ છે. દિવાલ પરના ચિત્રો જો કે કળાકૃતિના નમૂના છે અને એમાં પૂરવામાં આવેલ જુદા જુદા રંગોથી અનહદ શોભાને ધારણ કરનારા છે છતાં જે ત્રિયાવૃંદે પસંદગી કરી છે અને જે પદ્ધત્તિએ એ ટાંગવામાં આવ્યા છે એ પાછળ ઉપર વર્ણવ્યા ગુણો ઉપરાંત જે એક મુખ્ય ભાવ રમણ કરતો તરી આવે છે તે એ છે કે–એ જડ ચિત્રો ભલભલા ત્યાગીને પણ ઘડીભર મંત્રમુગ્ધ કરી દઈ, એના પ્રત્યેક ગાત્રમાં મદનની તીવ્ર આગ પ્રગટાવી દે તેવા છે. ટૂંકમાં કહીએ તો આખાએ કમરાનું વાતાવરણ એટલી હદે વિષયવાસના પ્રેરે તેવી રીતે સર્જાયેલું છે કે કાચાપોચા મનુષ્ય માટે ત્યાં ક્ષણવાર થોભવું અને કામથી અલિપ્ત રહેવું એ જીવનમરણના સોદા જેવું લેખાય. સ્વપતિ એવા જંબૂકુમારને બનતી ત્વરાએ પ્રતિજ્ઞાભ્રષ્ટ કરવાનો નિરધાર હોવાથી તેઓએ કરી જ ન્યૂનતા રહેવા દીધી નથી. સંધ્યાના વાયુ ઢળવા માંડતાં જ ઝુમ્મર અને હાંડીઓમાં દીપકોની જ્યોતિ પ્રજ્વલિત થઇ ચૂકી. શણગારમાં સ્વર્ગભૂમિની અપ્સરાઓને પણ ટપી જાય–કેશ ગૂંથણીમાં અને વેશપરિધાનમાં ભલભલી નર્તિકાઓને પણ છક્કડ ખવરાવી દે. અને અલંકાર ધારવાની કળામાં અનુભવી પ્રૌઢા જેટલી જ દક્ષતા દાખવનાર, આઠ નવોઢાઓ–અરે મદભરી અભિસારિકાઓ શક્ય સાધનોથી સજ્જ બની, સ્વામી-

સાથેના વાક્‌યુદ્ધમાં ખપ આવે એટલા સત્ત્વનો સંગ્રહ કરી, કરમાં ફૂલમાળા ધારણ કરી, ચહેરા પર મધુરા હાસ્યની આછી પાતળી રેખાઓને અવારનવાર નચાવતી, શનૈઃ શનૈઃ મુખ મલકાવતી, વલ્લભના આગમનની માર્ગપ્રતીક્ષા કરી રહી છે.

જંબૂકુમારથી આ બધી તૈયારી અજાણી નહોતી. આઠ પ્રેમદાઓની વ્યૂહ-રચનાથી એ માહિતગાર હતો. એ સારી રીતે જાણતો હતો કે એનો માર્ગ કાંટાળો હતો અને વિશેષમાં એટલો ગંભીર ને ગહન પણ હતો અને છે કે એકાદ ભૂલ થતાં જ એ ન વર્ણવી શકાય-ન કલ્પી શકાય-ન સહી શકાય-એવી નામોશીનું ભાજન બની જવાનો. એના કાર્ય પ્રતિ માત્ર આઠ પ્રેમદાઓની આંખો હતી એમ નહોતું. પ્રમદાઓની પાછળ એમનાં માતાપિતા પણ હતાં. શહેરના સંખ્યાબંધ આત્માઓ બીજા દિનની સવાર કેવી ઊગે છે એની રાહ જોઇ રહ્યા હતા. એક પગલું મૂકતાં જ એ ભારોભાર ટીકાનું પાત્ર બની રહેવાનો એ નિશ્ચિત હતું. પોતે સમજતો હતો કે એ બધી જવાબદારી પોતે જાતે જ ઉપાડી હતી. ગુરુસમક્ષ પ્રતિજ્ઞા ઉચ્ચારવી, માતાના આગ્રહથી નવયુવતીઓ સહ પાણિગ્રહણ કરવું અને આવી વિસંવાદી વાતો ખડી કરી એમાંથી નિષ્કલંક રહી બહાર આવવું એ કંઇ મદારીના માકડા નચાવવા જેવી સહેલી વાત નહોતી. ખાંડા પર ચાલવાના ખેલ કે નાગ ખેલાવવાની રમત કરતાં પણ એની પાછળ અતિ ઘણું જોખમ હતું. એ સારી રીતે સમજતો હતો કે આખી કરામત 'પેટ ચોળીને શૂળ ઊભું કરવાની' સ્થિતિને યાદ કરાવે તેવી રીતે સર્જાઇ ચૂકી હતી. પીછેહઠ થતાં જ સર્વનાશના નગારાં વાગવાનાં. જરાક નમતું તોલતાં જ પ્રતિજ્ઞાનાં પીંછાં વિખરાવાનાં-એક જ ભૂલ થતાં ખેલ ખલાસ !

આ બધું સમજનાર આત્મા, એક સમયનો નાગિલાનો પતિ, સાથે જ આજે આત્મા ઉપર દૃઢ કાબૂ ધારણ કરી ડગ ભરતો હતો. જાણીબૂઝીને કાજળની કોટડીનાં કમાડ ખખડાવતો હતો. દરેક આત્માને રાજી કરીને પોતાનો પંથ સરળ બનાવવાનો એનો નિશ્ચય હતો. માતા પ્રત્યેની વાત્સલ્યતાથી પાણિગ્રહણ કરનાર પ્રેમદાઓ પ્રતિ માર્દવતા વાપરવાનો પાઠ પઢ્યો હતો. જે લલનાઓએ પોતાનો નિરધાર જાણ્યા છતાં જીવન-મરણના જંગમાં ઝુકાવ્યું હતું તેમની સાથે એ વાર્તાલાપ કરવા ઉત્સુક હતો. વિજય વરવો હતો એ જેટલું ચોક્કસ હતું એટલું જ ચોક્કસ એ હતું કે એ વિજય કાયર કે ડરપોકનો નહિ પણ સાચા શૂરવીરનો હોવો ઘટે. આમ ઉભય પક્ષની સ્થિતિ હતી અને કોઇ પણ બાજુએ ગાફેલ-પણાની ગંધ સરખી નહોતી આવતી. જો કે અહીં શરૂ થનાર સમરાંગણમાં શસ્ત્રાસ્ત્રોનો ખડખડાટ કે ભાલાઓની ફેંકાફેંકી નહોતી થવાની, છતાં જે જાતની રસજમાવટ થઈ રહી હતી અને પળે પળે એમાં જે નવિનતા નજરે ચઢતી હતી એ એટલી તો કાતિલ ને મર્મઘાતી હતી કે એની આગળ સમરભૂમિના યુદ્ધ

કંઇ વિસાતમાં ન લેખાય ! એનું તોલન કરીને જ નીતિકારોને વદવું પડ્યું છે કેઃ–

कंदर्पदर्पदलने विरला मनुष्याः।

અર્થાત્ કામદેવના ખાસ શસ્ત્રો સામે અડગતાથી ખુલ્લી છાતીએ ઊભા રહેનાર તો કોઇ વિરલા જ હોય છે. ખુદ રાજર્ષિ ભર્તૃહરિએ સ્વાનુભવે કહ્યું કે—

शंभुस्वयंभूहरयो हरिणेक्षणानाम् ।
येनाक्रियंत सततम् गृहकर्मदासाः ॥
वाचामगोचरचरित्रविचित्रताय ।
तस्मै नमो भगवते कुसुमायुधाय ॥ १ ॥

આશય એક જ છે કે ધનુર્ધારીના તીવ્ર બાણુ કરતાં પણ મૃગનયનીઓનાં કામબાણુ સહવાં અતિ કઠિણ છે. એના નેણુ-જાદુએ ભલભલાને–અરે લોકમાં દેવ તરીકે પ્રસિદ્ધિ વરેલાને મહાત કરી નાખ્યા છે. આવા કારણોથી જ આ શયન-ગૃહરૂપી રણાંગણુ–આપાતરમણીય ક્રીડા-ભૂમિ–મોટા મહારથીને પણ પ્રથમ દર્શને મૂંઝવે–ઘડીભર વિજય વરવામાં શંકા પ્રગટાવે તેવી હતી.

કુમારે અંતરમાં ગુરુદેવ સુધર્મા-સ્વામીનું નામ યાદ કરી, વૈભારગિરિના મનોરમ પ્રદેશમાં લીધેલ પ્રતિજ્ઞા પુનઃ સ્મૃતિપટમાં તાજી કરી, એની રાહ પર વજ્રલેપ લગાડી, પુલકિત વદને–હસતા મુખડે–એક સાચો પ્રેમી પોતાની પ્રિયાઓ સહ જેવી રીતે વર્તે તેવી રીતે શયનગૃહમાં પ્રવેશ કર્યો. લલિત લલના-ઓની ફૂલમાળાઓ કંઠમાં ધારણ કરી, એમની સાથે વિનોદ કરતાં ગાદી પર જગ્યા લીધી. ઠંડકથી ચોતરફ આંખો ફેરવી. અભ્યાસક દૃષ્ટિએ નહિં પણ એકાદા કાર્ય-દક્ષની નજરે એ સર્વનો જાણે આનંદ મેળવી લીધો હોય અને એથી પ્રકૃતિમાં કંઇ જ નવિનતા અનુભવવાની હોય, એવી રીતે ધીમેથી જરા મજાક કરવાના સ્વાંગમાં બોલ્યાઃ—

" ભોળી ભામિનીઓ ! પરિશ્રમ તો તમે ઘણો ઘણો સેવ્યો, કરામત કરવામાં મણા ન રાખી; છતાં ધાર્યું પરિણામ એવા ઉપરછલ્લા આડંબરથી આવશે એમ માનવામાં તમોએ જરૂર થાપ ખાધી છે. તમે તો હજુ આજે અહીં પગ મૂકો છો પણ મેં આ ભૂમિને વર્ષોથી ખુંદી વાળી છે. મારો બાલ્યકાળ સારો એ અહીં વ્યતીત થયો છે, છતાં એવો ગાઢ સ્નેહગાંઠને હું છેહ દેવા કટિબદ્ધ થયો છું, ત્યારે તમારા માત્ર આજના શણગાર કે આ ગોઠવી રાખેલા કામવિહ્વળતાના ચિત્રોમાં એવી તે કઈ તાકાત છે કે એનાથી હું પરાભવ પામીશ ?

મારી સામે જુવો, સજાવટનો જે કંઇ કેફ ચડવો ઘટે તે મને નથી ચઢ્યો અને ખાતરી રાખો કે જે કાર્ય પ્રવેશ વખતે ન થઇ શક્યું તે હવે પછી થવાનું પણ નથી.

હવે તમારા પ્રલોભન માટે અન્ય પ્રયોગો આરંભો કે જેથી મધુરજનીના આનંદમાં આપણે આગળ વધીએ. યાદ તો છે ને કે આજની ' રજની ' ગઇ તો 'દંપતી જીવન' પણ ગયું."

ચોકસી

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અથવા

# વિશ્વની શ્રેષ્ઠ વિભૂતિઓ

અંતર્ગત

## શ્રી અરિહંત સ્તોત્ર

( ૩ )

( ગતાંક પૃષ્ઠ ૧૦૮ થી શરૂ )

ચામર છંદ

લોકબંધુ લોકનાથ લોકના મહીપ જે,
લોકને પ્રકાશનાર લોકના પ્રદીપ જે;
લોકશ્રેષ્ઠ દાખવે અલૌકિકા સુદૃષ્ટિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૩

**શબ્દાર્થ:**—જે લોકના બધુ છે, લોકના નાથ છે, લોકના રાજા છે, લોકને પ્રકાશનારા લોકના પ્રદીપ છે, અને લોકમાં શ્રેષ્ઠ એવા જે અલૌકિક સમ્યગ્દૃષ્ટિ બતાવે છે,–તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**વિવેચન:**—લોક એટલે સચરાચર જગત, અથવા ઊર્ધ્વ, અધો અને મધ્ય લોક, અથવા **'लोक्यंते पदार्था यत्र'**–જ્યાં છ દ્રવ્યમાં વિભક્ત થતા સમસ્ત પદાર્થો જોવામાં આવે છે તે **લોક.**

એવા લોકના શ્રી વીતરાગદેવ બંધુ છે, કારણ કે હિતમાં પ્રવર્ત્તાવે, આપત્તિમાં સહાય કરે, અથવા અપાયમાંથી બચાવે–રક્ષા કરે તે બંધુ કહેવાય. એવા નિર્વ્યાજ–સાચા બધુ શ્રી વીતરાગ દેવ જ છે; કારણ કે આત્માનું હિત કરનારા નિર્મળ મોક્ષમાર્ગના ઉપદેષ્ટા હોઇ તે હિતપ્રવર્ત્તક છે: આધિ–વ્યાધિ–ઉપાધિમય ત્રિવિધ તાપમાંથી, પ્રશમરસને ઝરતા વચનામૃતના સિંચનવડે આત્મશાંતિ આપનારા હોઇ, તે આપત્તિસહાયક છે અને ભવભ્રમણની અનંત દુઃખપરંપરામાંથી જીવને બચાવનારા હોઇ, તે જ અપાયસંરક્ષક છે. તેમજ સર્વ પ્રકારની હિંસાનો સર્વથા નિષેધ કરનારા હોવાથી, તે ષટ્કાયપ્રતિપાલક–ષટ્કાયના બંધુ છે. એટલે તે **લોકબંધુ** કહેવા યોગ્ય છે.

આમ હોવાથી તે **લોકના નાથ** છે. શરણે આવેલાનું રક્ષણ કરવાને સમર્થ હોય તે નાથ કહેવાય. શ્રી વીતરાગદેવ શરણાપન્ન જીવોને જન્મભયથી રક્ષણ આપવાને પરિપૂર્ણ સમર્થ છે અને એટલા માટે જ તે **લોકના રાજા** છે. રાજગુણથી વિરાજિત હોઇ જે સર્વોપરી પદે બિરાજે અને પ્રજાનું પુત્રવત્ પાલન કરનારું ન્યાયી શાસન ચલાવે તે રાજા કહેવાય. શ્રી વીતરાગદેવ લોકમાં સર્વોપરી સ્થાને–અનંત ઐશ્વર્યથી વિભૂષિત વીતરાગપદે બિરાજે છે અને સર્વ જીવરૂપ પ્રજાનું પાલન–રક્ષણ કરનારું ન્યાયી ધર્મશાસન ચલાવે છે; એટલા માટે એમને આ વિશેષણનું યુક્તપણું છે.

વળી તે લોકનો પ્રકાશ કરનારા **લોકના દીપક** છે. અંધકારમાં કોઇ વસ્તુનું યથાર્થ

દર્શન થતું નથી, પણ દીપકના સાન્નિધ્યમાં સમસ્ત પદાર્થ યથાવત્ દેખાય છે; તેમ ગાઢ મોહાંધકારથી ભરેલા લોકમાં વસ્તુનું યથાસ્થિત દર્શન થતું નથી, પણ તેમાં જ્ઞાનરૂપ પ્રકાશ ફેલાવનારા વીતરાગદેવરૂપ ભાવદીપકનો આવિર્ભાવ થતાં સમસ્ત પદાર્થનું યથાર્થ દર્શન થાય છે. એટલા માટે જ વીતરાગદેવ '**जहट्ठियवत्थुवाईणं**'—**યથાસ્થિત વસ્તુવાદી** કહેવાય છે. તેમ જ દીપક જેમ સ્વપરપ્રકાશક છે તેમ વીતરાગ પણ સ્વપરપ્રકાશક છે. એટલે એ વિશેષણ સાર્થક છે.

આવા હોવાથી તે **લોકશ્રેષ્ઠ** છે–લોકોત્તમ છે–સર્વોત્કૃષ્ટ છે. એનાથી મહત્તમ કોઇ પણ નથી.

એવા પરમ સમર્થ હોવાથી તે **અલૌકિક સમ્યગ્દષ્ટિ** આપે છે, તત્ત્વવિનિશ્ચય માટે યથાર્થ દિવ્ય આંતરચક્ષુ આપે છે. લૌકિક–સાંસારિક પ્રયોજનને સિદ્ધ કરનારી લૌકિક દષ્ટિ બહિરંગ પ્રધાન છે અને અલૌકિક–મોક્ષ પ્રયોજનને સિદ્ધ કરનારી અલૌકિક દષ્ટિ **અંતરંગપ્રધાન** છે, આધ્યાત્મિક છે, પારમાર્થિક છે. એવી સમ્યગ્દષ્ટિ દેનારા હોવાથી અરિહંતદેવ '**चक्खुदयाणं**'—ચક્ષુ દેનારા કહેવાય છે.

**"ચરમનયણ કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર;**
**જેણે નયણે કરી મારગ જોઈએ રે, નયન તે દિવ્ય વિચાર."**
**—શ્રીમાન્ આનંદઘનજી.**

એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

ઉપરના શ્લોકમાં અરિહંતને તારનાર, છોડાવનાર વગેરે વિશેષણો આપ્યા, તે કેવી રીતે સફળ છે તે બતાવે છેઃ—

**જે ભવાટવી અગમ્ય આ સુગમ્ય દાખવે,**
**મોક્ષપત્તને જવા દિશા યથાર્થ સૂચવે;**
**ગોષ્પદ પ્રમાણ જે કરે મહા ભવાબ્ધિને,**
**વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૪**

**શબ્દાર્થઃ**—જે આ અગમ્ય ભવાટવીને સુગમ્ય બતાવે છે તથા મોક્ષનગરે જવાની યથાર્થ દિશા સૂચવે છે અને જે મહા ભવસાગરને ગોષ્પદ પ્રમાણ (ગાયના પગલામાં માય એવડો) કરી મૂકે છે તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**વિવેચનઃ**—સંસારને જ્ઞાનીઓએ અટવીની–ગાઢ જંગલની ઉપમા આપી છે. જેમ અટવીમાં અટવાઈ જઇને વટેમાર્ગુ આમતેમ ગોથાં ખાય છે અને તેને માર્ગનો પત્તો લાગતો નથી; તેમ ભવાટવીમાં અટવાઈ ગયેલો આ જીવ–પથિક ચતુર્ગતિમાં આમતેમ આથડ્યા કરે છે અને તેને મોક્ષમાર્ગનો પત્તો લાગતો નથી. જેમ અટવી અનેક ભયાનક શ્વાપદોથી ભયાવહ હોય છે; તેમ ભવાટવી રાગકેસરીની ગર્જનાથી, સ્મરશાર્દૂલની ત્રાડોથી, દ્વેષગજેંદ્રની ચીસોથી અનેક પ્રકારે ભય ઉપજાવે છે. જેમ અટવીમાં ચોર–લૂંટારા–ધાડપાડુઓ વટેમાર્ગુનું સર્વસ્વ લૂંટી લે છે તેમ ભવાટવીમાં વિષય–કષાયાદિરૂપ ચોર–લૂંટારાઓ જીવનું જ્ઞાનાદિ ભાવધનરૂપ સર્વસ્વ લૂંટી લે છે. વિષમ ખાડા–ટેકરાથી તથા દુર્ગમ્ય ઝાડી વગેરેથી જેમ અટવીમાંથી માર્ગ મેળવવો મુશ્કેલ થઇ પડે છે; તેમ ભવાટવી પણ ઊંચા–નીચા કુળમાં જન્મ લેવારૂપ

ખાડા-ટેકરાથી અને આધિ-વ્યાધિ-ઉપાધિરૂપ દુર્ગમ્ય ઝાડીથી વ્યાપ્ત હોવાથી તેમાંથી સદ્ગતિનો રસ્તો કાઢવો કઠિન થઇ પડે છે.

એવી દુર્ગમ્ય ભવાટવીનો પાર પામવા માટે મોક્ષમાર્ગરૂપ રાજમાર્ગનું નિર્માણ કરીને વીતરાગદેવે તેનું ઉલ્લંઘન સુગમ બનાવી દીધું છે અને એમ કરીને મોક્ષ-નગરે જવા માટેની સાચી દિશા સૂચવી છે.

અત્રે 'સૂચવે' શબ્દ સાભિપ્રાય કહ્યો છે, કારણ કે જ્ઞાની પુરુષો સ્વમુખે કે સત્શાસ્ત્રદ્વારા માત્ર માર્ગની દિશાનું સૂચન કરે છે-દિગ્દર્શન કરાવે છે કે આ માર્ગે જવાથી મુક્તિ-પુરીએ પહોંચી શકાશે. તે રસ્તે પ્રયાણરૂપ પુરુષાર્થ કરવાનું કામ તો જીવનું પોતાનું જ છે, તે માર્ગે આત્મવીર્યની સ્ફુરણા કરી જેટલો આગળ વધે તેટલો તેને મુક્તિની નિકટ આવ્યો સમજવો.

'पदमात्रं हि नान्वेति शास्त्रं दिग्दर्शनोत्तरम् ।'
'तत्त्वतो ब्रह्मणः शास्त्रं लक्षकं न तु दर्शकम् ।'
શ્રી યશોવિજયજીવિરચિત અધ્યાત્મોપનિષદ્

આ જે મોક્ષ અને તેનો જે માર્ગ તે કંઇ બીજી બાહ્ય વસ્તુ નથી: આત્માની સંપૂર્ણ શુદ્ધિ તે જ મોક્ષ છે અને તે શુદ્ધિ જે રીતે થાય તે જ મોક્ષનો માર્ગ છે.

"મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકલ માર્ગ નિર્ગ્રંથ."
શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

"आश्रवो भवहेतुः स्यात् संवरो मोक्षकारणम् ।
इतीयमार्हती मुष्टिरन्यदस्याः प्रपञ्चनम् ॥"
—શ્રી હેમચંદ્રાચાર્યજી

પ્રકારાંતરે જેને આર્હતી મુષ્ટિ કહે છે તે આ જ છે.

"जिस के निमित्त से आत्मा अशुद्ध दशा को धार दुःखी भया ऐसे जो मोहादिक कर्म तिसका सर्वथा नाश होने से केवल आत्मा की सर्व प्रकार जो शुद्ध अवस्था का होना सो मोक्ष है, तिसका उपाय-कारण सो मोक्षमार्ग जानना ।
—વિદ્વદ્વર્ય ટોડરમલ્લજીકૃત મોક્ષમાર્ગપ્રકાશ.

એવો નિર્મળ મોક્ષમાર્ગ પ્રરૂપેલો હોવાથી તે વીતરાગદેવે અપાર સંસાર-સાગરને ગોષ્પદ પ્રમાણ-ગાયના પગલામાં માય એવડો-કરી મૂક્યો છે; કારણ કે તે મોક્ષ-માર્ગના બીજરૂપ માત્ર સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થતાં જ સંસાર પરિત્ત થઇ જાય છે, અનંત કાળનું પરિભ્રમણ અટકી પડે છે અને વધારેમાં વધારે અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર શેષ રહે છે, તો પછી સાંગોપાંગ સમગ્ર મોક્ષમાર્ગનું સમ્યગ્ આરાધન કરવામાં આવતાં તેનું અતિ અલ્પપણું થઇ જાય, તદ્ભવમોક્ષ કે થોડા ભવમાં મોક્ષ થાય એમાં શું આશ્ચર્ય છે? એટલે અત્રે જે ગોષ્પદ પ્રમાણ સંસાર કરી મૂક્યો એમ કહ્યું છે તે યુક્ત છે અને તે વીતરાગ દેવના અદ્ભુત આત્મપરાક્રમનું સૂચન કરે છે, એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને વંદન હો!

"સવિ જીવ કરું શાસનરસી, એસી ભાવદયા મન ઉલ્લસી."
—શ્રીમાન્ દેવચંદ્રજી.

આમાં તીર્થંકરાદિ કે જેને 'બુદ્ધ' એવું યથાર્થ નામ ઘટે છે, તે બધા બુધ-જનની ભાવ-ભક્તિને પાત્ર છે, એટલા માટે તે 'અર્હત્' કહેવાય છે. 'અર્હત્' શબ્દ अर्ह् ધાતુ પરથી નીકળ્યો છે. અર્હ એટલે યોગ્ય હોવું ( To deserve ) જે પૂજાદિને યોગ્ય-પરમપાત્ર છે તે અર્હત્, અથવા જ્ઞાનાદિ ગુણના જે પરમપાત્ર છે તે અર્હત્. અત્રે બુધ શબ્દ બન્ને અર્થમાં ઘટે છે: બુધ એટલે દેવ અથવા પંડિતજન. 'અર્હત્' જેમ દેવેંદ્ર-વૃંદને વંદ્ય છે તેમ વિદ્વદ્સમાજને પણ વંદ્ય છે.

અત્રે શંકા થશે કે-અરિહંત તો વીતરાગ છે, તેની કોઇ ભક્તિ કરે કે નહિં તેનું તેને કાંઇ પ્રયોજન નથી, તે તો સર્વથા નિઃસ્પૃહ છે, તો બીજાને તેની ભક્તિ કરવાનું શું પ્રયોજન છે? તેનું સમાધાનઃ—

અરિહંતને તો કાંઇ પ્રયોજન નથી એ વાત બરાબર છે, પરંતુ આ આત્મા નિમિત્તવાસી કહેવાય છે. એટલે તેમના નિમિત્તે ભક્તિ કરનારને શુભોપયોગ થવાથી આત્મપરિણામની નિર્મળતા થાય છે. આમ નિમિત્ત-નૈમિત્તિક સંબંધથી ભાવની વિશુદ્ધતાના કારણે જિનભક્તિ ઉપકારકારી થાય છે અને જે દ્રવ્યભક્તિ છે તે પણ ભાવ-ભક્તિનું કારણ થાય તો સફળપણાને પામે છે.

"દ્રવ્યથી પૂજા રે કારણ ભાવનું રે, ભાવ પ્રશસ્ત ને શુદ્ધ."
—શ્રીમાન્ દેવચંદ્રજી.

'यस्मात् क्रियाः प्रतिफलंति न भावशून्याः'

'ભાવ વિનાની ક્રિયા ફલવતી થતી નથી.'—શ્રી કલ્યાણમંદિર.

જિનભક્તિનું મુખ્ય પ્રયોજન તો આ છે કે જેવું જિનનું સ્વરૂપ છે તેવું આ આત્માનું સ્વરૂપ છે એમ ભાવવું; તેમના આલંબને કરીને એવું લક્ષ થાય એમ કરવું. ઘેટાના ટોળામાં રહેલા સિંહબાળને જેમ સિંહને જોઇ પોતાનું ભાન ઉપજે છે તેમ જિનના યથાર્થ દર્શનથી આત્માને પોતાના સ્વરૂપનું ભાન પ્રગટે છે. કહ્યું છે કેઃ—

"જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિં કાંઇ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાયી."—શ્રીમદ્ રાજચંદ્ર.

મુનિવર્ય શ્રી દેવચંદ્રજી આનો જ પ્રતિધ્વનિ કરતા સતા કહે છેઃ—

"જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ."
"અજ કુલગત કેસરી લહે રે, નિજપદ સિંહ નિહાળ;
તિમ પ્રભુભક્તે ભવિ લહે રે, આતમશક્તિ સંભાળ."
"શુદ્ધ ધર્મ જે પ્રગટ્યો તુમચો, પ્રગટો તેહ અમારો રે."
"નિજ ધન ન દિયે, પણ આશ્રિત લહે રે, અક્ષય અક્ષરસિદ્ધિ."
—શ્રીમાન્ દેવચંદ્રજીકૃત સ્તવન.

# "ચિંતન"

૧. લગ્નનો સાચો આનંદ તો તે પ્રસંગે વૈરાગ્ય લાવવો તે છે.
૨. ચિંતાના સ્વપ્ન વગરનો આનંદ એ બાળકનું ચક્રવર્તી રાજ્ય છે.
૩. વિશ્વાસઘાતીનો કદી વિશ્વાસ ન કરવો.
૪. નિરર્થક વિચાર, કાર્યમાં શિથિલતા લાવનાર અને પરિણામે હાનિકારક છે.
૫. જ્યાં જ્યાં વૈમનસ્યનો વિનાશ કરવો હોય ત્યાં ત્યાં સહકારનું પ્રમાણ વધારો.
૬. પ્રતિવર્ષ જૈનસમાજમાં હજારો બલ્કે લાખ્ખો રૂપીયા વપરાય છે છતાં જૈનોની પરિસ્થિતિ સુધરતી કેમ નથી ?
૭. લાલચના જોરે કરવામા આવતા ધાર્મિક કાર્યો લાંબો સમય ટકતાં નથી.
૮. કવિઓમાં કાવ્યશક્તિ જન્મથી હોય છે, શીખવી શીખવાતી નથી.
૯. મહેમાનોના સત્કારમાં આવનાર વ્યક્તિના મહત્વ કરતાં આતિથ્ય કરવાની ભાવનાનું તેમાં માપ છે.
૧૦. માંદગી એ કુદરતના નિયમોથી વિરુદ્ધ વર્તનની શિક્ષા છે. તે કુદરતી આવતી નથી પરંતુ આપણે તેને આમંત્રીએ છીએ.
૧૧. ચાલીને થઇ શકે એ કામ દોડીને ન કરવું, જ્યાં મૌનથી પતતું હોય ત્યાં જીભ ન ખોલવી, ઉપદેશથી સરતું હોય ત્યાં ઉપાલંભ ન દેવો અને કોઇ કામ ખાનગીમાં સુધરે ત્યા સુધી જાહેરમા ન લાવવું.
૧૨. પતિ તરફના સુખ-સંતોષ અને સગવડના બદલામાં પત્ની હેત, હુંફ અને હિંમત આપે છે.
૧૩. પોતાના જ પુણ્ય વિનાં આ જન્મમરણના ફેરાનો પાર કદીએ આવવાનો નથી તો પછી કયું પુણ્ય કમાવું ? પૈસાથી મેળવેલું કે ઇંદ્રિયદમનથી મેળવેલું ?
૧૪. જિંદગીના વર્ષોમા બાંધેલા પુણ્ય પાપરૂપ ભારનાં પોટલાં ઉપાડીને જ સૌએ આ લોકમાંથી પરલોકમાં જવાનું છે.

શાહ મોહનલાલ હરિચંદ શીહોરી.

---

"જે જિન થઈ જિનને આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભ્રંગી ઇલિકાને ચટકાવે, તે ભ્રંગી જગ જોવે રે."—શ્રી આનંદઘનજી.

મહામતિ શ્રી. યશોવિજયજી મહારાજ તો આમાં સૂર પૂરાવતાં એટલે સુધી કહે છે કે:—

"सारमेतन्मया लब्धं श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं परमानन्दसंपदाम् "

—જિનમહત્ત્વદ્વાત્રિંશિકા, શ્લો. ૩૨. (બત્રીશ બત્રીશી.)

અર્થાત્—શાસ્ત્રસમુદ્રનું અવગાહન કરતાં મને આ સાર મળ્યો છે કે: ભગવંતની ભક્તિ એ પરમાનંદ સંપદાઓનું બીજ છે.

આમ જિનભક્તિનું પ્રયોજન સ્વયંસિદ્ધ થાય છે. એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને વંદન હો !

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા.

| | | |
|---|---|---|
| ૩ શેઠ ભૂરમલ પુનમચંદ | સાદડી | વૈ. શુ. ૩ |
| ૪. શેઠ જેઠાભાઇ ધરમશી | પોરબંદર | વૈ. શુ. ૧૧ |
| ૫. શેઠ સેનાભાઇ નગીનદાસ | અમદાવાદ | વૈ. શુ. ૧૨ |
| ૬. શેઠ ભાઇચંદ કાળીદાસ | મોટા સુરકા | વૈ. વ. ૭ |

આ ઉપરાંત ચાલુ માસમાં સ્થાનિક ત્રણ નવકારશી થતાં તેમાં વિદ્યાર્થીઓ જમવા ગયા હતા.

**મુલાકાતઃ**—મજુમા તથા શેઠ સુરેન્દ્રભાઈ કાળીદાસ અમદાવાદ, જસમતલાલ હાથીભાઇ અમદાવાદ, કુંકુમચંદ કચરાભાઇ સાલડી, હીરાલાલ ફૂલચંદ ભાવનગર, શેઠ શાંતિલાલ ચુનીલાલ કરાંચી, શેઠ મોહનલાલ વાઘજીભાઈ કરાંચી, રાવસાહેબ શેઠ રવજીભાઈ સોજપાળ મુંબઇ, શેઠ પદમશી નરશી મુંબઇ, બેન ખેતબાઈ, બેન ચાંપબાઈ તથા બેન મેઘબાઈ મુંબઇ, શેઠ શાંતિલાલ ભોગીલાલ અમદાવાદ, શેઠ ચુનીલાલ કલ્યાણચંદ જરીવાલા સુરત, શેઠ મણિભાઇ ગોધરા.

**વેકેશનની રજાઃ**—ચાલુ માસમાં ઉનાળાની રજા દરમિયાન સ્કુલો બંધ હોવાથી ઘણાખરા વિદ્યાર્થીઓ પોતાને વતન ગયા હતા.

**નવા વિદ્યાર્થીઓઃ**—સંસ્થાનું નવું સત્ર જુન માસથી શરૂ થતાં વીશથી પચીશ નવા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા છે.

**અભિનંદનઃ**—ઉક્ત સંસ્થામાં રહી મેટ્રિક સુધી ભણી ત્યારબાદ આગળ અભ્યાસ કરી ઈજનેરી લાઇનમાં બી. ઇ.માં પાસ થઇ શાહ જગજીવન પોપટલાલ ભાવનગરવાળા કાનપુર નીમાયા છે. સંસ્થા તેમની ભાવિ કારકીર્દિની ફત્તેહ ઇચ્છે છે.

**દિલગીરીઃ**—મુંબઇના હુલ્લડમાં અચાનક ભોગ બનેલા શ્રીયુત ચંપકલાલ હરગોવિંદ ગાંધી જેઓ ઉક્ત સંસ્થાના સહાયક અને શુભેચ્છક હતા તેમના અવસાનથી ન પુરાય તેવી ખોટ પડી છે. સ્વર્ગસ્થના પિતાશ્રી હરગોવિંદભાઇ તથા કાકાશ્રી ચતુર્ભુજભાઈ તથા અન્ય કુટુંબીજનો પર પડેલી આફતમાં સંસ્થા સંપૂર્ણ દિલસોજી દર્શાવે છે અને સ્વર્ગસ્થના આત્માની પરમ શાંતિ ઇચ્છે છે.

**મદદ કરોઃ**—સંસ્થાના મકાનફંડ તથા દેરાસર ફંડમાં મોટો તૂટો ઊભો છે. સમાજની સંસ્થા એ પોતાની જ સંસ્થા માની મદદ કરો અને પુન્યનો લ્હાવો લ્યો.

# પર્યુષણ પર્વ સુધી ખાસ લાભ.

નીચેના મોટા સાહિત્યસૃષ્ટિમાં અજોડ છે, કારણ કે તે ગ્રંથોની એક કરતાં વધુ વખત આવૃત્તિઓ થઇ ચૂકી છે. સેટના હિસાબે પુસ્તકોની કિંમત ઓછી કરવા ઉપરાંત સેટની સાથે ભેટની બુકો પણ આપવામાં આવશે તેનો જરૂર લાભ લેશો. આ પુસ્તકો તમારા ગૃહની લાઇબ્રેરી શોભાવવા સાથે તમારા સંતાનોમાં ધર્મના ઉચ્ચ સંસ્કારો રેડશે, તેથી વિના વિલંબે મંગાવશો.

## શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧ થી ૧૦

### મૂળ કિં. રૂ. ૧૩॥ ને બદલે રૂ. ૧૧॥

ઉપરનો સેટ મંગાવનારને નીચેની ચાર બુકો ભેટ આપવામાં આવશે.

૧. સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૨ જો.
૨ ઉપદેશક કથા સંગ્રહ.
૩. સુભાષિત રત્નખંડ.
૪. સૂક્તમુક્તાવળી વિગેરેનો સંગ્રહ.

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા-ભાષાંતરઃ ભાગ ૧-૨-૩-૪

### મૂળ કિંમત રૂ. ૧૨॥ ના રૂ. ૧૦॥

ઉપરનો સેટ મંગાવનારને નીચેની પાંચ બુકો ભેટ આપવામાં આવશે.

૧. સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૩ જો.
૨. વ્યવહારકૌશલ્ય ભાગ ૧ લો. લેખ ૫૦.
૩ જૈનતત્ત્વપ્રવેશકજ્ઞાનમાળા ભાગ ૧-૨
૪. મુનિપતિ ચરિત્ર ભાષાંતર.
૫. સૂક્તમુક્તાવળી ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચારે પુરુષાર્થ )

## શ્રી ઉપદેશ પ્રાસાદ ભાષાંતરઃ ભાગ ૧-૨-૩-૪-૫

### મૂળ કિંમત રૂ. ૧૧॥ ના રૂ. ૧૦)

ઉપરનો સેટ લેનારને નીચેની ચાર બુકો ભેટ આપવામાં આવશે.

૧. વ્યવહારકૌશલ્ય ભાગ ૨ જો. લેખ ૫૦
૨. સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૪ થો.
૩. શ્રાવક યોગ્ય આચારવિચાર.
૪. પ્રશમરતિ પ્રકરણ ભાષાંતર.

---

## જ્ઞાન-દાન સર્વ દાનો કરતાં શ્રેષ્ઠ છે.

પર્યુષણાદિ પવિત્ર પર્વોમાં જ્ઞાનનો ફેલાવો કરવી નાની નાની પુસ્તિકાઓની પ્રભાવના કરવામાં આવે તો જનતાને જરૂર લાભ થાય. અમારા તરફથી નીચેની બુકો પ્રભાવના માટે મુકરર કરવામાં આવી છે. કીંમત અલ્પ હોવાથી તુરત મંગાવો.

| | છૂટક નકલ | સો નકલના |
|---|---|---|
| બાર ભાવનાની સજ્ઝાય સાર્થ ( સકલચંદજી ઉપાધ્યાયકૃત ) | ૦-૨-૦ | ૧૦-૦-૦ |
| શ્રી મુનિપતિચરિત્ર ( રસિક કથા ) | ૦-૨-૦ | ૧૦-૦-૦ |
| સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૨ જો. | ૦-૫-૦ | ૨૦-૦-૦ |
| " " ભાગ ૩ જો. | ૦-૫-૦ | ૨૦-૦-૦ |
| સંવેગમાળા સાર્થ ( વૈરાગ્યવર્ધક ) | ૦-૨-૦ | ૧૦-૦-૦ |
| તિરસ્વાર્તા અને લક્ષ્મીસરસ્વતીનો સંવાદ | ૦-૪-૦ | ૨૦-૦-૦ |
| ધનપાળપંચાશિકા ટીકા અર્થ યુક્ત | ૦-૪-૦ | ૧૯-૦-૦ |
| નવાણુ યાત્રાનો અનુભવ | ૦-૪-૦ | ૧૯-૦-૦ |
| શ્રાવિકા સુબોધ ( ખાસ સ્ત્રી ઉપયોગી ) | ૦-૪-૦ | ૨૦-૦-૦ |

Reg. No. B. 156



મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઇ—શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

અંક ૫ મો

પુસ્તક ૫૭ મું




શ્રાવણ

સંવત ૧૯૯૭

વીર સંવત ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૭ મું
અંક ૫ મો

શ્રાવણ

વીર સં. ૨૪૬૭
વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका



### નવા સભાસદોના નામ.

૧. ચોકસી મોહનલાલ દેવચંદ બોરસદ પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર
૨. શાહ શાંતિલાલ અમરચંદ. „ „
૩. પરી નરોત્તમદાસ ડાહ્યાલાલ. જુનાગઢ „

### સભાની ૬૦ મી વર્ષગાંઠ.

શ્રાવણ શુદિ ૩ ને રવિવારે સર્વે સભાસદોએ શીહોર મુકામે જઇને બહુ સારી રીતે ઉજવી છે. સ્ટેશન પરની ધર્મશાળામાં પ્રભુ પધરાવી બાર વ્રતની પૂજા બહુ આનંદ સાથે ભણાવી. પં. સુમતિવિજયજી આદિ પણ પધાર્યા હતા. પ્રાંતે આનંદભોજન સૌ સાથે મળીને બહુ પ્રીતિપૂર્વક કર્યું હતું. આવા પ્રસંગ ખાસ લાભ લેવા યોગ્ય છે.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૭ મું | શ્રાવણ | અંક ૫ મો
વિ. સં. ૧૯૯૭ | | વીર સં. ૨૪૬૭

. मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## શ્રી પાર્શ્વનાથ સ્તવન

કેવાં ધ્યાન ધર્યાં ? પ્રભુજીએ કેવાં ધ્યાન ધર્યાં ?
મેઘમાળીનાં સૈન્ય થાકી વળ્યાં..............પ્રભુજીએ કેવાં૦
નિસ્તેજ થઇ તે પાયે પડીઓ, ક્ષમા યાચે લળી લળી;
ખમો પ્રભો ! અપરાધ મારા, અગાધ શક્તિ ના કળી. પ્રભુ૦ ૧
સ્તવે ધરણેંદ્ર હસ્ત જોડી, માત પદ્માવતી નમી;
કરે વંદન નાથને ધન્ય ભાગ્ય જેના એહ ધણી. પ્રભુ૦ ૨
નથી લેશ ક્રોધાવેશ નથી ત્યાં પ્રેમનું ખેંચાણ કંઇ;
સમ દૃષ્ટિથી પ્રભુ મ્હાલતા, પડઘો પડે બ્રહ્માંડમહીં. પ્રભુ૦ ૩

### ભજન

એવા ધણી તો હોજો રે, કાપે કુમતિ ફોજો રે...એવા૦
આપતરે ઓરનકું તારે, સો નરની બલિહારી;
જાસ વચન ઓર સેવથી તારે, દેવનકે વારી વારી. એવા૦ ૧
સેવા જસ સુર મુનિવર ચાહે, બ્રહ્મા વિષ્ણુ મહેશા;
જીવનમુક્તિ ધન્ય દેવનકી, એ જ મારી જગીશા. એવા૦ ૨

કોઠારી ચમનલાલ જીવરાજ

# પર્યુષણ–પર્વમહિમા

( સુણો ચંદાજી...એ રાગ )

ભવિ ભાવ ધરી, પર્યુષણ પુણ્યકારી પ્રેમે ઉજવો;
ગુરુમુખકેરો, બોધ સુણીને હર્ષે ઉરને રીઝવો-ભવિ૦ ૧

શુભ કલ્પસૂત્ર શ્રવણે ધારો, વિધિપૂર્વક સુણીને પાપ હરો;
ગુરુમુખથી સુણીને ભવથી તરો- ભવિ૦ ૨

નવ વ્યાખ્યાનો અતિ સુખકારી, વીર પાર્શ્વ નેમિ ને ઋષભાદિ;
શુભ સ્થવિરાવલી ને સમાચારી- ભવિ૦ ૩

પર્યુષણનો શુભ અર્થ ગ્રહો, કરી પુણ્ય અતિશય પાપ દહો;
આત્મામાં રમણતા શ્રેષ્ઠ ચહો- ભવિ૦ ૪

મળ્યું કલ્પસૂત્ર પાવનકારી, એકવીશ વાર શ્રવણે ધારી;
બનો મોક્ષતણા તમે અધિકારી- ભવિ૦ ૫

કરે ક્ષમાપના સહુ જીવ પરે; સમભાવ ધરી વર્તન જો કરે;
આરાધકપદને પ્રાણી વરે- ભવિ૦ ૬

નવ વાર વાર આ યોગ મળે, શુભ પુણ્યતણો અવસર આ ફળે;
જેથી બુદ્ધિ સુમાર્ગે વિશેષ વળે- ભવિ૦ ૭

બે સમયે પ્રતિક્રમણો કરવાં, અતિ આનંદથી પ્રભુગીત સ્મરવાં;
ગુરુદેવદર્શન શિર ધરવાં- ભવિ૦ ૮

આરંભ પાપનો ત્યાગ કરો, વ્યવહાર-ધર્મનું ધ્યાન ધરો;
બ્રહ્મચર્ય શીલને ગ્રહણ કરો- ભવિ૦ ૯

તપશ્ચર્યા છઠ્ઠ અઠ્ઠમની, તપ અષ્ટ દિનનું શુદ્ધ બની;
વળી વિવિધ પૂજા પ્રભુ જિનની- ભવિ૦ ૧૦

અસત્ય વચનના ત્યાગી બનો, જુગારરૂપી એક શત્રુ હણો,
એવાં ગુરુનાં બોધતણાં વચનો- ભવિ૦ ૧૧

ઉત્સવ **નંદીશ્વર** દેવ કરે, માનવ ભૂમિએ કેમ ના ઉજવે?
પછી અનંત ઋદ્ધિની પ્રાપ્તિ ધરે- ભવિ૦ ૧૨

**પર્યુષણને** ઉરથી સમજે, પ્રભુ ગાન વિષે ઉત્સાહ ધરે;
**હેમેન્દ્ર અજિત** પદ પ્રાપ્ત કરે- ભવિ૦ ૧૩

**મુનિશ્રી હેમેન્દ્રસાગર**

# શ્રી સ્થંભન પાર્શ્વનાથનું સ્તવન

( રાગ–જગપતિ નાયક નેમિજિણંદ દ્વારિકાનગરી સમોસર્યા. )

પ્રભુજી થંભન પાસ જિણંદ, પુણ્ય ઉદયથી દેખિયા,
નાઠા સઘળા અશુભ વિભાવ, સાત્વિક ભાવો વિકસિયા;
પ્રભુનો ઉત્તમ ભવ્ય દેદાર, પ્રાચીનતા સાબિત કરે,
બુધજન ઇતિહાસ ગ્રંથ મોઝાર, વર્ણન તે ઈમ ઉચ્ચરે. ૧

સોળમા નમિનાથ જિણંદ, ગઇ ચોવીશીમાં જે થયા,
બાવીસો તિમ બાવીશ વર્ષ, તે પ્રભુથી જ્યારે ગયા;
આષાઢી શ્રાવક તબ ચંગ, વામેય પ્રભુની ત્રણ ભલી,
મૂર્ત્તિ અપૂર્વ ભરાવત તેહ, નિરખત જેહ ફળે રલી. ૨

તેહ ત્રણમાંથી એક હાલ, ચારૂપ તીર્થ વિષે વસે,
બીજી શંખેશ્વર મોઝાર, જેહ દેખી મન ઉલ્લસે;
ત્રીજી મૂર્ત્તિ નીલમ દેહ સાર, થંભણ નયર સોહામણી,
દર્શનથી પણ ઝટપટ આશ, પૂરે સકળ ભવિજનતણી. ૩

વરતે જેહ ખંભાતે હાલ, મંદિર સ્થંભન પાસનું,
બિંબ અનુત્તર પ્રકટ પ્રભાવ, અન્ય તિહાં વામેયનું;
તેના લેખથી જાણ્યું વિશેષ, વર્ણન એહ મનોહરુ,
જાણે બુધ લહી હર્ષ અપાર, બિંબ લોકોત્તર સુરતરુ. ૪

તેમાં દામોદર પ્રભુ કાળ, શ્રાદ્ધ આષાઢી જે થયા,
તે શ્રી શંખેશ્વર પ્રભુ બિંબ, ભવ્ય ભરાવે ઉલ્લસ્યા;
ભૂરિ ગ્રંથ જણાવે એમ, લેખાદિકને દેખતા;
અન્ય વર્ણન એમ જણાય, તે સુણજો મન મ્હાલતા. ૫

કોના તીર્થે મારી મુક્તિ ? કયારે ? ને કોના આલંબને ?
હોશે એમ આષાઢી શ્રાદ્ધ, દિલ ધરી વર્ય વિવેકને;
ગઈ ચોવીશીના જિનનાથ, નવમા દામોદર ભલા,
તેહ તીર્થંકરની પાસ, પ્રશ્ન કરે ત્રણ નિર્મળા. ૬

પ્રભુ બોલે તબ ઉત્તર એહ, ભાવી ચોવીશીના સમે,
હોશે તીર્થંકર પ્રભુ પાસ, શાસન તસ લહીને તમે;

દેશના સુણી થઈ ગણધાર, સાધશો ઝટ શિવસંપદા,
ચિત્તે સમરી તે ઉપકાર, મૂર્તિ ભરાવે તે મુદા. ૭

સુવિહિત સૂરિપ્રતિષ્ઠિત તેહ, પૂજત ખેચર હરિ શશી,
ભાનુ સજ્જન દુર્જન શલ્ય, કૃષ્ણ પ્રમુખ મન ઉલ્લસી;
કૃષ્ણ આ બિંબતણા સુપસાય, સજ્જ કરે સૈન્ય જે સ્થળે,
પામે જીત વસાવે શ્રેષ્ઠ, શંખેશ્વર પુર તે સ્થળે. ૮

અદ્ભુત તે પ્રભુ પાર્શ્વનું બિંબ, ભક્તિ ભરે તે ત્યાં ઠવે,
નામે નગરના હોય પ્રસિદ્ધ, વિઘ્ન હરે જનનાં જવે[1];
હોવે આનન્દ ઉન્નતિ માળ, સ્મરણથકી પણ સર્વને,
જિમ ગ્રંથાન્તરમાંહિ દીઠ, તિમ કહ્યો એ અધિકારને. ૯

આદિ આ પ્રભુની ન જણાય, ઉપદેશસપ્તતિકા વદે,
તેમ આ પણ ત્યાં જ જણાય, કેઇક જન ગણ ઇમ વદે;
કુંથુનાથ જિણંદની પાસ, મમ્મણ વ્યવહારી કહે,
પ્રભુજી! કયારે હું મુક્તિ લહીશ, જિમ ચિંતા કશી ના રહે. ૧૦

જિનપતિ કેવળનાણ દિણંદ, ઉત્તરમાં ઇમ ઉચ્ચરે,
હોશે તેવીશમા પ્રભુ પાસ, તીર્થપ તસ તીર્થે વરે;
લહશો સિદ્ધિ અપુનરાવૃત્તિ, ઇમ નિસુણી મન હર્ષતા,
ન્યાય વિત્તે સુંદર બિંબ, થંભણ પ્રભુનું ભરાવતા. ૧૧

સ્થંભપ્રદીપમાં વર્ણન શેષ, મેં કહ્યું બહુ વિસ્તારથી,
જાણંતા ભવિજીવ વિશેષ, ભક્તિ કરત ઉલ્લાસથી;
મહિમા પાર્શ્વનો અપરંપાર, કળિકાળે પણ દીસતો,
જે બહુમાને કરતા ભક્તિ, તે કામિત સવિ પામતો. ૧૨

પ્રભુજી હું છું દોષનિધાન, આપ ગરીબનિવાજ છો,
શરણે આવ્યો તુજ વીતરાગ, આપ શરણ્ય પ્રધાન છો;
દર્શનદાયક વામાનંદ, પ્રતિભવ દર્શન આપજો,
નેમિસૂરીશ્વર પદ્મની એહ, નમ્ર વિનંતિમાં માનજો. ૧૩

આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિ

[1] જલ્દીથી.

## યોગિરાજ આનંદઘનવિરચિત
## પદ પંચાવનમું

### આત્મપ્રાપ્તિ

( રાગ ધન્યાશ્રી )

ચેતન ! આપા કૈસે લહોઇ. ચેતન૦
સત્તા એક અખંડ અબાધિત, ઇહ સિદ્ધાંત પખ જોઇ. ચેતન૦ ૧
અન્વય અરુ વ્યતિરેક હેતુ કો, સમજ રૂપ ભ્રમ ખોઇ;
આરોપત સબ ધર્મ ઔર હૈ, આનંદઘન તત સોઇ.
ચેતન આપા કૈસે લહોઈ. ૨

૧. ચેતન ! આત્માને ( આત્મસ્વભાવને ) કઇ રીતે લેશો-પ્રાપ્ત કરશો ? સત્તા ( સત્ત્વ ) એક છે, અખંડ છે, બાધા પીડા રહિત છે-એ સિદ્ધાંતનો અભિપ્રાય જોઇને આપા-સ્વસ્વભાવને કેમ પ્રાપ્ત કરશો ?

૨. હકારાત્મક અને નકારાત્મક અન્વેષણ પદ્ધતિ સમજી, બાહ્યરૂપની ભ્રમજાળ છે તે સર્વ આરોપ કહેલ છે તેને છોડી દો. (એનો) ધર્મ તો અનેરો છે. અહો આનંદઘન ! તત્ત્વ તો તે છે. ( આરોપ વગરનો ભ્રમની બહારનો અસલ ધર્મ છે તે ખરું તત્ત્વ છે. )

આ પદમાં ચેતનને ઉદ્દેશીને પૂછ્યું છે કે ' હે ચેતન ! આત્માને કઇ રીતે પ્રાપ્ત કરશો ? ત્યારે આમાં ચેતન કોણ ? પૂછનાર કોણ ? અને આત્માને પ્રાપ્ત કરવાનો તે આત્મા કોણ ? આ ત્રણે વચ્ચે કાંઈ મંબંધ ખરો કે નહિ ? ત્રણેની એકતા ખરી કે નહિ ? ભિન્નતા હોય તો તે સર્વકાળની છે કે અમુક સમયની ? વિગેરે વિગેરે અનેક સવાલો થાય છે. એ સર્વના જવાબ પણ આત્મવિચારણામાં જ આવી જશે.

---

૧. ચેતન-જીવ. આપા-આપણાપણું, સ્વસ્વભાવ. કૈસે-કેમ કરીને. લહોઈ-લેશો, મેળવશો. સત્તા-સત્ત્વ, હોવાપણું. અખંડ-ન ભાગે તેવી. અબાધિત-અસંગતિ રહિત, રદ નહિ કરાયલું, બંધબેસતું આવે તેવું. ઈહ-એ પ્રકારનું સિદ્ધાત-આગમ. પખ-પક્ષ, અભિપ્રાય.

૨. અન્વય : અન્વેષણ( શોધખોળ )ની એક પદ્ધતિ. અમુક અર્થ જ્યાં જ્યા હોય તે સઘળા દાખલાઓમા એક જ. બીજો સર્વસાધારણ અર્થ ભળી આવતો હોય તો તે બે અર્થો ઘણું કરીને કાર્ય-કારણ છે અથવા કાર્યકારણ સંબધવાળા છે એમ સમજવાની પદ્ધતિ. અરૂ-તથા, ઓર.

વ્યતિરેક : અમુક એક વસ્તુ ન હોય તો બીજી અમુક વસ્તુ પણ ન હોય એવો સબંધ કે નિયમ.

હેતુ : સમજ-સમજીને, જાણીને ( આ સ્થાને ક્વચિત્ ' સમજી ' પાઠ પણ છે. )

જુઓ પદ ૮૯ મુ. ભ્રમ-ભ્રમજાળ, ખોટું જ્ઞાન. ખોઈ-છોડી દે, તજી દે. આરોપિત-લગાડી દીધેલ, સ્થાપેલ. સબ-સર્વ. ધર્મ-સ્વરૂપ. ઔર-બીજું. તત-તત્ત્વ, સ્વરૂપ. સોઇ-એ જ, તે પોતે.

આત્મા છે એમ માનીને જ આપણે ચાલ્યા છીએ. પાંચ ઇંદ્રિયો અથવા શરીરને પ્રેરનાર, સુખદુઃખનો અનુભવ કરનાર અંદર રહેલ સ્થાયી તત્ત્વને ' આત્મા ' કહેવામાં આવે છે. મૃત શરીરમાં ઇંદ્રિયો, અંગો, ઉપાંગો અને અવયવો સર્વ દેખાય છે છતાં એ હાલતું-ચાલતું નથી કે વિચાર કરી શકતું નથી. એટલે એમાંથી એક તત્ત્વ નીકળી ગયું છે, જેની ગેરહાજરીમાં એની સર્વ ચેષ્ટાઓ નાશ પામી છે. એ તત્ત્વ તે આત્મા છે. કરેલ સારાં-નરસાં કૃત્યની લાભહાનિ ભોગવનાર અંદર રહેલ સ્થાયી તત્ત્વને આત્માના નામથી ઓળખવામાં આવે છે. એની હયાતી ચાર્વાક્ સિવાય સર્વ દર્શનકારો સ્વીકારે છે. આપણે આત્મા જેવું તત્ત્વ છે એમ સ્વીકારીને ચાલીએ છીએ. આત્મા જેવી ચીજ ન હોય તો કર્મફળ ભોગવનાર એક સ્થાયી તત્ત્વ ન હોવાને પરિણામે અનવસ્થા થઇ જાય છે, એટલે આત્માનો સ્વીકાર સહજ થઇ જાય છે.

આત્માને બરાબર ઓળખવાની જરૂર છે. એ કાર્ય જેમ મુશ્કેલ છે તેમ ઘણી ગૂંચવણથી ભરેલું છે, એના અસલ સ્વરૂપની વિચારણાને અંગે દર્શનના ભેદો પડ્યા છે. એ ભેદોનો સમન્વય પ્રમાણદષ્ટિથી જૈનદર્શને કર્યો છે તે વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે. અંશ સત્ય તો સર્વ દર્શનકારના હાથમાં આવ્યું છે, પણ જુદા જુદા દૃષ્ટિબિન્દુની અંદર રહેલ એકતા માટે જે નયપ્રમાણ જ્ઞાન જોઇએ તેની મુખ્યતા અન્ય દર્શનમાં ન હોવાને કારણે દર્શનનો ભેદ ઉપલક દૃષ્ટિએ દેખાય છે. વસ્તુતઃ એ અનેક દૃષ્ટિબિન્દુઓનો સમન્વય શક્ય છે. આ વાત સમજવામા આવી જાય, તો સર્વ પ્રકારની વિવિધતામા રહેલી અપેક્ષિત એકતા વિચારપથમા આવી જાય તેમ છે.

મૂંઝવણની પહેલી વાત તો એ છે કે આત્મા કોણ છે ? કેવો છે ? તે વિચાર કરનાર પણ આત્મા, એને ઓળખવાનો પ્રયત્ન કરનાર પણ આત્મા અને જેને ઓળખવો છે તે પણ આત્મા. આનો અર્થ તો એ થયો કે આપણે આપણી જાતને જ બરાબર ઓળખતા નથી. આ તદ્દન વિચિત્ર લાગે તેવી વાત છે, છતા તે ખરી છે અને સહજ લંબાણને ભોગે પણ સમજવા યોગ્ય છે. આ તદ્દન નાનું લાગતું પદ અર્થગૌરવથી ભરેલું છે અને એક વાર એને બરાબર સમજવામા આવે તો આત્માનુ ભાન થઇ જાય તેવું તેમાં રહસ્ય છે. આત્માનું સ્વરૂપ બરાબર ધ્યાનમાં આવી જાય તો કામ થઈ જાય તેવી વાત છે. ' જે એકને જાણે છે તે સર્વને જાણે છે ' એ વાતમા બહુ ઊંડાણ છે. એકને બરાબર જાણવા માટે તે કોણ છે ? કે શું છે ? તે જાણવા ઉપરાંત તે શું નથી ? તે પણ જાણવું જોઇએ અને તે શું નથી ? તે જાણવા માટે તે નથી એવી સર્વ વસ્તુનુ સ્વરૂપ જાણવું જોઇએ, એટલે એને પરિણામે એક વસ્તુના જ્ઞાનમા સર્વ વસ્તુઓનું જ્ઞાન થઇ જાય છે. ત્યારે આ એક વસ્તુના જ્ઞાનની વાત કરી તે વસ્તુ કઇ ? વસ્તુનું સ્વરૂપ શું ? વસ્તુને બરાબર સમજવા પ્રયત્ન કરતાં આત્મ વસ્તુ ઓળખાઇ જશે. આની જડ ત્રિપદીમાં આવે છે. જ્યારે તીર્થંકર મહારાજ તીર્થની સ્થાપના કરે છે ત્યારે એ પ્રથમ દીક્ષા લેનાર મુખ્ય શિષ્યોને ત્રિપદી આપે છે. તે વખતે તીર્થંકર મહારાજ ત્રણ પદ બોલે છેઃ **उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा.** ( ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને ધ્રુવ રહે છે ) એટલે સર્વ વસ્તુ ઉત્પન્ન થાય છે,

નાશ પામે છે અને છતાં એમાં ધ્રુવતા છે. આ ત્રણ પદની વિચારણામાં, સમગ્ર જૈન સિદ્ધાંત આવી જાય છે, સમગ્ર દર્શનશાસ્ત્રોની ગૂંચવણ નીકળી જાય છે અને વિવિધ જ્ઞાનમાં રહેલી એકતા અને વાસ્તવિક ભેદાભેદતાનું જ્ઞાન સ્ફુરી આવે છે. આ ત્રિપદીને સમજવા માટે સત્નું સ્વરૂપ સમજવું જોઇએ. સત્ એટલે વસ્તુ થવાપણું, હોવાપણું એ સર્વ વસ્તુનું લક્ષણ છે. 'ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત હોય તે સત્' આ વસ્તુની વ્યાખ્યા-આ સત્ની વ્યાખ્યા, આ આખી દુનિયાના નામ આપી શકાય તેવા પદાર્થનું લક્ષણ અને આની વિચારણા એ દ્રવ્યાનુયોગનો અતિ મહત્ત્વનો વિષય છે. એની વિચારણા એ સ્વાધ્યાય છે, એ અભ્યંતર તપ છે અને એની સમ્યક્ પ્રકારે દોરવણીની અંદર સમ્યગ્જ્ઞાન રહેલું છે. ખૂબ વિચાર કરી એ પચાવવા યોગ્ય છે. ગણધર મહારાજ આ ત્રણ પદમાં શું વિચારે છે? વસ્તુઓ ઉત્પન્ન થાય છે-ખેતરમાં અનાજ ઊગે છે, ઝાડ પર ફળો-ફૂલો થાય છે, ચરખામાં સુતર થાય છે, શાળમાં કાપડ થાય છે, કુંભારના ચાકડામાં ઘડા હાંડલાં થાય છે—આમ સર્વ નવી ઉત્પત્તિ દેખાય છે. બીજી રીતે જોતાં અનાજનો લોટ થાય છે, ફળો ખવાઇને કે સડીને નાશ પામતાં દેખાય છે, કાપડ વપરાઇને ખલાસ થાય છે, ઘડાઓ ભાંગતાં દેખાય છે-આમ ચારે તરફ નાશ ને નાશ જ દેખાય છે. ઉત્પત્તિમાં અનંત જીવો જન્મતાં દેખાય છે અને વિગમમાં મરતાં દેખાય છે. આખી દુનિયામાં સર્વ વસ્તુઓ ઉત્પન્ન થતી અને ખલાસ થતી દેખાય છે.

આ તો બનતી વસ્તુની વાત થઇ. હવે મૂળ વસ્તુને જોઇએ. આત્મા તરીકે એક પ્રાણી સંસારમાં જન્મતો કે મરતો દેખાય, એની બાલ્યાવસ્થા, યુવાવસ્થા કે વૃદ્ધાવસ્થામાં હાનિ વૃદ્ધિ દેખાય એ ફેરફારોની અંદર કોઇ સ્થિર પદાર્થ છે કે નહિ? એ બહારની નજરે દેખાતા ફેરફારોની અંદર કોઇ એકતા છે કે નહિ એનો વિચાર કરતાં એ અનેક ફેરફારોની અંદર એકતા જરૂર દેખાઇ આવે છે. આજે જે દેવચંદને જોયા તેમાં કાલે ફેરફાર તો જરૂર થાય છે, છતાં આપણે એને દેવચંદ તરીકે ઓળખીએ છીએ-એ ફેરફારની અંદર રહેલી એકતા છે અને એ ધ્રુવ તત્ત્વ છે. એટલે ઉત્પત્તિ, વિનાશ અને છતાં સાથે જ તેની અંદર રહેલી ધ્રુવતા એ વસ્તુને વસ્તુ તરીકે બતાવે છે. આ સત્ની વ્યાખ્યા છે, આ વસ્તુની વ્યાખ્યા છે અને તે હોવાપણું એ સત્ત્વ છે. સત્ત્વ અને સત્તા એ એક જ પર્યાયવાચી શબ્દો છે. આ સત્ની વ્યાખ્યાને નજરમાં રાખી હવે આપણે આત્માને ઓળખવા પ્રયત્ન કરીએ.

અહીં થોડી સ્પષ્ટતા કરવાની જરૂર છે. શાંકર વેદાંત સત્ પદાર્થને કેવળ ધ્રુવ (નિત્ય) માને છે, બૌદ્ધો સત્ પદાર્થને નિરન્વય ક્ષણિક માને છે એટલે તે દર્શનના મતે સત્ પદાર્થ ઉત્પત્તિ અને વિનાશશીલ છે, ત્યારે સાંખ્ય દર્શન ચેતનતત્ત્વરૂપ સત્ને કેવળ ધ્રુવ-કૂટસ્થ નિત્ય માને છે અને પ્રકૃતિ તત્ત્વરૂપ સત્ને પરિણામી નિત્ય માને છે, એટલે એ દર્શન પ્રમાણે ચેતન નિત્ય અને પ્રકૃતિ પરિણામી નિત્ય હોઇ એ દ્વૈત તત્ત્વનો સ્વીકાર કરે છે. ન્યાય અને વૈશેષિકમતે પરમાણુ, આત્મા, કાળ આદિ તત્ત્વો કૂટસ્થ નિત્ય[1] અને ઘટ, વસ્ત્ર આદિ કેટલાક સત્ને માત્ર ઉત્પાદવ્યયશીલ માને છે. આ સર્વ મતોથી

૧. દેશકાળ આદિના વિવિધ ફેરફારો થવા છતા વસ્તુમાં જરા પણ ફેરફાર ન થાય તે 'કૂટસ્થ નિત્યતા' કહેવાય.

જૈન દર્શનનું સતનું લક્ષણ તદ્દન જુદા પ્રકારનું છે. આ દર્શન પ્રમાણે કોઇ વસ્તુ–સત્–પદાર્થ માત્ર કૂટસ્થ નિત્ય નથી અથવા કોઈ તો કૂટસ્થ નિત્ય અને કોઇ પરિણામી નિત્ય[1] નથી; તેમજ તે મત પ્રમાણે વસ્તુનો કોઇ ભાગ તો ફક્ત નિત્ય અને કોઇ ભાગ તો માત્ર અનિત્ય એમ હોતુ નથી એ દર્શન પ્રમાણે ચેતન અથવા જડ, મૂર્ત અથવા અમૂર્ત, સૂક્ષ્મ અથવા સ્થૂલ બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપે ત્રિરૂપ છે. આમાં માત્ર દષ્ટિભેદ છે. જ્યારે વસ્તુના અશાશ્વતસ્વરૂપ પર ધ્યાન જાય ત્યારે તે ઉત્પત્તિ અને વિનાશને આધીન લાગે છે અને જ્યારે એની અંદર રહેલા શાશ્વતભાવ પર દષ્ટિ જાય છે ત્યારે ધ્રુવ લાગે છે, પણ એ અશાશ્વત અને શાશ્વતભાવ એકી વખતે પ્રત્યેક સત્ પદાર્થમા સાથે જ રહેલા હોય છે વસ્તુની સ્થિરતા અથવા અસ્થિરતા માત્ર દષ્ટિની બાજુને અવલંબીને જણાય છે, પણ બન્ને બાજુ તરફ દષ્ટિ આપવાથી વસ્તુનું યથાર્થજ્ઞાન થાય છે. અહીં જૈન દર્શનકાર સતની વ્યાખ્યા આપે છે તે બન્ને બાજુની દષ્ટિનો સરવાળો છે. આ વ્યાખ્યાને આધારે જૈનદર્શન નિત્યાનિત્ય ભાવ સ્વીકારે છે, એનો ભેદાભેદભાવ આ રીતે સ્પષ્ટ થાય છે અને દ્વૈતાદ્વૈતના એની વિશિષ્ટ શૈલી આખા દષ્ટિવાદ–નયવાદ–પ્રમાણવાદ પર રચાયલી હોઇ એની અનેકાંતતા બતાવે છે અને એ વાતના જ્ઞાનમાં આત્મજ્ઞાન ઓળખાય છે, પ્રાપ્ત થાય છે, સ્પષ્ટ થાય છે.

સત્ પોતાના સ્વભાવથી ચ્યુત થતું નથી અને તેટલા માટે તે નિત્ય છે. સતનું સ્વરૂપ નિત્ય છે અને ત્રણે કાળ અને પ્રત્યેક સમયે એ જ પ્રકારે અવસ્થિત રહે છે. એ અમુક વખતે હોય અને અમુક વખતે ન હોય એવું એનુ સ્વરૂપ નથી અને આખો વખત હોવાથી સ્વરૂપે નિત્ય છે કોઇપણ દ્રવ્ય પોતાની જાતિને કદી છોડતું નથી અને તે દ્રવ્યની ધ્રુવતા છે અને પ્રત્યેક સમયે ભિન્નભિન્ન પરિણામરૂપે એની ઉત્પત્તિ એ વિનાશ થયા કરે છે એ એના ઉત્પાદ, વ્યય છે. આ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનું ચક્ર પ્રત્યેક પદાર્થમાં હમેશા દેખાય છે. આ સ્વરૂપમાથી કોઈપણ અંશ કયારે પણ મુક્ત થતો નથી કે નથી એમ બનતું નથી અને તેથી કોઇ પણ ઉપરના પદાર્થમા પરિણમન પ્રત્યેક સમયે થયા કરે છે, છતા જાતિ એની ફરતી નથી આ સત્સ્વરૂપ બરાબર સમજવા જેવું છે. માણસ બાળ, યુવાન, વૃદ્ધ થાય, પ્રત્યેક સમયે તેમા ફેરફાર થાય, છતાં મનુષ્યત્વ તો એવું તે જ કાયમ રહે છે અને એ રીતે ઉત્પત્તિ અને વિનાશ ચાલે છે તે જ વખતે તેની અંતર્ગત ધ્રુવ તત્ત્વ ચાલુ જ હોય છે.

દ્રવ્યનું દ્રવ્યપણું સદાકાળ એક જ રહે છે એના સહભાવી ધર્મોને ગુણ કહેવામાં આવે છે, એના ક્રમભાવી ધર્મોને પર્યાય કહેવામા આવે છે. પર્યાય દેશકાળ અનુસારે પલટો લીધા કરે છે, ગુણ ત્રણ કાળે દ્રવ્ય સાથે રહે છે, જ્યા દ્રવ્ય હોય ત્યાં તેના ગુણ તો હોય જ છે. આને લઇને પર્યાયો ફરતા રહે, છતાં ગુણ કાયમ રહેવાને કારણે કોઇપણ સત્પદાર્થમાં ઉત્પાદ અને વ્યય થયા કરે, એમાં ફેરફાર થાય, એના બાહ્ય આકારો નામ

૧. મૂળ વસ્તુ ત્રણે કાળમા સ્થિર રહ્યા છતા દેશકાળ આદિ નિમિત્ત પ્રમાણે ફેરફાર પામ્યા કરે એ 'પરિણામી નિત્યતા' કહેવાય.

રૂપ વગેરે ફરે, છતાં એમાં ગુણધર્મનો સહભાવ તે જ વખતે ચાલુ હોવાથી એમાં ધ્રુવતા સાથે જ રહે છે. એટલા માટે ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા યુક્ત હોય તેને સત્–પદાર્થ કહેવામાં આવ્યો છે અથવા વધારે સ્પષ્ટ રીતે કહીએ તો **સત્, હમેશાં ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા યુક્ત હોય છે.**

**દ્રવ્યાર્થિક નયની** અપેક્ષાએ જોવામાં આવે ત્યારે વસ્તુ નિત્ય દેખાય છે, પણ એ જ વસ્તુને **પર્યાય–પલટનભાવની નજરે** જોવામાં આવે ત્યારે અનિત્ય દેખાય છે અને તે બન્ને સ્વભાવ દરેક પદાર્થમાં એકી વખતે એક સાથે હોવાથી વસ્તુનો નિત્યાનિત્ય-ભાવ સમજાય છે. આથી કોઇ પદાર્થને એકાંત નિત્ય માનવો તે અયુક્ત છે અને એકાંત અનિત્ય માનવો તે પણ અયુક્ત છે, કારણ કે દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિ હોય છે તે જ વખતે તેમાં પર્યાય નજરે પલટણભાવ સાથે જ હોય છે. આ નિત્યાનિત્યભાવ બરાબર સમજવા માટે સત્–પદાર્થની વ્યાખ્યા બરાબર સમજવાની જરૂર રહે છે. એને માટે ઘટ–મુકુટનો દાખલો જાણીતો છે. સોનાના ઘડાનો મુકુટ બનાવ્યો. એમાં ઘડા તરીકે નાશ થયો, મુકુટ તરીકે ઉત્પત્તિ થઇ અને હેમ–સોનાની એ જ વખતે ધ્રુવતા રહી–એ રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા એક કાળે એક જ વસ્તુમાં રહે તેમાં કાંઇ વિરોધ જણાતો નથી. આ સત્‌ની વ્યાખ્યા છે, એ હોવાપણું એ **સત્‌ત્વ–સત્ત્વ–સત્તા** છે અને તેને સમજતાં આખા જૈન શાસ્ત્રનું જ્ઞાન થઇ જાય તેમ છે, સર્વ દર્શનનો પરિચય થઇ જાય તેમ છે અને વિશેષ વિચાર કરવામાં આવે તો એની ચર્ચામાં સર્વ જ્ઞેય પદાર્થોનો સમાવેશ કરી શકાય તેમ છે.

સોનાની માળા હોય, તેને ભાંગી નાખીએ, અને તે સોનાનો હાર બનાવીએ તો હાર તરીકે તેની ઉત્પત્તિ થાય છે, માળા તરીકે તેનો નાશ થાય છે; છતાં એમાં આખો વખત સુવર્ણત્વ તો કાયમ જ છે. એ પ્રમાણે આત્માના રૂપ ફર્યા કરે, એ આજે દેવચંદના નામે ઓળખાય, કાલે જનાવરનું રૂપ લે અને ત્યારપછી હીરાચંદ થાય, છતાં તે આખો વખત એનો ચેતના ધર્મ કાયમ રહે છે. આ કાયમ રહેનાર ધર્મને **ગુણ** કહેવામાં આવે છે, પલટનભાવ પામનાર ધર્મને **પર્યાય** કહેવામાં આવે છે. પલટનભાવ તરફ નજર રાખનાર એને અનિત્ય સમજે છે, નિરંતર સાથે રહેનાર ધર્મ તરફ નજર રાખનારને પદાર્થ નિત્ય લાગે છે અને આ રીતે 'વસ્તુસ્વભાવ' છે, પણ એ બન્ને વચ્ચે વસ્તુમાં ધ્રુવતા સાથે જ રહેલી છે–એ રીતે ઉત્પાદ, વ્યય અને સાથે ધ્રુવતાને બતાવનાર જૈન વિજ્ઞાનનું વસ્તુનું સત્ પદાર્થનું સ્વરૂપ બન્ને દૃષ્ટિબિન્દુને નજરમાં રાખે છે. એ એના સ્થિરભાવોને પણ સમજે છે અને સાથે ફરતા જતા ભાવોને પણ જોઇ શકે છે અને તેના ધ્રુવ તત્ત્વને ધ્યાનમા લે છે. આ રીતે ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવયુક્ત લક્ષણવાળા સત્પદાર્થને સમજવાની જરૂર છે. આવા પ્રકારની સત્પણાની સ્થિતિ તે સત્તત્ત્વ સત્તા છે. આ સત્પણું સમજવા સાથે વેદાંત કે નૈયાયિક આત્માને નિત્ય માને છે. એમાં દ્રવ્ય વસ્તુ ઉપર નજર રહે છે અને બૌદ્ધો એના પલટનભાવ ઉપર નજર રાખે છે એમા પલટનભાવની મુખ્યતા છે–પણ એ સર્વ અંશ સત્યો છે એ સમજાવનાર સત્‌ની ઉપર કરેલી જૈન વ્યાખ્યા છે

અને એમાં રહેલ અનેકાંત તત્ત્વની સમજણમાં આખા સમગ્ર વિશ્વનાં મૂળ તત્ત્વોનો બારીક અભ્યાસ અને વિશિષ્ટ અવલોકન રહેલા છે.

કોઇપણ પદાર્થના સહભાવી ધર્મોને ઉપર જણાવ્યું તેમ ગુણ કહેવામાં આવે છે અને ક્રમભાવી ધર્મોને પર્યાય કહેવામાં આવે છે. એ દ્રવ્યના જ ગુણ અને પર્યાય છે, છતાં એના પર નજર રાખવામાં આવે ત્યારે એક રીતે એ દ્રવ્યથી ભિન્ન દેખાય છે, છતાં એ દ્રવ્યથી અભિન્ન છે અને એ રીતે દ્રવ્ય ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યવાળું છે. દાખલા તરીકે મોતી, ઉજ્જવળતા ગુણ અને મોતીની માળા એ ત્રણેની જુદી જુદી વિવક્ષા થઇ શકે છે અને છતાં તેમા અભિન્નતા છે એ રીતે, દ્રવ્યગુણપર્યાયની પરિસ્થિતિ સમજવાની છે. મોતીની માળા દ્રવ્યસ્થાને ગણીએ, તેમાં જે ઉજ્જ્વળતાદિક ગુણ છે તે ગુણસ્થાને અને મોતીઓ પર્યાયસ્થાને સમજાય છે. વારંવાર પલટણભાવ પામે તે પર્યાયો અને ત્રિકાળ સાથે રહે તે ગુણ હોઇ આત્માનો ચૈતન્ય ભાવ તે ગુણ છે અને એનું મનુષ્ય તિર્યંચાદિક રૂપ તે તેના પર્યાય છે. રૂપ ફર્યાં કરે, ગુણ સર્વદા સાથે રહે અને ગુણ તથા પર્યાય જેને હોય તે દ્રવ્ય કહેવાય. દ્રવ્યથી પર્યાય કે ગુણ એક રીતે ભિન્ન છે, બીજી રીતે અભિન્ન છે અને જ્યારે પર્યાય પર નજર પડે ત્યારે એને ફરતું ધારવામાં આવે છે, જ્યારે ગુણ પર નજર પડે ત્યારે એને નિત્ય ધારવામાં આવે છે અને એથી આ પરિસ્થિતિમાં નય-દષ્ટિબિન્દુઓ ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે. દર્શનના ભેદો આ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુના ભેદે પડ્યા છે, જેણે ગુણ પર ધ્યાન આપ્યું, તેણે આત્માને નિત્ય માન્યો, જેણે પર્યાય પર ધ્યાન આપ્યુ તેણે આત્માને અનિત્ય માન્યો. આ નય જ્ઞાનને લંબાવતાં જે સર્વ ગુણ અને પર્યાયને ધ્યાનમાં રાખી વાત કરી શકે તેને **પ્રમાણજ્ઞાન** કહેવામાં આવે છે.

દ્રવ્ય, ગુણ અને પર્યાયમાં દેખાતી ભિન્નતામાં રહેલી અભિન્નતા આ રીતે ખાસ સમજવામાં આવે એટલે પછી સત્ પદાર્થના ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા નજરમાં લઇ લેવા ઘટે છે. એમાં પણ પર્યાયદૃષ્ટિએ ઉત્પત્તિ અને વિનાશ આખો વખત ચાલતો દેખાય, પણ એના ગુણની ઉપર નજર રાખવામાં આવે તો ધ્રુવતા-નિશ્ચળતા દેખાય અને ઉત્પત્તિ, વિનાશ ચાલે છે તે જ વખતે ધ્રુવતા પણ રહેલી જ છે—એ રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા એ ત્રણે જેમાં હોય તેને દ્રવ્ય કહેવામાં આવે છે. માટીનો ઘડો પણ બને, કોઠી પણ બને, હાંલ્લું પણ બને—એ સર્વ એના પર્યાયો છે, પર્યાયો ફર્યા કરે છે પણ એ સર્વ કાળે એનું માટીપણું તો ચાલુ જ છે. આ માટીપણું એ સામાન્ય છે અને એમાંથી થતાં ઘડા, કોઠી વિગેરે વિશેષ રૂપો છે. એ રૂપો ફર્યાં કરે, પણ માટીપણું તો કાયમ રહે. આ તો દાખલા તરીકે વાત છે, પણ પછી એને યાવદ્ દ્રવ્ય-છેવટના દ્રવ્યો સાથે સમજતાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવશીલતા એ સત્પદાર્થનું લક્ષણ છે અને એ જ્યારે યાવદ્ દ્રવ્યને લાગુ પાડવામાં આવે અને તે વાત જચે (રુચે) ત્યારે સમસ્ત શાસ્ત્રોમાં કહેલું એનું સ્વરૂપ સમજણમાં આવી જાય છે.

આ સત્પણું-સત્તા એ એક જ છે, એ ત્રણ કાળ એક જ રહે છે. આ હકીકત સમજવા માટે વૈશેષિક દર્શનનું સ્વરૂપ ઉપયોગી થઇ પડશે. એ દર્શન પ્રમાણે સત્તાને અલગ

પદાર્થ માનવામાં આવે છે. દ્રવ્ય, ગુણ અને કર્મ ઉપરાંત સામાન્ય અને વિશેષને એ દર્શનકાર અલગ પદાર્થ માને છે. દાખલા તરીકે ગાય, ભેંસ, ઘોડામાં જે જનાવરપણાનું સામાન્ય તત્ત્વ છે તેને **સામાન્ય** કહેવામાં આવે છે અને આકૃતિવિશેષે રંગ રૂપ વિગેરેને **વિશેષ** કહે છે. આ સામાન્ય અને વિશેષ દ્રવ્ય અને ગુણથી અલગ છે એમ તેમની માન્યતા હોઇ, દ્રવ્યત્વથી સત્તા ભિન્ન છે એમ ગણી એને (સામાન્ય વિશેષને) ભિન્ન પદાર્થ ગણે છે. આ વિષયમાં ખૂબ ચર્ચા છે. દ્રવ્યથી દ્રવ્યત્વ ભિન્ન પદાર્થ છે કે દ્રવ્યમાં તેનો સમાવેશ થઇ જાય છે. એનો ખુલાસો જૈન સિદ્ધાન્ત બહુ સુંદર રીતે કરે છે. જૈન મતે તો ઉત્પત્તિ, સ્થિતિ અને ધ્રુવતા યુક્ત હોય તેને સતપદાર્થ માનવામાં આવે છે, એટલે દ્રવ્યનું દ્રવ્યત્વ દ્રવ્યથી અલગ નથી; પણ દ્રવ્યત્વવાન જે હોય તેને સતપદાર્થ માનવામાં આવે છે. આથી સત્તા-સત્ત્વ એ એક જ પદાર્થ રહે છે અને સામાન્યને અલગ પદાર્થ માનવાની જરૂર રહેતી નથી.

આ વસ્તુનું સત્ત્વ-વસ્તુત્વ એક જ છે અને તે અખંડ છે, એના વિભાગ થઇ શકતા નથી, એના ટુકડા કરવા શક્ય નથી, એને માત્ર સમજી જ શકાય, કારણ કે એવો ઉત્પાદ, વ્યય તરફ લક્ષ્ય રહે તો એનું નિત્યત્વ દેખાય છે, એની ધ્રુવતા તરફ લક્ષ્ય રહે તો એનું નિત્યત્વ દેખાય છે અને છતાં એ બન્ને છે અને એક સાથે વર્તે છે, માટે સતનું લક્ષણ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યરૂપ બતાવવામાં આવ્યું છે, તેપણું-હોવાપણું એ એક જ છે, અખંડ છે અને એને કોઇ પણ પ્રકારની બાધા-પીડા થઇ શકતી નથી, અંતિમ દ્રવ્ય સાથે એનો વિચાર કરવામાં આવે તો તે ત્રણ કાળ એક જ રહે છે અને જરા પણ ફેરફાર વગર એક સરખું ચાલ્યા કરે છે.

આ દૃષ્ટિએ જોતાં સામાન્ય અને વિશેષને અલગ પદાર્થ માનવાની જરૂર રહેતી નથી, કારણ કે દ્રવ્યના દ્રવ્યત્વથી તે અલગ પદાર્થ નથી. હકીકત એ છે કે દરેક દ્રવ્ય પ્રતિક્ષણ ઉત્તર પર્યાય થવાથી ઉત્પન્ન થાય છે, પૂર્વ પર્યાયના નાશથી નષ્ટ થાય છે અને છતાં તે જ વખતે એનામાં સ્થિરતા રહે છે. આથી દ્રવ્યની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ સ્થિર છે, માત્ર પર્યાયની અપેક્ષાએ દરેક પદાર્થમાં ઉત્પત્તિ અને નાશ દેખાય છે.

હવે અહીં પ્રશ્ન એ થાય છે કે આ ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા પરસ્પર ભિન્ન છે કે એકરૂપ છે ? એના સમાધાન માટે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાને બરાબર સમજવા ઘટે. પ્રત્યેક પદાર્થ ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, છતાં એમાં સર્વથા ભિન્નપણું નથી; આકૃતિ વગેરે ફર્યા કરે, છતાં એની જાતિ નિત્ય રહે છે; તેથી ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનાં લક્ષણભેદ તો જરૂર છે અને તેથી એમાં કથંચિત્ ભેદ છે, બાકી અસતની ઉત્પત્તિ એ ઉત્પાદ, સતનો વિનાશ એ વ્યય અને દ્રવ્ય એક જ રહે તેથી તેમાં ધ્રુવતા છે. ( ચાલુ )

મૌક્તિક

# ॥ श्री गौतमस्वामीस्तोत्रम् ॥

## [ સ્પષ્ટાર્થ સાથે ]

( ગતાંક પૃષ્ઠ ૧૧૬ થી ચાલુ )

શ્રી ગૌતમસ્વામીનું દેહ પ્રમાણ વગેરે જણાવે છે:—

पढमं वरसंठाणं, संहणणं जस्स तारिसं परमं ।
सत्तकरुस्सेहतणुं, तमिंदभूइं सया वंदे ॥ ७॥

જે શ્રી ગૌતમસ્વામીનું તેવા પ્રકારનું અતિ ઉત્તમ એટલે પહેલું સમચતુરસ્ર નામે સંસ્થાન હતું અને અતિ ઉત્તમ વજ્રઋષભનારાચ નામનું પ્રથમ સંઘયણ હતું તથા જેમના શરીરની ઊંચાઇ સાત હાથની હતી તે શ્રી ઇન્દ્રભૂતિ ગણધરમહારાજને એટલે જેમનું મૂળનામ इन्द्रभूति છે, અને ગૌતમ નામના ગોત્ર ઉપરથી પ્રસિદ્ધ થયેલ નામ શ્રી ગૌતમસ્વામી છે તેમને હું હંમેશાં વંદન કરું છું. ૭.

અહિં સંસ્થાન એટલે શરીરનો સામુદ્રિક લક્ષણોને અનુસરતો આકાર કહેવાય, અને તે સમચતુરસ્ર, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ ને હુંડક એ નામથી ૭ પ્રકારનાં છે. તેમાં જે શરીરના સર્વે અવયવો સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા લક્ષણવાળા અતિ સુંદર હોય તે સમચતુરસ્ર સંસ્થાન, અને જે શરીરના સર્વે અવયવો તેવાં લક્ષણને અનુસરતા ન હોય તેવું સર્વ રીતે અસુંદર આકારવાળું સંસ્થાન તે હુંડક સંસ્થાન. શેષ સંસ્થાનોમાં કેટલાક અવયવો લાક્ષણિક અને કેટલાક અલાક્ષણિક હોય છે, જેનું વિશેષ વર્ણન શ્રી લોકપ્રકાશ વગેરે ગ્રંથોથી જાણવા યોગ્ય છે. વળી આ સમચતુરસ્ર આકારવાળા પુરુષનાં ડાબા ઘૂંટણથી જમણો ખભો, જમણા ઘૂંટણથી ડાબો ખભો, એ ચાર અસ-ખૂણા સમ-સરખા હોય છે માટે સમચતુરસ્ર સંસ્થાન, તેમ જ પદ્માસનથી કપાળ સુધીનું માપ અને એક ઘૂંટણથી બીજા ઘૂંટણ સુધીનું માપ એ ચાર માપ સરખાં હોવાથી પણ સમચતુરસ્ર કહેવાય, (એ પ્રકારે જણાવેલી ચારે બાબત મળીને પણ સમચતુરસ્ર કહેવાય છે.) એ પહેલું સંસ્થાન શુભ છે ને બીજાં પાંચ સંસ્થાન અશુભ છે.

તથા સંઘયણ એટલે "संघयणमट्ठिनिचओ-હાડકાંનો સમૂહ તે સંઘયણ" એ વચનથી હાડકાંનો સમુદાય અને ઉપલક્ષણથી હાડકાંના સાંધાની મજબૂતાઇ તે સંઘયણ કહેવાય. તે વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા, ને સેવાર્ત્ત એ નામથી ૭ પ્રકારનાં છે, તેમાં પહેલું સંઘયણ શુભ છે અને બીજા પાંચ સંઘયણ અશુભ છે. ત્યાં બે હાડકા ફરતો પાટો (હાડરૂપ) તે ઋષભ અને હાડકાંના બે છેડા એક બીજા ઉપર આંટ દઇને વળગેલા હોય તે મર્કટબંધનું નામ નારાચ અને મર્કટબંધ ઉપરથી એક આરપાર ગયેલી હાડખીલી તે વજ્ર, એ રીતે ત્રણે પ્રકારના બંધારણવાળું પહેલું સંઘયણ વજ્રઋષભનારાચ નામનું છે. આ પ્રમાણે શ્રી ગૌતમસ્વામીને એ પ્રથમ

સમચતુરસ્ર સંસ્થાન અને પ્રથમ વજ્રઋષભનારાચ સંઘયણ હતું. બાકીના પાંચ સંઘયણની બીના પણ શ્રી લોકપ્રકાશાદિમાં વિસ્તારથી જણાવી છે.

चउदसविज्जाकुसलो, पणसयसीसे य जो भणावेइ ।
वाइसहाए विइओ-वायविहाणे सुदक्खमई ॥ ८ ॥

વળી જે શ્રી ઇન્દ્રભૂતિ એટલે શ્રી ગૌતમસ્વામી ચૌદ વિદ્યામાં અતિ કુશળ હતા તથા પાંચસો શિષ્યના પરિવારવાળા હતા તેથી તે પાંચસો શિષ્યોને વેદપુરાણ વગેરે શાસ્ત્રોના ભણાવનારા અધ્યાપક હતા. વળી જે ધર્મ સંબંધી ચર્ચાવાદ કરનારા વાદીઓની સભામાં પ્રસિદ્ધ, ચર્ચાવાદ કરવામાં અતિશય કુશળ બુદ્ધિવાળા હતા એવા તે શ્રી ગૌતમસ્વામીને વંદન કરું છું. ૮.

શ્રી ગૌતમસ્વામીના દીક્ષાપર્યાય વગેરેની બીના જણાવે છે:—

पण्णासवरिसमाणो, गिहिपरिआओ य जस्स परिकहिओ ।
जो मज्झिमपावाए, समागओ जण्णकज्जट्ठं ॥ ९ ॥

તથા જેમનો ગૃહસ્થપર્યાય પચાસ વર્ષ પ્રમાણનો કહ્યો છે, એટલે ૫૦ વર્ષ ગૃહસ્થપણામાં વીત્યા બાદ વીરપ્રભુ પાસે ચારિત્ર અંગીકાર કર્યું અને ગૃહસ્થપણામા હતા તે વખતે પોતે સર્વ પંડિતોમાં શિરોમણિ હોવાથી વેદશાસ્ત્રોમાં કહેલા યજ્ઞના વિધિ પ્રમાણે યજ્ઞ કરાવવા માટે મધ્યમ અપાપા નામની નગરીમાં આવ્યા હતા. ૯.

એ જ વખતે શ્રી મહાવીર પ્રભુ પણ એ જ નગરીમાં સમવસર્યા, તેમ જ દેવોએ પ્રભુની દેશના માટે સમવસરણની રચના કરી. તે સમવસરણમાં અનેક દેવો જાય છે ત્યારે આકાશમાંથી ઊતરતા આ દેવો યજ્ઞમાં આવે છે એમ ઇન્દ્રભૂતિએ ધારવા છતાં પણ દેવોને બીજા માર્ગે ચાલ્યા જતા જોઇ લોકને પૂછતાં તેઓ કહેવા લાગ્યા કે 'આ દેવો તો અહિં શ્રી મહાવીર પ્રભુ ચોવીશમા તીર્થંકર અનન્તજ્ઞાની પધાર્યા છે તેમને વંદન કરવા માટે જાય છે.' એમ સાંભળી ઇન્દ્રભૂતિને અભિમાનથી ઇર્ષ્યા ઉપજતાં તેઓ કહેવા લાગ્યા કે–'અરે ! આ પવિત્ર યજ્ઞસ્થાનને છોડી દેવો મહાવીર પાસે જાય છે તો તે મહાવીર કોણ છે ?' અને કેવો ઇન્દ્રજાલિક છે કે જેણે દેવોને પણ છેતર્યા છે ? આજે આ જગતમાં મારાથી બીજો અધિક જ્ઞાની કોણ છે ? માટે હું એવા અનંતજ્ઞાનીની ખોટી પ્રસિદ્ધિવાળાને સહન કરી શકું નહિ, આજે જ ત્યા જઈ તેની સાથે ચર્ચાવાદ કરીને હરાવું ત્યારે જ મને જંપ વળે.' એમ વિચારી અતિશય અભિમાનથી ક્રોધી બનીને ચાલ્યા તે જ્યાં શ્રી વીરપ્રભુના સમવસરણમાં આવી વીરપ્રભુને દેખે છે કે દેખતાની સાથે તરત જ તેમના મનનો સર્વ અભિમાન અને ઇર્ષ્યારૂપી દાવાનલ શાંત થઇ ગયો અને આ તે કોઇ ઇન્દ્ર ? કે સૂર્ય ? કે ચન્દ્ર ? વગેરે તર્કવિતર્કમાં પડી ગયા, એટલામાં તરત જ શ્રી વીરપ્રભુએ 'હે ઇન્દ્રભૂતિ આવ !' એમ કહીને તેમને બોલાવતાં વિચારે છે કે 'આ તો મારું નામ પણ જાણે છે, પણ મારું નામ તો જગતમાં સર્વત્ર પ્રસિદ્ધ છે તેથી જાણે, પરન્તુ મારા

મનમાં જીવ સંબંધી જે શંકા ઘણા વખતથી છે તે જો કહીને સમાધાન કરી આપે તો હું એમને જ્ઞાની જાણું.' એ પ્રમાણે વિચારે છે તેટલામાં શ્રી વીરપ્રભુએ કહ્યું કે– 'હે ઇન્દ્રભૂતિ ! તારા મનમાં ઘણા કાળથી જીવની શંકા વર્તે છે, કારણ કે વેદમાં કહેલાં વિજ્ઞાનઘન ઇત્યાદિ વાકયો ઉપરથી તું જીવ હશે કે નહિ ? એમ શંકાવાળો છે. તે વેદવાકયોનો તાત્વિક અર્થ આ પ્રમાણે છે.' એમ કહી વેદવાકયોનો ખરો અર્થ કહી સંભળાવ્યો. તેથી ઇન્દ્રભૂતિએ નિઃશંક થવા સાથે જ પ્રભુના રાગી થઈ ચારિત્ર અંગીકાર કર્યું. ત્યારબાદ તે ઇન્દ્રભૂતિના ભાઇઓ વગેરે દશ બ્રાહ્મણો કે જેઓ સર્વે પાંચસો, સાડાત્રણસો ને ત્રણસો શિષ્યોના ભણાવનાર પંડિતો હતા તે બધા અનુક્રમે એ જ દિવસે દીક્ષા લઈ પોતાના કુલ ૪૪૦૦ શિષ્યો સાથે પ્રભુના ૧૧ શિષ્યો થયા અને પ્રભુએ તે અગીઆરે મુખ્ય શિષ્યોને ગણધરપદવી આપી. તેથી પ્રભુના ઇન્દ્રભૂતિ આદિ ૧૧ ગણધર થયા. આ વાત ચાલુ પ્રસંગે જરૂરી જાણીને જણાવી, આમાંની કેટલીક ખીના વધારે સ્પષ્ટ કરીને આગળ જણાવાશે.

હવે શ્રી ગૌતમસ્વામીના દીક્ષાસમય બાબત જણાવવામાં આવે છેઃ—

वइसाहे वरमासें, सियपक्खिकारसीइ पुव्वण्हे ।
महसेणवणुज्जाणें, दिक्खासमओ सुहो जस्स ॥ १० ॥

નવમી ગાથાના સ્પષ્ટાર્થમાં કહ્યા પ્રમાણે શ્રી વીરપ્રભુથી પ્રતિબોધ પામીને એ જ મધ્યઅપાપાનગરીમાં મહસેન નામના બગીચામાં ઉત્તમ વૈશાખ મોસના શુકલપક્ષની અગિયારશના દિવસે એટલે વૈશાખ શુદ અગિયારશની શુભ તિથિએ પહેલો પહોર જેમનો શુભ દીક્ષાનો સમય છે એટલે એ તિથિએ જેમણે દીક્ષા લીધી હતી તે શ્રી ગૌતમસ્વામીને હું વંદન કરું છું. ૧૦.

દીક્ષાનું કારણ વગેરે જણાવે છેઃ—

णियवेयपयत्थाणं, सव्वण्णुविसिट्ठवीरवयणेणं ।
मोच्चा विणिच्छियत्थे, पव्वइओ सीसपरिवरिओ ॥ ११ ॥

નવમા શ્લોકના અર્થમાં કહ્યા પ્રમાણે સર્વજ્ઞમાં શ્રેષ્ઠ એવા શ્રી વીરપ્રભુના વચનોવડે પોતાના વેદના પદોના નિશ્ચિત અર્થ સાંભળીને એટલે વેદપદો સંબંધી પોતાની શંકાનું સારી રીતે સમાધાન થયું તેથી જે ઇન્દ્રભૂતિએ પોતાના શિષ્યોના ( સાથે આવેલા ૫૦૦ શિષ્યોના ) પરિવાર સહિત દીક્ષા લીધી તે શ્રી ગૌતમસ્વામીને હું વંદન કરું છું. ૧૧.

શ્રી ગૌતમસ્વામીના તપ વગેરે ગુણો જણાવે છેઃ—

जो छट्ठछट्ठणियपं, तवं कुणंतो वि लद्धिमलो ।
सुज्झाणमंदिरंगं, तं गणहरगोयमं वंदे ॥ १२ ॥

વળી જે ગૌતમસ્વામી દરેક છઠ્ઠની વચમાં પારણાના આંતરે છઠ્ઠ છઠ્ઠનો તપ નિયતપણે-નિયમિત કરતાં છતાં પણ અત્યન્ત રૂપવાળા હતા તેમ જ તપના પ્રભાવથી અનેક લબ્ધિઓવાળા અને અત્યંત બળવાળા થયા હતા, તે સદ્ધ્યાનથી શોભતા એટલે ધર્મધ્યાનથી શોભતા શરીરવાળા શ્રી ગૌતમગણધરને હું વંદન કરું છું. ૧૨.

શ્રી ગૌતમ ગણધરના લબ્ધિ વગેરે ગુણો જણાવે છે:—

बहुवरलद्धिनिहाणं, जुगप्पहाणं पहाणचउणाणिं ॥
गुणगणरयणसमुद्दं, गणहरसिरिगोयमं वंदे ॥ १३ ॥

તથા જે શ્રી ગૌતમ ગણધર ઘણી શ્રેષ્ઠ લબ્ધિઓના ભંડારને પ્રાપ્ત થયેલા હતા, એટલે જેમણે તપના પ્રભાવે આમર્ષૌષધિ વગેરે લબ્ધિઓ મેળવી હતી, તથા જે યુગપ્રધાન (બહુશ્રુત આદિ યુગપ્રધાનના લક્ષણોવાળા) હતા, તથા પ્રધાન-શ્રેષ્ઠ ચાર જ્ઞાનવાળા એટલે, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ ચાર જ્ઞાનવાળા હતા, અને ઉત્તમ જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરે ઘણા આત્મિક ગુણરૂપ રત્નોના સમુદ્ર જેવા હતા તે શ્રી ગૌતમગણધરને હું વંદન કરું છું. ૧૩.

आमोसही विप्पोसही, खेलोसही जल्लमोसही चेव ।
सव्वोसही संभिन्ने, ओही रिउ विउलमइ लद्धी ॥ १ ॥
चारण आसीविस केवली य, गणधारिणो य पुव्वधरा ।
अरिहंत चक्कवट्टी, बलदेवा वासुदेवा य ॥ २ ॥
खीरमहुसप्पियासव, कोट्ठबुद्धी पयाणुसारी य ।
तह बीयबुद्धि तेयग, आहारग सीयलेसा य ॥ ३८८ ॥
वेउव्विदेहलद्धी, अक्खीणमहाणसी पुलागा य ।
परिणामतववसेणं, इमाइं अडवीसलद्धीओ ॥ ३८९ ॥

અર્થ—૧ આમર્ષૌષધિલબ્ધિ, ૨ વિપ્રુડૌષધિલબ્ધિ, ૩ ખેલૌષધિલબ્ધિ, ૪ જલ્લૌષધિલબ્ધિ, ૫ સર્વૌષધિલબ્ધિ, ૬ સંભિન્નશ્રોતલબ્ધિ, ૭ અવધિજ્ઞાનલબ્ધિ, ૮ ઋજુમતિમનઃપર્યવજ્ઞાનલબ્ધિ, ૯ વિપુલમતિમનઃપર્યવજ્ઞાનલબ્ધિ, ૧૦ ચારણલબ્ધિ, ૧૧ આશિવિષલબ્ધિ, ૧૨ કેવળજ્ઞાનલબ્ધિ, ૧૩ ગણધરલબ્ધિ, ૧૪ પૂર્વધરલબ્ધિ, ૧૫ તીર્થંકરલબ્ધિ, ૧૬ ચક્રવર્તીલબ્ધિ, ૧૭ બળદેવલબ્ધિ, ૧૮ વાસુદેવલબ્ધિ, ૧૯ ક્ષીરમધુઘૃતઇક્ષુઆશ્રવલબ્ધિ, (અર્થાત્ ક્ષીરાશ્રવલબ્ધિ, મધ્વાશ્રવલબ્ધિ, ઘૃતાશ્રવલબ્ધિ, અને ઇક્ષ્વાશ્રવલબ્ધિ એ ચાર મળીને એક લબ્ધિ), ૨૦ કોષ્ટબુદ્ધિલબ્ધિ, ૨૧ પદાનુસારીલબ્ધિ, ૨૨ બીજબુદ્ધિલબ્ધિ, ૨૩ તેજોલેશ્યાલબ્ધિ, ૨૪ આહારકલબ્ધિ, ૨૫ શીતલેશ્યાલબ્ધિ, ૨૬ વૈક્રિયલબ્ધિ, ૨૭ અક્ષીણમહાનસીલબ્ધિ, ને ૨૮ પુલાકલબ્ધિ. આ પ્રમાણે ૨૮ લબ્ધિઓ જાણવી. —(ચાલુ)

# આવવું ને જવું

જબ તુમ આયે જગતમેં, જગત હસે તુમ રોય;
એસી કરણી કર ચલો, તુમ હસો જગ રોય. ૧૦

હે માનવ! જ્યારે તેં આ જગતમાં મનુષ્યપણે જન્મ ધારણ કર્યો ત્યારે તારા પિતાને વધામણી આપવામાં આવી હતી અને તારા સગા-સંબંધી બધા હસ્યા હતા-આનંદ પામ્યા હતા; પરંતુ તું તો જન્મતી વખતે રોયો હતો. એનું કારણ કષ્ટમાંથી છૂટવા વખતે પણ રુદન આવે છે તે રૂપ રુદન હતું. વળી કેટલાક વિજ્ઞો તો કહે છે કે-ગર્ભમાં હતો ત્યારે ગર્ભના દુઃખથી કંટાળીને તેં પ્રભુ પાસે પ્રાર્થના કરી હતી કે 'મને આ દુઃખમાંથી છોડાવો તો હું જન્મ્યા પછી અહોનિશ તમારી ભક્તિ કરીશ' આવા નિર્ણયને ભૂલી જવા રૂપ 'ઉં ઉં' શબ્દરૂપે આ રુદન કરવામાં આવે છે.

હવે સુજ્ઞજનો શિખામણ આપે છે કે-આ મનુષ્ય જિંદગીમાં તું એવી કરણી કર-પરોપકાર કર, દેવગુરુની ભકિત કર, દેશસેવામાં બનતો ભાગ લે, સદાચરણી થઈને સર્વત્ર સારી છાપ પાડ, દુરાચરણથી ને દુરાચરણીથી દૂર રહે, વળી જિંદગીને સફળ કર કે જેથી તું જ્યારે મરણ પામે ત્યારે તારા વિરહદુઃખને પામેલ જગત-તારા સંબંધમાં આવેલા-તારા ઉપકાર નીચે દબાયેલા અનેક મનુષ્યો રુદન કરે અને તું સત્કાર્યો કરવાથી સદ્‌ગતિએ જવાની ખાત્રી હોવાને લીધે હસતો હસતો પરભવમાં ચાલ્યો જાય

મરણનું દુઃખ એને જ થાય છે કે જેણે આખી જિંદગીમાં સત્કાર્ય કર્યું નથી તેમજ પરભવમાં કયાં જઈને ઊભો રહીશ? મને કયાં આશ્રય મળશે? જેને તેની ખાત્રી હોતી નથી. જેને સદ્‌ગતિગમનની ખાત્રી જ હોય છે તેને કિંચિત્ પણ દુઃખ થતું નથી.

આ સંબંધમાં અધ્યાત્મબારાક્ષરી*માં કહ્યું છે કે:—

નાગા મુઠી બાંધકે, તું આયા નિરધાર;
અંત સમે નાગા ચલે, દોનો હાથ પસાર. ૧૧

'હે માનવ! તું આ જગતમાં આવ્યો-જન્મ્યો ત્યારે નાગો હતો અને બાંધી મુઠીએ આવ્યો હતો અંતસમયે જ્યારે પરભવમાં ગમન કરે છે ત્યારે પણ નાગો જ જાય છે, પરંતુ ઉઘાડા હાથે જાય છે.' અર્થાત્ જ્યારે આવ્યો ત્યારે કાંઈક મુઠીમાં પુણ્યોદય હોય તેમ મુઠી બંધ કરીને આવ્યો હતો, પરંતુ અહીંથી જતી વખત તો લાવેલી મૂડી-પુણ્યોદયરૂપ વાપરી નાંખીને ઉઘાડી મુઠીએ-ખાલી હાથે જાય છે. કોઈ ભાગ્યશાળી જીવ જ લાવેલ પુણ્યોદય કરતાં વધારે પુણ્ય બાંધીને પરભવમાં જાય છે આ બાબત ખાસ વિચારવા યોગ્ય છે. કુંવરજી

---

* આ અધ્યાત્મબારાક્ષરી હાલમાં જ સભા તરફથી પ્રગટ કરવામાં આવેલ છે. કિંમત બે આના.

# અચિત્ત પાણી પીવાથી થતા લાભ

કેટલાક બંધુઓ 'ટાઢા પાણીને અચિત્ત કરીને પીવું અને ટાઢું પાણી પીવું તેમાં જીવવિરાધનાને અંગે કાંઇ ફેર પડતો નથી' એમ કહીને અચિત્ત પાણી પીવાના વિચારથી દૂર રહે છે, પરંતુ તેના ખ્યાલમાં એ વાત આવતી નથી કે અચિત્ત પાણી પીનારની વૃત્તિમાં (વિચારમાં) ને સચિત્ત પાણી પીનારની વૃત્તિમાં કેટલો ફેર હોય છે? તેને ઉપલક દૃષ્ટિએ માત્ર પાણી પીવામાં થતી વિરાધનામાં તફાવત લાગતો નથી, પરંતુ તેના ઘરમાં નાવાધોવામાં કે વાપરવા વગેરેમાં સચિત્ત પાણીના વ્યયમાં કેટલો મોટો તફાવત હોય છે તે વિચારી શકતા નથી. અચિત્ત પાણી પીનારને ઉત્તરોત્તર બીજા અનેક પ્રકારના લાભો થાય છે તે ટૂંકામાં વિચારીએ તો તેની મહત્ત્વતાની ખાત્રી થાય.

૧. પ્રથમ તો અચિત્ત પાણી પીનારને રાત્રે ફરજીઆત ચોવિહાર કરવાનો હોય છે તેથી તેને એક મહિનામાં ૧૫ ઉપવાસનો લાભ થાય છે. આવો લાભ સચિત્ત પાણી પીનારને થતો નથી.

૨. અચિત્ત પાણી પીનારને ત્યાં ફાસુ પાણી થતું હોવાથી સાધુ, સાધ્વીઓ વહોરી જાય છે, શ્રાવક શ્રાવિકા અગર તો દેશી પરદેશી યાત્રાળુઓ અચિત્ત પાણી વાપરી જાય છે તેમજ લઇ જાય છે, તેથી પાનદાનનો પણ મહાલાભ મળે છે.

૩. અચિત્ત જળ પીનારને બીજા સચિત્તો ત્યાગ કરવાની ઇચ્છા થાય છે અને ક્રમે ક્રમે જરૂર તજે પણ છે. આ ઇચ્છા કે અભિલાષા ટાઢું પાણી પીનારને પ્રાયે થતી નથી.

૪. અચિત્ત જળ પીનારના શરીરમાં કાંઇ વ્યાધિવિકાર હોય તો તે પણ શાંત થઇ જાય છે. વૈદ્ય ડૉકટરો પણ વિષમ વ્યાધિમાં ઉષ્ણ જળ પીવાની સલાહ આપે છે.

૫. અચિત્ત જળ પીનારના શરીરમાં કામવિકાર મંદ પડે છે. અહીં વિકાર-શબ્દે શક્તિ ન સમજવી, પણ વિકૃતિ સમજવી. કારણ કે શક્તિવાળાના શરીરમાં વિકાર અલ્પ હોય છે ને નબળા શરીરમાં વિષયવિકાર વિશેષ હોય છે. એ પણ વૈદ્યાદિકના કહેવાથી સિદ્ધ થાય છે.

૬. અચિત્ત પાણી પીનાર ને ટાઢું પાણી પીનાર બંનેને સરખાવશો તો અચિત્ત જળ પીનાર જુદા જ પડી જશે. અચિત્ત જળ પીનારની સંખ્યા સંબંધી વિચાર કરશો તો જણાશે કે તે સોમાં કેટલા લાભે છે? ઓછા લાભે છે તેનું કારણ જ એ છે કે તે વસ્તુ સંસારી મનુષ્યોને કઠીન લાગે છે એટલે બહુ ઓછા મનુષ્યો તેનો સ્વીકાર કરે છે.

૭. આ સંબંધમાં ટાઢું પાણી પીનારે પોતાનો ખોટો બચાવ ન કરતાં પોતાની અશક્તિ પ્રગટ કરવી અને જે અચિત્ત જળ પીતા હોય તેની અનુમોદના કરવી. કુંવરજી

# शरीरमाद्यं खलु धर्मसाधनम्
## तेनां साधनो

**શુદ્ધ હવા, પાણી ને ખોરાક : : વ્યાયામ, ઊંઘ ને આરામ.**

ધર્મસાધન માટે શરીરસુખાકારી ખાસ જરૂરની છે. તેથી જ સુજ્ઞજનો પણ તેને ઈચ્છે છે. શરીરસુખાકારી હોય છે ત્યારે જ ધર્મસાધન સારી રીતે થઈ શકે છે. તેને પ્રાપ્ત કરવા માટે જે સાધનો વિદ્વાનો બતાવે છે તે ઉપર મથાળે લખ્યા છે. તે છએ સાધનોને અંગે કાંઇક સમજણની જરૂર છે. માત્ર નામ ઉપરથી અનુમાન કરવા જતાં ભૂલ થવાનો સંભવ છે.

૧-૨. **શુદ્ધ હવા ને નિર્મળ પાણી**-શરીરસુખાકારી માટે ઉપયોગી છે. ગંદકીવાળી ને શરદીવાળી હવા શરીરને નુકશાન કરે છે તેમ જ અસ્વચ્છ પાણી પણ નુકશાન કરે છે. જો ઉકાળેલું અચિત્ત પાણી પીવાય તો તે શરીરને ખાસ લાભકારી છે ને તે શારીરિક દોષનું નિવારણ કરનાર છે.

૩. **ખોરાક**-હલકો, પચે તેવો, પચે તેટલો, ભક્ષ્ય પદાર્થોથી બનેલો, ઘરમાં રંધાયેલો (હોટેલનો નહીં), પ્રેમપાત્ર સ્ત્રીજનને હાથે રંધાયેલો તેમ જ પીરસાયેલો શરીરને લાભકારી છે. તેથી ભારે પદાર્થો ન ખાવા-કદી ખાવા તો અલ્પ પ્રમાણમાં ખાવા. પાચનપૂરતું ખાવું. અભક્ષ્ય પદાર્થો તો કદી પણ ન ખાવા. રાત્રિભોજન ન કરવું. તેથી ઘણા નુકશાન છે. હોટેલમાં રંધાયેલા પદાર્થો કે જેમાં પાણી, લોટ, મસાલા અને બીજી વસ્તુઓ તમામ નેષ્ટ-હલકી-તુચ્છ-ઓછી કિંમતે મેળવેલી હોય છે. તે ભૂલેચૂકે ન ખાવી. અતિશય ખારું, ખાટું, તીખું, તમતમતું ન ખાવું. આ સંબંધી હિતશિક્ષાછત્રીશીનું કથન ખાસ ધ્યાનમાં રાખવું.

૪. **વ્યાયામ**-બે ટંકના પ્રતિક્રમણનો ધૃખંત જાળવીને ખુલ્લી હવામાં સવાર સાંજ ફરવા જવું એ વ્યાયામ એટલે કસરત છે. ઊભા ઊભા પ્રતિક્રમણ કરવામાં પણ એક પ્રકારની કસરત છે તે જરૂર કરવી. આ ઉપરાંત આપણી કેટલીક આવશ્યક ક્રિયાથી પણ વ્યાયામનો હેતુ સરે છે.

૫. **ઊંઘ**-રાત્રે વહેલા સૂઈને, છ કલાક પૂરતી નિદ્રા લઇને ઊઠવું ને પ્રભાતકાળને લગતી ધર્મક્રિયા-પ્રતિક્રમણ, દેવદર્શન, ગુરુવંદન, પ્રત્યાખ્યાન વગેરે કરવી. નાટક-સિનેમા જોવાનો શોખ ન કરવો. તેને અંગે ઉજાગરા ન કરવા તેમ જ વધારે વખત ઊંઘવું નહીં. તેથી આરામ મળવાને બદલે પ્રમાદ વધે છે. નિદ્રા જરૂરની છે, પણ તે નિયમિત લેવી. સૂતાં ને ઊઠતાં નવકારમંત્રનું સ્મરણ જરૂર કરવું.

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—ભાઈ હીરાલાલ ગણપતલાલ-ધડકણ )

**પ્રશ્ન ૧**—અતીર્થસિદ્ધ એટલે શું ?

**ઉત્તર**—તીર્થંકરે તીર્થ પ્રવર્તાવ્યા અગાઉ સિદ્ધિપદને પામે તે અતીર્થસિદ્ધ કહેવાય. મરુદેવા માતાની જેમ.

**પ્રશ્ન ૨**—પ્રતિક્રમણમાં એકાદશીની સજ્ઝાય 'મારો નણદોઈ તુજને વહાલો, મુજને તોરો વીરો,' ઇત્યાદિ છે તે પુરુષથી કહેવાય કે નહીં ?

**ઉત્તર**—એ સજ્ઝાય ખાસ સ્ત્રીજાતિને ઉદ્દેશીને બનાવેલી જણાય છે, તેથી પુરુષને બોલવી ઉચિત જણાતી નથી.

**પ્રશ્ન ૩**—પંડિતશ્રી વીરવિજયજીકૃત ચોસઠ પ્રકારી પૂજામાં મોહનીય કર્મની આઠ પૂજા પૈકી છઠ્ઠી પૂજામાં ગાથા ૪ થીમાં કહ્યું છે કે-' કાજલ ઉદ્ધરતા મુનિ દેખે, સોહમપતિ મોહવસીએ; મોહે નડીઆ જ્ઞાનથી પડીઆ, કાઉસગ્ગમાં મુનિ હસીએ-ચાલોને સખી ! વીર કને જઈ વસીએ '-એ ગાથાનો અર્થ શું ?

**ઉત્તર**—કાજો ઉદ્ધરીને કાઉસ્સગ્ગ કરતાં એક મુનિને અવધિજ્ઞાન થયું તેથી તેણે સુધર્મ ઇંદ્રને મોહવશે ઇંદ્રાણીને મનાવતા જોયા. મોહનો આવો તીવ્ર મહિમા જોવાથી તેમને હાસ્યમોહનીના વશથી હસવું આવ્યું, એટલે પ્રાપ્ત થયેલું અવધિજ્ઞાન ચાલ્યું ગયું-આ પ્રમાણે તેનો અર્થ છે.

ચોસઠ પ્રકારી પૂજા અર્થ સાથે અમારી સભાએ છપાવેલ છે. તેમાં આવી તો અનેક બાબતો સમજવા જેવી છે. આ ઉપરાંત તે બુકમાં પ્રાસંગિક પચીશ રસિક કથાઓ આપવામાં આવી છે.

**પ્રશ્ન ૪**—સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર કયા તીર્થંકરના વખતમાં થયા છે ? તે જૈનધર્મી હતા કે નહીં ?

---

૬. **આરામ**-શરીરના શ્રમને દૂર કરવા માટે જેમ ઊંઘની જરૂર છે તેમ માનસિક શ્રમના નિવારણ માટે આરામની પણ જરૂર છે. તદ્દન નિવૃત્તિએ બેસી રહેવાથી તેમ જ શાંતિપૂર્વક સારા વાંચનથી શરીરને અને મનને બંનેને આરામ મળે છે. શરીર નરમગરમ હોય ત્યારે આરામ વધારે લેવો. તેમાં ખોટા સંકલ્પ-વિકલ્પ ન કરતાં નવકારમંત્રનું સ્મરણ કરવું અથવા બીજું જે કંઠે હોય તે મનમાં ચિંતવવું.

આ છએ પ્રકાર શરીરસુખાકારી માટે ખાસ ઉપયોગી છે. કુંવરજી

ઉત્તર—એમની કથા પદ્યબંધ શ્રી પાર્શ્વનાથ ચરિત્રમાં છે. તે જૈન હતા. ક્યારે થયા તે ચોક્કસ જણાયલું નથી. કયા પ્રભુના સમયમાં થયા તે પણ જાણવામાં નથી.

પ્રશ્ન ૫—નળરાજા કયા તીર્થંકરના વખતમાં થયા છે?

ઉત્તર—શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થયા છે.

પ્રશ્ન ૬—નંદીશ્વરદ્વીપ ક્યાં આવ્યો?

ઉત્તર—એ આઠમો દ્વીપ છે કે જ્યાં બાવન શાશ્વત ચૈત્યો છે.

પ્રશ્ન ૭—સ્થૂલભદ્રનું નામ ૮૪ ચોવીશી સુધી રહેશે એ હકીકત કયા ગ્રંથમાં લખેલી છે?

ઉત્તર—મારા ધારવા પ્રમાણે એ વાત એમના ચરિત્ર વગેરેમાં છે.

પ્રશ્ન ૮—શાંતિનાથની સ્તુતિમાં 'સુમતિને ઘેર પારણું' કહેલ છે. કોઈક ચોપડીમાં 'સુમિત્રને ઘેર' લખ્યું છે તો તેમાં ખરું શું સમજવું?

ઉત્તર—સુમિત્રને ઘેર એ બરાબર છે. શ્રી ત્રિ. શ. પુ. ચરિત્રમાં તે નામ છે.

પ્રશ્ન ૯—છપ્પન કોટી યાદવ રહેતા હતા તે દ્વારિકા અત્યારે છે તે કે બીજી?

ઉત્તર—કૃષ્ણે વસાવેલી દ્વારિકા તો બળી ગઈ, પછી સમુદ્ર ફરી વળ્યો. અત્યારે છે તે તો નાની છે ને બીજાએ વસાવેલી છે

પ્રશ્ન ૧૦—છપ્પન કોટી યાદવો કહ્યા છે તેમાં કોટી શબ્દનો અર્થ શું?

ઉત્તર—છપ્પન કુળકોટી કહેલ છે. કોટી ને કુળકોટીના અર્થમાં જુદા જુદા મતાંતરો છે, તેથી ચોક્કસ લખી શકાય તેમ નથી.

પ્રશ્ન ૧૧—બીજ, પાંચમ, આઠમ ને અગ્યારશના ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ દેરાસરમાં પ્રભુ સમીપે બોલાય કે નહીં?

ઉત્તર—પ્રભુ સમીપે તો તીર્થંકરના ગુણાનુવાદ કે સ્તુતિ-પ્રાર્થના જેમાં હોય તે જ સ્તવનાદિ બોલાય તિથિના ચૈત્યવંદન સ્તવનાદિ પ્રાંયે પ્રતિક્રમણ, દેવવંદનાદિમાં બોલાય. તેમાં પણ કેટલાક પ્રભુ સમીપે બોલાય તેવા છે.

પ્રશ્ન ૧૨—મોડામાં મોડી જિનપૂજા ક્યાંસુધી થઇ શકે?

ઉત્તર—મુખ્યવૃત્તિએ ત્રીજે પહોર પૂર્ણ થતા સુધી થાય; કારણવશાત્ સૂર્યાસ્ત ન થયો હોય ત્યાંસુધી પણ થાય.

પ્રશ્ન ૧૩—આયુષ્ય શ્વાસોચ્છ્વાસની ગણત્રી ઉપર છે કે વર્ષ-માસાદિની ગણત્રી ઉપર છે?

ઉત્તર—વર્ષ-માસાદિની ગણત્રી ઉપર છે શાસ્ત્રોમાં આયુનું કથન જ વર્ષયુક્ત કહેલ છે.

**પ્રશ્ન ૧૪**—સિદ્ધસેનદીવાકરે બત્રીશ બત્રીશીઓ બનાવી છે તેમાંથી ૨૧ મળે છે. તેમાંની પહેલી બત્રીશીની પહેલી ગાથાનો અર્થ શું છે?

**ઉત્તર**—એનો અર્થ કઠણ છે, તેથી વિદ્વાન મુનિરાજને પૂછવો.

**પ્રશ્ન ૧૫**—જીવના આઠ રુચકપ્રદેશ જે નિરંતર કર્મ રહિત હોય છે તે શરીરમાં કયાં રહેતા હશે?

**ઉત્તર**—શરીરના સર્વમધ્ય ભાગમાં રહે છે.

**પ્રશ્ન ૧૬**—છપ્પન દિશાકુમારીઓ કઈ નીકાયની છે?

**ઉત્તર**—ભુવનપતિ નિકાયની છે.

**પ્રશ્ન ૧૭**—દેવલોકમાં અપરિગ્રહિતા દેવી હોય છે તેને કુમારિકા કહેવાય?

**ઉત્તર**—ત્યાં પરણેલી શબ્દ જ ન હોવાથી કુમારિકા શબ્દ પણ ન વપરાય. ત્યાં અપરિગ્રહિતા એટલે 'મુકરર કરેલા સ્વામી વિનાની' એ અર્થવાળો શબ્દ જ વપરાય છે. તે કુમારિકા એટલે બ્રહ્મચારિણી હોતી નથી.

**પ્રશ્ન ૧૮**—ઋતુવંતી સ્ત્રી કેટલા વર્ષના બાળકને ભેગો સુવાડી શકે?

**ઉત્તર**—માતા વિના ન રહી શકે તેવા બાળકને જ ભેગો સુવાડાય, બાકી તો ગરમ કપડાવાળો બીજો બાળક અડી જાય તો તે પણ ભેગો સુવે. આમાં શિયળની વાડને સંબંધ નથી.

**પ્રશ્ન ૧૯**—સૂર્યચંદ્રાદિ નવે ગ્રહો સમકિતી છે કે કેમ?

**ઉત્તર**—સમકિતી છે, તેથી જ શાંતિસ્નાત્રાદિ વિધિમાં તેનું પૂજન થાય છે.

**પ્રશ્ન ૨૦**—પુરુષને કોઈ પ્રતિક્રમણ કરાવનાર ન હોય તો તેને સાધ્વીનું કરાવેલું પ્રતિક્રમણ ખપે કે નહીં?

**ઉત્તર**—એવો વ્યવહાર નથી, તેથી સાધ્વી સાથે પ્રતિક્રમણ કરવું કલ્પે નહીં.

**પ્રશ્ન ૨૧**—નમિઊણની ૧૬ મી ગાથામાં કબંધ શબ્દ છે તે બરાબર છે કે કમંધ જોઇએ?

**ઉત્તર**—કબંધ શબ્દ બરાબર છે. તેનો અર્થ વાંચો.

**પ્રશ્ન ૨૨**—કોઈ સાધુએ ચોથું વ્રત ભગ્ન કર્યું હોય તો તેને વંદાય કે નહીં? અને તેને સાધુ કહેવાય કે નહીં?

**ઉત્તર**—ચોથું વ્રત ભાંગનાર સાધુને વાસ્તવિક રીતે સાધુ ન કહેવાય અને તેને વંદન પણ ન થાય.

**પ્રશ્ન ૨૩**—એવા સાધુને તેણે પ્રાયશ્ચિત્ત લીધા પછી વંદાય કે નહીં?

**ઉત્તર**—તેને ગુરુ યોગ્ય પ્રાયશ્ચિત્ત આપે અને તે કરે, તો પછી ગુરુની આજ્ઞાથી તેને વંદાય.

**પ્રશ્ન ૨૪**—શ્રાવકના અતિચાર પૈકી સમકિતના અતિચારમાં **શ્રાદ્ધ સંવત્સરી** શબ્દ આવે છે તેમાં સંવત્સરી શબ્દનો અર્થ શું?

**ઉત્તર**—વૈષ્ણવો જેમ શ્રાદ્ધ કરે છે એમ સંવત્સરી ( વર્ષી ) પણ કરે છે તે સમજવો. એને માટે આ સભા તરફથી અર્થવાળા પાક્ષિક અતિચાર ( કિંમત બે આના ) છપાણા છે તે વાંચો.

**પ્રશ્ન ૨૫**—જેમ અત્યારે દેવાદાર પિતાનું દેવું પુત્રને આપવું પડે છે પણ જો તે પુત્ર દીધા વિના મરી જાય તો તેને આવતા ભવમાં તે દેવું આપવું પડે?

**ઉત્તર**—પિતાની લક્ષ્મી લીધી હોય ને દેવું આપવાના અખાડા કર્યા હોય તો આપવું પડે એમ જણાય છે.

**પ્રશ્ન ૨૬**—**વિમળાપુરી** નગરી ક્યાં આવી?

**ઉત્તર**—કોઈક વલ્લભીપુર( વળા )ને વિમળાપુરી કહે છે, પરંતુ તેનું ચોક્કસ સ્થાન જાણવામાં નથી.

**પ્રશ્ન ૨૭**—અષ્ટાપદ પર્વત અયોધ્યાની ઉત્તરે બાર યોજન છેટે આવેલો છે એમ શ્રી ઋષભચરિત્રમાં કહેલ છે, તો તે યોજન કયા અંગુલના સમજવા? અને તે અયોધ્યા નગરી હાલમાં છે તે સમજવી કે કેમ?

**ઉત્તર**—એ હકીકત ક્રોડાક્રોડ સાગરોપમ અગાઉની છે. તે યોજન આત્માંગુલના સમજવા. અત્યારે છે તે અયોધ્યાને પૂર્વ અયોધ્યાના સ્થાન સાથે પણ સંબંધ જણાતો નથી, તો તે અત્યારે ક્યાંથી જ હોય?

**પ્રશ્ન ૨૮**—પોસાતી શ્રાવક મુનિવેશ રાખી શકે?

**ઉત્તર**—ન રાખી શકે. પડિમાધારી શ્રાવક ૧૧ મી પડિમામાં રાખી શકે.

( ૨ )

( પ્રશ્નકાર—**માસ્તર જીવણલાલ પોપટલાલ પાટણકર—મીયાગામ** )

**પ્રશ્ન ૧**—ઉત્સેધાંગુલ, પ્રમાણાંગુલ ને આત્માંગુલનું સ્વરૂપ જણાવશો.

**ઉત્તર**—એને માટે તમારે કર્મગ્રંથ, લોકપ્રકાશ વગેરે પ્રકરણોમાંથી એ વિભાગ વાંચીને સમજવો જોઈએ. તેનું સ્વરૂપ ટૂંકામાં લખાય તેમ નથી.

**પ્રશ્ન ૨**—ફૂલોમાં કેટલીક વખત ઝીણી જીવાત હોય છે તે જીવાત ફૂલ ધોવાથી મરી જાય છે તો ફૂલ ધોવાની જરૂર છે?

**ઉત્તર**—ફૂલ સ્વભાવે જ પવિત્ર છે, તેને ધોવાની જરૂર નથી. જે ધોવે છે તે તેનું સાચું સ્વરૂપ સમજતા નથી.

**પ્રશ્ન ૩**—શત્રુંજયગિરિ શાશ્વત છે કે અશાશ્વત છે?

**ઉત્તર**—શત્રુંજય પ્રાયે શાશ્વત છે. ખાસ શાશ્વત પદાર્થોમાં બીલકુલ વધઘટ થતી નથી, તેનું સ્વરૂપ કોઇ કાળે બદલાતું નથી. શત્રુંજય તો અવસર્પિણીમાં પહેલા આરાથી ઘટતો આવે છે, છઠ્ઠે આરે ગાત્ર સાત હાથનો રહેવાનો છે; ઉત્સર્પિણીમાં વધતો વધતો ૮૦ યોજનનો થવાનો છે.

**પ્રશ્ન ૪**—ગંગા ને સિંધુ શાશ્વતી નદી કહી છે તે અત્યારે જણાય છે તે કે બીજી?

**ઉત્તર**—અત્યારે છે તે નહીં. એ ગંગા તેમ જ સિંધુ તો અહીંથી બહુ દૂર છે. અત્યારે જેમ વૈતાઢ્ય પાસે જવાતુ નથી તેમ તેની પાસે પણ જવાતું નથી.

**પ્રશ્ન ૫**—આખો દિવસ પહેરી રાખેલું ધોતિયું ધોયા પછી પહેરીને જિનપૂજા થાય?

**ઉત્તર**—જિનપૂજા માટે ખાસ જુદું વસ્ત્ર જ રાખવું જોઇએ કે જે પૂજા વિના બીજા કાર્યમાં પહેરાય જ નહીં.

**પ્રશ્ન ૬**—પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં અતિચારને સ્થાને વંદિત્તુ કહી શકાય?

**ઉત્તર**—ન કહી શકાય. વાંચીને પણ અતિચાર જ કહેવા જોઇએ.

**પ્રશ્ન ૭**—બેટરીમાં પ્રગટ થતો પ્રકાશ અગ્નિકાય છે કે અચિત્ત છે?

**ઉત્તર**—અગ્નિકાય છે, અચિત્ત નથી. તે પ્રકાશ છૂટો પડે તો બાળી શકે છે. એ દાહકશક્તિ અગ્નિકાયની જ છે.

કુંવરજી

## सुभाषित

अभिमानं सुरापानं, गौरवं घोररौरवं।
प्रतिष्ठा शूकरीविष्ठा, त्रीणि त्यक्त्वा सुखीभव ॥ १ ॥

અભિમાન મદિરાના પાન જેવું છે, ગૌરવ રૌરવ નરક સમાન છે, પ્રતિષ્ઠાનો મોહ શુકરની વિષ્ટા સમાન છે, તેથી તે ત્રણે (અભિમાન, ગૌરવ ને પ્રતિષ્ઠા)ને તજીને સુખી થા. આ શ્લોકમાં ઘણું રહસ્ય સમાયેલું છે. તેને અનુરૂપ વર્તન કરવામાં આવે તો જીવન સદાચરણી બને.

# જીવન–પ્રેમ

૧. સંત જીવનનો મહિમા એ છે કે તે પ્રત્યેક વસ્તુને સુખમય બનાવી દે છે. દરેક સમુદાયમાં આનંદ રેલાવવાથી જીવન પ્રેમ અને આનંદમય બને છે. પ્રેમનું પ્રાબલ્ય એટલું મહાન્ છે કે તે દરેક પદાર્થમાં સુંદરતા તથા શક્તિ ભરી દે છે. એ મહાન્ પ્રેમ તો માત્ર સંત-ખરા સાધુમાં જ હોય છે. એવા સંતને શોધી તેની સંગતિનો સુખાસ્વાદ મેળવવો એની મનુષ્યને પૂરી જરૂર છે.

૨. વાણીમાં દંભના ડેળવવાથી આધ્યાત્મિક શક્તિ વધે છે.

૩. ફક્ત પરમાત્માની જ સ્તુતિ કરો. બીજાની ખુશામતથી આત્માની અવનતિ થાય છે.

૪. પરિણામ તરફ ગઢ જ લક્ષ રાખી કોઈપણ કામ કરવું. અવિવેકથી માણસ આફતમાં આવી પડે છે.

૫. પરોપકારથી માણસ ઇશ્વર તરફ ગતિ કરે છે. પરોપકારી પુરુષ બીજાને મદદ કરવાથી અનહદ આનંદનો અનુભવ કરે છે.

૬. સ્વાર્થી માણસ પારકા માણસને ભોગે સુખી થવા ફાંફાં મારે છે, પણ તેને સમજવું જોઈએ કે જેને બીજા ઉપર દયા નથી આવતી તેને આ જગતમાં સુખી થવાનો અધિકાર નથી, પછી ભલે ને બાહ્યદૃષ્ટિએ સુખ અને સમૃદ્ધિવાળો દેખાતો હોય.

૭. નિર્ભય જીવન ગુજારતા શીખો. જેને ઇશ્વર પર ખરી શ્રદ્ધા છે તેને કોઈની તરફથી ડરવાની જરૂર નથી.

૮. ખલ અને કપટી માણસથી હમેશાં દૂર રહો, કારણ કે એનાં સંસર્ગમાત્રથી

( ૮ )

"આજે તો જરૂર સારા શુકન થયા છે. એ વિના નહિ જેવા પરિશ્રમે આવા અઢળક ધનના ઢગલા જોવા-ઉલેચવાના મળે કયાંથી ?"

સાથીદારના ઉપરના શબ્દોથી ઉત્તેજિત બની જઇ પાંચ સો ચોરોનો સ્વામી પ્રભવ ધીમેથી બોલ્યો :

"અરે પિંગળ ! મારી શક્તિનો-મારા સાહસનો શું તને આજે જ ખ્યાલ આવ્યો ? આટલા દિવસના પરિચયથી તું એટલું પણ ન સમજી શકયો કે આ પ્રભવ એ કોઇ સામૂલી માણુસ નથી."

પિંગળ—"તમે પોતે એક રાજપુત્ર હોઇ, મહાસાહસિક લડવૈયા છો એ તો સૌ કોઇ જાણે છે વળી સંખ્યાબંધ ધાડા પાડી, સામનો કરનારને ધૂળ ચાટતા કરી, હજારોની લૂંટ પલ્લી ભેગી કરનાર આપની શક્તિ મેં મારી સગી આંખે જોયેલી હોવાથી અને એક કરતાં વધારે વાર હું આપની સાથે જ હોવાથી તમારા પરાક્રમની એ વાર્તાઓથી તદ્દન અજ્ઞાત પણ નથી. મારા આશ્ચર્યનો વિષય જુદો જ છે અને તે આજ નીકળ્યા ત્યારે આપે કરેલી શુકનપરીક્ષાનો.

જો અમારા જેવાની સલાહથી આગળ વધવાનું હોત તો નીકળતાં જે શુકન થયા-જે કર્કશ સ્વર સંભળાયો-એ જોતાં અમે હરગીજ એક ડગલું પણ આગળ ન ભરત. કદાચ નછૂટકે ભરવું પડત તો આ દિશામાં તો ન જ આવત. અલબત્ત, ઋદ્ધિસિદ્ધિમાં જે ઘરની ખ્યાતિ સારા દેશમાં કપૂરની વાસ માફક પ્રસરી રહી છે એ લૂંટવાનો મોહ જરૂર હતો, પણ એને માટે લગ્નના દિનો પસંદ કરવા-જે વેળા અવર-જવર વિશેષ હોય અને વધારે માણુસ સાથે બાખડી બાંધવી પડે એવો સમય જાણીબૂઝીને સ્વીકારવો એ અમારા જેવાને ડહાપણભર્યું ન જ લાગત. અમારી નજર તો બને ત્યાં સુધી ઓછું બળ ખરચીને ચોરી-છૂપીથી કામ લેવા ટેવાયેલી છે. જ્યાં ધમાધમ ને જાગ્રતિ વધુ હોય અને સામનો થવાનો ઉઘાડો સંભવ હોય ત્યાં હરગીજ પગ ન મૂકવો એ આપણા ધંધાની સલામતી છે, પણ આપે એ બધાને અભરાઇ પર ચઢાવી, મશહૂર એવા નવાણુ કોટિના સ્વામીનું ઘર પસંદ કર્યું. વળી જોડે પાંચસોને ન લાવતાં બબ્બે ત્રણત્રણની ટુકડીઓમાં વહેંચી નાંખ્યા અને માત્ર ગણત્રીના માણુસ લઇ પ્રવેશ કર્યો. આ વિશાળ આવાસના એકે એક ખૂણામાં માનવવસ્તી હોવા છતાં આપની છાતી જરા પણ ધડકતી નથી. એ તો સારું છે કે

લગ્નનો અમાપ આનંદ માની-કયાં તો એ અંગેના પરિશ્રમથી કે માથેથી એક મોટો ભાર ઊતરી જવાના અનેરા હર્ષથી-દાસ, દાસી અને પહેરેગીરોનો સમૂહ નિરાંતથી નિદ્રામાં પડ્યો છે. જવલ્લે જ કોઇ રોકટોક કરનાર મળ્યો છે. એમાં વળી આપે અવસ્વાપિની નિદ્રાનો પ્રયોગ અજમાવ્યો છે, એટલે સર્વત્ર આપણે માટે નિષ્કંટક સામ્રાજ્ય જેવી સ્થિતિ સ્થપાણી છે. તાલોદ્‌ઘાટિની વિદ્યા છતાં એનો ઉપયોગ કરવાની તો જરૂર પડે તેવું જ નથી અલંકારો ને કિંમતી રત્નો ચક્ષુની સામે ઢગલાબંધ પડ્યાં છે. બંધાય તેટલાં બાંધી લ્યો અને ઉલેચાય તેટલાં ઉલેચી લ્યો. તેથી જ અમારા કરતાં આપની શુકન જોવા-પારખવાની દૃષ્ટિ નિરાળી હોઇ, મારા માટે આશ્ચર્ય પેદા કરનારી બીના બની છે "

" પિંગળ ! આટલા ધનથી સંતોષ માની પાછા ફરવાનું નથી મારી સાથે મૂંગો મૂંગો ચાલ્યો આવ બીજું પણ અવનવું નિરખવાનું છે "

પિંગળ નાયકની સૂચના ધ્યાનમાં રાખી, મનમાં એની અજબ કાર્યકુશળતાની પ્રશંસા કરતો જ્યાં પછવાડે મૂકપણે ડગ ભરે છે ત્યાં બાજુના કમરામાંથી વાર્તાલાપના રવ કર્ણ પર અથડાય છે. ઉભય ચુપકીદી સેવતાં, કોઇની પણ નજર ન પડે એમ એક અંધારા ખૂણાનો આશ્રય લઈ લપાઇ રહે છે.

" હજુ તમારાં લેખાં પૂરાં ન થયાં ? આજે તો એ કાગળ કલમ ઊંચાં મૂકો. એકના એક લાડકવાયાનાં લગ્નમાં કદાચ બે પાંચ હજાર વધુ ખરચાયા તો આપને શી મુશ્કેલી આવવાની છે ? જ્યાં કરોડોની મિલ્કત મળી હોય ત્યાં એવો વિચાર શોભે ? વણિકબુદ્ધિ જ કોઈ વિલક્ષણ છે ! એ દોકડાને પણ કાગળે ચડાવે. "

" ભોળી વામા ! તારી વાત સમજ વગરની છે. 'બક્ષીશ લાખની પણ હિસાબ કોડીનો ' એ વૃદ્ધોક્તિ છે અને એમાં ઘણું રહસ્ય છુપાયેલું છે. 'વાણિયા વિના પ્રતિવાસુદેવ રાવણનું રાજ્ય ગયું' એ કોણ નથી જાણતું ? વણિકની દક્ષતાનો પરચો વ્યાપારમાં જણાઇ આવે. હિસાબની ચોખવટ ને ગણત્રી તો એની જીભના ટેરવે રમતી હોય ! નામુ ન માંડી શકે તે વાણિયો નહીં, પણ હું તું ધારે છે તેવું નામું નહોતો લખતો. એકના એક દીકરાના લગ્નમાં તું થોડા હજાર વધુ ખરચાયા તેની ચિંતા ન કરવાની વાત કરે છે, જ્યારે હું તો બાકી રહેલા કરોડો કેવી રીતે ખરચવા એની કાચી નોંધ કરી રહ્યો છું. સવારે અનુચરોને મેં પ્રથમથી જ આજ્ઞા આપી દીધી હતી કે ખરચાય તેટલું ખરચો ને નિશ્ચિંત બની આનંદ મહાલો રક્ષણની બહુ ચિંતા કરશો જ નહીં. પ્રભાતે એ બધાનો સામટો હિસાબ કરવાનો જ છે."

" અરે ! તમે શું વદી રહ્યા છો ! સઘળું ધન ઊડાડી મેલી શું મારા પુત્રને અને આઠ પુત્રવધૂઓને નિર્ધન બનાવી દેવા છે ? આપણી વય પાકી છે

એ હું જાણું છું. પુત્રને તમોએ પ્રવ્રજ્યા માટે કહેલા શબ્દો મને યાદ છે. હજુ પણ તે મગજમાં રમે છે–' દીકરા! તારી વય લગ્નજોગ છે ને મારી વય ચારિત્ર-જોગ છે. ' એ વાક્ય સત્ય કરી દેખાડવાની પળ પ્રાપ્ત થઈ છે. એનો આપ અમલ કરો એમાં હું આડી નહીં આવું; પણ સઘળું ધન ઊડાડી મૂકીને તમે સંસાર છોડો અને સંસારનો જેને જરા સરખો પણ અનુભવ ન ગણાય અને માંડ જેણે એમાં પદસંચાર કર્યાને થોડી ઘડીઓ જ વીતી છે એવા પુત્રના ખભા પર જાતે કમાઈ ખાવા જેવી ચિંતાનો ભાર મૂકતા જાઓ એ હું ન જ સાંખી શકું; માટે સાત ક્ષેત્રે ખરચવાની તમારી યાદીમાં પાછળ રહેનાર માટે પણ જોગવાઇ કરી લેજો. "

"રજનું ગજ તે આનું નામ. પૂરી વાત સમજ્યા વિના ' કાગ ' માંથી ' વાઘ ' તેં બનાવ્યો. પુત્ર ઉપર મારા કરતાં અધિક સ્નેહ રાખનાર ઓ ભામિની! તું તારા જાયાને પૂરી ઓળખી શકી જ નથી. તું જાણે છે કે દીકરો ઘોડે ચડી એક બે નહિ પણ આઠ લલનાઓ સાથે પાણિગ્રહણ કરી આવ્યો એટલે હવે ઘર માંડશે. પોતે લીધેલી પ્રતિજ્ઞા નેવે મૂકશે. નામ પર કાયમને માટે કાળી ટીલી લગાડશે!"

"ત્યારે શું તમે એમ ધારો છો કે એ આવતી કાલે જ દીક્ષા લેશે? જ્યાં એક મૃગનયનીનો પાશ છોડવો કઠણ છે ત્યાં એવી આઠની જાળ ભેદવી એ ભલભલાને માટે મુશ્કેલ છે, ત્યાં આ તો મારો વણિક બાલુડો!"

"ખરેખર, માતાનું વાત્સલ્ય કોઈ અનેરું જ છે. એનો પુત્ર-પ્રેમ શાસ્ત્રકારો લખી ગયા છે તેમ અદ્વિતીય છે. પ્રથમ તીર્થપતિ ઋષભદેવે કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી મેળવી, સમવસરણમાં બેસી દેશના દેવારૂપ અદ્ભુત શક્તિ પ્રાપ્ત કરી હતી, છતાં મરુદેવામાતાને મન એ બાલુડાની કંઈ ઓછી ફીકર હતી? તું જંબૂકુમારને સામાન્ય બાળક સમજે છે. લગ્ન કરી દીધું એટલે માને છે કે હવે એ પેલી પ્રતિજ્ઞા ભૂલી જઈ, પ્રમદાઓના સ્નેહમાં સંસારી જીવડો બની જશે. સુધર્માસ્વામી જેવા ગણાધીશને શરમનું ભાજન બનાવશે. સંઘમાં ચર્ચાના પૂર ઉલટાવવામાં નિમિત્તભૂત બનશે.

"જો આવી તારી માન્યતા હોય તો અત્યારથી જ એ ભૂલી જજે. એ વૈશ્યકુળમાં ભલે જન્મ્યો હોય છતાં એનામાં ક્ષત્રિય ખમીર છે. એની વૃત્તિ સિંહ સમ નિડર ને અડગ છે, છતાં એમાં આવેગનું નામ નથી. સ્વયં ગ્રહણ કરેલ પ્રતિજ્ઞા પર પાણી ફેરવવાનું કાર્ય આજે તો શું પણ સારા જીવનભરમાં એના હાથે કદાપિ બનનાર નથી. 'પુત્રના લક્ષણ પારણામાંથી જણાય' એ ઉક્તિના જોરે હું ખાત્રીથી કહી શકું છું કે આજની નિશા એના સંસાર-જીવનની છેલ્લી રાત્રિ છે. વ્યવહારિક નજરે ભલે એ સૌભાગ્યરાત્રિ લેખાય છતાં સાચી રીતે તો એ સ્વરૂપે-કાયમી

સૌભાગ્ય દેનાર તરિકે–તો આવતીકાલની રાત્રિ જ પરિણમશે ”

“અરે ! શું તમે આ સાચું કહો છો? તો પછી મને આપેલ વચનની શો કિંમત?”

“કેમ, તારા વચન ખાતર તો એ ઘોડે ચડી, આઠ લલના સહ પાણિગ્રહણ કરી આવ્યો. તેં કહ્યું હતું કે ‘ લગ્ન કરી મને પુત્રવધૂનાં સુખ જોવડાવ. ’ તારા સંતોષ ખાતર બાહ્ય નજરે મુશ્કેલ જણાતું એ પગલું પણ એણે ભર્યું. ”

“ તો પછી શું એ બિચારી આશાવંતીઓને શુકનમાં જ પતિવિરહ પ્રાપ્ત થવાનો અને એમાં હુ નિમિત્તભૂત લેખાવાની? હું કોઈ સંજોગોમાં એમ નહીં થવા દઉં. મારાથી એ જોયું જવાતું નથી. આપની વાણી સાચી છે. દીક્ષા લેવા જેવી પવિત્ર વસ્તુ બીજી કોઇ નથી; છતાં હું બહુલકર્મી હઈશ તેથી મને પુત્રસ્નેહ છૂટતો નથી તેમ પરિણીત ત્રિયાઓ કાયમી દુઃખ ભોગવે એ જોયું જવાનું નથી. પરણી લાવ્યો તો લગ્નવેળાની પ્રતિજ્ઞા પાળી બતાવવી જોઈએ. ”

“આ જાતની આગામી ચિંતા કરવાનું લેશમાત્ર પ્રયોજન નથી મેં તને પ્રથમથી જ કહ્યું છે કે તારા દીકરામાં સમજુતીથી કાર્ય કરવાની કુશળતા છે તેથી તે એવો રાહ લેશે કે તેમાં તારો વિરોધ અગ્નિમાં ઘી પીગળી જાય એવી રીતે પીગળી જશે અરે! તું અને હું એમાં સાથીદાર બનશું. મારા કાનમાં એ વાતના ભણકારા વાગી રહ્યા છે. ‘ વહુનાં લક્ષણ બારણામાંથી જણાય ’ એ વૃદ્ધોક્તિ જોતાં, એ પર ઊંડી દૃષ્ટિએ વિચારતાં પરિણામ સુંદર જણાય છે. કુળની કીર્તિને અમરતા અર્પે એવું દેખાય છે અને તેથી જ મારો અત્યારનો પ્રયાસ સાચી દિશામાં છે. ”

પ્રભવ કહે છે–“ પિંગળ ! આ એક ચમત્કાર જોયો. હવે એ નવપરિણીત જંબૂકુમારને પણ જોઈ લઈએ. તું સમજી ગયો હઈશ કે ઉપરનો સંવાદ જેમની વચ્ચે ચાલી રહ્યો છે એ જંબૂકુમારના માતાપિતા યાને ધારિણી શેઠાણી ને ઋષભદત્ત શેઠ. છે. ”

પિંગળ–“ એમના પર અવસ્વાપિની નિદ્રાનો પ્રયોગ કેમ ન કર્યો ? જાગતા હશે તો જરૂર ભયજનક થઇ પડશે. ”

પ્રભવ–“ આવા જાગ્રત આત્મા ઉપર વિદ્યાનું જોર ન ચાલી શકે. બાકી એમની વાત સાંભળતાં એ ભયકર્ત્તા બનનાર નથી એમ સ્પષ્ટ દેખાય છે. કોઇ નવું જ આશ્ચર્ય બનવાનું. આવતી કાલે રાજગૃહીની જનતા કોઈ અનોખું ને અદ્દભુત કૌતુક ભાળવાની. ”

પિંગળ–“ સ્વામી ! બેઅદબી માફ કરશો. બાકી કૌતુક જોવાના મનોરથ સેવવા કે દુશ્મનના ઘરમાં વધુ સમય ગુમાવવો એ આપણા વ્યવસાયને બંધબેસતી વાત નથી ‘ दीर्घसूत्री विनश्यति ’ એ અનુભવીઓનું વચન છે. ”

પ્રભવ–“ શકુન પારખવાની અદ્દભુત શક્તિનો જ્યારે તને પરચો પ્રાપ્ત થયો છે ત્યારે નિઃશંક મારી પાછળ ચાલ્યો આવ

અને જિંદગીમાં પહેલી જ વાર જે વિલક્ષણ દૃશ્ય જોવાનું અચાનક પ્રાપ્ત થયું છે તે જો. ચોર કાયમને માટે 'ચોર જ' રહેવા સર્જાયો નથી. તારો માલિક, આ પ્રભવ મૂળ તો એક રાજપુત્ર છે, એ વાત રખે ભૂલતો. છૂપી ચાલબાજી કરતાં એ તો સાહસનો પૂજારી છે."

પરસ્પર ધીમેથી વાત કરતાં ઉભય શયનગૃહની પાછળની બાજુ પર આવી પહોંચ્યા કે જ્યાંથી આખું યે દૃશ્ય નજરે પડે છતાં તેઓ સામાની દૃષ્ટિએ ન પડે. વળી અંતર પણ નહીં જેવું હોવાથી દંપતી વચ્ચે ચાલતો વાર્તાલાપ જરા પણ મુશ્કેલી વગર સાંભળી શકાય.

સ્વર્ગની અપ્સરામાં પણ જે સૌન્દર્ય અને લાવણ્ય જવલ્લે જ જોવાનું મળે એવી આઠ કાન્તાઓનાં મુખારવિંદ જોતાં અને એમની વચ્ચે નિઃશંકપણે બેસી સ્મિત વદને ચર્ચા કરતાં તેજસ્વી ભાલવાળા જંબૂકુમારને નિહાળતાં ઉભય સાથીઓના અચંબામાં ઓર વૃદ્ધિ થઇ. ત્યાં તો કુમારના મધુર શબ્દો કર્ણપટ પર અથડાયા—

"હે લલનાઓ! તમોને એક પછી એક મેં સંપૂર્ણપણે સાંભળી. તમારી કથાનો ઉપનય સમજી લઇ એના સામે સચોટ કથાઓ રજૂ કરી. ઉત્તરનો પ્રત્યુત્તર વાળ્યો. ભવિષ્યના સાહિત્યકાર માટે સુન્દર ને રસભરી સામગ્રી એ રીતે તૈયાર થઇ, પણ એથી આપણું કાર્ય પૂરું થતું નથી. રજની વિદ્યુત્ વેગે વહી રહી છે. જોતજોતામાં પ્રાતઃકાળના ચોઘડીઆં વાગશે. 'લગનવેળા ગઇ ઊંઘમાં પછી પસ્તાવો થાય' જેવું હાસ્યજનક વર્તન ન દાખવવું હોય તો હવે આપણે મૂળ મુદ્દા પર ઝટ આવી જવું જોઇએ."

સમુદ્રશ્રી–"સ્વામી! એક તરફ મુદ્દા પર આવવાની વાત કરો છો અને બીજી તરફ હઠીલાઇ કરો છો. પછી વિલંબ થાય જ ને! જ્યારે પરણ્યા ત્યારે સંસાર માણી જાણો. આખરે સંયમ તો છે જ ને! આદ્ય તીર્થપતિ શ્રી ઋષભદેવ પ્રતિ મીટ માંડો કે અંતિમ જિન શ્રી વર્ધમાનસ્વામીને અવલોકો. તેઓએ ભોગ પણ ભોગવ્યા અને સમય પ્રાપ્ત થતાં ત્યાગનો રાહ પણ સ્વીકાર્યો. એમને મન બ્રહ્મચર્ય વ્રતની કિંમત નહોતી એમ તો આપ નહીં જ કહી શકો. તમારી સરખા સમજુને વધુ શું કહેવું?"

પદ્મશ્રી–"નાથ! મારી વડિલ ભગિનીએ જે વાત મૂકી છે તે તદ્દન ફેંકી દેવા જેવી નથી. માની લ્યો કે તમારી ઇચ્છા લગ્ન કરવાની નહોતી, પણ માતાને રાજી રાખવા-જ એ પગલું નછૂટકે ભરવું પડ્યું. પ્રભુશ્રી વર્ધમાનના સંબંધમાં પણ એમ જ સંભળાય છે. ત્રિશલામાતાના આગ્રહે જ તેઓશ્રી યશોદા કુંવરી સહ પરણ્યા, પણ પછી આપની માફક છૂટકબારી નઃશોધતાં સાચા પ્રેમીને છાજે તેમ સંસારમાં રહ્યા જ્યાં ચોખ્ખી ને ચટ જેવી સીધી વાત છે ત્યાં શા માટે આંટીઘૂંટી આદરી તલસાવો છો? વિનાકારણ વિરહના વિચારથી તપાવો છો?"

પદ્મસેના–" વલ્લભ ! સાચે જ તમો અમને સર્વને અતિ વહાલા છો. એટલે જ આટલાં મનામણાં અમે કરી રહ્યાં છીએ, બાકી જે હાથોમાં પારણા ઝુલાવવાની તાકાત છે તે હાથો વિશ્વમાં જાતજાતની ઉથલપાથલ કરી નાંખવાનું બળ પણ ધરાવે છે. એવા સોળ હાથોની વચમાં ફસાનાર માનવી ગમે તેવો વિચાર રાખે, પણ તે ફોગટ જ નિવડે માટે અમે જેમ કુળવટ દાખવીએ છીએ તેમ તમે પણ દાખવો અને વધુ ન તલસાવો. "

કનકસેના–" પ્રાણેશ ! આવા સુસમયે જ્યારે અગત્ય છે પરસ્પરના અંગોને મળવાની ત્યારે આપ કેવું વલણ અખ્તીયાર કરી રહ્યાં છો ? દલીલબાજીની વાતો ચલાવવાથી હવે થઇ ન થઇ થવાની નથી. અન્યની કન્યાઓના હાથ ગ્રહણ કર્યા–સપ્તપદીની પ્રતિજ્ઞાઓના ઉચ્ચાર કર્યા. જગતની આંખે પોતાની અર્ધાંગના તરિકે સ્વીકારી લાવ્યા અને હવે અર્ધા અંગને બદલે એક આંગળી પણ આપતા નથી, કિંવા એકાંગમાં પરિણમવાને સ્થાને ભેદ પાડવાનાં પગરણ માંડ્યાં છે એ પ્રથમ જિનના નામ સમ પ્રશંસનીય અભિધાન છે જેનું એવા ઋષભદત્ત શેઠના તનુજને છાજતું નથી."

નભસેના–" ઇશ ! જ્યાં આજે કામકળાઓ નાવિવિધ પ્રદર્શનો થવા જોઇએ, જ્યાં આજે રતિક્રીડાની રમઝટ જામવી જોઇએ અને જ્યાં આજે મદનરાજ પૂરબહારમાં ખીલવો જોઇએ ત્યાં નિરસ વાર્તાલાપ કે મતપાલનની શુષ્ક વાતો શા કામની ? મતભંગ પછી પુનઃ એના આરાધન નથી થતાં ? નંદિષેણ કે આર્દ્રકુમાર જેવા તીવ્ર સંયમી ન ફાવ્યા ત્યાં તમે ફાવવા માંગો છો ? એ તો કુમાર અવસ્થામાં ચાલી નીકળ્યા હતા, છતાં લપટાણા જ્યારે તમોએ તો એક બે નહિ પણ આઠનું સ્વામીત્વ મેળવ્યું છે. એ કેવી રીતે તરછોડાશે ? આઠની આંતરડી કકળાવનાર ચારિત્રમાં કેટલા ડગ ભરી શકશે ? "

કનકશ્રી–" પતિદેવ ! આજે તો નેવનાં પાણી મોભે ચડવા જેવું ઊલટું કાર્ય થઇ રહ્યું છે. રીસાવાનું તો અમારે હોય, તેને બદલે એ પાઠ તમે ભજવી રહ્યા છો ! મરદને એ ન છાજે. ઘોડે ચડ્યા ત્યારથી જ જનતાએ જાણ્યું છે કે તમે ઘરસંસારમાં પડ્યા છો તો પછી આ અવસર એળે શા સારુ ગુમાવો છો ? "

કનકવતી–" રમેશ ! રસ લુંટવાની વેળા ન વીણસાડો. ગયો સમય આવતો નથી, તેમ પ્રથમ રજનીની મોજ પુનઃ પુનઃ પ્રાપ્ત થવાની નથી. એ ગુમાવી ' ગમાર 'માં નામ ન નોંધાવો. "

જયશ્રી–"મસ્તકમણિ ! જ્યારે માતાના આગ્રહને માન આપી લગ્ન કર્યાં, એ રીતે વાત્સલ્ય દાખવ્યું ત્યારે આ આઠ પ્રિયાની વિનતિ માની રતિપ્રિય બનો, રજનીને નિરસ ન બનાવો. પ્રિયાનો સ્નેહ સાચવવાની પતિની ફરજ વિસરી ન જાઓ. માતા પણ નારીજાત છે અને સ્ત્રી પણ નારીજાત છે તો બંનેની સાથેના વર્તનમાં ભેદ શા કારણે ? " ચોક્સી

# "પધારો પર્વાધિરાજ !"

"પધારો પર્વાધિરાજ પર્યુષણા પર્વ !"

આરાધ્ય પર્વને વધાવતી વદે છે ભાવભરી શ્રાવિકાઓ અને ભાવભર્યા શ્રાવકવૃન્દો, જાણે પ્રેમભાવના છાંટતા વિવિધ ને શીતળ ફુવારાઓ. પર્વાધિરાજને ચરણે નમતી લતાઓ સમી શ્રાવિકાઓ રાસની રમઝટ મચાવે છે, તે સમયે અમાસની અંધારી રાત્રિના અંધકારને ચીરતા રમણીય દિવાકર સમા પધારે છે પર્વાધિરાજ શાન્ત સ્મિતવદને ને ગજરાજ સમ અડગ પગલે, અવકારે છે સર્વકો'

"પધારો પર્વાધિરાજ પર્યુષણા પર્વ !"

દશ દિશામાં એ જ મંગલધ્વનિ પ્રતિધ્વનિ, જાણે વિશ્વના વિશાળ કંદરામાંથી ઊઠતો પ્રતિધ્વનિ અસ્ખલિત ને ધર્મમય-મંગલભાવનામય.

"પધારો પર્વાધિરાજ પર્યુષણા પર્વ !"

પડદા પર પડતી ચલચિત્રની સતત ધારાવલી સમી ભવિજનના હૃદયપટ પર ગતિ પામે છે તીર્થંકરોના ભવ્યભાવની ચલચિત્રાવલી, ઉપજે છે કો' અવર્ણનીય–અકથનીય આનંદ, ધ્યાનસ્થ ભાવમય નેત્રો બને છે સ્થિર ભવિજનનાં અને અંતરે સ્થાપિત થાય છે ભગવાન મહાવીરનો વિશ્વ પ્રેમમંત્ર–'સમભાવના.' પાપના રાશિ સમા કલહ–કંકાસો વિરમી પ્રકાશી ઊઠે છે 'ક્ષમાપના' જાણે વાદળ ચીરી પ્રકાશતો સહસ્રરશ્મિ. સમભાવની સહગામિની સમાન જીવદયા ભાવના. "અહિંસા" મુખ્ય ધર્મ છે પ્રત્યેક જૈનનો.

આત્મસ્વરૂપમાં રમણતા, પૌદ્ગલિક પદાર્થોમાં વિરક્તતા–વૈરાગ્ય ભાવ ને પ્રાણીમાત્રમાં સમભાવ એ છે સાચા જૈનનાં શસ્ત્રો. યથા બ્રહ્મચર્ય છે એક મહાન્ શસ્ત્ર સાચા બ્રહ્મચારીનું. તપશ્ચર્યા, મનઃસંયમ ને પરસ્પરની સાચી ક્ષમાપના એ પર્વાધિરાજનાં મુખ્ય સાધનો. જિનેશ્વરોનાં પવિત્ર ચરિત્રોનું શ્રવણ એ છે પુણ્યનું સાધન પર્વાધિરાજ પર્વમાં.

પર્વાધિરાજનું પૂજન કરનાર ધર્મી હોવો જોઇએ. જેનામાં યોગ્યતાવાળો વિનય હોય તે જ ધર્મી છે. ધર્મનું મૂળ વિનય. વિનયથી પ્રાપ્ત થાય ગુરુશુશ્રૂષા, ગુરુશુશ્રૂષાથી શ્રુતજ્ઞાનની સંપ્રાપ્તિ, જ્ઞાનથી પમાય વિરતિભાવ, તેથી થાય આશ્રવનિરોધ, આશ્રવનિરોધથી સંવરપ્રાપ્તિ, સંવરથી મળે તપોબળ, તપોબળથી થાય નિર્જરા, નિર્જરાથી ક્રિયાનિવૃત્તિ, ક્રિયાનિવૃત્તિથી અયોગીપણું અને યોગનિરોધથી થાય ભવની પરંપરાનો વિનાશ એટલે કે મોક્ષની સંપ્રાપ્તિ તેથી જ મનાયું છે સર્વ કલ્યાણનું ભાજન વિનય.

ફલદાયી હો એ પર્વની આરાધના કરનાર ભવ્ય જનને પર્વાધિરાજ.

ગૃહે ગૃહે મંગલભાવે ઉચ્ચરો પ્રત્યેક ભવિજન પ્રેમથી કે—

**"પધારો પર્વાધિરાજ પર્યુષણા પર્વ !"** **મુનિ હેમેન્દ્રસાગર**

# સુભાષિત–વચનમાળા

અનુસંધાન પૃ. ૧૦૨ થી

૨૨૫. ધનવાન છતાં નિરભિમાની, જ્ઞાની છતાં નમ્ર, અધિકારી છતાં ન્યાયપ્રિય અને રૂપવાન છતાં સુશીલ હોય તે સર્વનાં અભિનંદનને પાત્ર છે.

૨૨૬. મનુષ્યપણાની સમાનતા છતાં સ્થિતિ–સંજોગની અસમાનતાના કારણે એક માણસ સર્વત્ર અનાદરને પાત્ર બની ધક્કા ખાય છે, જ્યારે અન્ય મનુષ્ય બધાં સ્થાને સન્માનનું ભાજન બને છે.

૨૨૭. સ્ત્રી બધું સહી લેશે, પણ એક શોક્યનું શલ્ય અને બીજું પતિનો વિરક્તભાવ પ્રાયઃ નહીં સહન કરી શકે.

૨૨૮. બાળક સાથે બાળક જેવા બનવાથી તેનામાં ભળી શકાય છે, સંસ્કાર રેડી શકાય છે, ધાર્યું કરાવી શકાય છે.

૨૨૯. દુઃખનો જ્યારે અતિરેક થાય ત્યારે એકાંતમાં બેસીને છૂટથી રડી લઇ હૃદય હળવું કરવું અથવા અંતરસ્નેહી પાસે વાતો કરી હૃદય ખાલી કરવું.

૨૩૦. જે ઘરમા નિત્ય અકારણ ક્લેશ પ્રવર્તતો હોય ત્યાં નજીકમાં આપત્તિ આવવાની છે એમ જાણવું.

૨૩૧. શાણી સ્ત્રી પતિના સંતાપને પોતાના સ્નેહાળ વર્તનથી અડધો ઓછો કરી નાખે છે. કર્કશા સ્ત્રી અગ્નિમાં ધૃતાહૂતિની જેમ કટુવચનથી પતિના સંતાપમાં વૃદ્ધિ કરે છે.

૨૩૨. કોઇ પણ મનુષ્ય વિષે પ્રથમ મુલાકાતે અભિપ્રાય ન બાંધી લેવો; કેમકે કેટલીક વખત પ્રાયઃ તે અભિપ્રાય બદલવો પડે છે.

૨૩૩. માનવની કિંમત પચે અથવા પાડોશી થાય છે તે યથાર્થ છે, અર્થાત્ દીર્ઘ સહવાસે મનુષ્ય તેના યથાર્થ રૂપમા કોઇ વખત જરૂર જણાઇ આવે છે.

૨૩૪. ભાષા એ ભાવને વહન કરનાર સૌથી મહાન 'વાહક' છે. ગમે તેવો વિદ્વાન પણ જો ભાષાદેવીને સારી રીતે આરાધી શક્યો ન હોય તો તેની સિદ્ધતા, કૂપછાયાની જેમ અંદર ને અંદર જ સમાઇ રહે છે.

૨૩૫ સ્ત્રી અને પુરુષ એક બીજાના પૂરક છે. બન્ને મર્જક પણ છે અને બન્નેનાં કાર્યની માફકસરની વહેંચણી પણ છે.

૨૩૬. સ્ત્રીઓમાં અપાર વાત્સલ્યતા, ચન્દ્રમા અપાર શીતલતા અને સજ્જનોમાં અપાર પરોપકારપણું ન હોત તો વિશ્વના તાપ કોણ હરત?

૨૩૭. દાન અને કીર્તિ જુદા ન પડે તેવાં–સંલગ્ન છે.

૨૩૮. ઈર્ષ્યા અને નિંદા જેવા ચેપી મહારોગ અન્ય કોઇ નથી.

૨૩૯. દાન દેનારને જોઇ વારંવાર શુભાનુમોદના પણ શુભબંધ પાડી શકે છે.

૨૪૦. પરિગ્રહપરિમાણ વ્રત હરહંમેશ સંતોષ રખાવે છે, તેથી જરૂર તે ગ્રહણ કરવું.

૨૪૧. કારણ વિનાનો કોપ અને કારણ વિનાનું હસવું એ બન્ને મૂર્ખતાની નિશાનીઓ છે. (ક્રમશઃ)

( ચાલુ ) રાજપાળ મગનલાલ વહોરા

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

(૪)

( ગતાંક પૃષ્ઠ ૧૪૨ થી શરૂ )

ચામર છંદ

**ચાતુરખાનુયોગથી ચતુર્મુખા ગણાય જે, શુદ્ધ માર્ગના વિધાનથી વિધિ ભણાય જે;**
**પ્રાપ્ત જે સ્વયં સ્વયંભૂ ચિત્ સ્વરૂપસ્ફૂર્તિને, વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૬.**

**શબ્દાર્થ:**—જે ચતુર્મુખ-ચાર પ્રકારના અનુયોગનું પ્રતિપાદન કરનારા હોવાથી ચતુર્મુખ કહેવાય છે; જે શુદ્ધ મોક્ષમાર્ગની વિધિનું વિધાન કરનારા હોવાથી વિધિ-વિધાતા-સ્રષ્ટા-નવસર્જક કહેવાય છે અને જે સ્વયં ચૈતન્યસ્વરૂપની સ્ફૂર્તિને પામેલા હોવાથી **સ્વયંભૂ** કહેવાય છે—એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**વિવેચન:**—અન્યદર્શનીઓ **બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ** એ ત્રિપુટીને દેવરૂપે માને છે, ભજે છે અને તેને વિવિધ નામ આપે છે. તે તે નામો શબ્દથી તો તેમાં કોઇ અપેક્ષાએ ઘટે વા ન ઘટે, પરંતુ ભાવથી કઇ અપેક્ષાએ તે **અરિહંત**ને માટે ઘટમાન થઇ શકે છે તે અત્ર સ્પષ્ટ નિર્દિષ્ટ કર્યું છે. એ ઉપરથી સાચા બ્રહ્મા, સાચા વિષ્ણુ અને સાચા મહેશ જિનેશ્વર જ છે એમ સુપ્રતીત થશે. તેમાં પ્રથમ બ્રહ્માવાચક કેટલાક નામોનું અનુયોજન કરે છે:—

બ્રહ્મા ચાર વેદના પ્રણેતા **ચતુર્મુખ** મનાય છે, ચતુર્મુખ અને વિધાતા-સ્રષ્ટા કહેવાય છે, સ્વયંભૂ અને નાભિપ્રસૂ તરીકે ઓળખાય છે. તે અત્રે કેવા પ્રકારે ઘટે છે તે અનુક્રમે જોઇએ.

અરિહંત ચાર અનુયોગરૂપ ચાર વેદના પ્રણેતા છે. **વિદ્** ધાતુ પરથી વેદ એટલે જ્ઞાન, જ્ઞાનમુખ ગ્રંથ, સદાગમ. અનુયોગ ચાર પ્રકારે છે—**દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ** અને **ધર્મકથાનુયોગ**. અનુ-અનુસારે અથવા અનુક્રમે આત્મસ્વરૂપના અનુસારે-અનુક્રમે જે યોજે તે અનુયોગ અથવા સૂત્ર અર્થનું વ્યાખ્યાન તે અનુયોગ. જિનપ્રવચનનો પ્રધાન હેતુ આત્માને નિજસ્વરૂપનો અનુયોગ કરાવવાનો છે, એટલે તે જિનપ્રવચનના અંગભૂત ઉક્ત ચાર અનુયોગનો હેતુ પણ તે જ અનંતર-પરંપરપણે સિદ્ધ કરવાનો છે.

**" द्रव्याद्यनुयोगानामपि पारम्पर्येण निःश्रेयसप्रयोजनत्वात् । "**

**શ્રી. હેમચંદ્રાચાર્યજીપ્રણીત કાવ્યાનુશાસન, પ્ર. અ. શ્લો. ૧.**

નિજાત્મસ્વરૂપસ્થિતિને પ્રાપ્ત થયેલા કે પ્રાપ્ત થનારા ત્રિષષ્ટિ શલાકા પુરુષઆદિ સત્પુરુષોના ચરિતોનું જેમાં સંકીર્તન છે તે **ધર્મકથાનુયોગ** આત્માને તેવો પુરુષાર્થ સ્ફુરાવવામાં પ્રેરણાદાયી થઇ પડે છે. જે રીતે સ્વરૂપનું અનુસંધાન થાય તે રીતે બાહ્યાભ્યંતર નિર્ગ્રંથપણાનું સાધક, વીતરાગભાવનું પોષક એવું આચરણ જેમાં વર્ણવવામાં આવ્યું છે તે **ચરણકરણાનુયોગ** આત્માને પ્રશસ્ત આચરણનો બોધ કરે છે. અનેક પ્રકારના

ગણિત-સંખ્યા શાસ્ત્રના પ્રકારોથી જેમાં દેવાદિ ગતિના ભંગ, આયુસ્થિતિ અને લોક-સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે **ગણિતાનુયોગ** પણ પ્રકારાંતરે પરંપરાથી ઉપકારી થાય છે. નય પ્રમાણ આદિથી દ્રવ્ય-વસ્તુના સ્વરૂપ સંબંધી જેમાં વિચાર-નિર્ણય કરવામાં આવ્યો છે તે **દ્રવ્યાનુયોગ** તો સાક્ષાત્ તત્ત્વપ્રતીતિનું કારણ બને જ છે.

તે ચારેમાં પ્રધાન-પ્રમુખરૂપ **દ્રવ્યાનુયોગ** છે, કારણ કે દ્રવ્યની સ્વરૂપસિદ્ધિ માટે જ અન્ય સર્વ પ્રવૃત્તિ છે. કહ્યું છે કે:—" દ્રવ્યના ઉપાયપણે, પ્રધાનપણે વિવક્ષિતપણાથી પશ્ચાનુપૂર્વી આદિમાં તે ( અનુયોગ ) ઉપદેશ છે. " **—શ્રી હેમચંદ્રાચાર્યજી**

**" जिनमत विषे तो यह परिपाटी है जो पहिले सम्यक्त्व होय, पीछे व्रत होय; सो सम्यक्त्व तो स्व-पर का श्रद्धान भये होता है; और श्रद्धान द्रव्यानुयोग के अभ्यास किये होता है । " —**વિદ્વદ્વર્ય ટોડરમલજીકૃત મોક્ષમાર્ગ પ્રકાશ

" विना द्रव्यानुयोगोऽयं चरणकरणाख्ययोः ।
सारं नेति कृतिप्रेष्ठं निर्दिष्टं सम्मतौ स्फुटम् ॥
शुद्धाद्यादिस्तनुर्योगो महान् द्रव्यानुयोगजः ।
इत्थं षोडशकाज्ज्ञात्वा विदधीत शुभादरम् ॥
अस्य येनेक्षितस्तागोऽन्यौघेन प्रेम यस्य वा ।
द्वौ निर्ग्रन्थाविमौ ख्यातौ मान्य इत्याह सम्मतिः ॥ "

—શ્રી. ભોજકવિવિરચિત દ્રવ્યાનુયોગતર્કણા

અર્થાત્—દ્રવ્યાનુયોગનાં વિચાર વિના ચરણ-કરણાનુયોગનો-કૃતિજનને ઇષ્ટ એવો-સાર પ્રાપ્ત થતો નથી, એમ **સમ્મતિસૂત્ર**માં સ્ફુટ કહ્યું છે. તે આ પ્રકારે:—

' चरणकरणप्पहाणा ससमयपरसमयमुक्कवावारा ।
चरणकरणस्स सारं णिच्छयसुद्धं न जाणंति । ' —સન્મતિતર્ક

શુદ્ધ અશાદિનું ગ્રહણ તે નાનો-લઘુ યોગ છે, અને દ્રવ્યાનુયોગજન્ય યોગ તે મહાન્ છે—એમ **પોડશકથી ( હરિભદ્રાચાર્યપ્રણીત )** જાણીને શુભ આદર કરવો.

આ દ્રવ્યાનુયોગનો જેણે તાગ લીધો છે,-તલસ્પર્શ કર્યો છે, અથવા જેને આ દ્રવ્યાનુયોગમાં ઓઘથી-સામાન્યથી પ્રેમ છે,-તે બે જ પ્રકારે નિર્ગ્રંથ-સાધુ છે, એમ સન્મતિસૂત્રમાં કહ્યું છે.

આમ શાસ્ત્રમાં સ્થાને સ્થાને દ્રવ્યાનુયોગનું પ્રાધાન્ય સૂચવ્યું છે. એવા દ્રવ્યાનુયોગ પ્રમુખ ઉક્ત ચાર અનુયોગરૂપ વેદનો જેનો મુખ્ય ઉપદેશ છે, તે અરિહંતને ચતુર્મુખ કહી શકાય છે.

અથવા પ્રકારાંતરે ચતુર્મુખપણું ઘટાવી શકાય છે. અર્હંત્ ભગવાન્ જ્યારે સમવસરણમાં બિરાજે છે ત્યારે તેમનું સાક્ષાત્ મુખ એક દિશામાં હોય છે, અને બાકીની ત્રણ દિશાઓમાં દેવો તેની જ મુખાકૃતિના પ્રતિચ્છંદ મૂકે છે, એટલે ભગવાન્ ચતુર્મુખ હોય એવો ભાસ થાય છે. આમ અર્હત્ શબ્દ બ્રહ્માવાચક સિદ્ધ થાય છે, અથવા તેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશની ત્રિમૂર્તિ પણ સમાઇ જાય છે.

'अर्हमित्यक्षरं ब्रह्मावाचकं परमेष्ठिनः ।' —ઋષિમંડલસ્તોત્ર

'अकारेण भवेद् विष्णू रेफे ब्रह्मा व्यवस्थितः ।
हकारेण हरः प्रोक्तस्तस्यान्ते परमं पदम् ॥' —શ્રી મહાદેવસ્તોત્ર

અકારથી વિષ્ણુ, રકારથી બ્રહ્મા અને હકારથી હર કહેલ છેઃ તેના અંતે પરમપદ છે.

## વિધિ-વિધાતા-સ્રષ્ટા

શુદ્ધ મોક્ષમાર્ગની વિધિનું વિધાન કર્યું હોવાથી અરિહંતને વિધિ-વિધાતા, અથવા સ્રષ્ટા-નવસર્જક નામ યથાર્થપણે ઘટે છે. તેઓએ વિહિત કરેલા મોક્ષમાર્ગનું સંક્ષેપમાં આ સ્વરૂપ છેઃ

'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।' —શ્રી તત્ત્વાર્થસૂત્ર

'સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ મોક્ષમાર્ગ.',

આવા શુદ્ધ મોક્ષમાર્ગના વિધાનથી અરિહંતનું-પરમેશ્વરનું વિધાતાપણું ઘટમાન છે, પરંતુ અન્ય દર્શનીઓ જે પ્રકારે બ્રહ્માનું-ઇશ્વરનું જગતકર્તાપણું, સ્રષ્ટાપણું, વિધાતાપણું માને છે તે યુક્તિથી બાધિત થતું હોવાથી કપોલકલ્પિત છે. તે આ પ્રકારે:—

### જગત્કર્તૃત્વવાદખંડન—

:( રથોદ્ધતાવૃત્ત )

"પુણ્ય પાપ વિણ દેહ હોય ના, દેહ વિણ મુખ તેમ સ્હોય ના;
વક્તૃતા મુખ વિના ઘટે નહિ, શાસનાર પર કેમ તો અહીં?
ને અદેહતણો, વિશ્વ સર્જને, એ પ્રવૃત્તિ પણ યોગ્ય ના બને;
કો પ્રયોજન જ તેહને નથી, તે સ્વતંત્ર-પરઆણમાં નથી.
જો ક્રીડાથકી પ્રવૃત્તિ આદરે, તો ય બાલ જ્યમ રાગી તે ઠરે;
જો કૃપાર્થી જગસર્જના કરે, તો સુખી જ સહુને સૃજે ખરે!
દુઃખ દુર્ગતિ અને દરિદ્રતા, મૃત્યુ જન્મ પ્રમુખે દુઃખી થતા;
લોકને જગતમાંહિ સર્જતાં, તે કૃપાલતણી શી કૃપાલુતા?
જોય કર્મની કરે અપેક્ષણા, આપણી જ્યમ સ્વતંત્ર તેહના;
કર્મજન્ય જ વિચિત્રતા ગણો, તો શું શાસનક એહ કામના?
આ મહેશની સ્વભાવવર્ત્તના, જો વિકલ્પ કરવા જ યોગ્ય ના;
તો પરીક્ષકતણો પરીક્ષણે, તેહ ડિંડિમ નિષેધનો બને.
(ત્રોટક) પણ જો સહુ ભાવનું જ્ઞાતૃપણું, અહિં સંમત હોય જ કર્તૃપણું;
અમને પણ સંમત તેહ સદા, (કારણ) સરવજ્ઞ વિમુક્ત શરીર છતાં."

ડૉ. ભગવાનદાસકૃત વીતરાગસ્તવનો કાવ્યાનુવાદ, પ્ર. ૭.

ભાવાર્થ:—પ્રથમ તો વાદીને પૂછે છે કે તમે કલ્પેલો જગત્કર્તા ઇશ્વર શરીરધારી છે કે અશરીરી છે? જો શરીરધારી છે તો તેને પુણ્ય-પાપરૂપ કર્મ છે કે નહિ? જો છે તો તેનું અપૂર્ણપણું અને અનીશ્વરપણું સિદ્ધ થાય છે, અને જો નથી એમ કહો

તો પુણ્ય-પાપ વિના દેહ કેમ હોય? દેહ ન હોય તો મુખ કેમ હોય? મુખ ન હોય તો વક્તાપણું કેમ ઘટે? અને વક્તાપણું ન હોય તો તમારો કલ્પિત ઈશ્વર શાસનકર્તા કેમ હોઇ શકે? માટે સશરીર જગત્કર્તા ઘટતો નથી.

જો જગત્કર્તા અશરીરી છે એમ કહો તો અશરીરીથી જગત્સર્જન પ્રવૃત્તિ કોઇ રીતે ઘટતી નથી. તેને તેમ કરવાનું કાંઇ પ્રયોજન નથી, કારણ કે તમે કહો છો કે તે કૃતકૃત્ય છે એટલે તેને કાંઈ કરવાપણું નથી. વળી બીજાની પ્રેરણાથી પણ તેમ કરે નહિ, કારણ કે તે સ્વતંત્ર છે, અને બીજા કોઇની આજ્ઞાને આધીન નથી.

**'पारतन्त्र्ये तु तस्य परमुखप्रेक्षितया मुख्यकर्तृत्वव्याघातादनीश्वरत्वापत्तिः।'**

**—સ્યાદ્વાદમંજરી**

તેનું પરતંત્રપણું હોય તો કાર્યપ્રવૃત્તિમાં પરના મુખ સામે જોવું પડે-પરની અપેક્ષા રાખવી પડે. એમ કરતાં તેના મુખ્ય કર્તૃત્વને બાધ આવે અને અનીશ્વરપણું પ્રાપ્ત થાય. આમ સ્વયં કે પરની પ્રેરણાથી જગતકર્તૃત્વ ઘટતું નથી.

જો એમ કહો કે તે ક્રીડાથી-લીલાથી જગત્ સર્જે છે, તો તે તેની બાલચેષ્ટા થઇ.

**" દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ." -શ્રી આનંદઘનજી**

જો કૃપાથી જગસૃષ્ટિ કરે તો સર્વને સુખી જ સર્જે, કારણ કે—' **परदुःखप्रहाणेच्छा हि कारुण्यं ।** ' પરદુઃખનો નાશ કરવાની ઇચ્છા તે કારુણ્ય. પરંતુ દુઃખ, દારિદ્રય, કુયોનિ, જન્મ, મરણ, જરા, રોગ આદિથી દુઃખી એવા લોકને સર્જતાં તે કૃપાળુનું કૃપાળુપણું તે કઇ જાતનું સમજવું? આમ કરુણાથી પણ જગત્સર્જન યુક્ત નથી જણાતું.

હવે જો કહો કે તે કર્મની અપેક્ષા રાખે છે, તો તે આપણી જેમ સ્વતંત્ર-સ્વાધીન નથી. પણ તમે તો તેને સ્વતંત્ર માન્ય રાખ્યો છેઃ—

**' कर्त्ताऽस्ति कश्चिद् जगतः स चैकः, स सर्वगः स स्ववशः स नित्यः।'**

—અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા. શ્લો૦ ૬

અને સુખ, દુઃખ આદિ વિચિત્રતા કર્મથી ઉપજે છે એમ જો કહો, તો પછી શોભાના પુતળા જેવા આ જગતકર્તા શું કામના છે? તે માનવાની કંઇ આવશ્યકતા જ નથી. રાજા હોય પણ રાજસત્તા ન હોય તો શું કામનો?

'ઈશ્વરની આ સ્વભાવપ્રવૃત્તિ અંગે વિકલ્પ કરવા યોગ્ય નથી' એમ જો કહો, તો તે તત્ત્વપરીક્ષકને પરીક્ષાનો નિષેધ કરવા જેવું થાય છે.

સર્વભાવના જ્ઞાતાપણાને-જાણપણાને જો તમે કર્તાપણું કહેતા હો તો તે અમને પણ સંમત છે, કારણ કે સર્વજ્ઞો દેહધારી છતાં મુક્ત વર્તે છે; અને આ સર્વજ્ઞપણાની અપેક્ષાએ જગત્કર્તાપણું ઘટી શકે છે; પણ તમે કહો છો એવી કોઇ યુક્તિએ ઘટતું નથી, કારણ કેઃ—

**" सर्वज्ञः सन्नसौ चराचरं चेद् विरचयति, तदा जगदुपप्लवकरणवैरिणः**

पश्चादपि कर्त्तव्यनिग्रहान् सुरवैरिणः एतदविक्षेपकारिणश्चास्मदादीन् किमर्थं सृजन्ति इति, तन्नायं सर्वज्ञः। —સ્યાદ્વાદમંજરી, શ્લો૦ ૬.

તે સર્વજ્ઞ હોઇ જો સચરાચર રચતા હોય, તો જે જગતને ઉપદ્રવ કરનારા વૈરી છે અને જેનો પાછળથી પણ નિગ્રહ કરવો પડે એમ છે એવા સુરવૈરી-અસુરોને, તથા એ જગત્કર્તાને જ ઉડાવનારા અમારી જેવાઓને શા માટે સર્જે છે ? તેથી આ ( તમારા કલ્પેલા જગત્કર્તા ) સર્વજ્ઞ નથી.

આમ કોઇ પણ યુક્તિથી જગત્કર્તાપણું, વિશ્વવિધાતાપણું ટકી શકતું નથી. એટલે કેવળ સન્માર્ગવિધાયીપણાથી અરિહંતને વાસ્તવિક-પારમાર્થિક વિધાતા કહેવા યોગ્ય છે.

### સ્વયંભૂ—

વળી સ્વયં-પોતાની મેળે ચિત્ સ્વરૂપની સ્ફૂર્તિને-શુદ્ધ ચૈતન્યના આવિષ્કારને પામેલા હોવાથી અરિહંતને ' સ્વયંભૂ ' નામ છાજે છે.

લૌકિક મતમાં બ્રહ્માને ' સ્વયંભૂ ' કહ્યા છે, એ માટે પરસ્પરવિરોધી આખ્યાયિકાઓ છે. તેમાંની એક એ છે કે-વિષ્ણુની નાભિમાંથી કમળ નીકળ્યું, તેમાંથી સ્વયં બ્રહ્મા પ્રગટ્યા અને તેમાંથી જગત્ નિપજ્યું. આથી તેને સ્વયંભૂ અથવા નાભિપ્રસૂ કહ્યા છે. આ કપોલકલ્પિત વા ગમે તે હો, પરંતુ અરિહંતને માટે એ બન્ને નામ યથાર્થપણે યોજી શકાય છે. નાભિથી જન્મેલ તે નાભિપ્રસૂ. અરિહંતોમાં આદ્ય એવા આદિદેવ-ઋષભદેવ નાભિરાજાના પુત્ર હોઇ તેને માટે નાભિપ્રસૂ નામ ઘટે છે. હવે સ્વયંભૂ નામ કઇ રીતે ઘટે છે તે જોઇએ.

સ્વયંભૂ એટલે કોઇએ નહિં ઉપજાવેલું, સ્વાભાવિકપણે વર્તતું. આત્માનું સ્વયંભૂત, અનુત્પન્ન, સ્વતઃસિદ્ધ, અનાદિનિધન સ્વરૂપ સ્વયં જેને *સાક્ષાત્ આવિર્ભાવ પામ્યું છે-પ્રગટ્યું છે તે *સ્વયંભૂ. એવા સ્વયંભૂ પ્રગટપણે વીતરાગ અરિહંત છે.

" तह सो लद्धसहावो सव्वण्हू सव्वलोगपदिमहिदो ।
भूदो सयमेवादा हवदि सयंभुत्ति णिद्दिट्ठो ॥ "

—શ્રીમાન્ કુંદકુંદાચાર્યજીવિરચિત પ્રવચનસાર, શ્લો૦ ૧૬.

સ્વભાવને પામેલો, સર્વજ્ઞ, સર્વલોકપતિઓથી પૂજિત, સ્વયં જ આત્મસ્વરૂપે પરિણમેલો તે આત્મા સ્વયંભૂ હોય છે, એમ નિર્દેશ્યું છે,

" स्वयमेव षट्कारकीरूपेणोपजायमान उत्पत्त्यपेक्षया द्रव्यभावभेदभिन्नघातिकर्माण्यपास्य स्वयमेवाविर्भूतत्वाद्वा स्वयंभूरिति निर्दिश्यते । "

—શ્રીમાન્ અમૃતચંદ્રાચાર્યજીની ટીકા, પ્રવચનસાર, શ્લો૦ ૧૬.

અર્થાત્—સ્વયંભૂ બે રીતે કહેવાય છેઃ ( ૧ ) ઉત્પત્તિની અપેક્ષાએ દ્રવ્ય-ભાવ ભેદથી ભિન્ન ઘાતિકર્મોને દૂર કરી, સ્વયમેવ-સ્વયંસંબુદ્ધપણે આવિર્ભૂતપણાને લીધે; ( ૨ ) સ્વયમેવ ષટ્કારકરૂપે ઉપજવાપણાને લીધે.

છ કારક આ પ્રકારે-(૧) કર્તા, (૨) કર્મ, (૩) કરણ, (૪) સંપ્રદાન, (૫) અપાદાન, (૬) અધિકરણ. તે બે પ્રકારે-વ્યવહાર અને નિશ્ચય. જ્યાં પરના નિમિત્તથી કાર્યની સિદ્ધિ હોય તે **વ્યવહારષટ્કારક**, અને જ્યાં સ્વમાં જ સ્વના જ-પોતાના જ ઉપાદાન કારણથી કાર્યની સિદ્ધિ થાય તે **નિશ્ચયષટ્કારક.**

જે સ્વાધીન હોઇને કરે તે કર્તા Subject. જે કાર્ય કરવામાં આવે તે કર્મ (Object). જેનાવડે કરવામાં આવે તે કરણ (Instrument) જે કર્મ કરી દેવાય તે સંપ્રદાન. એક અવસ્થા છોડી બીજી અવસ્થારૂપ હોવું તે અપાદાન. જે આધારે કર્મ હોય તે અધિકરણ.

**દૃષ્ટાંત :** કુંભાર કર્તા, ઘટ કર્મ, દંડ-ચક્રાદિ કરણ, જલ વગેરે ભરવા માટે ઘટનું દાન તે સંપ્રદાન, મૃત્તિકામાંથી ઘટ અવસ્થાની પ્રાપ્તિ તે અપાદાન, ભૂમિના આધારે ઘડાય માટે ભૂમિ તે અધિકરણ. આ વ્યવહાર ષટ્કારક છે, કારણ કે કર્તા-કર્માદિ ભિન્ન ભિન્ન છે, પણ જ્યારે છએ કારક પોતાનામાં જ-મૃત્તિકામાં જ ઘટે ત્યારે નિશ્ચયકારક કહેવાય.

તે જ પ્રકારે આત્મા શુદ્ધોપયોગી થઇ, શુદ્ધ ચૈતન્યશક્તિને પામે ત્યારે તે કોઇ પરની સહાયતા વિના સ્વયમેવ-પોતે જ નિશ્ચય ષટ્કારકરૂપ થઇ કેવલજ્ઞાન પામે છે અને તેથી ' સ્વયંભૂ ' કહેવાય છે.

શુદ્ધ અનંતશક્તિ તથા જ્ઞાયક સ્વભાવ સ્વાધીન હોવાથી આ આત્મા પોતાના શુદ્ધ જ્ઞાયક સ્વભાવનો કર્તા છે. જે શુદ્ધ જ્ઞાયક સ્વભાવરૂપ કર્મ કરે છે તે પોતે જ છે. જે શુદ્ધ અનંત શક્તિવાળા જ્ઞાનાત્મક આત્મપરિણામરૂપ કરણવડે સ્વરૂપ સાધે છે તે પણ પોતે જ છે. શુદ્ધ પરિણામરૂપ થઇ તે પોતે પોતાને જ આપે છે (સંપ્રદાન). અશુદ્ધ અવસ્થા છોડી શુદ્ધ સહજ જ્ઞાનસ્વભાવમાં ધ્રુવત્વથી સ્થિતિ પણ તે જ કરે છે ( **અપાદાન** ), અને પોતે જ શુદ્ધ અનંત શક્તિવાળા જ્ઞાયકસ્વભાવનો આધાર થાય છે ( **અધિકરણ** ).

આમ આ શુદ્ધ આત્મા આત્માને, આત્માવડે, આત્મા અર્થે, આત્મામાંથી, આત્મામાં પ્રાપ્ત કરે છે. એટલે સ્વયમેવ નિશ્ચય ષટ્કારકની સિદ્ધિ થવાથી તેને **' સ્વયંભૂ '** નામ બરાબર ઘટે છે. આને પુષ્ટિ આપતાં મુનિવર્ય શ્રી દેવચંદ્રજીએ પ્રકાશ્યું છે કે:—

**" સાધક કારક ષટ્ક, કરે ગુણસાધના રે, તેહિજ શુદ્ધ સ્વરૂપ, થાયે નિરાબાધના રે.**
**કર્તા આતમ દ્રવ્ય, કારજ નિજ સિદ્ધતા રે; ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતા રે.**
**આતમ સંપદ્ દાન, તેહ સંપ્રદાનતા રે; દાતા પાત્ર ને દેય, ત્રિભાવ અભેદતા રે.**
**સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથી રે; સકલ પર્યાય આધાર, સંબંધ આસ્થાનથી રે. "**

**શ્રી દેવચંદ્રજીકૃત શ્રી મલ્લિજિન સ્તવન**

આમ યથોક્ત પ્રકારથી જેને ચતુર્મુખ, વિધાતા, સ્વયંભૂ આદિ નામોનું ઘટમાનપણું છે, એવી તે વિશ્વની વિશિષ્ટ એઇ વિભૂતિને હું વંદું છું. (૨૬.) (અપૂર્ણ)

**—ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા**



# હિતકારી વચનો

( અનુસંધાન પૃષ્ઠ ૩૮ થી )

૪૪. મૈથુન, વારિપાન, નિદ્રા અને તડકામાં બેસવું–આ ચાર વસ્તુ ક્ષુધાતુરને માટે વિષ સમાન છે.

૪૫. નગ્નપણે સ્નાન, શયન અને ભોજન કરવું નહીં. તેમ કરવાથી કલેશ અને હાનિ થાય છે.

૪૬. ઠંડા પાણીથી સ્નાન કરી તરત જ ઉષ્ણ ભોજન જમવાથી અને ગરમ પાણીથી સ્નાન કરીને તરત જ શીત ભોજન જમવાથી તેજ–કાન્તિ ઘટે અને રોગ ઉત્પન્ન થાય.

૪૭. અંધકારમાં, તડકામાં, વૃક્ષના થડમાં અને આકાશમાં (અગાસે) બેસી ભોજન ન કરવું એ વિઘ્નકારક છે.

૪૮. રજસ્વલા સ્ત્રીએ પીરસેલું અથવા સ્પર્શ કરેલા ભોજનનો બુદ્ધિમાનોએ ત્યાગ કરવો.

૪૯. કોઇની ભેગા બેસી પ્રવાહી પદાર્થરૂપ અન્ન પાણી ન ખાવું; એક બીજાનું ઉચ્છિષ્ટ કરેલું જૂઠું અન્ન ભક્ષણ કરવાથી બુદ્ધિ મંદ થાય છે.

૫૦. ભોજન કર્યા પહેલાં પાણી પીવું એ વિષ સમાન છે, મધ્યમાં અમૃત તુલ્ય છે અને અંતમાં શિલા સમાન છે.

૫૧. ભોજન કર્યા પછી બે ઘડી ડાબે પડખે નિદ્રા રહિત શયન કરવાથી અથવા સો કદમ ગમન કરવાથી શરીર તંદુરસ્ત રહે છે.

૫૨. અજીર્ણ થયું હોય ત્યારે વારિપાન, નિદ્રા અને પંથ કરવો ( ચાલવું ) એ વગરપૈસાનો ઉત્તમ ઇલાજ છે.

૫૩. ભોજન કરીને તરત પગ ચંપાવવા અથવા અંગ મર્દન કરાવવું એ નુકશાનકારક છે અને સ્નાન, ભારવહન અને નિહાર એ પણ હાનિકર્તા છે.

૫૪. રાત્રિએ સ્નાન કરવું એ જિનાજ્ઞાથી વિરુદ્ધ છે.

૫૫. રાત્રિએ શયન કરતી વખતે મુખમાંથી તામ્બૂલ, લલાટથી તિલક, કંઠથી પુષ્પમાલા અને શય્યાથી સ્ત્રીને દૂર કરીને સુવું, કારણ કે મુખમાં તંબોલ રાખવાથી પ્રજ્ઞાક્ષતિ, લલાટે તિલક રાખવાથી અવજ્ઞાદિ દોષ, પુષ્પમાલાથી જીવોત્પત્તિ અને સ્ત્રીને સાથે રાખીને સૂવાથી બળની હાનિ થાય છે.

૫૬. દેવાલયમાં, સર્પના બિલ પાસે, કૂવાકાંઠે અને સ્મશાનમાં બુદ્ધિમાન પુરુષોએ શયન કરવું નહિ; કારણ કે દેવાલયમાં સૂવાથી આશાતના થાય છે અને સર્પના બિલ પાસે સૂવાથી સર્પનો ભય, કૂવાકાંઠે સૂવાથી કૂવામાં પડવાનો ભય અને સ્મસાનમાં સૂવાથી હલકા દેવોનો ઉપદ્રવ થાય છે તેથી વર્જ્ય છે.

૫૭. સામુદ્રિકશાસ્ત્રનું ઉત્તમ વચન એ છે કે શરીરના સર્વ અંગોમાં ગમે તેટલા શુભ ચિહ્નો પડ્યા હોય પણ જો લલાટમાં કુચિહ્ન પડ્યું હોય તો તે શુભ ચિહ્નો વ્યર્થ સમજવા અને જો લલાટમાં શુભ ચિહ્ન હોય તો અંગના અન્ય અશુભ ચિહ્નો પણ શુભ થાય છે.

( ચાલુ )

મુનિ નિધાનંદવિજયજી

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( અનુસંધાન પૃ૪ ૧૨૦ થી )

૧૨૨. જો હૃદયમાં મમતા જાગ્રત હોય તો તે વિષયોનો ત્યાગ નકામો છે; કારણ કે જ્યાં સુધી મમતા હોય ત્યાંસુધી વિષયોનો ત્યાગ સ્થિર રહી શકતો નથી.

૧૨૩. જ્યા મમતા હોય છે ત્યાં અવિદ્યા ( અજ્ઞાન ) રહેલ છે તેથી જીવ મમતાની સહચારી અવિદ્યાના બળથી અનેક જાતની અશુભ ચેષ્ટાઓ કરે છે.

૧૨૪ જેણે યોગને ધારણ કર્યો નથી, મમતા હણી નથી, મમતાનો આદર કર્યો નથી અને તત્ત્વ જાણવાની ઇચ્છા કરી નથી તે પુરુષનો જન્મ શાસ્ત્રકાર નિરર્થક કહે છે.

૧૨૫. મમતાનો સામાન્ય અર્થ એ જ કે-ગમે તેવા અનુકૂળ-પ્રતિકૂળ સંજોગો પ્રાપ્ત થાય તો પણ મનને એક સરખી રીતે પ્રવર્તાવવું અને સર્વ જીવો તથા અજીવ વસ્તુઓ તરફ રાગદ્વેષનો અભાવ હોવો તે.

૧૨૬. જિજ્ઞાસા અને તાત્ત્વિક વિવેક એ બંને મમતાનો નાશ કરનારા છે.

૧૨૭ પ્રિય અને અપ્રિય લાગવાનો આધાર પોતાની બુદ્ધિ ઉપર છે.

૧૨૮. મિથ્યાત્વનો નાશ થાય છે ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થવાથી આત્માની શુદ્ધિ થાય છે, આત્માની શુદ્ધિથી યોગ સિદ્ધ થાય છે.

૧૨૯. સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી શુદ્ધ એવી જ્ઞાનધારા હોય છે, તે જ્ઞાનધારા પ્રાપ્ત થયા પછી યોગની ધારા પ્રવર્તે છે.

૧૩૦. યોગની ઇચ્છા રાખનારાને આવશ્યકાદિક ક્રિયા યોગના કારણરૂપ થાય છે.

૧૩૧. જ્યા સુધી આત્મજ્ઞાન થયુ ન હોય ત્યા સુધી સંન્યાસ-ત્યાગ કહેવાતો નથી, કારણ કે આત્મજ્ઞાન વિના વસ્તુતઃ તેનુ સ્વરૂપ સાવદ્ય છે.

૧૩૨. આત્મજ્ઞાન ન થયુ હોય પરંતુ આત્મજ્ઞાનને પામવાના સાધનો સમ્યગ્ રીતે સેવાતા હોય તો ઉપચારથી સંન્યાસ-ત્યાગ કહી શકાય છે.

૧૩૩. સત્પુરુષોએ યોગજિજ્ઞાસા રાખવી એ ન્યાય છે. જે પુરુષ યોગનો જ્ઞાતા ન હોય પરંતુ યોગની જિજ્ઞાસાવાળો હોય તો પણ કાળાંતરે આત્મજ્ઞાનને પામે છે.

૧૩૪. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વૈરાગ્ય એ ચાર ભાવનાથી પુરુષ ધ્યાનની યોગ્યતાને પ્રાપ્ત કરે છે.

૧૩૫. ભગવંતની આજ્ઞા પ્રમાણે ધ્યાનનો ક્રમ શુદ્ધ માની જે પુરુષ તેનો અભ્યાસ કરે છે તે આત્માને જાણનારો થાય છે-આત્મજ્ઞાનને પામે છે.

૧૩૬. હમેશા ધ્યાન કરવાનો અભ્યાસ હોય તો મનનો નિગ્રહ થઈ શકે છે ( ચાલુ )

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

( સ્થાપનાઃ–સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૭ ના જેઠ માસની પત્રિકા.



**ધાર્મિક પ્રવૃત્તિઃ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુ-પૂજા વિગેરે થઈ રહેલ છે. જેઠ શુદિ ૧૧ ના રોજ બધા વિદ્યાર્થીઓ યાત્રાર્થે ગયા હતા. જેઠ વદિ ૧૪ ના રોજ બધા વિદ્યાર્થીઓએ આયંબિલ વ્રત કર્યું હતું.

**આવકઃ**—

| | |
|---|---|
| શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે | રૂા. ૧૨૪૯–૮–૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | રૂા. ૩૭૭-૧૧-૬ |
| શ્રી લાયબ્રેરી અનામત ફંડ ખાતે | રૂા. ૧૦૦૧–૦–૦ |
| શ્રી કેળવણી ફંડ ખાતે | રૂા. ૬–૦–૦ |
| શ્રી દેરાસર સાધારણ ખાતે | રૂા. ૪૭–૦–૦ |

**જમણવારઃ**—

૧. ગાંધી હરગોવિંદદાસ મોતીલાલ સ્વ૦ ચંપકલાલના પુન્યાર્થે, ભાવનગર. જેઠ શુદિ ૭
૨. શા. ત્રિભુવનદાસ ઓધવજી હા. સાંકળી બેન ભાવનગર. જેઠ શુદિ ૧૧
૩. શ્રી મદ્રાસના પંચ મહાજન સંઘ સમસ્ત. હા. શેઠ ભુરમલજી ગુલાબચંદજી — મદ્રાસ. જેઠ શુદિ ૧૩
૪. શેઠ માણેકચંદ ગુલાબચંદ — સાવરકુંડલા. જેઠ વદિ ૮
૫. શેઠ ચુનીલાલ નરશીદાસ મેઘજી — ભાવનગર. જેઠ વદિ ૧૦
૬. શેઠ સકરચંદ મોતીલાલ મૂળજી — રાંધનપુર. જેઠ વદિ ૧૨
૭. શેઠ હેમચંદ તારાચંદ — જામનગર. જેઠ વદિ ૦))

**ભેટઃ**—શા. ઓતમચંદ હીરજી હા. શેઠ દેવચંદ કલ્યાણજી વેરાવળ–ગોળના ડબા ૨, શેઠ હરજીવન દીપચંદ ભાવનગર–કેરી મણ ૧, મોદી ગુલાબચંદ ભીખાભાઈ. કેરીનો રસ મણ ૧ાા.

**મુલાકાતઃ**—શેઠ ભાઇચંદ નગીનભાઇ ઝવેરી સુરત, શેઠ ફકીરચંદ રતિલાલ અમદાવાદ, શેઠ હરિલાલ રણછોડ મીયાંગામ, શેઠ કસ્તુરચંદ રણછોડ મીયાંગામ,

શેઠ ચીનુભાઇ મહાસુખરામ અમદાવાદ, શેઠ ડાહ્યાભાઇ - ભીમજી ધોરાજી, શેઠ જેસંગભાઇ ઉગરચંદ, શેઠ હીરજી ઘેલાભાઇ તથા શેઠ રવજીભાઈ ઘેલાભાઈ મુંબઈ, શેઠ છોટાલાલ ભાઇચંદ અમદાવાદ, શેઠ બચુભાઈ ચીમનલાલ અમદાવાદ.

**મેટ્રિકનું પરિણામ:**—સને ૧૯૪૧ એપ્રીલમાં યુનીવર્સીટીની પરીક્ષામાં બેઠેલા ૧૧ વિદ્યાર્થીઓમાંથી ૯ વિદ્યાર્થીઓ પાસ થયા છે. પરિણામ ૮૦ ટકા આવ્યું છે. ચાલુ વરસે પણ સંસ્થામાં મેટ્રિકના વર્ગમાં ૧૩ વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે

**હિન્દી શિક્ષણ:**—હાઇસ્કુલ તરફથી શરૂ થયેલા હિન્દી ભાષાના વર્ગોમાં ૨૦ વિદ્યાર્થીઓ જોડાયા છે.

**ખાસ મુલાકાત:**—સંસ્થાના માનદ મંત્રી શ્રીયુત ભાઇચંદભાઇ નગીનભાઈ ઝવેરીએ ચાલુ માસમાં સંસ્થાની મુલાકાત લીધી હતી અને યોગ્ય સૂચનાઓ જરૂરી બાબતોમાં આપી હતી.

**નવા વિદ્યાર્થીઓ:**—દાખલ થવા માટે આવેલી અરજીઓ પૈકી ચાલીશ ઉમેદવારોની અરજી મુબઇની મેનેજીંગ કમીટીએ મંજૂર કરી હતી. સ્ટેટની હાઇસ્કુલમાં જગ્યાના અભાવે ધારી સંખ્યા લઇ શકાતી ન હોવાથી મુશ્કેલી પડે છે, છતાં દાખલ થઇ શકે તેવા વિદ્યાર્થીઓને બોલાવી લીધા છે.

**પ્રશંસનીય દાન:**—ન્યુસપેપર વિં૦ લાયબ્રેરી અંગેનો ખર્ચ વ્યાજમાંથી નીકળે અને મૂળ રકમ અનામત રહે તે રીતે અમદાવાદના રહીશ શેઠ છોટાલાલ હીરાચંદે રૂા. ૧૦૦૧) ની મદદ કરી છે.

**વકતૃત્વ સભાની મીટીંગો:**—

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| આરોગ્ય. | તલકચંદ ગિરધરલાલ મ્હેતા. | વીરચંદ એફ. શાહ. |
| હિંદ અને આધુનિક વિશ્વવિગ્રહ. | જ્યંતિલાલ તારાચંદ | હિંમતલાલ જાદવજી કપાસી |

**સમાજના દાનવીરોને:**—શ્રી મકાન ફંડ ખાતે તથા દહેરાસરખાતે હજુ રૂા. દશ હજારનો તોટો ઊભો છે. દાનવીરોને સિદ્ધક્ષેત્રમાં અમર નામ કરવાની અને એ રીતે સંસ્થાને સહાયભૂત થવાની નમ્ર અપીલ કરીએ છીએ.



## બે સભાસદોનું ખેદદાયક પંચત્વ

### ૧. શેઠ વર્ધમાન મનજી–ભાવનગર

ભાવનગરનિવાસી આ બંધુ ૬૬ વર્ષની વયે ચાલુ વર્ષના અશાડ શુદિ ત્રીજે પંચત્વ પામ્યા છે. તેમણે પોતાની જિંદગીમાં ધર્મારાધન સારી રીતે કર્યું છે. સમેતશિખર, ગિરનારજી તથા કેશરીઆજીની યાત્રા બબ્બે વાર ને સિદ્ધાચળની યાત્રા અનેક વખત કરી છે. મેરૂપર્વતની રચના સાથે ઉજમણું કર્યું છે. પાછળ સંતતી પણ ધર્મિષ્ટ મુકી ગયા છે. તેમના અત્યારે સાત પુત્રો હયાત છે, તે બધા ધર્મપરાયણ છે. તેમણે કેટલાક વર્ષોથી ચતુર્થ વ્રત ઉચ્ચર્યું હતું. એઓ આ સભાના લાઇફ મેમ્બર હતા. તેમનો અભાવ થવાથી સભાને એક ધાર્મિક સભ્યની ખોટ પડી છે. અમે તેમના વિસ્તારવાળા કુટુંબને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

### ૨. વકીલ મોહનલાલ મગનલાલ સરૂપચંદ–અમદાવાદ

અમદાવાદનિવાસી આ બંધુ બહુ વર્ષથી આ સભાના લાઇફ મેમ્બર હતા. સભા તરફ સંપૂર્ણ સદ્‌ભાવવાળા હતા. તેઓ ૮૫ વર્ષની વયે ગયા અશાડ વદિ બારશે પંચત્વ પામ્યા છે. તેઓ અમદાવાદમાં એક પ્રતિષ્ઠાપાત્ર વ્યક્તિ હતા, વીશાશ્રીમાળી જ્ઞાતિમાં અગ્રણી હતા પરમાર્થના અનેક કાર્યમાં ભાગ લેતા હતા. છેલ્લા બે ચાર વર્ષથી શરીર નરમ રહેતું હતું, પરંતુ છેલ્લી ઘડી સુધી ધર્મપરાયણવૃત્તિવાળા હતા. તેમનો અભાવ થવાથી સભાને એક પ્રૌઢ વિચારના યોગ્ય સભ્યની ખામી પડી છે, પરંતુ ભાવી બળવાન છે. અમે એમના ચિ. પોપટલાલ વિગેરે પુત્રપૌત્રાદિકને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

## જ્ઞાન–દાન સર્વ દાનો કરતાં શ્રેષ્ઠ છે.

પર્યુષણાદિ પવિત્ર પર્વોમાં જ્ઞાનનો ફેલાવો કરતી નાની નાની પુસ્તિકાઓની પ્રભાવના કરવામાં આવે તો જનતાને જરૂર લાભ થાય. અમારા તરફથી નીચેની બુકો પ્રભાવના માટે મુકરર કરવામાં આવી છે. કિંમત અલ્પ હોવાથી તુરત મંગાવો.

| | છુટક નકલ | સો નકલના |
|---|---|---|
| બાર ભાવનાની સજ્ઝાય સાર્થ ( સકલચંદ્રજી ઉપાધ્યાયકૃત ) | ૦–૨–૦ | ૧૦–૦–૦ |
| શ્રી મુનિપતિચરિત્ર ભાષાંતર( અનેક કથાઓવાળું ) | ૦–૨–૦ | ૧૦–૦–૦ |
| સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૨ જો. | ૦–૫–૦ | ૨૦–૦–૦ |
| ,, ,, ભાગ ૩ જો. | ૦–૫–૦ | ૨૦–૦–૦ |
| સંવેગમાળા સાર્થ ( વૈરાગ્યવાહક ) | ૦–૨–૦ | ૧૦–૦–૦ |
| તત્ત્વવાર્તા અને લક્ષ્મીસરસ્વતીનો સંવાદ | ૦–૪–૦ | ૨૦–૦–૦ |
| ધનપાળપંચાશિકા ટીકા ને અર્થ યુક્ત | ૦–૪–૦ | ૧૯–૦–૦ |
| નવાણુ યાત્રાનો અનુભવ | ૦–૪–૦ | ૧૯–૦–૦ |
| શ્રાવિકા સુબોધ ( ખાસ સ્ત્રી ઉપયોગી ) | ૦–૪–૦ | [illegible] |

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ—શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ—દાણાપીઠ—ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ

અંક ૬ ઠ્ઠો

પુસ્તક ૫૭ મું




ભાદ્રપદ

સંવત્ ૧૯૯૭
વીર સંવત્ ૨૪૬૭


પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

| પુસ્તક ૫૭ મું<br>અંક ૬ ઠ્ઠો | ભાદ્રપદ | વીર સં. ૨૪૬૭<br>વિક્રમ સં. ૧૯૯૭ |
|---|---|---|

## अनुक्रमणिका



### નવા સભાસદોના નામ.

૧ શા. પોપટલાલ મોહોલાલ મગનલાલ-અમદાવાદ — પ્રથમ વર્ગના મેમ્બર

૨ દોશી જગજીવનદાસ ખાઉચંદભાઇ-કુંભા — ,,

### ભાવનગરમાં પર્યુષણ પર્વ

આચાર્યશિરોમણિ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી સપરિવાર ભાવનગરખાતે ચાતુર્માસ રહેલા હોવાથી અનેક પ્રકારના ધર્મકાર્યો અવિચ્છિન્નપણે થયા છે. પર્યુષણ પર્વમાં તપસ્યા માસખમણ, પાસખમણ, દસ ઉપવાસ, અઠ્ઠાઈ, સાત ૭, પાંચ વિગેરે મોટી સંખ્યામાં થઇ છે. ૧૪ પહોરના પૌષધ, પાક્ષિક પૌષધ, પ્રતિક્રમણ, વ્યાખ્યાનશ્રવણ, જ્ઞાનભક્તિ, દેવપૂજા, વરઘોડા, સ્વામીવચ્છલો, રાત્રિજગા વિગેરે પણ સારા પ્રમાણમાં થયેલ છે. શ્રીસંઘમાં આનંદ અને શાંતિ-સમાધાની પ્રવર્તી છે. પર્યુષણના વ્યાખ્યાન ચાર સ્થાને વંચાતાથી શ્રાવક-શ્રાવિકાઓએ મોટી સંખ્યામાં શાંતિપૂર્વક લાભ લીધો છે. સાધુ-સાધ્વી પણ સારી સંખ્યામાં સુખશાતાપૂર્વક બિરાજે છે.




પુસ્તક ૫૭ મું
વિ. સં. ૧૯૯૭

ભાદ્રપદ

અંક ૬ ઠ્ઠો
વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## શ્રી મહાવીર જિન સ્તવન

( મથુરામા ખેલ ખેલી આવ્યા, હો કાન ! કયા રમી આવ્યા ? એ દેશી )

કચ્છ ભદ્રેશ્વરમાં આપ વિરાજ્યા, લોકોમાં હર્ષ ભરાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૧ ॥

બાવન જિનાલય અહિયાં શોભે, દર્શન કરી સુખ પાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૨ ॥

દેશ-વિદેશના યાત્રાળુ આવે, ભક્તિથી ગુણુ અતિ ગાવે;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૩ ॥

ત્રિશલા માતાના નન્દન છો તુમે, સિદ્ધારથ કુળ દીપાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૪ ॥

મોટા ભુજંગને હાથથી ફેંકયો, મહાવીર નામ ધરાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૫ ॥

તાડ જેવા દેવને મુષ્ટિથી વાળ્યો, ઇન્દ્રસભામાં વખણાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૬ ॥

ચન્ડકોશિકને પ્રતિબોધીને, દેવલોકે પહોંચાડ્યા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૭ ॥

સંવત ઉગણીશ છન્નુની સાલે, પોષશુદિ દશમી બનાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૮ ॥

કચ્છ ભદ્રેશ્વરમાં સ્તવન બનાવ્યું, શુભ વાર શનિ દિને ગાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૯ ॥

નેમિ દર્શન એ પુણ્ય ઉદયથી, જીત વિદ્યાનંદ પાયા;
હો પ્રાણુ ! મહાવીર પાયા. ॥ ૧૦ ॥

મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

# શત્રુંજય પ્રશસ્તિ અથવા શ્રી શત્રુંજય પચ્ચીશી

( મદાક્રમાળા વૃત્ત )

શ્રી શારદા દેવી વીણા ધરી હસ્ત કાવ્યામૃતસ્યંદિની નંદિની,
સ્ફૂર્તિ કવિની તથા કાવ્યવાણી કવિ વાણીથી વર્ષતી હર્ષિણી;
તારા નમી પાદપદ્મો સુભાવે સુસિદ્ધાચલ પ્રાર્થના ગાવતા,
સ્ફૂર્તિ મને આપ ગાવા ગિરિરાજ વાણીથકી ભક્તિને ભાવતા. ૧

શત્રુંજયાદ્રે! તને ભક્તિભાવે સ્તવુ કાવ્યખંડે ઘણા ભાવથી,
તુ ભારતે દેશ સૌરાષ્ટ્રમાહે ખરો શાશ્વતો છે ત્રણે કાળથી;
તીર્થંકરો સિદ્ધ શુદ્ધાત્મ દેવો ઋષિશ્રેષ્ઠ આવ્યા ઇહાં ભાવથી,
પામ્યા ઘણા આત્મસિદ્ધિ મુનિ કેઈ મુક્તિ વર્યા ભાખિયા શાસ્ત્રથી. ૨

પ્રત્યેક રેણુ ખરી પૂનિતા છે અનંતા થયા સિદ્ધ તારા શિરે,
તું રાજવી પર્વતોનો ખરો તાહરા જે ગુણો ચિત્ત સૌનું હરે;
માટે તને ભેટવાને ઘણા આર્ય દોડી જતા નિત્ય દિસે નવા,
મદ્રાસ ને બંગ પંજાબથી ગુર્જરો ને મહારાષ્ટ્રથી આવિયા. ૩

આકાશમા સ્વર્ગભૂથી ભલા દેવતા આવતા ભાવતા ગુંજના,
ધારી ઘણા દિવ્ય શૃંગાર નારી ધરી હાથ ભૃંગાર વારિતણા;
દોડે પ્રભુ દર્શ થાવા સુવેગે ભર્યા થાળ ફૂલે ફળે અર્પવા,
વાજે ઘણા વાદ્ય ગાજે દિશાઓ ન લાજે પ્રભુભક્તિને ગુંજવા ૪

પૃથ્વી વિષે ભવ્ય હિમાદ્રિ તેવો ભલે હોય સહ્યાદ્રિ વિંધ્યાદ્રિ તે,
તુંગાદ્રિ મોટા ઊભા સ્થૂલ દેહે ઘણા લોકમા જાણુ છે દુર્ગ તે;
તેના શિરે હિમ વૃક્ષાદિ સંપત્તિ વારિસમૂહો ઘણા ભવ્ય છે,
તીર્થેશ શત્રુંજયાદ્રિતણા તુલ્ય આવે ન કોઇ જગે દિવ્ય છે. ૫

વારિપ્રપાતો તુષારો મણિ તુલ્ય વર્ષાઋતુ હાર મોતીતણા,
શોભે ચમત્કાર વૃક્ષો ઘણા નીલ રાતા પીળા રંગ પર્ણોતણા;
બાણો દિસે ઇંદ્રના ભવ્ય સારા ગિરીંદ્રે રહ્યા ઇંદ્ર ભક્તિતણા,
જે ભવ્ય ભક્તિ ધરી ચિત્તમાહે ભજે તેહ સિદ્ધિ વરે વેગમાં ૬

વર્ષે ઘણી ગર્જના જયજયાનંદ નાચે શચીંદ્રાદિ વર્ષાઋતુ,
ભક્તિથકી તે પખાળે ગિરિરાજ શુદ્ધોદકે હર્ષથી ગર્જતુ;
વાતાણુ સૌગંધ અર્પે પ્રભુપાદપદ્મે સહર્ષે તિહા દેવતા,
દૂરે કરે જે અશુચિ હરે શુદ્ધતાને સમર્પે કરી સ્વચ્છતા ૭

વૃક્ષો ઘણા રાજી વેલીતણી કુંજ ગંભીર સૌગંધ દિવ્યૌષધિ,
ટાળે ગદો માનવોના હરી દુઃખ દારિદ્ર આપે સદા શુદ્ધ ધી;

એવા ગિરિને નમો ભક્તિભાવે હરે કલેશ જે ભવ્ય પ્રાણીતણા;
તાર્યા મુનિ કેઈ ભક્તો પ્રભુના ઈહાં મુક્તિ પામ્યા કરી પ્રાર્થના. ૮

જ્યાં કેઈ તપસ્વી ઋષિ યોગ સાધે ગુફામાં પ્રભુ નામના ધ્યાનમાં,
ભૂલી ગયા સર્વ સંસારને આત્મની ચિંતનામાં ગયા મુક્તિમાં;
જેને નહી અન્નની 'વા તૃષાની પ્રભુભક્તિથી શ્રેષ્ઠ તે કલ્પના,
જે છે સદાકાળ આત્માતણી ચિંતનામાં ન જેને કુછ જલ્પના. ૯

મંદારમાળા શચીકંઠ ઉત્કંઠ ધારી અલંકાર દિવ્યાંગના,
સાનંદ શૃંગાર સોળે સજી નૃત્ય શત્રુંજયાદ્રિ વિષે વંદના;
તાલી દિએ તાલ ને ભક્તિના ગાન દેવાંગના ગાય છે શાંતિના,
થૈ થૈ કરે નૃત્ય સેવા સમર્પે હરી કલેશ હેતુ ધરી મુક્તિના. ૧૦

પ્રેમે નમું પાદ શત્રુંજયાદ્રે! કરી દૂર શત્રુ સહુ આત્મના,
તારા પદે દુઃખ દારિદ્ર જાયે સહુ ભવ્યના જન્મ કોટીતણા;
વંદું તને ભક્તિભાવે ગિરિરાજ! થાયે ન કોઇ થકી તુલ્યતા,
ગાવે ફણીંદ્રો સ્વજિહ્વાસહસ્રે ન ગાઈ શકે તાહરી ભવ્યતા. ૧૧

માનાદ્રિ તુંગાદ્રિ તેવા બલાદ્રિ ભલા નીલ અદ્રિ ઘણા લોકમાં,
ધારે શિરે શીત વાયુ સુધા તુલ્ય પાણીતણા સંગ્રહો ડોકમાં;
તારા વિના આત્મશાંતિ ન કોઈ સમર્પે હરી શત્રુઓ આત્મના,
તેં ધારિયા છે શિરે આદિ તીર્થંકરો તેહને હું કરું વંદના. ૧૨

ઊંચા તથા નિમ્ન માર્ગો ગિરિરાજ જાતાં ઘણા કેઇ પ્રસ્વેદના,
વાયુ હરે દુઃખ ગંધે ભર્યો શાંતિ આપે હરી પૌદ્ગલી વેદના;
તેવે સમે સ્ફૂર્તિ જાગે મને દોષ ટાળે હરે શત્રુ જે આત્મના,
જાગે પ્રભુ ભક્તિ આનંદ ઊર્મિ ઘણી થાય હોજો પ્રભુ વંદના. ૧૩

આવ્યા અનંતા મુનિના સમૂહો કર્યાં સ્પર્શ સર્વે અણુ રેણુમાં.
તેથી નિપાયા પ્રભુ ભાવનાના અસંખ્યાત મેઘો ગિરિરાજમાં;
આવે ઇહાં ભવ્ય પ્રાણી અને પાપકારી સહુ શુદ્ધ થાયે ઘણા,
માટે નમો નિત્ય સિદ્ધાદ્રિને ભાવ ધારી પ્રભુ આદિદેવેંદ્રના. ૧૪

તીર્થંકરો કેઈ ચોવીશીના એહ તીર્થેશમાં આવિયા ભાવથી,
આચાર્યદેવો મુનિ ને તપસ્વીતણા સુપ્રવાહો વહ્યા હેતુથી;
આવ્યા ઘણા સંઘ ધર્મીતણા સંઘભક્તિ ધરી અંગ સિદ્ધાચલે,
તેથી ઘણો રંગ મુક્તિતણો સંગ પાપોતણો ભંગ થાયે ભલે. ૧૫

મોટી પ્રવૃત્તિ ધરી શુદ્ધ વૃત્તિ કરી પ્રાપ્ત સંપત્તિ કેઈ શ્રાવકે,
અર્પી પ્રભુ પાદપદ્મે નમી શુદ્ધ ભાવે વિરાગી થઇ ભાવકે;

અબ્જાવધિ રૈપ્ય મુદ્રા સમર્પી કર્યાં તીર્થપ્રાસાદ તીર્થેશમાં,
આકાશથી જેહ સ્પર્ધા કરે ઇંદ્ર માને કહે તેહ સ્વર્ગો સમા. ૧૬

પૂનિત જે સાધુ ભક્તિથકી થાય વૈરાગ્યની સાત્વિકી ભાવના,
તે થાય સિદ્ધાચલે જે અનાયાસ મોટી તપસ્યાથકી પ્રાવના;
સેવે ધરી ભક્તિ શત્રુંજયે તીર્થપૂજા કરે જેહ શુદ્ધાતમા,
તે સચ્ચિદાનંદ રૂપે રહે મોક્ષ પામી વરે શાંતિ આનંદમાં. ૧૭

વાયુ હરે મંદ સૌગંધ ગંભીર રેણુ પ્રભુ અંગથી શાંતિમાં,
અર્પે પ્રભુ સ્નાન માટે સુગંધી સુધા તુલ્ય પાણી ધરી પાત્રમાં;
એવી કરે ઇંદ્ર મેવા પ્રભુની સુવેલી કરે હાર પુષ્પોતણા,
દિવ્યૌષધિ ગંધ કસ્તૂરિકા ચંદનોથી ઘણા ત્યાં કરે પૂજના. ૧૮

શ્રી શારદા દિવ્ય ઝંકાર ગંભીર વીણા બજાવી કરે પ્રાર્થના,
થાયે સહુ મુગ્ધ તે સાંભળી મંજુ વાણી ઝણત્કાર દેવાંગના;
કાવ્યો તિહાં હસ્ત જોડી ઊભા જે અલંકાર શબ્દોતણા ધારતા,
અર્થો ભર્યા ગૂઢ જેના વિષે હોય તાત્પર્ય પાપૌઘને વારતા. ૧૯

છંદો ઘણા કાવ્યબંધો સુવૃત્તો મનોહારી નિર્બંધ શાસ્ત્રોક્ત જે,
પદ્યો અવદ્યો સ્તુતિનાદબદ્ધો કરે પ્રાર્થના મુગ્ધ ભક્તોક્ત તે;
ધારી અલંકાર શબ્દાર્થ ઝંકાર સંસ્કાર ભેળી ચમત્કારને,
આદિ પ્રભુ ભક્તિની પ્રેરણાથી હરે ચિત્તઊર્મિ વિસંવાદને. ૨૦

ચાલ્યા મુનિ કેઇ સાધ્વીતણા સંઘ ગાવે મુખે દિવ્ય સુપ્રાર્થના,
નાભીતણા પુત્ર આદિ પ્રભુના સ્મરી ગાન આનંદ અભ્યર્થના;
માતા મરુદેવીના પુત્રને વંદીને ભાવથી જન્મ સાફલ્યતા,
માને ઘણા હર્ષથી સ્તોત્ર ગાતા ચઢે સિદ્ધક્ષેત્રે ફળે દિવ્યતા. ૨૧

બાળો ચઢે આવી આનંદમાં બોલતા જયજયાનંદ ઉચ્ચારતા,
નાચે ધરી ભાવ દાદાતણા દર્શ આજે થશે શબ્દ જે બોલતા;
નારી ચઢે ભાવ ધારી સહુ વારી સંસાર માયા હરી ચિત્તથી,
સારી મતિ ધારી હાથે લઇ વારિ પ્રક્ષાલતી દેવ અંગો છતી ૨૨

કસ્તૂરિકા કેશરે મિશ્રિતા ચંદનાદિ સુગંધે ભરી વાટિકા,
અર્પી નવાંગે ધરી ભાવ અંગે ઘણા સુપ્રસંગે પ્રભુ પૂજિકા;
માળા સુગંધી ફૂલોની ઘણા વર્ણ્યું આનંદને ભાવને વર્ષતી,
અર્પી પ્રભુ કંઠમા શોભતી સુંદરા ભવ્ય ભાવૌઘને અર્પતી. ૨૩

ધૂમાયિતા જેહ સૌગંધને સર્વ દિગ્ભાગને ગંધ અર્પે ઘણા,
આરાત્રિકા જ્યોત આત્માતણી આપતી દર્શ જે દિવ્ય આત્માતણા;

# શિવસુખ પ્રાપ્તિનો ઉપાય

जत्थय विसयविराओ, कसायचाओ गुणेसु अणुराओ ।
किरियासु अप्पमाओ, सो धम्मो सिवसुहोवाओ ॥ १ ॥

'જ્યાં વિષયથી વિરાગ–વિરક્તપણું છે, જ્યાં કષાયનો ત્યાગ છે, જ્યાં ગુણમાં અનુરાગ ( પ્રેમ ) છે અને જ્યાં ધર્મક્રિયામાં અપ્રમાદીપણું છે તે ધર્મ જ શિવસુખનો–મોક્ષપ્રાપ્તિનો સાચો–અમોઘ ઉપાય છે.'

આ ગાથા ને તેનો અર્થ વારંવાર વિચારવા યોગ્ય છે. શ્રીમદ્ આનંદઘનજી શ્રી ધર્મનાથ જિના સ્તવનમાં કહે છે કે–" ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ જિનેશ્વર ! ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું." 'ધર્મ ધર્મ' તો જગતમાં ઘણા કરે છે, પરંતુ તે ધર્મના મર્મને જાણતાં નથી. એ બધામાં સાચો–અમોઘ, જરૂર મોક્ષપ્રાપ્તિ કરાવે તેવો ધર્મ હોતો નથી; એવો ધર્મ તો ઉપરની ગાથામાં જણાવેલા ચાર વિશેષણો જ્યાં વર્તતાં હોય છે ત્યાં જ હોય એમ સમજવું.

આ ચારે વિશેષણો બહુ મહત્ત્વવાળાં છે. એમાં ઊંડો વિચાર કરીએ તો ધર્મની કોઇ બાબત બાકી રહેતી નથી. એ ચારેનો પૃથક્ પૃથક્ વિચાર કરીએ.

૧. પ્રથમ જે ધર્મમાં **વિષયથી વિરક્તપણું** બતાવ્યું હોય, એટલે સંસારમાં પરિભ્રમણ કરાવનાર વિષય ને કષાયથી પરાઙ્મુખપણું દર્શાવ્યું હોય. એ બેમાંથી પ્રથમ વિષય અત્યંત દુરંત છે, ભલા ભલાને ભૂલાવે છે. જેને વશ થઇને દેવ તરીકે ઓળખાતા હરિ, હર, બ્રહ્મા પણ કામદેવને આધીન થઇ પોતાપણું ભૂલી ગયા છે. પાંચે ઇંદ્રિયોના વિષયો જો કે મહાકષ્ટ આપનારા છે, પરંતુ સ્પર્શેંદ્રિય ને રસેંદ્રિયે તો પોતાનું બળ એટલું બતાવ્યું છે કે તેને આધીન થઇને સુજ્ઞ ગણાતા મનુષ્યો પણ કૃત્યાકૃત્યનો વિચાર ભૂલી જઇ અકૃત્યના ભોગ થઇ પડ્યા છે. એને માટે શાસ્ત્રમાં અનેક દૃષ્ટાંતો બતાવેલા છે.

---

ઉતારતા ભવ્ય ભાવે વદે ગીત આદિપ્રભુના ઘણા ભાવના,
એવી રીતે ચૈત્ય વંદી સુભાવે બને લીન પુણ્યૌઘ જે આત્મના. ૨૪

એ ભક્તિની પુષ્પમાળા વિશાળા ઘણા વર્ણ એમાં સુગંધી ભર્યા,
ગૂંથી પ્રભુ ભક્તિના તાનમાં ભાન ભૂલી સ્વશક્તિ વિના સાંભળ્યા;
તે મોદ ને ભક્તિના હેતુ કાજે થજો ભાવિકોને સદા સૌખ્યદા,
એવા યુગાદિ પ્રભુની ફળો બાલને આત્મશાંતિ થજો સર્વદા. ૨૫

કવિ બાલચંદ હીરાચંદ–માલેગામ

૨. ધર્મનું બીજું લક્ષણ **કષાયના ત્યાગરૂપ** બતાવ્યું છે. કષાય ચાર છે: ક્રોધ, માન, માયા ને લોભ. આ ચારે એવા છૂપા ચોર છે કે આત્માની અંદર પ્રવેશ કરી, તદ્રૂપ બની જઇ, આત્માનું ધર્મરૂપી ધન લૂંટી જાય છે. ક્રોધને વશ થયેલા અનેક મનુષ્યો પોતાનું અને પરનું બંનેનું અનિષ્ટ કરે છે. માનને વશ થયેલા મનુષ્યો પોતાને પ્રાપ્ત થયેલા ગુણોને પણ ખોઇ નાખે છે–આગળ વધી શકતા નથી અભિમાનનું ઘર ખાલી કહેવાય છે. પ્રાણી જે જે ગુણાદિનું અભિમાન કરે છે તે તે વસ્તુની–ગુણની હાનિ પામે છે. માયા તો બડી અભાગણી છે. તેની કળાને તો કોઇ વિરલ મનુષ્ય જ ઓળખી શકે છે, પોતે માયા કપટ કરે છે, છતાં પોતે સરલ છે અને બીજા માયાવી છે એમ માને છે ને મનાવે છે. મિથ્યાત્વનો એની સાથે ગાઢ સંબંધ છે. તેના વિપાકનું વર્ણન શું કરવું ? પ્રથમ તે લાભ દેખાડે છે, પરંતુ પરિણામે જરૂર તે નુકશાની આપે છે. લોભની તો વાત જ શી કરવી ? તેને તો સર્વવિનાશ કરનાર કહ્યો છે. લોભીના સર્વ ગુણો નાશ પામે છે. તે લાખો કે હજારો મળ્યા છતાં તેને ભોગવી શકતો નથી, તેનો સત્કાર્યમાં વ્યય કરી શકતો નથી અને પ્રાંતે હાથ ઘસતો ખાલી હાથે ચાલ્યો જાય છે. આ ચારે કષાયના સંબંધમાં શાસ્ત્રોમાં લાખો શ્લોકો લખાયા છે. તેને માટે ઉપમિતિભવપ્રપંચા કથા જેવા ગ્રંથો વાંચો કે સાંભળો તો તેનો વાસ્તવિક ખ્યાલ આવી શકે.

૩. મોક્ષપ્રાપ્તિનો ત્રીજો ઉપાય **ગુણી ઉપર અનુરાગ** છે. ગુણી ઉપર પ્રેમ કરવો–રાગ કરવો–એટલે તે ગુણ આત્માને પસંદ છે, ગમે છે એમ નિર્ણય થાય છે. એવા ગુણી પર રાગ કરતાં–તેમના પ્રસંગમાં આવતાં આત્માનું અનેક પ્રકારનું હિત થાય છે, અકાર્યથી પાછું ઓસરાય છે અને સત્કાર્યમાં પ્રવૃત્તિ થાય છે. આના લાભની તો ગણત્રી જ નથી. સંસારમાં સાચા અમૃત બે જ છે: ૧ સત્શાસ્ત્ર ને ૨ સત્સંગ–સત્સંગના બળથી પ્રાણી સહેજે ભવસમુદ્ર તરી શકે છે.

૪. મોક્ષપ્રાપ્તિનો ચોથો ઉપાય–ચોથો પાયો **ધર્મક્રિયામાં અપ્રમાદી** રહેવું. યથાવસર સામાયિક, પોસહ, પ્રતિક્રમણ, જિનપૂજા, તીર્થયાત્રા, ધર્મશાસ્ત્રનું શ્રવણ, જ્ઞાનાભ્યાસ, પરોપકાર વિગેરે કરનાર મનુષ્ય પાપકર્મથી પ્રાયે લેપાતો નથી. કદી લેપાય છે તો બહુ અલ્પ લેપાય છે કે જે લેપને ઉખડી જતાં વાર લાગતી નથી, માટે ધર્મક્રિયા તો યથાવસર જરૂર કરવી. તેને તો વ્યવહારની નિત્યક્રિયા સમાન જ કરી મૂકવી, જેથી પ્રમાદ થાય જ નહીં

આ ચારે મોક્ષપ્રાપ્તિના ખરેખરા ઉપાય છે. એને માટે શાસ્ત્રોમાં ઘણું લખાયું છે. અહીં તો તેનું દિગ્દર્શન જ કરાવ્યું છે તે લક્ષપૂર્વક વાંચી તેની ઉપર વિચાર કરવામાં આવશે તો જરૂર આત્મકલ્યાણની પ્રાપ્તિ થશે. કુંવરજી

आदर्श जैन राजवी

# श्री कुमारपाल महाराजाએ करेल जैन धर्मनी आराधनानुं सुंदर स्वरूप

( श्री उपदेशरत्नाकर ग्रंथमांथी उध्धृत )

---

૧-ત્રિકાળ જિનપૂજા પ્રભાતે, મધ્યાહ્ને અને સંધ્યાએ કરવી.

૨-અષ્ટમી તથા ચતુર્દશીની તિથિએ પૌષધોપવાસ કરીને તેના પારણે જે પુરુષ, મુનિ કે સ્વધર્મી દષ્ટિગોચર થાય તેને યથાર્થ રીતે દાન દઇને કે જમાડીને પછી પારણું કરવુ.

૩-પોતાની સાથે પૌષધ કરનાર બંધુઓને પોતાની સાથે જ પારણું કરાવવું.

૪-ગરીબ સાધર્મિકબધુનો ઉદ્ધાર કરવાને અંગે એક વર્ષમાં એક ક્રોડ દીનારનું દાન દેવું. ( એ મુજબ કુલ ચૌદ વર્ષમાં ૧૪ ક્રોડ દીનાર-એક પ્રકારના સિક્કા દીધા. )

૫-ઉચિતદાનમાં ૯૮ લાખ રૂપીઆ દેવા અને ૭૨ લાખ રૂપીઆ નિઃસંતાન સ્ત્રીઓને દેવા.

૬-એકવીશ ક્રોડ રૂપીઆ જ્ઞાનભંડારની પુષ્ટિ માટે ખર્ચવા.

૭-ત્રિભુવનપાલમંદિરમાં નિત્યપ્રતિ સ્નાત્રોત્સવ કરવો.

૮-નિત્યપ્રતિ પરમ તારક ગુરુમહારાજ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રીને દ્વાદશાવર્ત્ત વંદન કરવું અને ત્યારબાદ ક્રમશઃ અન્ય સર્વ સાધુમુનિરાજોને વંદન કરવું.

૯-પૌષધાદિ વ્રત કરનાર શ્રાવકબંધુઓને વંદન-સન્માન-દાનાદિ યોગ્ય પ્રમાણમાં કરવાં.

૧૦-અઢારે દેશમાં અમારી પડહ વગડાવવો. ૧૧-ન્યાય નિમિત્તે બનાવેલ ઘંટ વગાડવો.

૧૨-સ્વસત્તા સિવાયના મુલકોમાં દ્રવ્યબળ યા મૈત્રીબળના પ્રભાવે જીવદયાનું પાલન કરાવવું.

૧૩-ચૌદસો ને ચુંમાલીશ નવાં જિનમંદિર બનાવવાં અને ૧૬૦૦ સોળસો જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવો.

૧૪-સાત વાર તીર્થયાત્રા કરવી.

૧૫-પ્રથમ વ્રતે નિરપરાધી-નિર્દોષ જીવ પ્રત્યે ' માર ' શબ્દ બોલવા બદલ પ્રાયશ્ચિત્ત તરીકે ઉપવાસ કરવો.

૧૬-બીજા વ્રતે અજાણપણે અસત્ય ભાષા બોલતાં પ્રાયશ્ચિત્ત તરીકે આયંબિલની તપશ્ચર્યા કરવી.

૧૭-ત્રીજા વ્રતે નિઃસંતાનનું ધન તજવું.

૧૮-ચોથા વ્રતે જૈનધર્મ સ્વીકાર્યા બાદ પોતે પુનઃ ફરી પરણવાનો પ્રતિબંધ કરવો. ચાતુર્માસમાં ચારે માસ બ્રહ્મચર્યનું પાલન કરવું. શીલપાલનમાં કદાચિત મનથી ' ખંડિત

થતા ઉપવાસ પ્રાયશ્ચિત્ત તરીકે સ્વીકારવો, વચનથી ભંગ થતા આયંબિલ તપ પ્રાયશ્ચિત્ત તરીકે કરવુ, કાયાથી ભંગ થતા એકાસણુ પ્રાયશ્ચિત તરીકે કરવુ, પર્વને દિવસે અખંડ શિયળ પાળવુ, પરનારી પ્રત્યે શુભ ને શ્રેષ્ઠ પ્રકારની દૃષ્ટિ રાખવી ભોપલદેવીના મરણ બાદ પરણવાનુ મુલતવી રાખવુ, આરાત્રિકાર્થે સાથે રાખવા ભોપલદેવીની સુવર્ણમય મૂર્તિ બનાવવી

૧૯–પાચમા પરિગ્રહ પરિમાણ વ્રતમા ૭ કરોડ સુવર્ણ સિક્કા, આઠ કરોડ રૂપાનાણુ હજાર તુલા પ્રમાણુ મણિરત્ન, બત્રીશ હજાર મણુ ઘી બત્રીશ હજાર મણુ તેલ, એક લાખ મણુ ચણા, જુવાર, મગ વગેરે, પાચ લાખ અશ્વ, પાચ હજાર હાથી, પાચસો ઊંટ, પાચસો ઘર, પાચસો હાટ, પાચસો ગાડા, પચાસ હજાર રથ, અગિઆર લાખ સગ્રામી અશ્વ, અઢાર લાખ સુભટ વગેરે

૨૦–છઠ્ઠા વ્રતે વર્ષાકાળમા પાટણની હદ બહાર જવાનુ મુલતવી રાખવુ.

૨૧–સાતમા વ્રતે મદ્ય–માસ–મધુ–માખણુ–મહુળીજ–તુચ્છ ફ્લ–અજાણ્યા ફ્લ–અનત કાય વગેરે અભક્ષ્યનો ત્યાગ કરવો એક જાતિના તબોલના ફક્ત આઠ બીડાની જ છૂટ રાખવી,

સર્વદા રાત્રિભોજનનો ત્યાગ કરવો, ચોમાસામા ઘી સિવાય અન્ય વિગયોનો ત્યાગ કરવો, લીલા શાકનો ત્યાગ કરવો, નિત્ય પ્રત્યે એકાસણુ કરવુ તથા સર્વ સચિત્તનો ત્યાગ કરવો

૨૨–આઠમા વ્રતે અનર્થમૂલકમાથી સાતે વ્યસનોનો નિર્મૂળપણે ઉચ્છેદ કરવો

૨૩–નવમા વ્રતે ઉભય કાળ ( સવાર–સાજ ) પ્રતિક્રમણુ તથા સામાયિક કરવુ અને સામાયિકમા ગુરુ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી સિવાય અન્ય સાથેનો વાર્તાલાપ બધ કરવો દિનપ્રત્યે યોગશાસ્ત્રના બાર પ્રકાશ અને વીતરાગસ્તોત્રના ૨૦ પ્રકાશ કુલ ૩૨ પ્રકાશોનો સ્વાધ્યાય કરવો

૨૪–દશમા વ્રતે ચાતુર્માસ દરમિયાન યુદ્ધાદિ મોકુફ રાખવા

૨૫–અગ્યારમા વ્રતે પૌષધોપવાસમા રાત્રિએ કાઉસ્સગ્ગધ્યાને રહેવુ.

૨૬–બારમા અતિથિસવિભાગ વ્રતે દુ ખી સાધર્મિક બધુઓ ઉપરના કરના દરવર્ષે આવતા બોતેર લાખ દ્રવ્ય માફ કરવા

૨૭–ગુરુમહારાજ શ્રી હેમચદ્રાચાર્યજીને ઉતરવાની ધર્મશાળામા જે મુખવસ્ત્રિકાના પ્રતિલેખક–સાધર્મિકો હોય તેને પાચસો ઘોડા ને બાર ગામના સ્વામી બનાવવા અને સર્વ મુખવસ્ત્રિકાના પ્રતિલેખકોને મળીને પાચ હજાર ગામ દેવા

૨૮–ઉપરાત ગુરુમહારાજ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી પાસે વાસક્ષેપપૂર્વક રાજર્ષિ' નામક શ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરવી

આ પ્રમાણે કુમારપાલ મહારાજા સ્વ અને પરતુ કલ્યાણુ સાધવા સાથે જૈનશાસનની જે અજોડ ઉન્નતિ સાધવા ભાગ્યવાન બની શકયા છે તે માટે તેમને ખરેખર કોટિશ વદન હો!

( ઉપર જણાવ્યા પ્રમાણેની પ્રથમની ૧૪ કલમ પ્રમાણેના કાર્યો તેમણે કર્યાનુ સમજવુ )

મુનિશ્રી પ્રેમવિમળજી



# યોગિરાજ શ્રી આનંદઘનવિરચિત
# પદ પંચાવનમું

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૩ થી)

આ કારણથી સત્‌ની વ્યાખ્યામાં સામાન્ય અને વિશેષ બન્નેનો સમાવેશ થઇ જાય છે તેથી એ સામાન્ય તથા વિશેષને અલગ દ્રવ્ય માનવાની જરૂર રહેતી નથી. ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા જેનામાં હોય તે સત્ છે એ દૃષ્ટિએ જોઇએ ત્યારે પછી એના સામાન્ય તથા વિશેષને અલગ દ્રવ્ય માનવાની જરૂર રહેતી નથી. આ રીતે અપેક્ષા ધ્યાનમાં રાખવાથી ભેદાભેદભાવ બરાબર સમજી શકાય છે. ભેદ દેખાય છે તે પર્યાયની અપેક્ષાએ છે, અભેદ દેખાય છે તે દ્રવ્યની અપેક્ષાએ છે અને બન્ને વસ્તુ એકી વખતે એક સાથે દ્રવ્યમાં રહે છે તેથી ભેદાભેદનું રહસ્ય સમજાય છે વસ્તુધર્મના સ્વરૂપની વિચારણાનો પાયો સત્‌ની વ્યાખ્યા સમજવામાં રહેલો છે. આ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય દરેક ભિન્નલક્ષણવાળા છે, છતા પરસ્પર અપેક્ષિત છે.

આ સત્પણું-સત્તા એક છે, એમા ખડ વિભાગ પડી શકે તેવું નથી અને તેને બાધા થઇ શકે તેવું પણ નથી. આ અભિપ્રાય જૈન સિદ્ધાંતનો છે, નિશ્ચય નયે આ વાત સુયોગ્ય છે અને એ વ્યાખ્યા પર સત્‌ની આખી સમજણ રહેલી છે જે દર્શનકારો ગુણ ઉપર નજર રાખે છે તે આત્માને નિત્ય ગણે છે, જેનું લક્ષ્ય પર્યાય ઉપર રહે છે તે અનિત્ય માને છે અને ગુણ તથા પર્યાય બન્ને પર દૃષ્ટિ રાખનાર જૈનદર્શન આત્માને નિત્યાનિત્ય કહે છે. આ સર્વ દૃષ્ટિબિન્દુને ધ્યાનમાં રાખવાથી પ્રમાણજ્ઞાન થાય છે. એ વિચારણાના તલસ્પર્શીજ્ઞાનને આત્મજ્ઞાન કહેવાય છે અને તેની સાથે બાકીના સર્વ દ્રવ્યનું જ્ઞાન થવાની જરૂર જ પડે છે એટલે આત્મજ્ઞાનમા દ્રવ્યોનું જ્ઞાન સાહજિક હોઇ આ દ્રવ્યાનુયોગનો મોટો અગત્યનો વિષય બને છે.

**સત્‌ની વ્યાખ્યા સાથે પ્રથમ અન્વય અને વ્યતિરેક હેતુ સમજવા યત્ન કરીએ.** ત્યારપછી 'એના એક અખંડ અને અબાધિત' સ્વરૂપને સમજવું સહેલું થઇ પડશે. આ અન્વય અને વ્યતિરેક હેતુની સમજણ સ્યાદ્વાદમંજરી ગાથા ૨૧-૨૨ ની ટીકામાં ખૂબ વિસ્તારથી આપવામાં આવી છે

**'જ્યાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણું છે ત્યાં સત્પણું છે' આ અન્વય** હેતુ સમજવો. સર્વ વસ્તુ દ્રવ્યની અપેક્ષાએ ઉત્પન્ન થતી નથી કે નાશ પામતી નથી તેથી દ્રવ્યની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ સ્થિર છે પદાર્થમા ઉત્પત્તિ વિનાશ થાય છે તે પર્યાયની અપેક્ષાએ થાય છે. આ રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા હોય ત્યાં સત્પણું છે. આકૃતિ ફરે, આકાર ફરે, પણ મૂળ વસ્તુનું સામાન્ય-એની જાતિ તો કાયમ જ રહે-આવો વસ્તુ-સ્વરૂપનો પ્રકાર એ અન્વય હેતુ છે. દ્રવ્યની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ સ્થિર છે અને પર્યાયની દૃષ્ટિએ પદાર્થોમાં ઉત્પત્તિ અને નાશ થાય છે. પર્યાયો ફરતાં જાય છે એવો આપણો

પ્રત્યક્ષ અનુભવે છે. કોઇ એમ ધારે કે કમળો થવાથી આંખવડે સફેત વસ્તુ પીળી જણાય છે, એ દાખલો અહીં બંધ બેસે તેમ નથી. પ્રાણીને ક્રોધ, ઉદાસીનતા, હર્ષ વગેરે થાય છે એ હકીકતને મિથ્યા કહેવી એ આપણા જ્ઞાન( પ્રત્યભિજ્ઞા )થી વિરુદ્ધ છે, અનુભવથી ઊલટું છે અને એમાં કમળાનું દૃષ્ટાંત કામ આપી શકે તેમ નથી. આ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય ઉપર જણાવ્યું તેમ ભિન્ન છતાં પરસ્પરની અપેક્ષાવાળા છે અને તેથી ત્રણે મળીને વસ્તુનું એકમ બતાવે છે અર્થાત્ ત્રણે મળીને એક થાય છે. એકલી ઉત્પત્તિ અશક્ય છે, એ હોય એટલે સાથે વિગમ ( નાશ ) જરૂર હોય જ છે; અને તે જ વખતે એની સ્થિતિ કાયમ છે. એમાં કાચબાની પીઠ ઉપરના વાળનું દૃષ્ટાંત આપે છે. એ વાળના નાશ અને સ્થિતિ એની ઉત્પત્તિ વિના અશક્ય છે. વાત એ છે કે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ એ ભિન્ન લક્ષણવાળી ચીજો હોવા છતાં ત્રણે જેમાં હોય તે જ પદાર્થ હોઇ શકે છે, નહિ તો આકાશપુષ્પ જેવી દશા થાય. આ રીતે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ ત્રણે યુક્ત હોય ત્યાં પદાર્થત્વ-સત્ત્વ છે, એ જ્યાં હોય ત્યાં સત્તા છે અને ત્રણેનો સમૂહ એ પદાર્થનું-સતનું લક્ષણ છે. એક હોય ત્યાં અન્ય હોય એ અન્વયવ્યાપ્તિ છે. સોનાનો ઘટ હોય, તેનો મુગટ બનાવવો હોય તો ઘડા તરીકે તેનો નાશ થાય છે, મુગટ તરીકે તેની ઉત્પત્તિ થાય છે, પણ તે આખા સમય દરમિયાન સુવર્ણ તરીકે તો તેની સ્થિતિ કાયમ રહે છે. આ દૃષ્ટાંત બરાબર ધ્યાનમાં આવે એટલે અન્વયવ્યાપ્તિનો ખ્યાલ થાય છે. દ્રવ્યની નજરે જોઇએ તો કોઈ વસ્તુ ઉત્પન્ન થતી નથી કે તેનો નાશ થતો નથી. એટલે દ્રવ્યત્વની દૃષ્ટિએ વસ્તુની સ્થિતિ જ પ્રાપ્ત થાય છે. પર્યાય-દૃષ્ટિએ જોઇએ તો સર્વ વસ્તુ ઉત્પન્ન થાય છે અને તેનો નાશ થાય છે. આપણને વસ્તુમાં ફેરફારનો અનુભવ થાય છે એ પર્યાયાત્મક છે. આ ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ-વાળી સર્વ વસ્તુ--સર્વ દ્રવ્યો હોઈ જ્યાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા હોય ત્યાં સત્ત્વ છે, સત્-પણું છે એ **અન્વયવ્યાપ્તિ** થઇ. અને પર્યાયોનો તો પાર નથી તેથી પ્રત્યેક દ્રવ્ય અનંત-ધર્માત્મક છે. એટલે ' જ્યાં જ્યાં અનંતધર્માત્મકપણું ન હોય ત્યાં ત્યાં સત્ પણ ન હોય ' એ **વ્યતિરેકવ્યાપ્તિ** છે. આમાં વસ્તુતત્ત્વ-સતત્વ પક્ષ છે અને અનંત ધર્માત્મકત્વ સાધ્ય છે, એમાં વ્યતિરેકી હેતુ છે એટલે જ્યાં સાધ્ય ન હોય ત્યાં સાધન ન જ હોય. એ રીતે જ આ વ્યતિરેકવ્યાપ્તિની સિદ્ધિ થાય, કારણ કે દૃષ્ટાંત વગર પક્ષની અંદર જ હેતુથી સાધ્યની સિદ્ધિ થાય છે, એટલે એમાં પક્ષની બહારના દૃષ્ટાંતનું પ્રયોજન જ રહેતું નથી. આ વ્યતિરેકવ્યાપ્તિને બરાબર સમજીએ.

આત્મામાં જ્ઞાનોપયોગ, દર્શનોપયોગ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, આઠ પ્રદેશની નિશ્ચળતા, અમૂર્તત્વ, અસંખ્ય પ્રદેશપણું, જીવપણું વગેરે એના સહભાવી ધર્મો છે. એ એની સાથે નિરંતર રહે છે. ( જૈનપરિભાષામાં એને ' ગુણ ' કહેવામાં આવે છે. )

નૈયાયિકો આત્માની સાથે જ્ઞાનનો સમવાય સંબંધ માને છે, એ આત્માનું લક્ષણ જ્ઞાન નથી માનતા અને તેટલા માટે સમવાયને અલગ દ્રવ્ય માને છે. જૈનદર્શન જીવને ઉપયોગરૂપ માને છે. જૈનદર્શન આત્માને કર્તા માને છે. સાંખ્યો આત્માને નિર્લિપ્ત માને છે. કર્મનો કર્તા આત્મા છે અને તેથી કર્તૃત્વ એનો ' ગુણ ' માન્યો છે.

જૈન દર્શન આત્માને ભોક્તા માને છે. કરેલ કર્મનું ફળ એ ભોગવે છે. એ રીતે બૌદ્ધ–ક્ષણિકવાદીથી જૈનદર્શન જુદું પડે છે.

આત્માના આઠ રુચકપ્રદેશો સ્થિર રહે છે. સિદ્ધના સર્વ પ્રદેશ સ્થિર રહે છે, બાકી સંસારી જીવોના વ્યાયામ, દુઃખ, પરિતાપને લઇને આઠ સિવાયના બાકીના સર્વ પ્રદેશો પ્રવૃત્તિશીલ રહે છે.

આ જીવ સ્પર્શ, રસ, ગંધ અને વર્ણથી રહિત હોઇ નિશ્ચયનયથી જાતે અમૂર્ત છે.

પ્રત્યેક આત્મામાં લોકાકાશના પ્રદેશો જેટલા પ્રદેશો છે. વૈશેષિકનૈયાયિકની માફક જીવને પ્રદેશની અપેક્ષાએ વ્યાપક માનવામાં નથી આવતો, પણ જ્ઞાનની અપેક્ષાએ વ્યવહાર નયના મતે પ્રદેશોથી વ્યાપક માનવામાં આવે છે.

જીવપણું ( જીવત્વ ) વ્યવહારથી દશ પ્રાણ ધારણ કરવા તે અને નિશ્ચયથી ચેતના–આ જીવનું જીવત્વ છે. આ સર્વ સહભાવી ધર્મની વાત છે. હર્ષ, વિષાદ, સુખ, દુઃખ–ક્રમભાવી- ( પર્યાયધર્મ )માં આવશે, જેની વાત હવે પછી થશે.

એવી જ રીતે ધર્માસ્તિકાય આદિ દ્રવ્યો અનંતધર્માત્મક છે. ધર્માસ્તિકાય ગતિસહાયક છે, અધર્માસ્તિકાય સ્થિતિસહાયક છે. એ પ્રત્યેક પદાર્થ અસંખ્યાત પ્રદેશી હોઇ જ્ઞાનથી જાણી શકાય તેવા છે અને એ પોતાના સ્વરૂપમા કાયમ રહે છે તેથી અવસ્થિત છે, એમાં સ્પર્શાદિ ન હોવાથી એ બન્ને જાતે અરૂપી છે, એકવ્યક્તિરૂપ હોવાથી એક છે અને સ્વયં ક્રિયા રહિત હોવાથી નિષ્ક્રિય છે. આવી રીતે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય અનંતધર્માત્મક છે.

પુદ્ગલનું અનંતધર્માત્મકત્વ તો દરરોજના અનુભવનો વિષય છે. એક ઘડો લઇએ તો તેનું કાચાપણું, પાકાપણું, મોટાપણું, પહોળાપણું, ગ્રીવા ( મોઢિયું ) હોવાપણું, જળધારણ શક્તિપણું, એનું શૈત્વ, નવાપણું, જૂનાપણું વગેરે એમાં તો અનંત ધર્મો પ્રત્યક્ષ દેખાય છે.

આવું અનંતધર્માત્મકપણું જ્યાં ન હોય ત્યાં સત્ત્વ ન હોય એ વ્યતિરેકવ્યાપ્તિ થઇ. આ અનુમાનમાં–આ વ્યાપ્તિમાં અસિદ્ધ કે વિરુદ્ધ કે એવો કોઇપણ દોષ આવતો નથી. આવા પ્રકારની અન્વયવ્યાપ્તિ અને વ્યતિરેકવ્યાપ્તિ 'સત્'ની વ્યાખ્યાને અંગે રહેલી છે એ જ્યારે બરાબર ધ્યાનમાં આવે ત્યારપછી સમજાય કે એ સતત્વ–સત્તા એક છે, અખંડ છે અને અબાધિત છે. સત્‌ની વ્યાખ્યા સમજાય તો એ સત્‌પણાની એકતા, અખંડતા અને અબાધિતતા સરળ હકીકત છે, સમજાઇ જાય તેવી છે.

અહીં જે દ્રવ્યનું લક્ષણ બાંધ્યું તે સત્‌નું લક્ષણ છે અને તે હોવાપણું તે સતત્વ અથવા સત્તા છે. આ સત્તા એ સમુચ્ચય લક્ષણ હોઇ એક છે, કારણ કે કોઇ પણ વસ્તુનું **લક્ષણ તેજ કહેવાય કે જે સર્વાંશે હાજર હોય અને જેમાં એક દેશે પણ લક્ષણની ગેરહાજરી ન હોય.** એ રીતે જોઇએ તો ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા પ્રત્યેક સત્ પદાર્થમાં સર્વ કાળે અને પ્રત્યેક સમયે હાજર હોવાથી એ હોવાપણું એક છે, એમાં વિભાગ ન હોવાથી એ અખંડ છે અને એ લક્ષણમાં અપવાદ ન હોવાથી એ અબાધિત છે.

જૈન દર્શનનું આ સત્‌સ્વરૂપ છે અને ચેતનને ઓળખવા માટે તેના જ્ઞાનની જરૂર છે. કોઇ કોઇ દર્શન સંપૂર્ણ સત્‌પદાર્થને કેવળ ધ્રુવ માને છે. આ મત શંકરાચાર્યના

વેદાંતદર્શનનો છે. કોઈ દર્શન સત્પદાર્થને નિરન્વય ક્ષણિક માને છે એટલે એ પદાર્થને માત્ર ઉત્પાદ અને વ્યયશીલ માને છે. એ મત બૌદ્ધદર્શનનો છે. કોઈ દર્શન ચેતનતત્ત્વરૂપ સત્ને કેવળ ધ્રુવ (કૂટસ્થ નિત્ય) માને છે તે મત સાંખ્યદર્શનનો છે અને નૈયાયિક તથા વૈશેષિકો અનેક સત્પદાર્થોમાંથી પરમાણુ, કાળ, આત્મા આદિ કેટલાક સત્તત્ત્વોને કૂટસ્થ નિત્ય અને ઘટ, વસ્ત્ર આદિ કેટલાક સત્ને માત્ર ઉત્પાદવ્યયશીલ ( અનિત્ય ) માને છે. જૈનદર્શનનું સત્નું સ્વરૂપ એ સર્વ દર્શનકારોની વ્યાખ્યાથી અલગ છે તે અહીં જણાવવું છે, તે ત્રિકાલાબાધિત છે અને ત્રણે કાળમાં બરાબર લાગે તેવું છે. અંશે એ સત્ય તો છે, પણ એ ત્રણે કાળે ટકે નહિ તેથી એમાં બાધ આવે છે. જૈન દર્શનની સત્પદાર્થની વ્યાખ્યા એક જ છે, અખંડ છે અને અબાધિત છે. તેની સાથે સ્યાત્ લગાડવાથી તેનો સાચો ખ્યાલ આવે છે, કારણ કે સત્ની અપેક્ષાએ સત્ છે, પણ અસત્ની અપેક્ષાએ નથી, તેથી સ્યાત્ સમજ્યા વગર તો આખો અર્થ ખોટો થઈ જાય. આ વાત પણ સાથે જ ધ્યાનમાં રાખવાની છે.

કોઈ સ્થાયીભાવ પણ છે અથવા હોવો જોઇએ, નહિ તો એમાં સ્થિતિ કે સ્થિરતા જેવું તત્ત્વ જ રહેતું નથી એ વાત પર ખ્યાલ ન રહ્યો અને પરિણામે દુનિયાને પર્યાયની નજરે અંશ સત્યો બતાવી શક્યા. જો પ્રમાણજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો આ 'રૂપભ્રમ' ખોવો જ રહ્યો, એનાથી દોરવાઇ જવાની વાતને દૂર કરવી જ રહી અને એના પર વિજય કરવા માટે તેનું સૂક્ષ્મ જ્ઞાન કરી તેના પરત્વે સર્વ અંશ પર નજર રાખનાર પ્રમાણજ્ઞાનનો આશ્રય લેવો જ રહ્યો.

આ રૂપભ્રમ **આરોપ કરેલો ધર્મ** છે, એમાં વસ્તુસ્વરૂપનું મૂળ જ્ઞાન નથી, એમાં અંશના ગ્રહણને સર્વ ગ્રહણનું સ્થાન અપાયું છે અને એવા રૂપભ્રમમાં પડી જવાથી વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન કદી પ્રાપ્ત થાય તેમ નથી, એ વાત ઉપર અહીં ખાસ ધ્યાન આપવાનું છે. આ દષ્ટિએ વિચાર કરતાં રૂપભ્રમથી પ્રાપ્ત થતું જ્ઞાન સર્વ આરોપ કરેલું માલૂમ પડશે. તે તે અંશે સત્ય હોવા છતાં, એટલો નિર્ણય ખૂબ ચર્ચાને પરિણામે આવેલ હોવા છતાં, એ રૂપભ્રમથી અંશ હોઇ તે સમસ્તનું સ્વરૂપ ધારણ કરે છે અને તેથી આરોપદ્વારા એના અંશ-જ્ઞાનમાં સર્વસત્ય મનાવવાનો મિથ્યા પ્રયાસ થાય છે. પછી એમાંથી માયાનો સિદ્ધાંત કાઢવો પડે છે, રૂપ દેખાય છે તે પણ ભ્રમ છે એમ માની આંખો બંધ રાખવી પડે છે અને તે રીતે ચેતનજ્ઞાન-આત્મજ્ઞાન આડી અંધારી આવી જાય છે.

આ રીતે ચેતનનું શુદ્ધ સ્વરૂપ સમજવું હોય તો સત્તા શું છે? સત્નું સ્વરૂપ કેવું છે? એને સમજવા માટે અસત્થી એને કેમ અલગ રાખી શકાય? એની વિચારણામાં **સ્યાત્** ને શું સ્થાન છે? એ સર્વ વિચારવું ઘટે. જો માત્ર દ્રવ્યની નજર સ્વીકારી, જો માત્ર પર્યાયની નજર સ્વીકારી, જો એકાદ અંશને 'અધિક મૂલ્ય આપી દીધું તો રૂપભ્રમમાં પડી જવાશે, માટે સત્પદાર્થને ઓળખી રૂપભ્રમનો ત્યાગ કરો અને ભૂલેચૂકે આરોપ કરેલા ભાવોમાં અટવાઇ ન જાઓ. એને ઓળખવા તો જરૂર પડશે, પણ એના એક એક અંશો સમજી અંશને અંશનું જ સ્થાન આપવું, એમાં પરિપૂર્ણતા ન માની લેવી-એ આત્મજ્ઞાનનો પાયો છે.

રૂપ કે આરોપ એ આત્મા નથી, **એના ધર્મો તો તદ્દન જૂદા છે** એને પામવા-સમજવા મુશ્કેલ છે અને એને સમજવા માટે રૂપ અને આરોપનો ભ્રમત્યાગ એ પ્રથમ અગત્યની બાબત છે. બાકી આત્માની સાથે એનાં અનેક નામો થાય, રૂપ થાય, આકાર થાય, રંગ થાય-એ સર્વ આરોપ કરેલી-તેના ઉપર લાદેલી બાબતો છે. આત્મા પોતે નથી દેવચંદ કે નથી હીરાચંદ, એ કાળો નથી કે ગોરો નથી, એ લૂલો નથી કે લંગડો નથી, એનાં નામ અને રૂપ જુદાં જુદાં થયાં છે તે સર્વ આરોપ કરેલી બાબતો છે.

એના ધર્મ **તો ઓર છે**-બીજા જ છે. એનું **લક્ષણ ઉપયોગ છે.** બોધરૂપ વ્યાપાર એ એની વ્યાખ્યા છે. એના પર્યાય ફર્યા કરે છે, કારણ કે એક જ અવસ્થાવાળા નથી હોતા. કેટલાક પર્યાયો એક અવસ્થામાં હોય છે તો કેટલાક પર્યાયો બીજી અવસ્થામાં મળી આવે છે. આ પર્યાયોની જુદી જુદી અવસ્થાને '**ભાવ**' કહેવામાં આવે છે. એ ભાવો કર્મના ઉપશમથી, ક્ષયથી, ક્ષયોપશમથી અને ઉદયથી થાય છે. દ્રવ્યના અસ્તિત્વથી પોતાની જાતે જ પારિણામિક ભાવ કાયમ રહેલો છે. સંસારી અથવા મુક્ત આત્માને આ પાંચ ભાવો પૈકી કોઇ કોઇ ભાવ અવશ્ય હોય જ. અજીવમાં એ પાંચ ભાવો પૈકી ચારના પર્યાયોનો સંભવ નથી, તેમાં એક પારિણામિક ભાવ જ હોય છે. અહીં એક બીજી વાત ધ્યાનમાં રાખવાની છે.

આ પાચે ભાવો ( ઔપશમિક, ક્ષાયિક, ક્ષયોપશમિક, ઔદયિક અને પારિણામિક ) જીવમા એક સાથે બધા હોય છે એવો કાઈ નિયમ નથી દા ત મુક્ત જીવોમા ક્ષાયિક અને પારિણામિક બે ભાવ જ હોય છે, જ્યારે સસારી જીવોમા કોઇ ત્રણ ભાવવાળા, કોઇ ચાર ભાવવાળા અને કોઇ પાચ ભાવવાળા હોય છે એમા વાત એટલી છે કે સસારી જીવ બે ભાવવાળા હોતા નથી એટલે મુક્ત જીવોના પર્યાયો બે ભાવોમા અને સસારી જીવના પર્યાયો ત્રણથી પાચ ભાવોમા પ્રાપ્ત થાય છે ઉપયોગરૂપ લક્ષણ સર્વ જીવોમા પ્રાપ્ત થાય છે જ્યા જ્યા જીવ હોય ત્યા ત્યા ઉપર પ્રમાણે બેથી માડીને પાચ ભાવો જરૂર હોય છે એ પાચ ભાવો પૈકી એક પણ ન હોય ત્યા જીવત્વ હોતુ નથી

આ રીતે ચેતન–આત્માનો ધર્મ તો તદ્દન ઓર–જુદો જ છે એ ઉપયોગલક્ષણવાળા આત્માને બરાબર સમજવા માટેના આ બધા પ્રયત્નો છે આત્મામા અનત ગુણપર્યાયો છે, પણ એ સર્વમા ઉપયોગ જ મુખ્ય છે અને ઉપયોગ સ્વપરપ્રકાશક હોવાથી તે પોતાનુ તથા ઇતર પર્યાયોનુ જ્ઞાન કરાવી શકે છે આપણે આ ચર્ચા કરીએ છીએ એમા શકા કરીએ છીએ, એનુ સમાધાન કરીએ છીએ–એ સર્વ ઉપયોગને લીધે જ થાય છે અને લક્ષણ સ્વરૂપથી ભિન્ન ન હોવાને કારણે અને ઉપયોગ બધા પર્યાયોમા મુખ્ય હોવાથી ઉપયોગ જ આત્માનુ લક્ષણ બને છે

આ આખા સ્વરૂપચિંતવનમા **પારિણામિક ભાવને** બરાબર સમજવા યોગ્ય છે એ જીવત્વરૂપ છે અને ચેતનનો સ્વભાવ છે એ ન હોય તો ચેતન ન હોય એમ સમજવુ બીજા સર્વ ભાવો કોઇ વાર હોય અને કોઈ વાર ન પણ હોય પણ આ જીવત્વરૂપ પારિણામિક ભાવ તો સર્વ આત્મામા સર્વ કાળે પ્રાપ્ત થાય જ છે અને તેથી તેને મુખ્ય લક્ષણ ગણવામા આવેલ છે બાકીના ભાવોમાથી કેટલાક અથવા સર્વ કોઇ વાર હોય છે, કોઇ વાર ઓછા વધતા હોય છે, પણ પારિણામિક ભાવ તો સર્વ કાળે હોય જ છે ઉપયોગ આત્માનો ધર્મ છે, એ ઓર છે–જુદો છે, અલગ છે, અજીવથી એને જુદો પાડનાર છે અજીવમા અજીવત્વ પારિણામિક ભાવે છે આ પારિણામિક ભાવ દ્રવ્યનુ પરિણામ છે, જે ફક્ત દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાની જાતે જ ઉત્પન્ન થયેલ છે, એટલે કોઈ પણ દ્રવ્યનુ સ્વાભાવિક સ્વરૂપપરિણમન જ પારિણામિક ભાવ કહેવાય છે

બીજા ભાવો કોઈ વાર મળે અને કોઈ વાર ન પણ મળે, કારણ કે એ કર્મની અપેક્ષા રાખે છે તેથી લક્ષ્યાશમા રહેનાર હોવા છતા કાદાચિત્ક છે, અને તેથી તેને ઉપલક્ષણ કહી શકાય જીવનુ ઉપયોગ લક્ષણ કહેવામા આવે ત્યારે તેના જીવત્વને અગે તે સમજવાનુ છે અને તે પારિણામિક ભાવને અગે છે એમ ધ્યાનમા રાખવુ સસારનુ આખુ સ્વરૂપ પર્યાય છે અને પર્યાય તો પલટનભાવ પામતા જાય છે આ સસારમા નામ અને રૂપ ફર્યા કરે છે એ પર્યાયપલટન છે, અને એને લઈને ફેરફાર થાય તે પણ નજરે પડે છે, પણ ચેતનનો ધર્મ તો કોઇ અલગ વસ્તુ છે અને તેને સમજવાની ખાસ જરૂર છે

તે સમજાય એટલે ખૂબ સ્પષ્ટતા થાય છે વસ્તુસ્થિતિની આ સમજણ તે **આનદ છે, એ તત્ત્વ છે, એની પ્રાપ્તિ એ સાધ્ય છે** વૈશેષિક મત પ્રમાણે સત્તા દ્રવ્ય ગુણ અને કર્મમા રહે છે, પણ સામાન્ય અને વિશેષમા રહેલી નથી–હોતી નથી આ વાત સમિચીન નથી એ તો ઉપર બતાવ્યુ અસ્તિત્વનો સ્વીકાર કરવો અને છતા તેનુ અસ્તિત્વ

(સત્તા) ન સ્વીકારવું એ બંધબેસતી વાત નથી. એને દ્રવ્યથી જુદી માનવા જતાં તો અનેક દોષ દેખાય છે. ઘટનું ઘટત્વ ઘટથી અલગ માનવા જઈએ તો ઘટ પોતે અસત્ થઈ જાય છે એટલે સત્તા દ્રવ્યથી જુદી ન હોઈ શકે.

જ્ઞાન પણ આત્માથી ભિન્ન ન હોઈ શકે. આત્માને જડ માનવો અને પછી બુદ્ધિદ્વારા સમવાય સંબંધથી તેને જ્ઞાન થાય છે એમ માનવું એ વાતમાં ઘણી ગૂંચવણ દેખાય છે. એમાં કર્તા કોણ કહેવાય અને કરણ કોણ કહેવાય એનો ઘાટ જ બેસતો નથી. ખરી વિચારણા મુક્તદશાના આનંદની છે. વૈશેષિકો માને છે કે આ જ્ઞાન પણ ઉપાધિ છે, અને મોક્ષદશામાં જ્ઞાન રહેતું નથી. આવા પ્રકારની આત્માની લક્ષણા અગ્રાહ્ય છે. અનંત સુખનું સંવેદન એ મોક્ષ છે. ત્યાં સુખદુઃખની વ્યાવહારિક કલ્પનાનો અભાવ છે, પણ જ્ઞાનાનંદનું નિરતિશય સુખ તો સર્વકાળ ગ્રાહ્ય છે. એમ ન હોય તો જડ અવસ્થા જેવી પરિસ્થિતિ કે જેમાં કોઈ પણ પ્રકારના આનંદનો અનુભવ નથી તેને પ્રાપ્ત કરવા કોણ પ્રયત્ન પણ કરે?

ઇંદ્રિયના વિષયોમાં પ્રવૃત્તિને સુખ માનવું એ રાગનું કારણ છે, પણ મોક્ષસુખનો અનુરાગ એ કાંઈ વિષયાદિ પ્રવૃત્તિનું કારણ નથી, એટલે એ બંધનરૂપ નથી અને ઉત્કૃષ્ટ દશાએ પહોંચેલા આત્માને એવી ઇચ્છા થાય તેટલો રાગ પણ આખરે ન રહેતો હોવાથી એમાં રાગદ્વેષને સ્થાન જ નથી. સંપૂર્ણ કર્મોનો ક્ષય થવાથી ઉત્પન્ન થવાવાળા પરમ સુખ અને આનંદરૂપ આ મોક્ષ છે અને એ મોક્ષને યુક્તિયુક્ત સમજવાનો આ પ્રયત્ન છે.

આ આનંદની વિપુળતા એ ખરું તત્ત્વ છે. એની ઇચ્છા કરવામાં વિષયસુખની વાંછા ન હોવાથી બંધન નથી થતું, અને અંતે જ્યારે સાચું તત્ત્વ સાંપડે છે ત્યારે તો **मोक्षे भवे च सर्वत्र निःस्पृहो मुनिसत्तमः** એટલે ઉત્તમ મુનિ તો મોક્ષ અને સંસાર બન્નેમાં નિઃસ્પૃહ રહે છે. ખુદ આનંદઘનજીએ પોતે જ શાંતિનાથજીના સ્તવનમાં કહ્યું છે કે **'મોક્ષ સંસાર બિહુ સમ ગણે, ઈસ્યો હોય તુ જાણ રે,'** એટલે તને જાણનારો મોક્ષ અને સંસાર બન્નેને સરખા ગણે છે. આ સરખા ગણવાની વાત જૂદી છે, પણ સાર્વત્રિક મોક્ષ થયા પછી જ્ઞાન પણ રહેતું નથી એ વાત માનસશાસ્ત્રની દૃષ્ટિએ બંધબેસતી નથી, કારણ કે એમ હોય તો પછી પથ્થર કે ધૂળના રોડા વચ્ચે અને આત્મા વચ્ચે કશો તફાવત રહેતો નથી અને આપણે પદાર્થની વ્યાખ્યા જોઈ ગયા, એમાં જે ઉત્પત્તિ અને સ્થિતિની વાત વિચારી તે પણ અર્થવગરની થઈ જાય છે. જ્ઞાનના પર્યાયો ફર્યા કરે એ પારિણામિક ભાવ છે. પારિણામિક ભાવ એ ઉપયોગ છે અને ઉપયોગ એ જીવત્વ છે-જીવનું લક્ષણ છે, તેથી અનંતજ્ઞાનનો આસ્વાદ કરવો એ ખરું તત્ત્વ છે અને એના વિલાસમાં નિરતિશય આનંદ છે, સાધ્યપ્રાપ્તિ માટે કરેલા અનેક પ્રયત્નની પરિકાષ્ઠા છે અને એ પરાકાષ્ઠામાં પ્રાપ્તવ્ય અસાધારણ ધ્યેયનો મુદ્દો છે.

આત્માના સહભાવી ધર્મ-ગુણો પોતે નિર્ગુણ છે, પર્યાયો ક્રમસર ફર્યા કરે છે. અનંત ગુણોનો અખંડ સમુદાય તે દ્રવ્ય છે. એમાંથી ચેતના, આનંદ, વીર્ય, ચારિત્ર વગેરે પરિમિત ગુણો જ સાધારણ બુદ્ધિવાળા છદ્મસ્થની કલ્પનામાં આવે છે, બધા ગુણો સમજવામાં આવતા નથી. જેટલા જાણી શકાય છે તેના અનંત પર્યાયો થાય છે અને એ રીતે જેટલા

જાણી શકાય છે તેના કારણભૂત ગુણોનો વ્યવહાર કરાય છે. પર્યાયો પ્રવાહરૂપે ચાલ્યા આવે છે. એ પ્રત્યેક પ્રવાહની કારણભૂત એક એક ગુણશક્તિ હોય છે અને એવી અનંત શક્તિઓનો સમુદાય તે દ્રવ્ય છે. આમા પણ ભેદની સાપેક્ષતા તો જરૂર રહે છે. અભેદ દૃષ્ટિથી પર્યાય પોતપોતાના કારણભૂત ગુણસ્વરૂપ અને ગુણ દ્રવ્યસ્વરૂપ હોવાથી દ્રવ્યગુણ-પર્યાયાત્મક જ કહેવાય છે દ્રવ્યમા કેટલાક ગુણો સર્વસાધારણ હોય છે. દા. ત. અસ્તિત્વ, પ્રદેશત્વ, જ્ઞેયત્વ વગેરે અને કેટલાક અસાધારણ હોય છે; જેમકે ચેતના ગુણ આત્મામા હોય છે, રૂપ ગુણ પુદ્ગળમા હોય છે. અસાધારણ ગુણ અને તેનાથી ઉત્પન્ન થયેલા પર્યાયને લઇને જ પ્રત્યેક દ્રવ્ય એક બીજાથી જુદુ પડે છે.

આ દ્રવ્યની સત્તા એક છે, અખંડ છે અને અબાધિત છે એનો ખ્યાલ આ રીતે કાઇક થયો આત્મા દ્રવ્ય છે, એના અનેક સહભાવી ગુણો છે અને ક્રમભાવી પર્યાયો છે. તેને ઓળખી ઉપરઉપરની દૃષ્ટિનો ત્યાગ કરી, રૂપભ્રમ છોડી દઇ, એ સર્વ આરોપ કરેલી બાબત છે એની ખાતરી કરી, ચેતનના મૂળ ધર્મ તો અવગ છે—એને શોધી કાઢવા એ આનંદસ્વરૂપ છે, આનંદનો ઢગલો છે, આનંદનો ભર છે અને એ ખરૂં આત્મતત્ત્વ છે

ચેતન ! આ રીતે આત્માને પ્રાપ્ત કરી શકાય પૃથક્કરણ કરી એને સમજીએ ત્યારે એનું વિકૃત સ્વરૂપ ધ્યાનમા આવે છે, એનુ અમલ સ્વરૂપ સાપડે છે, એના વિકારો ઓળખાઇ જાય છે, એની વિભાવદશા ખ્યાલમા આવે છે અને એનુ અનંત આનંદ-સ્વરૂપ નજરમા આવે છે એના ગુણપર્યાયોનો ભાવ સમજતા, એનું લક્ષણ બરાબર લક્ષ્યમા લેતા, એની સાથે જોડાઇ ગયેલુ પણ તારવીને અલગ પાડી શકાય તેવુ મલ માલિન્યમય કર્મપ્રાધાન્ય સ્વરૂપ સમજાય, ત્યારે એ અનંતજ્ઞાનાનંદમય, વિશુદ્ધ ચારિત્ર-મય, અનંતશક્તિના ધણીને ઓળખાય ખરૂ તત્ત્વ એ છે અને એને સમજવા માટે જ અનંત તર્કપરપરા અને હેતુવિચારણા કરવામા આવે છે

આનંદના સ્વરૂપ પર દરેક પદમા કાઇ કાઇ વિવેચન થયુ છે. એના પર એક સમુચ્ચય લેખ પણ તૈયાર કરવા સાઝો છે, એ આનંદને સમજી આત્મતત્ત્વ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એમા જીવનયાત્રાનુ સાફલ્ય છે, પ્રયત્નની સિદ્ધિ છે અને ચક્રભ્રમણનો છેડો છે[1]

**મૌક્તિક**

૧. આ પદનો અર્થ વિચારવામા મે લગભગ બે વર્ષ લીધા છે. છેવટે એનો અર્થ ભાસ્યો તેવો લખ્યો છે, પણ તેમા પૂરતો સતોષ થયો નથી, તોષ જરૂર થયો છે આને મળતુ પદ ૮૭ મુ છે, ત્યા જરૂરી વિશેષતાનો ભાસ થશે તો પ્રસગ લઈ વિચારણા આગળ ધપાવવા પ્રયત્ન થશે. આ પદ મને અનેક દૃષ્ટિનો સમુચ્ચય કરાવનાર, નિશ્ચય નયનો આભાસ કરાવનાર અને યોગીના અપ્રતિમ આત્મભાવને વ્યક્ત કરનાર આત્માના ઊંડાણમાથી નીકળી પડેલુ જણાય્યુ છે ત્રણ લીટીના પદમા અસાધારણ ભાવ ભરી દીધો છે આ સહજ કથન છે, આત્મોદ્દગારની વિભૂતિ છે, યોગનો મહાન ચમત્કાર છે. હજી એ પદ હુ સમજ્યો છુ એવો મારો દાવો નથી, પણ જેવુ સમજાયુ તેવુ અહી લખ્યુ છે. એની વિચારણામા સ્યાદ્વાદમંજરી, તત્ત્વાર્થ ટીકા, દ્રવ્યગુણપર્યાયનો રાસ અને બીજા અનેક ગ્રંથોનો ઉપયોગ કર્યો છે. એ વિષય પર આગળના પદોની વિચારણામા અવારનવાર લખવાનુ જરૂર થશે એમ જણાય છે.

# મનના ભેદો અને તેને વશ કરવાના સરળ ઉપાયો

[ યોગનો સર્વ આધાર મન ઉપર છે મનની અવસ્થાઓ જાણ્યા સિવાય અને તેને ઉચ્ચ સ્થિતિમા મૂક્યા સિવાય યોગમા પ્રવેશ થઇ શકતો નથી, જેથી પ્રથમ મનની સ્થિતિના ભેદો બતાવી, ત્યારબાદ મનની એકાગ્રતા કરવામા જે જે બાબતો ઉપયોગી જણાઇ છે, તે તે બાબતોનો સગ્રહ યોગશાસ્ત્ર વિગેરે ગ્રન્થોમાથી લઇને જણાવવામા આવેલ છે ]

**મનના ભેદો**—૧ વિક્ષિપ્ત, ૨ યાતાયાત, ૩ શ્લિષ્ટ અને ૪ સુલીન

"વિક્ષિપ્ત મનને ચપળતા ઇષ્ટ છે અને **યાતાયાત** મન કાઇક પણ આનદવાળુ છે પ્રથમ અભ્યાસમા આ બને જાતના મનો હોય છે અને તેમનો વિષય વિકલ્પને ગ્રહણ કરવાનો છે"

**વિવેચન**—પ્રથમ અભ્યાસી જ્યારે અભ્યાસ શરૂ કરે છે ત્યારે મનમા અનેક જાતના વિક્ષેપો આવ્યા કરે છે, મન ઠરતુ નથી અને ચપળતા કર્યા જ કરે છે પ્રથમ અભ્યાસી મનની આવી ચપળતા અને વિક્ષેપતા જોઇ નિરાશ થઇ જાય અને પોતાનો અભ્યાસ મૂકી દે તો મન છૂટી જશે, પછી કદી સ્વાધીન નહીં થાય, પણ હિંમત રાખીને પોતાનો અભ્યાસ આગળ વધારશે તો ઘણી ચપળતા અને વિક્ષેપતાવાળુ મન શાત થઇ સ્વાધીન થઇ જશે પહેલી 'વિક્ષિપ્ત' દશા ઓળગ્યા પછી **યાતાયાત** દશા છે યાતાયાત એટલે જવુ અને આવવુ જરાવાર મન સ્થિર રહે, વળી ચાલ્યુ જાય અર્થાત્ વિકલ્પ આવી જાય, વળી સમજાવીને યા ઉપયોગથી સ્થિર કરાય, વળી ચાલ્યુ જાય, આ 'યાતાયાત' અવસ્થા છે પહેલી કરતા બીજી શ્રેષ્ઠ છે અને તેમા કાઇક પણ આનદનો લેશ રહેલો છે, કારણ કે જેટલી વાર સ્થિર રહે તેટલી વાર તો આનદ ભોગવે છે

"શ્લિષ્ટ નામની મનની ત્રીજી અવસ્થા સ્થિરતા અને આનદવાળી છે, તથા '**સુલીન**' નામની ચોથી અવસ્થા નિશ્ચળ અને પરમાનદવાળી છે જેવા નામ તેવા જ તેના ગુણો છે અને તે જ એ મનને ગ્રહણ કરવાનો—આદરવાનો વિષય છે, એમ જ્ઞાની પુરુષોએ કહ્યુ છે"

**વિવેચન**—જેટલી મનની સ્થિરતા તેટલો આનદ ત્રીજી મનની અવસ્થામા બીજી કરતા સ્થિરતા વિશેષ હોવાથી આનદ પણ વિશેષ હોય છે, તેથી પણ અધિક સ્થિરતા ચોથી અવસ્થામા છે તેમા મન નિશ્ચળ થાય છે અને તેથી આનદ પણ અલૌકિક થાય છે તે મનનો વિષય આનદ ને પરમાનદ છે

આ પ્રમાણે મનને ઉચ્ચતા પ્રાપ્ત કરવાના ક્રમવડે અભ્યાસની પ્રબળતાથી સાલબન અને નિરાલબન ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

" યોગીએ મન, વચન અને કાયાની ચ ચળતાનો ઘણા પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો અને રસના ભરેલા વાસણની માફક આત્માને શાત તથા નિશ્ચળ ઘણો વખત ધારી રાખવો "

**વિવેચન—**રસના વાસણની માફક ( વાસણમા રહેલા રસની માફક ) આત્માને નિશ્ચળ ધારી રાખવો રસને નિશ્ચળ ધારી રાખવા માટે તે રસના આધારભૂત વાસણને સ્થિર રાખવુ જ જોઇએ વાસણમા—આધારમા જેટલી અસ્થિરતા તેટલી અસ્થિરતાની અસર આધેય ઉપર થાય છે આ જ હેતુથી આચાર્ય ભગવાન્ શ્રી હેમચદ્રસૂરિ મહારાજાએ જણાવ્યુ છે કે મન, વચન, કાયાને જરાપણ ક્ષોભ ન થાય એ માટે બહુ જ પ્રયત્ન કરવો કેમ કે મન, વચન, કાયા આધારરૂપ છે અને આત્મા તેમા આધેયરૂપે રહેલો છે આધારની વિકળતા યા અસ્થિરતાની અસર આધેય ઉપર થાય છે આ અસ્થિરતા 'એકાગ્રતા' કર્યા સિવાય બધ થઇ શકતી નથી અને એકાગ્રતા કરવામા પણ ક્રમસર અભ્યાસ કરવાની જરૂર છે એકાગ્રતા થતા ' લય ' અને ' તત્ત્વજ્ઞાન ' ની સ્થિતિ પણ પ્રાપ્ત કરી શકાય છે, માટે આત્માને નિશ્ચળ ધારી રાખવો અને મન, વચન, કાયામા ક્ષોભ ન થાય તે માટે એકાગ્રતા અવશ્ય કરવી

**એકાગ્રતા**-મનની વારવાર પરાવર્તન પામતી સ્થિતિને શાત કરવી અને મનને કોઇ એક જ આકૃતિ કે વિચાર ઉપર દઢતાથી જોડી રાખવુ તેને **એકાગ્રતા** કહે છે

પ્રથમ અભ્યાસીઓને શરૂઆતમા એકાગ્રતા કરવામા જેટલી મહેનત પડે છે તેટલી મહેનત બીજી કોઇ પણ જાતની ક્રિયામા પડતી નથી આ ક્રિયા ઘણી મહેનત આપનાર અને દુ ખરૂપ લાગે છે, પરતુ આત્મવિશુદ્ધિ માટે એકાગ્રતા પ્રાપ્ત કર્યા વિના બીજો કોઇ ઉપાય જ નથી તે સિવાય આગળ વધી શકાય જ નહિ, માટે પ્રબળ પ્રયત્ને પણ એકાગ્રતા સિદ્ધ કરવી જ જોઇએ

**એકાગ્રતા કરવાની રીતિ અને ઉપયોગી સૂચના**-" મનની અદર ઉત્પન્ન થતા વિકલ્પોની અવગણના કરવી નહીં અને તેનો મનથી કાઇ ઉત્તર વાળવો નહીં આ બે વાતો બુદ્ધિ તીક્ષ્ણ કરી વારવાર સ્મરણમા રાખવી " અભ્યાસ ચાલતી વખતે તો એક ક્ષણ પણ ભૂલવુ ન જોઇએ જ્યારે કાઇ પણ ઉત્તર વાળવામા નથી આવતો અને અભ્યાસ દઢ થાય છે ત્યારે વિચારનો પ્રત્યુત્તર વાળવાની વૃત્તિઓ શાત થાય છે એકાગ્રતામા પૂર્ણ સામ્ય અવસ્થાની જરૂર છે અર્થાત્ વિકલ્પો ઉત્પન્ન ન થવા દેવા, તેમ તેને હડસેલવાનો પ્રયત્ન પણ ન કરવો અર્થાત્ સ્થિર શાતતા રાખવી તે શાતતા એટલી પ્રબળ થવી જોઇએ કે બાહ્યના કોઇ પણ નિમિત્તથી ચાલતા વિષય સિવાય મનનુ પરિણામાતર યા વિષયાતર ન જ થાય એકાગ્રતામા ધ્યેયની એક આકૃતિ ઉપર જ ( એક વિચાર ઉપર જ ) મન સ્થિર થાય છે વસ્તુગતે તપાસતા એકાગ્રતામા મનની પ્રવૃત્તિ શાત થતી નથી, પણ પોતાની સમગ્ર શક્તિ એક જ માર્ગે વહન કરાવાય છે નદીના અનેક જુદા જુદા વહન થતા પ્રવાહો, પ્રવાહના મૂળ બળને જુદા જુદા ભાગમા વહેચી નાખે છે અને તેથી પ્રવાહના મૂળ બળના જોસથી જે પ્રબળ કાર્ય થાય છે તે પ્રવાહની જુદા જુદા ભાગમા વહેચાઇ ગયેલી શક્તિથી થતુ નથી તેમ જ એકાગ્રતાથી એક જ પ્રવાહે વહન થતુ અને તેથી મજબૂત થયેલુ પ્રબળ મન થોડા વખતમા જે કાર્ય કરી શકશે તે અસ્તવ્યસ્ત જુદા જુદા વહન થતા મનના પ્રવાહો નહિ જ કરી શકે આ માટે જ એકાગ્રતાના મહાન્ ઉપયોગીપણા વિષે દરેક મહાપુરુષોએ વિશેષ આગ્રહ કર્યો છે

આ પ્રમાણે કોઇ એક પદાર્થ ઉપર એકાગ્રતા કરવામાં મન પૂર્ણ ફતેહ મેળવે. અર્થાત્ " મુહૂર્ત્ત પર્યંત પૂર્ણ એકાગ્રતામાં મન રહી શકે, ત્યારપછી તે પદાર્થના વિચારને મૂકી દેવો અને કોઇપણ પદાર્થના ચિંતન તરફ મનને પ્રેર્યા વિના ધારી રાખવું." આ અવસ્થામાં મન કોઇ પણ આકારપણે પરિણમેલું હોતું નથી. પણ તરંગ વિનાના સરોવરની માફક શાંત અવસ્થામાં રહે છે. આ અવસ્થા સ્વલ્પ કાળથી વધારે વખત રહેતી નથી. આ અવસરે મન શાંત થાય છે, અર્થાત્ મનપણે પરિણમેલ આત્મા મનથી છૂટો પડી પોતાપણે ( સ્વપણે ) સ્વસ્વરૂપે રહે છે.

આ સ્વલ્પ વખતની પણ ઉત્તમ અવસ્થાને '**લય**' અવસ્થા કહેવામાં આવે છે. આ '**લય**' અવસ્થામાં વધારે વખત સ્થિતિ થતાં '**તત્ત્વજ્ઞાન**'–આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. આ જ બાબત આચાર્ય ભગવાન્ હેમચંદ્રસૂરિ કહે છે કે—

**यावत् प्रयत्नलेशो, यावत्संकल्पना कापि ।**
**तावन्न लयस्य प्राप्तिस्तत्त्वज्ञानस्य तु का कथा ॥**

'જ્યાંસુધી મન, વચન, કાયાનો લેશમાત્ર પણ પ્રયત્ન છે અને જ્યાંસુધી કાંઇ પણ સંકલ્પવાળી કલ્પના છે ત્યાંસુધી લયની પ્રાપ્તિ થતી નથી તો તત્ત્વજ્ઞાનની વાત જ શી કરવી ?' ( અર્થાત્ સંકલ્પવિકલ્પની સ્થિતિ હોય ત્યાંસુધી આત્મજ્ઞાન ન જ થાય. )

આ પ્રમાણે એકાગ્રતાનું અંતિમ ફળ બતાવી, કેવી રીતે એકાગ્રતા કરવી તે વાત સહેલાઇથી સમજી શકાય તે માટે આ જ વાત ફરી જરા વિસ્તારથી કહેવામાં આવે છે.

**આકૃતિ ઉપર એકાગ્રતા**–કોઇ પણ પૂજ્યપુરુષ ઉપર ભક્તિવાળા માણસો સહેલાઇથી એકાગ્રતા કરી શકે છે. ધારો કે તમારી ખરી ભક્તિની લાગણી ભગવાન્ મહાવીર દેવ ઉપર છે. તેઓ તેમની છદ્મસ્થ અવસ્થામાં રાજગૃહી પાસે આવેલા વૈભારગિરિ પહાડની ગીચ ઝાડીવાળા પ્રદેશમાં આત્મધ્યાનમાં નિમગ્ન થઇ ઊભેલા છે. આ સ્થળે વૈભારગિરિ, ગીચ ઝાડી, સરિતાના પ્રવાહોના ઘોષ અને તેમની આજુબાજુનો હરીઆળીવાળો શાંત અને રમણીય પ્રદેશ–આ સર્વ તમારા માનસિક વિચારોથી કલ્પો. આ કલ્પના મનને શરૂઆતમાં ખુશી રાખનાર છે, પછી મહાવીરપ્રભુની પગથી તે મસ્તક સુધી સર્વ આકૃતિ ચિતારો. જેમ ચિતારો ચિતરતો હોય તેમ હળવે હળવે તે આકૃતિનું ચિત્ર તમારા હૃદયપટ પર ચિતરો, આલેખો, અનુભવો. આ આકૃતિ સ્પષ્ટપણે તમે દેખતા હો તેટલી પ્રબળ કલ્પનાથી મનમાં આલેખી તેના ઉપર તમારા મનને સ્થિર કરી રાખો. મુહૂર્ત પર્યંત તે ઉપર સ્થિર થતાં ખરેખર એકાગ્રતા થશે.

આ પૂજ્ય ભગવાનના શરીરને તમે નહીં દેખેલું હોવાથી તમે કલ્પી ન શકતા હો તો, તેમની પ્રતિમા–મૂર્તિ ઉપર એકાગ્રતા કરો.

આ તો એક જ દૃષ્ટાંત છે. આ જ રીતિએ તેમના સમવસરણનો ચિતાર ખડો કરી તે ઉપર એકાગ્રતા કરો. તેમને થયેલા ઉપસર્ગ અને તે વખતની સ્થિતિ યાદ કરી તેમના શરીર ઉપર એકાગ્રતા કરો. આ જ પ્રમાણે ચોવીશે તીર્થંકરો અને તમારા પરમ ઉપકારી કોઇ પણ ગુરુ–યોગી–મહાત્મા હોય તેમના શરીર ઉપર પણ એકાગ્રતા કરો. ગમે તેવા ઉત્તમ અવલંબનો લઇને એકાગ્રતા કરવી. એમાં કાંઇ આગ્રહ કે વાદવિવાદ કરવાનું છે જ નહિ.

**સદ્ગુણ ઉપર એકાગ્રતા**—સદ્ગુણ ઉપર એકાગ્રતા થઇ શકે છે. કોઇ એક સદ્ગુણ લઇ તે ઉપર એકાગ્રતા કરવી. ગુણની પ્રીતિદ્વારા તેનુ મન જાગૃત થઇ તદાકાર થશે. ઊચામા ઊચો સદ્ગુણ પોતે કલ્પી શકાય તેવો કલ્પવો. તેની સામાન્ય રીતે અસર મન ઉપર થાય ત્યારે તેના તાત્ત્વિક સ્વરૂપ ઉપર મનને સ્થિર કરવું. છેવટે આ સદ્ગુણની એકાગ્રતા સ્વાભાવિક તેના પોતાના ઉપર થાય છે અર્થાત્ પોતે તે તે ગુણરૂપ બની રહે છે.

**સૂચના**—આ ભક્તિવાળું કે સદ્ગુણવાળું અવલંબન મનમાથી જતુ રહેશે અથવા તેમાથી મન નીકળી જશે એક વાર નહિ પણ વારંવાર તેમ થશે તે અવસરે નહિ ગભરાતા, તે અવલંબન વારંવાર મનમા ઠસાવવુ–ફરી ફરી તે વસ્તુ સાથે જોડી દેવુ. આરભમા તો વારંવાર મન લક્ષ્યથી ખસી જશે, પણ એ વાત થોડો વખત તો લક્ષમા પણ નહિ આવે પછી એકાએક તે વાત પાછી યાદ આવશે કે હુ જેના ઉપર એકાગ્રતા કરવાનો વિચાર કરતો હતો તેને મૂકી કેવળ કોઇ જુદી જ વસ્તુનો વિચાર કરુ છુ. આમ વારવાર થશે, પણ ધૈર્યતાથી મનને પાછુ તે ધ્યેય–એકાગ્રતા માટેના અવલબન ઉપર ચોટાડવુ. આ ક્રિયા મહેનત આપનાર લાગશે, પણ તેમ કર્યા સિવાય છૂટકો જ નથી, કારણ કે એકાગ્રતા સિવાય આત્મમાર્ગમા આગળ વધાશે જ નહિ. આ વાત શરૂઆતમા જ જણાવી છે

જ્યારે મન આપણી વિસ્મૃતિને લઇ કોઇ અન્ય વિચાર ઉપર ભ્રમણ કરતુ હોય, ત્યારે તે જે માર્ગે થઇને ગયુ હોય અર્થાત્ જે ક્રમે એક પછી એક વિચાર કરતુ આડે રસ્તે ગયું હોય તે જ રસ્તે ઉત્ક્રમે અર્થાત્ છેવટના વિચારથી પકડી શરૂઆતના વિચાર ઉપર લાવી પાછુ ચાલતા અવલબનમા ચોટાડવુ. આ ક્રિયા ઘણી ઉપયોગી અને મનને બોધ તથા પરિશ્રમ આપનાર છે તેમ જ આ ક્રિયાથી વારવાર ચાલ્યા જતા મનોઅશ્વને કાબૂમા રાખનાની શક્તિમા વધારો થાય છે

**અનેક વિચારક્રમ:**—" આ એકાગ્રતાનો અભ્યાસ જેઓને કઠીન પડે તેઓએ જુદી જુદી જાતના અનેક વિચારો કરવા " આ પણ એકાગ્રતાનુ એક સાધન છે, પણ તે એકાગ્રતા નથી, કેમકે જુદા જુદા વિચારો કરવામાં મનને અનેક આકારો ધારણ કરવા પડે છે અર્થાત્ અનેક આકારે પરિણમવુ પડે છે અને તેથી એક આકૃતિ કે એક જાતના વિચાર ઉપર સ્થિર રહેતુ નથી તથાપિ એક આકૃતિ ઉપર મનને ઠરાવવુ તે કરતા આ રસ્તો ઘણો સરળ છે આ પછીના દુષ્કર કાર્ય એકાગ્રતા ઉપર હળવે હળવે સાધક પહોચી શકે છે, માટે શરૂઆતમા સાધકોએ આ રસ્તો લેવો

**વિચાર કરનારને સૂચના**—મનને સુશિક્ષિત કરનારા મનુષ્યોએ મનમા જે વિચારો આવે તેના સબધમા દૃઢ સાવધાનતા રાખવી જોઇએ

નિરતર એવો દૃઢ નિર્ણય કરવો કે—" મારે અસદ્ વિચારો બીલકુલ મનમા દાખલ થવા દેવા નથી." કદાચ પેસી જાય તો તત્કાળ કાઢી નાખવા તેમ જ તે ખરાબ વિચારોને સ્થાને તેનાથી વિપરીત સારા વિચારોને તરત જ સ્થાપન કરવા આ અભ્યાસથી મન એટલુ બધુ વશ થશે કે થોડા વખત પછી પોતાની મેળે જ સારા વિચારો કરશે અને અસદ્ વિચારો પોતાની મેળે દૂર થશે માટે શરૂઆતમા ઉપર જણાવેલ દૃઢ સંકલ્પ કરવો

આપણા મનમાં આવતા વિચારોની જો આપણે પોતે તપાસ કરશું તો ખાત્રી થશે કે જે વિચારોને આપણે વારંવાર ઉત્તેજન આપીએ છીએ તે જ પ્રકારના તે વિચારો છે.

"પોતાની સામાન્ય પ્રવૃત્તિને અનુકૂળ જે વિચારો હોય તેનું મન આકર્ષણ કરે છે, માટે જ આપણે નિર્ણય કરવો જોઇએ કે આવા જ વિચારો મારે કરવા અને આવા વિચારો ન જ કરવા."

એકાગ્રતાના જોરથી મન પોતાની મેળે બળવાન થાય છે તેથી આ વિચાર કરવા અને આ વિચાર ન કરવા તે કામ મન પોતાની મેળે કરી લેશે, પણ એકાગ્રતાની શરૂઆતમાં તેને આવી ટેવ પડાવવી જ પડશે.

અશુદ્ધ વિચારો સાથે યુદ્ધ કરવામાં પ્રાયઃ મનુષ્યોને અનેક વર્ષો વ્યતીત કરવા પડે છે, પરંતુ શુદ્ધ વિચારોને મનમાં શાંત પ્રકારે સ્થાપવાથી તેના પ્રતિપક્ષી અશુદ્ધ વિચારોને અવકાશ રહેતો નથી. તેમ જ અશુદ્ધ વિચારોને પ્રત્યુત્તર નહિ આપનાર મન જેમ જેમ પોતા તરફ આકર્ષાતું જાય છે, તેમ તેમ મનુષ્ય ખરાબ વિચારોને નહિ સ્વીકારવાને યોગ્ય બનતો જાય છે. સારા વિચારો કરવાનો અભ્યાસ રાખવાથી ખરાબ વિચારો ન કરવાની દૃઢતા અને સારા વિચારો સ્વીકાર કરવાની સામર્થ્યવાળા આપણે બનીએ છીએ. અસદ્ વિચારોને સ્થાને સદ્વિચારો આ પ્રમાણે સ્થાપન કરવા. ધારો કે-તમને કોઇ મનુષ્યના સંબંધમાં અપ્રિય વિચાર આવ્યો તો તે ઠેકાણે સામા મનુષ્યમાં જે કાંઇ તમારા કરતાં કોઇ જુદો જ સદ્ગુણ હોય અથવા તેણે કાંઇ સારું કાર્ય કર્યું હોય તેનો વિચાર કરો, એટલે અપ્રિયતા દૂર થશે. કદાચ તમારું મન ચિંતાથી વ્યગ્ર હોય તો તે ઠેકાણે તે ચિંતાનું મૂળ કારણ અને તેનાથી જેને ગેરફાયદા થયા હોય તેવા મનુષ્યની સ્થિતિ તમારા મન આગળ સ્થાપન કરો. અથવા આવી ચિંતાથી મુક્ત થયેલ મહાવીર્યવાન્ મહાત્માના વિચારો સ્થાપન કરો. તેથી ચિંતામાં અવશ્ય ફેરફાર થઇ કાંઇક શાંતિ મળશે.

કદાચ તમને શરીરાદિ ઉપર રાગ-સ્નેહ થતો હોય તો તે વસ્તુની ઉત્પત્તિનું મૂળ અને તેનું અંતિમ પરિણામ આ બે વિચારો-તપાસો તે વિચાર સ્થાપન કરતાં રાગને બદલે વિરાગ થશે. કદાચ કોઇ અમુક પ્રકારનો ખરાબ વિચાર જોરથી મનમાં પ્રવેશ કરવાનો દુરાગ્રહ કરતો હોય ત્યારે તેનાથી વિપરીત ભાવ દેખાડનાર એક સૂત્ર કે પદ મોઢે કરી રાખવું અને તે પદ કે સૂત્રનું વારંવાર મનમાં પુનરાવર્તન કરવું-ગણવું-બોલવું. આમ નિરંતર કરવાથી થોડા જ દિવસો પછી તે ખરાબ વિચારો આવતા બંધ પડશે.

પ્રાતઃકાળમાં નિદ્રાનો ત્યાગ કરો કે તરત જ સારામાં સારા વિચારોથી મનને પુષ્ટ કરો. જે રીતે તમારે વર્તન કરવાનું હોય તેવી જ તેને શિક્ષા આપો. ઉત્તમ શિક્ષાવાળા પદો કે ભજનોનું ધીમે ધીમે પઠન કરો. પઠન કરતી વખતે મનનો તમામ પ્રવાહ પ્રબળતાથી તેમાં વહન કરાવો. અર્થાત્ વિક્ષેપ વિના એકરૂપ થઇ તે પદો બોલો. તેનાથી અંતઃકરણને દૃઢ વાસિત કરો અને ત્યારપછી જ બીજું કોઇ પણ કામ કરો. આમ કરવાથી દિવસના કોઇ પણ ભાગમાં જ્યારે તમારું મન કોઇ કામમાં નહિ રોકાયેલું હોય ત્યારે તે પદોનું

પુનરાવર્તન તમારુ મન કર્યા કરશે આમ થવાથી તમે શુભ ભાવનાથી દિવસના મોટા ભાગમા પણ વાસિત થઇ રહેશો

**વિચારશક્તિ ખીલવવાની ક્રિયા**—વિચાર કરવાની ટેવ ન હોવાથી ઘણા માણસો તરફથી આવી ફરિયાદ આવે છે કે-અમે સારા વિચાર કરવા બેસીએ છીએ, પણ કાઇ વિચાર આવતા નથી, અથવા ખરાબ વિચારો વગર તેડ્યા આવી પહોચે છે

તેઓએ સમજવુ જોઇએ કે-દૃઢ આગ્રહપૂર્વક નિરતર અભ્યાસથી જ વિચારશક્તિ વૃદ્ધિ પામે છે આ વિચારો પછી સારા હોય કે નઠારા હોય, પણ સારા વિચારથી સારા વિચારની અને ખરાબ વિચારથી ખરાબ વિચારની શક્તિ વૃદ્ધિ પામે છે

વિચારની અધિકતા ઉપર મનના પ્રવાહની વૃદ્ધિનો આધાર છે અને વિચારના ગુણ ઉપર તે ગુણની દૃઢતાનો આધાર રહે છે

મનને સુધારવાની અને તેને વિકસિત કરવાની જેમની ઇચ્છા હોય તેમણે નિરતર નિયમિત રીતે મનન કરવાનો અભ્યાસ કરવો અને પોતાની માનસિક શક્તિઓ સુધારવાનો નિશ્ચય લક્ષમા રાખવો આ અભ્યાસ પૂર્ણ ફળદાયક થાય તે માટે પોતાને આધ્યાત્મિક આદિ જે વિષય પ્રિય હોય એવા કોઇ વિષયના સબધમા કોઇ ઉત્તમ પુરુષે લખેલુ અને તેની અદર નવીન પ્રબળ વિચારો દાખલ થયા હોય તેવુ એક પુસ્તક લેવુ તેમાથી થોડા વાક્યો હળવે હળવે વાચવા પછી વાચેલ વાક્યો ઉપર દૃઢતાથી-આસક્ત ચિત્તથી વિચાર કરવો જેટલા વખતમા તે વાક્યો વાચ્યા હોય તેથી બમણા વખત સુધી વિચાર કરવો

વાચવાનુ કારણ નવા વિચારો મેળવવાનુ નથી પણ વિચારશક્તિ પ્રબળ કરવાનુ છે શરૂઆતમા અર્ધી ઘડી ( બાર મિનિટ ) વાચવાનુ બસ છે, કારણ કે વધારે વખત વાચવાથી દૃઢતાથી ધ્યાન આપવાનુ કાર્ય આરભમા જરા વિશેષ પરિશ્રમ આપનાર છે

કેટલાક મહિના સુધી આવો નિયમિત અભ્યાસ કરનારને માનસિક બળમા સ્પષ્ટ વધારો થયેલો માલૂમ પડે છે અને પ્રથમ કરતા ઘણી સારી રીતે નવીન વિચારો કરી શકે છે

" આ સર્વ વિચારોની ઉત્પત્તિનુ મૂળ આપણો આત્મા છે સત્તામા રહેલી શક્તિઓ આવા વિચારો દ્વારા બહાર આવે છે આટલી વાત યાદ રાખવી કે-અનેક વિચારો કરનારમા પરસ્પર જે વિષમતા કે ન્યૂનાધિકતા દેખાય છે તે સત્તાશક્તિની ન્યૂનતાને લીધે નહિ પણ સાધનની અયોગ્યતાને લીધે થાય છે, માટે પૂર્ણ સાધનો મેળવી પ્રયત્ન કરનાર વિજયી નિવડશે "

પોતાના મનને પ્રતિકૂળ થઇ પડે તેવા-ક્ષોભ થાય તેવા નિમિત્તોને પણ દૂર કરવા અર્થાત યોગ્ય નિમિત્તો ઊભા કરી દેવા વળી અભ્યાસીઓએ આ વાત વારવાર સ્મરણમા રાખવી કે-અવિચ્છિન્ન ઉન્નતિ માટે અભ્યાસની નિયમિતતા જરૂરની છે એક દિવસનો અભ્યાસ સ્ખલિત થતા ચાર દિવસના અભ્યાસ જેટલી ખોટ ખમવી પડે છે-તેટલી હાનિ પહોચે છે વિચારની સ્થિરતા થયા પછી આ નિયમિતતાની એટલી બધી જરૂર રહેતી નથી

**મનની અસ્તવ્યસ્ત સ્થિતિ અને તેના નાશનો ઉપાયઃ—** જે માણસો વિચારશક્તિને ખીલવતા નથી તેઓના મનમાં ઘણા અસ્તવ્યસ્ત વિચારો હોય છે. કાંઇ પણ ફળપ્રાપ્તિના આશય વિના વારંવાર જેમ તેમ વિનાપ્રયોજને જેવા તેવા વિચારો કર્યા કરે છે, પ્રેર્ય-પ્રેરક ભાવની ભિન્નતા તેઓમાં રહેતી નથી. એક જંગલી માણસ કે અજ્ઞાન પશુ આડું-અવળું વિનાપ્રયોજને જેમ તેમ ફર્યા કરતું હોય, તેમ તેઓના મનમાં વગરકિંમતના વિચારો આમતેમ ઘૂમ્યા કરે છે, તેના પરિણામનું પણ તેને ભાન નથી. આવી સ્થિતિવાળા મનુષ્યોના મન વિકળ કે અસ્તવ્યસ્ત કહેવાય છે. પરિશ્રમ કરતાં પણ આવી વિકળતાથી મનુષ્યો ઘણા જીર્ણ થાય છે. પરિશ્રમ અધિક લાગતો ન હોય તો જેમ યંત્રને હાનિ થતી નથી પણ ઊલટું પ્રબળ રહે છે, તેમ આ વિકળતારૂપ માનસિક ક્રિયાથી માનસિક યંત્રને મોટી હાનિ પહોંચે છે. આવી વિકળતાવાળા વિચારોનું કારણ તપાસ કરતાં જણાઇ આવશે કે-તેઓ નાના પ્રકારની ઇચ્છા, તૃષ્ણા, ભય, શોક કે તેવા જ કોઇ કારણથી પીડાતા હોય છે. આવા મનુષ્યોએ આ વિકળતાવાળી સ્થિતિમાંથી મુક્ત થવા માટે કર્મના ઉત્તમ નિયમ ઉપર આધાર રાખવાનું મનને શિક્ષણ આપવું જોઇએ. તેઓએ આ પ્રમાણે સંતોષવૃત્તિ હૃદયમાં સ્થાપન કરવી કે-" **કર્મના નિયમને અનુસરીને સર્વ વૃત્તાંતો બને છે.** " અકસ્માત્ કાંઇ પણ થતું નથી. જે કાંઇ કર્મ પ્રાપ્ત કરાવે છે તે જ આપણને પ્રાપ્ત થાય છે. પછી તે ગમે તે રસ્તેથી આવે. જે આપણા ભાગ્યમા નથી, કર્મમા નથી તેની હાનિ આપણને કોઈ કરી શકે નહિ. જે દુઃખ કે પીડા પૂર્વકૃત કર્મથી આપણી સન્મુખ આવે તે ભોગવવાને સજ્જ થવું, શાંતિથી તેનો સ્વીકાર કરવો, તેને અનુકૂળ થવુ. આ જ નિયમને આધીન થવાથી તેની તેવી વેદના કે વિકળતા ઘણા અંશે ઓછી થઇ જશે. આવા વિચારોનો નિત્ય અભ્યાસ રાખીએ તો મનની વિકળતા દૂર જાય છે, કેમકે સંતોષ કે વિચારની પ્રબળ શાંતિમાં, વિકળતા સુખના આકારમાં બદલાઇ જાય છે

**મનથી થતી ક્રિયા અને વિરતિ—** આત્મઇચ્છાએ મનન કરવું અને તેમ કરતા આત્મઇચ્છાએ વિરમવું. આ ઉભય શિક્ષાથી માનસિક બળની અધિક પ્રાપ્તિ થાય છે. જ્યારે આપણે મનન કરતાં હોઇએ ત્યારે આપણે આપણું સંપૂર્ણ મન તેમાં સ્થાપન કરવું જોઇએ. તેમ જ સારામાં સારા વિચારો કરવા જોઈએ. જ્યારે મનન કરવાનું કામ સમાપ્ત થાય ત્યારે સંપૂર્ણ રીતે વિરામ કરવો, પણ મોટા ખડકોની સાથે અથડાતા નાવની માફક એક વાર મનનો સ્પર્શ કરવો અને બીજી વાર તેનો ત્યાગ કરવો, વળી ગમે તે જાતનો વિચાર કર્યો તેનો ત્યાગ કરી ત્રીજો વિચાર કર્યો, આવી અનિશ્ચિત સ્થિતિમાં મનને ભટકવા દેવું નહિ.

જ્યારે કામ ન કરવું હોય ત્યારે યંત્રને ગતિમાન રાખવાથી ઘસાઇ જાય છે, તેમ જ મનની અમૂલ્ય યંત્રરચનાને નિષ્પ્રયોજન વારંવાર ભ્રમણ કરતી રાખવામાં આવે તો તેથી કાંઇ પણ ઉપયોગી પરિણામ ઉત્પન્ન કર્યા સિવાય તે જર્જરિત થઇ જાય છે અને અકસ્માત્ નાશ પામે છે.

**વિચારવૃત્તિને નિવૃત્ત કેમ કરવી ?—** વિચારવૃત્તિને નિવૃત્ત કરવાનું આ કાર્ય સરળ નથી. વિચારક્રિયા કરતાં તે અધિક કઠિન છે. જ્યાં સુધી તેનો અભ્યાસ સંપૂર્ણ દૃઢ ન થાય ત્યાં સુધી થોડો થોડો વખત તે અભ્યાસ ચાલુ રાખવો.

૨. વીર પરમાત્મા જે ભવમાં ચક્રવર્તી થયા તેની અગાઉના ભવમાં ચક્રવર્તી થવા યોગ્ય પુન્ય કર્યું જ હોય અને ચક્રવર્તીપણું બાંધ્યું જ હોય, તે હકીકત તેના પૂર્વભવોના સવિસ્તૃત ચરિત્રમાં હોવાનો સંભવ છે.

૩. શ્રી જૈનધર્મપ્રકાશના અંક ત્રીજામાં આગામી ચોવીશીમાં તીર્થંકર થનાર પ્રભુ 'હાલ કયાં છે ?' એમ લખ્યું છે ત્યાં 'કયાંથી આવીને તીર્થંકર થનાર છે' એમ લખવું જોઇએ. ( આમ હોવાથી સર્વાર્થસિદ્ધ વિમાનથી આવીને ભાવી ૨૪ મા તીર્થંકર થશે એ હકીકતમાં વિરોધ આવશે નહીં. )

૪. દેરાસરમાં રંગમંડપમાં નંદાવર્ત કે સ્વસ્તિક આરસના કરેલા હોય તેના પર પગ આવી જવાથી આશાતના ન ગણવી. એ આઠ મંગળિક પ્રભુ સમીપે આળેખવાના છે.

૫ ઊના પાણીમાં કાળ વ્યતીત થયા અગાઉ ચૂનો નાખવાથી તે પાણી ૨૪ પહોર સુધી વાપરી શકાય. એવું કાળમાન અનેક ગ્રંથો ને પ્રકરણોમાં કહેલ છે, તેમ જ તેવી પ્રવૃત્તિ પણ છે.

૬. ક્ષાયિક સમકિતી ત્રીજે, ચોથે અથવા કવચિત્ પાંચમે ભવે મોક્ષે જાય. આવી ભવની ગણના બીજા ઉપશમ કે ક્ષયોપશમ સમક્તિ માટે નથી. ક્ષયોપશમ સમકિત તો અસંખ્ય વાર આવે-જાય. તે બે સમકિત માટે તો ઉત્કૃષ્ટ અર્ધપુદ્ગળપરાવર્તન કાળ કહ્યો છે.

૭. આપણામાં આઠમ ચાૈદશને અનધ્યાય દિવસો કહ્યા નથી.

૮. આર્દ્રા નક્ષત્રમાં પ્રાયે વરસાદ થઇ જતો હોવાથી આપણા પૂર્વપુરુષોએ આર્દ્રા પછી મુનિએ વિહાર ન કરવાનો નિરધાર કરેલો છે.

૯ વૈમાનિકમાં પ્રથમના બે દેવલોકમાં દેવીની ઉત્પત્તિ છે. ત્યાંથી આઠમા દેવલોક સુધી સ્વયોગ્ય દેવ પામે જાય છે. તેમાં તેને વચ્ચે કોઇ દેવ સ્ખલના કરી શકતો નથી. નવમાથી બારમા દેવલોક સુધીના દેવો મનસેવી છે, તે તો ત્યાં રહ્યા રહ્યા પોતાને યોગ્ય દેવી સાથે મનથી પ્રવિચાર કરે છે અને તેથી બંનેને કામશાંતિ થાય છે.

૧૦. ન્હવણના જળને અચિત્ત માનીને પી શકાતું નથી. તેનો સ્પર્શ મુનિ કે પોસાતી કરી શકતા નથી. પીવાનો તો નિષેધ જ છે.

૧૧. નારકી ચ્યવીને નારકી ન થાય, તેથી તેને થિણદ્ધિ નિદ્રાનો ઉદય ન હોય એમ શામાટે માનવું ? નારકીને દર્શનાવરણી કર્મનો બંધ છે ને ઉદય પણ છે. તેને સ્ત્યાનર્દ્ધિત્રિકનો ઉદય ન હોય એમ પંચસંગ્રહમાં કહેલ છે.

૧૨. સાધુના અતિચારમાં કેટલાક શબ્દો એવા છે કે તેનો અર્થ વિદ્વાન મુનિરાજ પાસે જઇને પૂછવો ને સમજવો.

૧૩. અધોલોક ને ઊર્ધ્વલોકમાં તિર્યંચના ૪૮ ભેદમાંથી પાંચ સૂક્ષ્મ-એકેંદ્રિય, ચાર બાદર એકેંદ્રિય ( તેઉકાય વિના ) ને એક પ્રત્યેક વનસ્પતિ-એ દશ પર્યાપ્તા ને દશ અપર્યાપ્તા એમ ૨૦ જીવભેદ લાભે. બાદર તેઉકાયના બે ભેદ, વિકલેંદ્રિયના ૬ ભેદ અને તિર્યંચપંચેંદ્રિયના વીશ ભેદ કુલ ૨૮ ભેદ ન લાભે. તેમાં અધોલૌકિકગ્રામમાં અડતાળીશે ભેદ લાભે છે અને ઊર્ધ્વલોકમાં પાંડુકવન ઉપરની વાવડીઓમાં જળચર તિર્યંચપંચેંદ્રિય હોવાથી તેના ચાર ભેદ વધતાં ચોવીશ ભેદ લાભે.

૧૪. પાખંડીઓના ચાર પ્રકારના મળીને ૩૬૩ ભેદ શ્રી સૂયગડાંગસૂત્ર વિગેરેમાં કહ્યા છે. તે સર્વે એકાંતવાદી હોવાથી કૃષ્ણપક્ષી અને મિથ્યાદૃષ્ટિ જ હોય.

૧૫. નારકીના જીવોને નિદ્રાનો ઉદય નાશ પામ્યો નથી, પરંતુ દુઃખના અતિશય-પણાથી નિદ્રા લઇ શકતા નથી. નિદ્રા લેવામાં કાંઇક શાતાનો સદ્ભાવ જોઇએ છે.

( ૩ )

( પ્રશ્નકારઃ—અરવિંદચંદ્રકુમાર—ઘાટકોપર )

એમના પ્રશ્નોના ઉત્તરો જુદા જુદા ન લખતાં તે સંબંધમાં જૈન માન્યતા શું છે તે અહીં જણાવેલ છે, તેથી તેમને પ્રશ્નોના ઉત્તરો જણાઇ આવશે.

જીવ અનાદિ છે. કોઇ કાળે નવો ઉત્પન્ન થયેલો નથી. અનંતકાળથી કર્મથી બંધાયેલ છે. કોઈ કાળે કર્મ રહિત હતો જ નહીં. આ જગત અનાદિ છે, સ્વતઃ સિદ્ધ છે, કોઇનું બનાવેલ નથી.

જીવ વર્તમાનમાં તો કર્માધીન છે, પરંતુ જ્યારે આત્મા બળ કરે છે ત્યારે તે કર્મને દૂર કરી શકે છે. જીવો અનંતા છે ને તે અનંતું એવડું મોટું છે કે અનંતકાળથી અનંતા જીવો મોક્ષે ગયા છતાં તેમાંની એક નિગોદમાં જે અનંતા જીવો છે તેનો અનંતમો ભાગ મોક્ષે ગયેલ છે. તેવી તો અસંખ્યાતી નિગોદ છે.

જીવની ગતિ કર્માધીન છે, પરંતુ દરેક બાબત તે પ્રમાણે જ બને છે એમ નથી. જ્યારે જીવ બળ કરે છે ત્યારે કર્મનો ક્ષય કરી શકે છે અને સંસારનું પરિભ્રમણ મટાડી શકે છે.

દરેક કાર્ય થવા માટે પાંચ કારણો જૈનશાસ્ત્રકારે કહ્યાં છે. ૧ કાળ, ૨ સ્વભાવ, ૩ ઉદ્યમ, ૪ કર્મ ને ૫ ભવિતવ્યતા અથવા નિયતિ.

કોઈપણ કાળ એવો નહોતો કે જ્યારે દેવો, મનુષ્યો, નારકી જીવો, તિર્યંચો કે સિદ્ધપણાને પામેલા સિદ્ધો નહોતા.

જીવના ભવ્ય અને અભવ્ય એવા બે પ્રકાર છે. તે કોઇના કરેલા થયા નથી. જેમ મગના ઢગલામાં સ્વભાવે જ કોઇ કરડુ મગ હોય છે કે જે વાવ્યાથી ઊગતો નથી. તેમ અગ્નિથી પાકતો પણ નથી. તેવા અનાદિ સ્વભાવવાળા અભવ્ય જીવો સમજવા. તે કોઈ કાળે પણ મોક્ષે જવાના નથી, સંસારમાં પરિભ્રમણ કરવાના જ છે. ભવ્ય જીવો કોઇપણ કાળે મોક્ષે જવાના છે, પરંતુ એવો કોઇ કાળ ન સમજવો કે જ્યારે સર્વ ભવ્ય જીવો મોક્ષે જાય. જ્યારે જ્યારે પૂછશો ત્યારે ત્યારે ભવ્ય જીવોનો પણ અનંતમો ભાગ મોક્ષે ગયેલ છે એમ જ્ઞાની કહેશે.

કર્મમાં હોય તેમ જ બન્યા કરે તો કોઇ જીવ મોક્ષે જાય જ નહીં, પરંતુ સદ્‌ગુરુનો અથવા સતશાસ્ત્રનો યોગ મળવાથી જીવ ધર્મ પામે છે ને કર્મને ખપાવવા માંડે છે. ધર્મક્રિયામાં આગળ વધે છે, તે જીવો અનુક્રમે મોક્ષે જાય છે. જૈનમાર્ગમાં ઉદ્યમની પ્રાધાન્યતા છે, કર્મની પ્રાધાન્યતા નથી એ વાત ખ્યાલમાં રાખવી.

જૈનમાં જ્યોતિષને લગતાં સૂત્રો અને ગ્રંથો ઘણાં છે. તેમાં જ્યોતિષચક્રનું સ્વરૂપ ઘણું વિસ્તારથી બતાવ્યું છે. તેનો ઉપયોગ મુહૂર્તાદિ જોવામાં કરાય છે. લોકમાન્યતા જ્યોતિષશાસ્ત્રમાં તેનો ફળાદેશ કહેલો હોવાની છે અને તેથી જીવોને તેનાથી થતા લાભ નુકશાન જાણવાની જિજ્ઞાસા રહે છે, પરંતુ એ કાર્ય જૈન જ્યોતિષશાસ્ત્રોના જાણવાવાળા મુનિઓ કરતા નથી.

યાંત્રિક કળાઓ વિગેરેને જૈનશાસ્ત્રો કર્માદાન એટલે ઘણા કર્મો બાંધવાનું સાધન માને છે, તેથી તેને લગતી હકીકત જાણતા છતાં શાસ્ત્રોમાં વિશેષે કહેલી નથી. જીવોએ પંદર કર્માદાનોનું સ્વરૂપ સમજવાની પૂરી જરૂર છે કે જેથી તેને તજી શકાય.

'જેમ કર્મમાં હશે તેમ જ થશે' એમ માનીને બેસી રહેવાનું જૈનશાસ્ત્રમાં કહેલું જ નથી. એ તો નિરંતર સદ્દ્યમ કરવાનું જ કહે છે. ઉદ્યમ કર્યા વિના આ સંસારમાંથી જીવનો છૂટકારો થાય તેમ નથી.

કેવળી કેવળજ્ઞાનથી ત્રણે કાળના સર્વ ભાવ જાણે છે, તો તેમણે મોટર ને એરોપ્લેન થવાનાં છે એવી વાત કેમ નથી કરી? આવી શંકાનું નિવારણ ઉપર કરેલ છે. વિશેષમાં એ છે કે જેટલું જાણે તેટલું બધું કહેવાનું હોતું નથી. જીવને ઉપકારક થાય તેવી બાબત જ જ્ઞાનીઓ કહે છે. કેટલીક હકીકત પૂછવા છતાં પણ તેનો ઉત્તર દેતા નથી. તેમણે દરેક બાબત કહેવી જ જોઇએ અને દરેક બાબતના જવાબ આપવા જ જોઇએ એવો પ્રતિબંધ નથી. લાભ જણાય તેટલી બાબત જ જ્ઞાની કહે છે.

સાધારણ હાલની જાતના પ્રિન્ટિંગ પ્રેસનું યંત્રકામ યંત્રવિદ્યામાં

આવતું નથી. યંત્રપીલણકર્મ જેમાં સચિત્ત વસ્તુ પીલાતી હોય તેને અથવા તેને લગતો જેમાં મહાઆરંભ હોય તેને કહે છે, તેથી પુસ્તકો છાપવા છપાવવામાં કર્માદાનની કે તેને લગતા પાપની શંકા ન કરવી. તેમાં આરંભ છે તે તો પ્રગટ છે.

'ભાગ્યમાં હોય તેટલું વગર પ્રયાસે મળે જ' એમ ન સમજવું. તેવા પ્રકારના ભાગ્યની સાથે જ અમુક પ્રકારનો પ્રયાસ કરવાથી અમુક લાભ થશે એવું નિર્માણ થયેલું હોય છે. વળી ભાગ્યમાં ન હોય તો ન મળે તેમાં પણ વિચારવા જેવું છે. નથી મળતું તે લાભાંતરાયના ઉદયથી છે, તે લાભાંતરાય પરોપકારાદિ અનેક પ્રકારના ઉત્કૃષ્ટ સત્કાર્યોથી આ ભવમાં પણ ત્રુટે છે ને લાભ થાય છે. આને માટે 'માત્ર કર્મ પ્રમાણે જ બનશે' તેવી માન્યતા પર ન જતાં પૂર્વાપર સમજવાની જરૂર છે. અનેક પાપકર્મોથી, અનેક મનુષ્યોને લાભમાં હાનિ કરવાથી પ્રાપ્ત થવાનું હોય તે પણ અટકી જાય છે. કર્મની ગતિ વિચિત્ર છે.. કુંવરજી

## ભૂલનો સુધારો

'શ્રીજૈનધર્મપ્રકાશ'ના જેઠ માસના અંકમાં 'આગામી ચોવીશીમાં થનારા તીર્થંકરો'વાળા લેખમાં 'તેના જીવો હાલ કયાં છે?' એમ લખ્યું છે તેને બદલે 'તે કયાંથી આવીને તીર્થંકર થવાના છે?' એમ સમજવું.

'શ્રીજૈનધર્મપ્રકાશ'ના શ્રાવણ માસના અંકમાં પ્રશ્નોત્તરમાં પ્રશ્ન પહેલાંના અતીર્થ સિદ્ધ સંબંધી ઉત્તરમાં એટલો વધારો કરવો કે 'જે જે પ્રભુના અંતરમાં તીર્થ વિચ્છેદ થયેલ છે તે વખતમાં સિદ્ધ થાય તેને પણ અતીર્થસિદ્ધ કહેવા.'

## રોગોત્પત્તિનાં કારણો

૧. વિશેષ ભોજન કરવાથી
૨. અહિતકારી ભોજન કરવાથી
૩. અજીર્ણ પ્રસંગે ભોજન કરવાથી
૪. પ્રતિકૂળ ભોજન કરવાથી
૫. અનિયમિત આહાર કરવાથી
૬. પુષ્કળ પાણી પીવાથી
૭. એકાસને વિશેષ બેસી રહેવાથી
૮. વિષમ આસને બેસવાથી
૯. દિવસે વધુ નિદ્રા લેવાથી
૧૦. રાત્રિએ જાગરણ કરવાથી
૧૧. મલમૂત્રનો રોધ થવાથી
૧૨. વિશેષ પરિશ્રમ કરવાથી
૧૩. વિશેષ મૈથુનક્રીડા કરવાથી
૧૪. વિશેષ ફીકર-ચિંતા કરવાથી
૧૫. અસ્વચ્છ વાતાવરણમાં રહેવાથી

શ્રી ભદ્રબાહુસ્વામીકૃત ઓઘનિર્યુક્તિમાં જણાવ્યું છે કે-મૂત્રનિરોધથી ચક્ષુની હાનિ થવા પામે છે અને મળાવરોધથી જીવિત પણ નાશ પામે છે.

મુનિ પ્રેમવિમળજી

# હિતકારી વચનો

( અનુસંધાન પૃષ્ઠ ૧૮૧ થી )

૫૮. અહિતવ્રતા (સાધ્વી), તાપસી, કુમારિકા, પરિવ્રાજિકા, શરણે આવેલી, લોભિણી, ગર્ભિણી, ચપળ પ્રકૃતિવાળી, રજસ્વલા, વિધવા, ભરથારે ત્યાગેલી, દૂતી, ચિતારી અને માલણ–આ ચૌદ પ્રકારની સ્ત્રીઓ સાથે પ્રીતિયુક્ત સંબંધ જોડવો નહી–જોડશો તો પરિણામે વ્યથા પામશો.

૫૯. જે સ્ત્રીપુરુષ દિવસે રતિક્રીડા કરે છે તેઓને પંડિત પુત્ર ઉત્પન્ન થતો નથી, પણ બલહીન અને નપુંસક પુત્ર પ્રાયે ઉત્પન્ન થાય છે.

૬૦. શયન કરતી વખતે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોથી નિવર્તન થઇ જાય છે, પણ જો મન વિષયથી નિવર્તન ન થાય તો નિદ્રામાં સ્વપ્ન આવે. જો ઇન્દ્રિયો અને મન બંને નિવર્તન થઇ ગયાં હોય તો સ્વપ્ન આવે નહીં.

૬૧. કવિત્વશક્તિ વાંચ્છતા હો તો સાહિત્ય ( એટલે કાવ્યગ્રન્થો ) ભણો, તીક્ષ્ણ બુદ્ધિ કરવી હોય તો તર્કશાસ્ત્ર જુઓ, બુદ્ધિની વૃદ્ધિ ચાહતા હો તો નીતિગ્રન્થો વાંચો અને પરમાર્થ જાણવા ઇચ્છતા હો તો સર્વજ્ઞપ્રણીત ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરો.

૬૨. કાર્યસિદ્ધિને માટે ગમન કરતી વખતે પોતાના સ્થાનથી નીકળવું ત્યારે પોતાની નાસિકાનો જો સૂર્યસ્વર વહન થતો હોય તો જમણો પગ આગળ ધરી ચાલવું અને ચન્દ્રસ્વર ચાલતો હોય તો ડાબો પગ આગળ ધરી ચાલવું અને સુષમના સ્વર ચાલતો હોય તો જતા અટકવું.

૬૩. તેલમાં, પાણીમાં, હથિયારમાં, પેશાબમાં અને રુધિરમાં મનુષ્યે પોતાનું મુખ જોવું નહીં.

૬૪. પરદેશ જવુ હોય ત્યારે ઘરથી પ્રયાણ કરતી વખત દૂધ અથવા ખીરનું ભોજન કરીને ન જવું. સ્ત્રીસેવન કરીને ન જવું. મારકૂટ કરી કે રુદન કરાવીને ન જવું; કિન્તુ જે સંતાનો વિગેરે માગે તે યથાશક્તિ આપીને તેમને ખુશી કરીને જવું.

૬૫. ચાલતી વખત વમન થાય તો અટકવું. સ્નાન કરીને તરત ન ચાલવું અને ક્ષૌર (એટલે હજામત) કરાવીને ન જવુ. સારે શુકને, શુભ સમયે, દેવગુરુને પૂજીને દેશાંતર ગમન કરવું.

૬૬. જે પોતાને વિદ્વાન સમજે છે તેની વિદ્યા વૃદ્ધિ પામતી નથી, માટે ઉચિત છે કે માન મૂકી જ્યાંથી વિદ્યા સંપાદન થાય ત્યાંથી ગ્રહણ કરવી.

૬૭. ગાય ઉપર, ભેંશ ઉપર અને ખર ઉપર અનિવાર્ય સંજોગોમાં પણ આરૂઢ થવું નહિ; કારણ કે એ અનિષ્ટકારી છે.

૬૮. પોતાનું અંગ ન લજાવવુ, ખાલી બેઠા તણખલાં ન તોડવાં, ફોગટ ભૂમિ વિલેખન ન કરવું અને દાંતોથી નખ ન ઉતારવા; કારણ કે આ કુલક્ષણો દરિદ્રતા આવવાના ચિહ્ન છે.

૬૯. સંકલ્પવિકલ્પોથી અસ્થિર મન સ્થિર કર્યું નથી ત્યાં સુધી મંત્ર–સ્મરણ કરી દેવ વશ કરવા ઇચ્છવું એ વૃથા પ્રયાસ છે.

૭૦. અંતરંગવૃત્તિથી વિષયવાંચ્છકને મુનિપણું તાદશ ફલદાયક થતું નથી, ઊલટું વિડંબનારૂપ થાય છે.

૭૧. ધર્મ પિતા, ક્ષમા માતા, કરુણા સ્ત્રી, સદ્ગુણો પુત્રપુત્રી અને સંતોષાદિ ભ્રાતા— આ બધો મુનિજનોનો કુટુંબપરિવાર સમજવો.

૭૨. નિકટ રહેલી પાંચ ઇન્દ્રિયોથી પણ જે અગોચર રહી ઇન્દ્રિયોદ્વારા સર્વ વસ્તુઓનો સ્વાદ લઇ રહ્યા હોય તેવા અલક્ષ આત્માને જે પરમાત્માના સ્મરણમાં જોડ્યો, અને ઉત્તમ ધ્યાનલયમાં જેણે પ્રવેશ કર્યો તેને કામ, ક્રોધ, ભય, મોહ, નિદ્રા, વિકથા અને ક્ષુધા-તૃષાદિ દોષ કેમ વ્યથા કરી શકે ?

૭૩. ઇન્દ્રિયોને વિષયમા જોડાવા પ્રેરવી નહિ તેમ નિવારવી પણ નહિ, કિન્તુ સર્વ ઉપાધિનું મૂળ લુબ્ધ મન તેમાંથી ખેંચી લઇને તેનું સામ્ય કરવું, જેથી ઇન્દ્રિયો આપોઆપ સામ્ય થઇ જશે. મન નિવાર્યા વિના ઇન્દ્રિયોને બલાત્કારે નિવારવાથી ફરી પાછી તેને તે વિષયો પર સિંહની પેઠે બમણી આરૂઢ થાય છે, માટે ઉચિત છે કે મનને પહેલાં નિવારવું.

૭૪. ઇન્દ્રિયોનો નિરોધ મનને સામ્ય થવાનો હેતુ છે ખરો, પણ મન સામ્ય થયા વિના તે હેતુ વેળુના સ્થંભ જેવો છે.

૭૫. જ્ઞાનની આશાતના કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે, માટે જ્ઞાનના પુસ્તકો રખડતા મૂકવા નહિ તથા પાસે રાખી શૌચ, પેશાબ વિગેરે કરવા નહિ.

( ચાલુ ) મુનિશ્રી વિદ્યાનંદવિજયજી



## ક્ષમાપના

મહા મોંઘો મનુષ્ય દેહ મેળવીને;<br>
નથી કર્યાં કાર્યો શુભ કરણીના વળી તેં. ૧<br>
વરસાવ્યાં નથી પ્રેમથી સ્નેહ ઝરણાં;<br>
ચતુર થઇ ચૂક્યો ઘણું રાખી નહીં મણા. ૨<br>
નથી દીધાં દાન તેં સુપાત્રે કદીએ;<br>
તેં કર્યાં પાપો વળી જૂઠ મુખથી વદીને. ૩<br>
કાયાના શણગારમાં રાચ્યો ઘણું એ;<br>
યાવત્ લગી નહી પચ્ચખાણની કરી વૃત્તિ કદીએ. ૪<br>
થીર ન કર્યું ચિત્ત કદી પ્રભુભક્તિ પૂજામાં;<br>
ક્ષમાવ્યાં નહી દેવગુરુને રઝળ્યો લક્ષ ચોરાશીમા. ૫<br>
માયામાં અંધ બની નથી કરુણા દાખવી તેં;<br>
યાચકને વળી વાળ્યા પાછા આંગણેથી તેં. ૬<br>
ચુક્યો ઘણું ચતુર થઇ ચેત તો અવસર હજી છે;<br>
હું હું સેવક ક્ષમા યાચના રાઇચંદ એમ વદે છે. ૭

પારેખ રાયચંદ મૂળજી

મિટીંગો:—

| વિષય. | વક્તા. | પ્રમુખ. |
| --- | --- | --- |
| Marvells of Science. | U. H. Shah. | M. M. Mehta. |
| Character. | ( Held in High School ). | |
| પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ. | હિંમતલાલ જાદવજી કપાસી. ( હાઇસ્કુલમાં ) | |
| તમે જોયેલા જોવા લાયક સ્થળનું વર્ણન | પ્રભુદાસ જી. શાહ. | તલકચંદ એમ. મહેતા. |

**કોલેજમાં જોડાયા:**—ચાલુ વર્ષમાં મેટ્રિક પાસ થયેલા ૯ વિદ્યાર્થીઓ પૈકીના પાચ વિદ્યાર્થી આગળ અભ્યાસ અર્થે કોલેજમાં જોડાયા છે. પુના ૧, ભાવનગર ૧, અમદાવાદ ૧, મુંબઇ ૧, કરાંચી ૧.

**સ્થાનિક કમિટીની મિટીંગ:**—ચાલુ માસમાં મુંબઈથી સ્થાનિક કમિટીના પ્રમુખ શ્રી ચતુર્ભુજ મોતીલાલ ગાંધી સંસ્થાના નિરીક્ષણ અર્થે પધારતાં સ્થાનિક કમિટીની મિટીગ ભરવામાં આવી હતી સંસ્થામાં તેમની સેવા અને ભોગ તેમજ આર્થિક મદદ જાણીતી છે. આ મુલાકાત વખતે પણ તેઓ રૂા. ૫૦૧) ની એક તિથિની મદદ આપી ગયા છે

## —પર્યુષણ પર્વ નજીક આવે છે—

દાન-શિયળ-તપ અને ભાવનારૂપ ચાર પ્રકારના ધર્મમાં મુખ્ય અને મહત્વ સૂચવતો પ્રથમ દાનધર્મ પર્વાધિરાજ પર્યુષણમાં હરકોઈ જૈન પ્રેમપૂર્વક આચરશે. દરેક સમયે અને દરેક સ્થળે દાનધર્મનું પુણ્ય તો છે, પરંતુ સિદ્ધાચલમાં સુપાત્રદાન માટે સમસ્ત જૈન કોમને પ્યારી એવી આ સંસ્થામાં તમારા દાનનો પ્રવાહ વહેવડાવી અનેકગણું પુન્યનુ ભાતું ભરશો. પર્યુષણમા અમારી સંસ્થાને જરૂર યાદ કરશો અને અમારી સંસ્થાના ઉપદેશકો હરકોઇ ગામના શ્રી સંઘ પાસે આવે તો પોતાને શોભે અને છાજે તેમ અંતરના ઉમળકાથી ઉક્ત સંસ્થાને સારી મદદ આપશો અને અપાવશો

## શેઠ કુંવરજી નથુભાઇનું ખેદકારક પંચત્વ.

આ ગૃહસ્થ મૂળ ગોધાબારા પંથકના દુદાણા ગામના રહેવાસી ગોધે આવીને રહેલા અને ત્યારબાદ ઘણા વર્ષથી વ્યાપાર નિમિત્તે ભાવનગરમાં રહેતા હતા. તેઓ ધર્મકાર્યપરાયણ હતા. તેમજ ધર્મ સંબંધી દરેક કાર્યમાં આગળ પડતો ભાગ લેતા હતા. પાંજરાપોળના લાગા વિગેરેના સંબંધમાં પૂરેપૂરા મદદગાર થતા. ગોધાબારાના તળાજા-ડાઠા વિગેરે દરેક નાના-મોટા ગામમાં તેમનું પૂરું વજન હતું. તેઓ દરેક ગામમાં ધાર્યું કામ કરાવી શકતા હતા. વ્યાપારના પણ ગ્રીયા હતા તેથી તેઓ વ્યાપારીઓમા પણ અગ્રણી હતા. ૬૫ વર્ષની વયે તેઓ ગયા શ્રાવણ વદિ પાચમે માત્ર સહજના છાતીના દુખાવાથી અકસ્માત પંચત્વ પામ્યા છે. તેમનો અભાવ થવાથી વ્યાપારી વર્ગમાં, જૈનસમુદાયમાં અને ગોધાબારાના ગામોમાં ન પૂરાય તેવી ખામી પડી છે. તેઓ આ સભાના લાઇફ મેમ્બર હતા તેથી સભાને પણ મોટી ખોટ પડી છે પરંતુ ભાવી બળવાન છે. અમે તેમના ત્રણ પુત્રો બાબુભાઇ, નાનુભાઇ તથા જયંતિલાલને તેમજ ભાગીદાર જીવણભાઇને અને અન્ય કુટુંબીઓને અંતઃકરણપૂર્વક દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ. તે સાથે તેમના સુપુત્રો અને જીવણભાઇ તેમને પગલે ચાલી તેમની ખામી જણાવા ન દેય એમ પણ ઇચ્છીએ છીએ. **આ સદ્ગૃહસ્થના શ્રેયાર્થે ભાદરવા વદિ બીજી ૬ થી અઠ્ઠાઇ મહોત્સવ કરવાનું તેમના સુપુત્રોએ નિર્ણીત કર્યું છે. તે પ્રસંગે વિવિધ પૂજાઓ, શાંતિસ્નાત્ર ઉપરાંત સ્વામીવાત્સલ્ય પણ કરવામાં આવશે.**

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

અંક ૭ મો

પુસ્તક ૫૭ મું




આશ્વિન
સંવત્ ૧૯૯૭
વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

ગ્રાહકોને માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

પુસ્તક ૫૭ મું } આશ્વિન { વીર સં. ૨૪૬૭
અંક ૭ મો } { વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका



### નવા સભાસદનું નામ.

૧. શ્રી પોપટલાલ હરગોવીંદદાસ-ભાવનગર હાલ મુંબઈ લાઇફ મેમ્બર

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ.

પુસ્તક ૫૭ મું | આશ્વિન | વીર સં. ૨૪૬૭
અંક ૭ મો. | | વિ. સં. ૧૯૯૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( મુદ્રાલેખ )

## કટારીયામંડન શ્રીમહાવીરજિનસ્તવન.

(સંપૂર્ણ જગતમાં, એક જ મહાવીર, જ્ઞાનમાં નહિ અધૂરા–એ ચાલ)

અષ્ટકર્મદલ નષ્ટ જ કીધા, સિદ્ધશિલા જઈ વસિયા;
ઉપસર્ગોકી ફોજ હઠાવી, કાઉસગ્ગ મુદ્રા સિધ્યા સં૦ ॥૧॥

ત્રિશલામાતા નન્દન છે એ, સિદ્ધારથ કુલ દીપાયા,
ચન્દ્ર સમ જસ ઉજ્જ્વલ કાન્તિ, જગતમાં પ્રેમ પ્રકાશ્યા સં૦ ॥૨॥

કચ્છ કટારિયા તીરથકેરા, મહાવીર એક જ વીરા;
અમૃતમય એ જ્યોતિ દીપે, અધુના તીર્થ પ્રસિદ્ધા સં૦ ॥૩॥

મયૂરપુરમાં આત્મા પ્રકાશો, સ્તવન બનાવ્યા અનેરા;
સહુ જન એ આનંદથી ગાવે, સંસાર દુઃખ મિટ જાવે સં૦ ॥૪॥

નેમપ્રકાશથી ઉદય થાશે, જીત નિશાન ચડાવ્યા,
વિદ્યાનંદમાં ઉપજે એ પ્રીતિ, જંગતમાં આનંદ પાયા. સં૦ ॥૫॥

સંવત સત્તાણુ સાલ જ કેરા, વૈશાખ વદ છઠ્ઠ દિન એવા;
સિદ્ધગિરિ જિનની સેવામેવા, ભવ્ય જીવોને આનંદ દેવા. સં૦ ॥૬॥

મુનિ શ્રી વિદ્યાનંદવિજય

# પરમ કલ્યાણ ભાવના

(અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?—એ રાગ.)

સુપ્રભાતનો તે દિન ક્યારે ઊગશે?
ક્યારે થાશે હૃદયસરોજ પ્રફુલ્લ જો?;
દૂર કરીને મનના સઘળા મેલને,
ક્યારે જોશું મૂઢ દશાની ભૂલ જો? સુપ્રભાતનો...૧

ભવભવસંચિત જડતા ક્યારે નાસશે?
ક્યારે પ્રગટાવીશું અન્તર જ્યોત જો?;
દારુણ મોહતિમિરને ક્યારે કાઢશું?
ક્યારે થાશે જીવનમાં ઉદ્યોત જો? સુપ્રભાતનો...૨

ક્યારે મમતા મારી સમતા પામશું?
ક્યારે ખિલશે નિઃસ્પૃહતાનો રંગ જો?;
વિકારવર્જિત જીવન ક્યારે જીવશું?
મૂકી દઇને મોહક વિષયાસંગ જો. સુપ્રભાતનો...૩

તૃષ્ણાની જ્વાલાને ક્યારે ઠારશું?
ક્યારે શિખશું આત્મવિકાસક યોગ જો?;
ભય કે લાલચ સામે અક્ષોભિત રહી,
ક્યારે હણશું સર્વ કર્મના રોગ જો? સુપ્રભાતનો...૪

કામ, ક્રોધ, મદ, માયા, લોભ વિદારીને,
મોહરાજ્યને ક્યારે કરશું ભગ્ન જો?;
પૂર્ણ વિરાગ, અહિંસક, સર્વસુહૃદ્ બની,
ક્યારે થાશું પૂર્ણબ્રહ્મમાં મગ્ન જો? સુપ્રભાતનો...૫

——— ન્યા. ન્યા. મુનિ ન્યાયવિજય.

## ઉપદેશક પદો [૨]. (રાગ–ભૈરવ)

આપે ખેલ ખેલતે હુલ્લા, આપે ઘરમેં ધારી હે;
તંબૂ તો આસમાન બનાયા, જમી દુલીચા ભારી હે,
ચાંદ સૂરજ દોય ધરી ચિરાકા, અદ્ભૂત બાજી ડારી હે. આપે૦ ૧

અગર જગરકી બાજી માંડી, મૈં પાસા જુગ સારી હે;
પાસા આહે તિસે ચલાઇ, સાર કોન વિચારી હે? આપે૦ ૨

છક્કે પંજે કા દાવ બનાયા, બાજી કઠીન કરારી હે;
જિનકી સાર પકી ઘર આવે, સો તો બડા ખેલારી હે. આપે૦ ૩

જિનકી સાર પર સુરસલ હોવે, જાકે જગત ભિખારી હે;
**રૂપચંદ** કહે સમજન ખેલો, અબકે જીત તુમારી હે. આપે૦ ૪

( २ )

राग काफी

वांके गढ फोज चली हे, बाजे नगारांकी ठोर; वांके० १
वांको ही मारग वांको ही राजा, वांको कटक हे जोर; वांके० २
मन दीवान उपशम आगेवान, आय मिले एक ठोर; वांके० ३
ध्यान नालां छूटे कोट करम त्रुटे, ज्ञान गगन घनघोर; वांके० ४
सुविधिजिनेश्वर हुकम करे तो, बांध मंगाउं आठे चोर; वांके० ५

सं. अमृतलाल भावजी.

---

## गुणानुरागी बनो !

( गज़ल )

न दृष्टि जाय अवगुण पर, गुणानुरागी बन जावे ।
बनावे ध्येय यह अपना, गुणों को ही सदा चाहे ॥ १ ॥
भले अवगुण हो कोई में, हमें उस से है क्या मतलब ? ।
गुणों के जब बने ग्राहक, तो फिर गुण को ही अपनावें ॥ २ ॥
हमारी वस्तु है सद्गुण, पराई वस्तु वह दुर्गुण ।
क्यों चाहे ऐसी वस्तु को, जो हानि निज को पहुंचावे ॥ ३ ॥
बनेगी जैसी यह दृष्टि, लखेंगे वैसी ही सृष्टि ।
यही है कानून कुदरत का, श्रद्धा से इस को अपनावें ॥ ४ ॥
गुणों के जो बने ग्राहक, गुणो के वह हुवे धारक ।
लगाई दृष्टि अवगुण पर, गुण अवगुण से दीखलाये ॥ ५ ॥
उदाहरण देख लो परतक्ष, रख के काच सन्मुख ही ।
जो क्रोधी मुख बना हो तो, नजर क्रोधी ही मुख आये ॥ ६ ॥
बना कर शान्त मुद्रा तुम, निहारो आईने में फिर ।
नजर वैसी ही आयेगी, यही परतक्ष कहलाये ॥ ७ ॥
हृदय है आईना अपना, पड़े प्रतिबिम्ब जैसा ही ।
वही फिर भास होता है, नहीं शङ्का जरा लायें ॥ ८ ॥
हजारों हो भले अवगुण, अगर गुण एक होवे तो ।
ग्रहण बस एक ही करना, यही सार्थक कहलाये ॥ ९ ॥
गुणानुराग दिल धरना, न अवगुण पास में रखना ।
गुणी प्रति नम्र बन जाना, तभी गुण पास आजाये ॥ १० ॥
विनय यह 'राज' है तुमसे, लखो नहीं परके अवगुण ही ।
गुणानुरागी बन करके, संयम गुणवान बन जायें ॥ ११ ॥

राजमल भंडारी-आगर ( माळवा )

# ॥ श्री गौतमस्वामीस्तोत्रम् ॥

[ સ્પષ્ટાર્થ સાથે ]

( ગતાંક પૃષ્ઠ ૧૫૭ થી ચાલુ )

## ૨૮ લબ્ધિઓનું વિવરણ

૧. જે મુનિના હાથ, પગ વિગેરે અવયવના સ્પર્શથી ( અડકવાથી ) સર્વ રોગ જાય તે आमर्ष औषधि लब्धि. અહિં આમર્ષ એટલે સ્પર્શ એ શબ્દાર્થ સમજવો.

૨. જે મુનિના મળ-મૂત્રવડે એટલે તેનો સ્પર્શથી ( અર્થાત્ વ્યાધિના સ્થાને લગાડવાથી-ઘસવાથી) તે સર્વ વ્યાધિ-રોગ નાશ પામી જાય છે विप्रुष् औषधि लब्धि.

૩. જે મુનિના શ્લેષ્મથી એટલે થૂંકથી, ગળફાથી ને લીંટથી સર્વ રોગ જાય તે खेलौषधि लब्धि. અહિં ખેલ એટલે શ્લેષ્મ.

૪. જે મુનિના શરીરનો જલ્લ એટલે પરસેવો ( મેલ ) શરીરના સર્વ વ્યાધિનો નાશ કરનાર હોય તે जल्लौषधि लब्धि. જલ્લ એટલે મેલ.

૫ જે મુનિના કેશ, રોમ, નખ આદિ સર્વ શારીરિક પદાર્થો સર્વ રોગનો નાશ કરવા સમર્થ હોય તે सर्वौषधि लब्धि. આ લબ્ધિવંતના કેશ, રોમ, રુધિર વગેરે પદાર્થો સુગંધવાળા હોય છે.

૬. જે મુનિને ત્વચા વિગેરે પાંચે ઇન્દ્રિયોવડે સાંભળવાની શક્તિ હોય તે संभिन्नश्रोतस् लब्धि. અથવા કોઇપણ એક ઇન્દ્રિયવડે સર્વ ઇન્દ્રિયોના વિષયો જાણવાની શક્તિ હોય તે સંભિન્નશ્રોતાલબ્ધિ કહેવાય. અથવા બાર યોજનના વિસ્તારમાં પડેલા ચક્રવર્તીના સૈન્યમાં સર્વ વાજીંત્રો એક સાથે વાગતાં તે દરેક વાજીંત્રોનાં જુદા જુદા શબ્દને સમજવાની શક્તિ તે પણ संभिन्नश्रोतस् लब्धि કહેવાય. અહિં સંભિન્ન એટલે સર્વ અથવા સંપૂર્ણ, અને શ્રોત એટલે સાંભળવું અથવા શ્રોત્રેન્દ્રિય આદિ ઇન્દ્રિયો એ શબ્દાર્થ જાણવો.

૭. જે લબ્ધિવડે આત્મા રૂપીદ્રવ્યોને ઇન્દ્રિયોની ને મનની મદદ લીધા વિના આત્મસાક્ષાત્ જાણે અથવા દેખે તે अवधिज्ञान लब्धि કહેવાય અથવા અવધિજ્ઞાન-દર્શન લબ્ધિ કહેવાય.

૮. જે લબ્ધિવડે આત્મા અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના મનોગત ભાવોને એટલે મનના વિચારોને ઇન્દ્રિય તથા મનની મદદ લીધા વિના આત્મસાક્ષાત્ જાણે તે મનઃપર્યવજ્ઞાન લબ્ધિ, અને તેમાં પણ જે સામાન્યથી અલ્પ પર્યાય જાણે તે ऋजुमति मनःपर्यवज्ञान लब्धि કહેવાય. આ લબ્ધિના ફેલરૂપ મનઃપર્યવજ્ઞાન કેવળ સાકાર ઉપયોગવાળું જ હોવાથી જ્ઞાનરૂપ છે, પરન્તુ નિરાકાર ઉપયોગવાળું ન હોવાથી દર્શનસ્વરૂપ નથી.

૯. અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના મનોગત ભાવોને વિશેષપણે ( ઘણા પર્યાયો ) જાણવાની જે શક્તિ તે **विपुलमति मनःपर्यवज्ञान लब्धि.**

૧૦. જે લબ્ધિવડે મુનિને આકાશગમન કરવાની શક્તિ પ્રાપ્ત થાય તે **चारण लब्धि** કહેવાય. તે બે પ્રકારની છે:-૧ જંઘાચારણ લબ્ધિ, ૨ વિદ્યાચારણ લબ્ધિ. એમાં જંઘાચારણ લબ્ધિથી વચમાં વિસામા વિના જ તેરમા રુચક દ્વીપ સુધી જઇ, ત્યાં શાશ્વત ચૈત્યને વંદન કરી પાછા વળતાં એક વિસામે આઠમા નંદીશ્વર દ્વીપે આવી, ત્યાં શાશ્વત ચૈત્યોની વંદના કરી, બીજું ઉડ્ડયન કરી સ્વસ્થાને આવે, જ્યારે વિદ્યાચારણ મુનિઓ પ્રથમ ઉડ્ડયને માનુષોત્તર પર્વત સુધી જઇ, ત્યાં શાશ્વત ચૈત્યોની વંદના કરી બીજા ઉડ્ડયને નંદીશ્વર દ્વીપે આવે, ત્યાં શાશ્વત ચૈત્યોની વંદના કરી ત્યાંથી એક જ ઉડ્ડયનવડે સ્વસ્થાને આવે. એ તિર્છી ગતિ કહી. ઊર્ધ્વગતિ વિચારીએ તો જંઘાચારણ મુનિ એક જ ઉડ્ડયનવડે મેરુપર્વતના શિખર પર રહેલા પંડકવન સુધી જઈ, ત્યાં શાશ્વત ચૈત્યોની વંદના કરી પાછા ઉતરતાં એક ઉડ્ડયનથી નંદનવનમાં આવી, ત્યાં શાશ્વત ચૈત્યોની વંદના કરી બીજા ઉડ્ડયનથી સ્વસ્થાને આવે, અને વિદ્યાચારણ મુનિઓ પ્રથમ ઉડ્ડયને ભૂમિથી ૫૦૦ યોજન ઉપર આવેલા મેરુપર્વતના નંદનવનમાં જઇ, ત્યાં શાશ્વત ચૈત્યોને વાંદી બીજા ઉડ્ડયનવડે મેરુના શિખર પર એટલે નંદનવનથી ૯૮૫૦૦ યોજન ઉપર રહેલા પંડકવનમાં આવી, ત્યાં શાશ્વત ચૈત્યોને વંદન કરી પાછા ઉતરતાં એક જ ઉડ્ડયનવડે સ્વસ્થાને આવે. એ પ્રમાણે જંઘાચારણની ગતિ પ્રથમ જતી વખતે ઘણી હોય છે અને પાછા વળતાં ઓછી હોય છે, તેનું કારણ એ કે જંઘાબળ પ્રથમ વધારે પ્રમાણમાં હોય છે ને પછી થાક લાગે તેથી ઘટી જાય છે અને વિદ્યાચારણોને વિદ્યાલબ્ધિ હોય છે, તેથી વિદ્યાપાઠનો અભ્યાસ પ્રથમ અલ્પ હોય છે, ને જેમ જેમ વધારે ગણવામાં આવે તેમ તેમ તે વિદ્યા વિશેષ અભ્યસ્ત ( તાજી ) થાય છે. આ રીતે વિદ્યા વધે છે, તે કારણથી વિદ્યાચારણ મુનિઓની પ્રથમ ગતિ વિસામાવાળી હોય છે અને સ્વસ્થાન તરફ પાછા વળે ત્યારે બીજી ગતિ વિસામા વિનાની એક પગલારૂપ હોય છે.

ઉપર કહેલ જંઘાચારણના ઉપલક્ષણથી બીજા પણ અનેક પ્રકારના ચારણ લબ્ધિવાળા મુનિઓ હોય છે તે આ પ્રમાણે—

પદ્માસનથી કે કાયોત્સર્ગાસનથી શરીર હલાવ્યા વિના સ્થિરતાપૂર્વક આકાશમાં ઉડવાની શક્તિ તે વ્યોમચારણ લબ્ધિ.

વાવ, નદી, સરોવર અને સમુદ્ર આદિ જળાશયોમાં અપ્કાય જીવોની વિરાધના કર્યા વિના જેમ ભૂમિ ઉપર પગ ઉપાડી મૂકીને ચાલે છે તેમ જળમાં પણ ( એટલે જળની સપાટી ઉપર પણ ) પગ ઉપાડી મૂકીને ચાલવાની શક્તિ તે જળચારણ લબ્ધિ

ભૂમિ ઉપર ચાર અંગુલ ઊંચા રહીને ચાલવાની શક્તિ તે જંઘાચરણ લબ્ધિ, અને અનેક પ્રકારનાં વૃક્ષો ઉપર રહેલાં ફળોને અવલંબીને ચાલવા છતાં ફળના જીવોને કિંચિત્ પણ બાધા ન ઉપજે એવી શક્તિ તે ફળચારણ લબ્ધિ.

અનેક વૃક્ષાદિકનાં ફૂલોની ઉપર પગ ઉપાડી મૂકીને ચાલવા છતાં ફૂલના જીવોને કંઈપણ પીડા ન થાય એવી જે ચાલવાની શક્તિ તે પુષ્પચારણ લબ્ધિ.

અનેક વૃક્ષો ઉપર રહેલાં પત્રો ઉપર પગ મૂકી ઉપાડીને ચાલવા છતાં પણ પત્રના જીવોને કંઇપણ પીડા ન ઉપજે એવી ચાલવાની શક્તિ તે પત્રચારણ લબ્ધિ.

ચારસો યોજન ઊંચા નિષધ અને નીલવંત પર્વતની ટંકછિન્ન શ્રેણિઓના આલંબનવડે ( વિષમ ટેકરીઓ ને મહાશિલાઓને અવલંબીને ) પગ મૂકી ઉપાડીને ઉપર ચડવાની તેમ જ નીચે ઉતરવાની શક્તિ તે શ્રેણિચારણ લબ્ધિ.

અગ્નિની બળતી જ્વાલાઓ ઉપર એટલે શિખાઓ ઉપર પગ ઉપાડી મૂકીને આકાશમાં ગમન કરે તો પણ અગ્નિના જીવોને પીડા ન ઉપજે એવી ચાલવાની શક્તિ તે અગ્નિશિખાચારણ લબ્ધિ અથવા શિખાચારણ લબ્ધિ કહેવાય. આ લબ્ધિવડે મુનિ અગ્નિશિખા ઉપર અંગ મૂકે તો પણ પગ દાઝે નહિ.

ધૂમાડો ઉપર જાય અથવા તીરછો-આડો જાય તો પણ તે ધૂમાડાના આલંબનવડે આકાશમાં અસ્ખલિત ગતિ કરવાની જે શક્તિ તે ધૂમચારણ લબ્ધિ.

ધૂમસ કે જે જળનું રૂપાન્તર છે તેને અવલંબીને અને ધૂમસના અપ્કાય જીવોને કંઇ પણ પીડા ઉપજાવ્યા વિના આકાશમાં ગતિ કરવાની જે શક્તિ તે નિહારચારણ લબ્ધિ.

અવશ્યાય એટલે ઠાર અથવા ઝાકળ તેના અપ્કાય જીવોને કંઇપણ પીડા ઉપજાવ્યા વિના તે ઝાકળને અવલંબીને આકાશમાં ગતિ કરવાની જે શક્તિ તે અવશ્યાયચારણ લબ્ધિ.

આકાશમાં ચઢી આવેલાં પાણીવાળા વાદળાંનાં અપ્કાય જીવોને કંઇપણ પીડા ઉપજાવ્યા વિના તે વાદળાંને અવલંબીને આકાશમાં ગમન કરવાની જે શક્તિ તે મેઘચારણ લબ્ધિ.

મેઘ વર્ષતો હોય તે વખતે મેઘની જળધારાના અપ્કાય જીવોને કંઇ પણ પીડા ઉપજાવ્યા વિના જળધારાઓને અવલંબીને ગગનમાં ગમન કરવાની જે શક્તિ તે વારિધારાચારણ લબ્ધિ.

કુબ્જ વૃક્ષોના ( વાંકાચૂકા વૃક્ષોના ) આંતરાઓમાં કરોળીયા જીવો જાળ ગૂંથે છે તે જાળ ઉપર પગ મૂકી ઉપાડીને ચાલવા છતાં જાળનો એક તંતુ પણ તૂટે નહિ એવી રીતે આકાશમાં ચાલવાની જે શક્તિ તે મર્કટતંતુચારણ લબ્ધિ.

ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર ને તારા વિગેરે કોઇ પણ તેજસ્વી પદાર્થનાં તેજનાં

કિરણો ઉપર પગ મૂકી ઉપાડીને તેજ કિરણોના આલંબનથી આકાશમાં ગમન કરવાની જે શક્તિ તે જ્યોતિરશ્મિચારણ લબ્ધિ. એમાં જ્યોતિ એટલે તેજ, તેનાં રશ્મિ એટલે કિરણો તે જ્યોતિરશ્મિ એ શબ્દાર્થ છે. શ્રી ગૌતમસ્વામી અષ્ટાપદ પર્વત ઉપર સૂર્યનાં કિરણો અવલંબીને ચઢ્યા હતા; એમ જે પ્રસિદ્ધિ છે તે આ જ્યોતિરશ્મિચારણ લબ્ધિથી જ ચઢ્યા હતા.

તથા વાયુ ઊર્ધ્વ વાતો હોય અથવા તીર્છો ( વાંકો ) વાતો હોય, ઉપટ ગતિએ વાતો હોય, સીધી ગતિએ વાતો હોય કે કોઇ પણ દિશામાં વાતો હોય તો તે દિશા તરફની વાયુશ્રેણીને અવલંબીને તે ઉપર પગ ઉપાડી મૂકીને ભૂમિવત્ આકાશમાં અસ્ખલિત ગતિએ ગમન કરવાની જે શક્તિ તે વાયુચારણ લબ્ધિ. આ લબ્ધિવાળા મુનિવરો વાયુશ્રેણિની ઉપર ચાલતાં વાયુકાયની વિરાધના ન થાય તે રીતે ચાલે એમ સમજવું.

૧૧. આશી એટલે દાઢ-દાંત, તેમાં વિષ એટલે ઝેર જેવી શક્તિ તે આશીવિષ લબ્ધિ કહેવાય. એટલે જે લબ્ધિવડે મુનિના દાંત દાઢોમાં ઝેર જેવી શક્તિ ઉત્પન્ન થાય, કે જેથી બીજાને શિક્ષા કરવા માટે દાંત દેતા ( મારતાં-કરડતાં ) તે જીવ મરણ પામી જાય. આ લબ્ધિ સર્પ તથા વીંછી વિગેરેના જેવું કાર્ય કરે છે, કારણ કે સર્પ અને વીંછી વિગેરે ઝેરી જાનવરો કરડવાથી જેમ બીજો જીવ મરણ પામે છે તેમ આ મુનિની દાઢો પણ બીજાને તેવી જ રીતે ઝેર પરિણમાવે છે અને તે જીવ મરણ પામે છે. અહિં વિષના બે ભેદ જાણવા તે આ પ્રમાણે—

( ૧ ) કર્મવિષ અને ( ૨ ) જાતિવિષ.

કર્મ એટલે ચારિત્રક્રિયા અથવા કર્મનો ક્ષયોપશમ તેથી ઉત્પન્ન થતી વિષસાધ્ય શક્તિ એટલે ઝેરનું કાર્ય કરે એવી જે શક્તિ તે કર્મવિષલબ્ધિ કહેવાય. અને ભવના હેતુથી જન્મતાં જ ઝેરનું કાર્ય કરનારી જે શક્તિ હોય તે જાતિવિષલબ્ધિ કહેવાય. ત્યાં સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્ત તિર્યંચો અને ગર્ભજ પર્યાપ્ત મનુષ્યો તથા ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને સૌધર્મથી સહસ્રાર કલ્પ સુધીના ( આઠમા દેવલોક સુધીના ) દેવો એ સર્વને કર્મવિષ હોય છે, કારણ કે તિર્યંચ પંચેન્દ્રિય જીવોને દેશવિરતિ ચારિત્ર હોવાથી તેવા પ્રકારની તપશ્ચર્યાના બળથી આશીવિષલબ્ધિ ઉત્પન્ન થાય છે અને ગર્ભજ મનુષ્યોમાં તો ચારિત્રવંત મુનિને તપશ્ચર્યાદિના પ્રભાવે અનેક લબ્ધિઓ પ્રગટ થાય છે એ પ્રસિદ્ધ જ છે. ભવનપતિથી સહસ્રાર સુધીના દેવોને જો કે તપશ્ચર્યાદિ વ્રતગુણ નથી; પરન્તુ પૂર્વભવમાં ચારિત્રારાધનથી તપશ્ચર્યાદિ ગુણવડે આશિવિષ લબ્ધિ ઉત્પન્ન કરી હોય અને તે મુનિ કાળ કરીને દેવ થાય તો દેવપણામાં અપર્યાપ્ત અવસ્થામાં અન્તર્મુહૂર્ત્ત સુધી એ લબ્ધિ હોય છે, પર્યાપ્ત થયા બાદ એ લબ્ધિ નાશ પામે છે. તેથી એ દેવોને આશીવિષ લબ્ધિ અપર્યાપ્ત અવસ્થામાં હોય છે. વળી પર્યાપ્ત એવા

તે દેવો જો કે બીજા જીવોને ઝેર ઉપજાવવા જેવી શક્તિવાળા હોય છે પરન્તુ એ શકિત તે આશીવિષ લબ્ધિ તરીકે ન ગણાય, કારણ કે લબ્ધિ એ ગુણપ્રત્યયિક છે તેથી તપશ્ચર્યાદિ ગુણના હેતુવાળી હોય અને દેવોની વિષસાધ્ય શક્તિ તો ભવપ્રત્યયિક છે એટલે દેવભવના હેતુવાળી હોય માટે એ શક્તિ લબ્ધિ તરીકે ન ગણાય એ પ્રમાણે ટૂંકામાં બીના જણાવી. હવે જાતિવિષની બીના આ પ્રમાણે જાણવી.

સર્પ, અજગર, વીંછી, ગિરોલી, દેડકા વિગેરે ક્ષુદ્ર જંતુઓમાં તથા મનુષ્યોમાં જે તેવી શકિત હોય તે ભવપ્રત્યયે હોવાથી જાતિવિષ છે. અને એ કારણથી એ જીવો ઝેરી જંતુ તરીકે ઓળખાય છે. એ જાતિવિષ (૧) વીંછી (૨) દેડકો (૩) સર્પ ને (૪) મનુષ્યના ભેદથી ચાર પ્રકારનું છે.

**પ્રશ્ન**—દેવોને જેમ ભવપ્રત્યયિક વિષસાધ્ય શકિત કહી તેમ આ જીવોને પણ ભવપ્રત્યયથી વિષ કહ્યું તો દેવો પણ જાતિવિષવાળા ખરા કે નહિ ?

**ઉત્તર**—ના, કારણ કે દેવોનાં શરીર અથવા વૈક્રિય શરીરના અવયવો વિષમય હોતા નથી, તેથી તેઓ જાતિવિષવાળા ન ગણાય, અને સર્પાદિકનાં તો દાંત વિગેરે અવયવો અથવા આખું શરીર પણ વિષમય હોય છે માટે વિષમય દેહવાળા સર્પાદિ જીવોને જ જાતિવિષ હોય.

સર્પાદિકના વિષની ઉત્કૃષ્ટ વ્યાપ્તિ ( ફેલાવો ) આ પ્રમાણે જાણવી—

વીંછીનું ઝેર ઉત્કૃષ્ટથી અર્ધ ભરતક્ષેત્રપ્રમાણ શરીરમાં સર્વત્ર વ્યાપ્ત થઈ શકે છે.

દેડકાનું ઝેર ઉત્કૃષ્ટથી સંપૂર્ણ ભરતક્ષેત્રપ્રમાણ શરીરમાં સર્વત્ર વ્યાપ્ત થઈ શકે છે.

સર્પનું ઝેર ઉત્કૃષ્ટથી જંબૂદ્વીપ જેવડા શરીરને વિષ વ્યાપ્ત કરી શકે છે, અને

મનુષ્યનું ઝેર ઉત્કૃષ્ટથી અઢીદ્વીપ પ્રમાણ શરીરને વિષમય બનાવી શકે છે.

૧૨. જે જ્ઞાનલબ્ધિવડે લોક અને અલોકના સર્વે પદાર્થોના સર્વે ભાવ ( સર્વ પર્યાયો ) એટલે ત્રણે કાળમાં વર્તેલા, વર્તનારા અને વર્તશે તે સર્વ દ્રવ્યગુણપર્યાયને એક જ સમયમાં જાણવાની જે શક્તિ તે કેવળજ્ઞાન લબ્ધિ કહેવાય. આ લબ્ધિના ફલરૂપ જ્ઞાન પણ ઇન્દ્રિયો અને મનની મદદ વિનાનું આત્મસાક્ષાત ( પ્રત્યક્ષ ) હોય છે.

૧૩. જેનાવડે ગણધરપણું પ્રાપ્ત થાય તે ગણધર લબ્ધિ.

૧૪. જે લબ્ધિવડે ચૌદપૂર્વરૂપ શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય તે પૂર્વધર લબ્ધિ

૧૫. જે લબ્ધિવડે તીર્થંકર પદવી પ્રાપ્ત થાય તે તીર્થંકર લબ્ધિ

આ લબ્ધિના પ્રભાવે જીવને ત્રણ ભુવનમાં પૂજનિકપણું પ્રાપ્ત થાય છે, ઇન્દ્રાદિ દેવો ભક્તિથી સમવસરણાદિ ઋદ્ધિ વિકુર્વે છે અને તેમાં બેસીને પ્રભુ શ્રી તીર્થંકર દેવ ગ્લાનિ પામ્યા વિના સર્વ જીવોને ઉપકાર કરવાની બુદ્ધિએ ધર્મોપદેશ આપે છે. ચોત્રીશ અતિશયો અને વચનના પાંત્રીશ ગુણો પ્રાપ્ત થાય છે. સમવસરણ ન હોય

તો પણ અષ્ટમહાપ્રાતિહાર્ય( અશોકવૃક્ષ આદિ )ની ઋદ્ધિ તો સર્વદા સાથે જ હોય છે. જઘન્યથી પણ એક ક્રોડ દેવો ભક્તિમાં રહે છે, આવી મહા પ્રભાવવાળી લબ્ધિ તે તીર્થંકર લબ્ધિ કહેવાય. આ પદવીથી પરમશ્રેષ્ઠ પદવી સંસારમાં બીજી કોઇ નથી. એ પદવી ચૌદ રાજમાં વર્તતા સર્વ દુ:ખી જીવોને સુખી કરવાની પરમ શુભ ભાવના તથા સમ્યગ્દર્શનાદિ ગુણોથી પ્રાપ્ત થાય છે અને એ પદવીની પ્રાપ્તિમાં કારણભૂત તીર્થંકરનામકર્મ તે પાછલા ત્રીજા ભવમાં ઉત્તમ મનુષ્ય નિકાચિત-સ્વરૂપે બાંધે છે.

૧૬. જે લબ્ધિથી ચક્રવર્તીપણું મળે તે ચક્રવર્તી લબ્ધિ કહેવાય. આ લબ્ધિવંત ભવ્ય જીવોને ચક્ર આદિ ૧૪ રત્નોની પ્રાપ્તિ, ૯ નિધિની પ્રાપ્તિ અને છ ખંડનું રાજ્ય પ્રાપ્ત થાય છે.

[ ચક્રવર્તીની ઋદ્ધિ વિકુર્વી શકે એવી વૈક્રિયશક્તિ પણ ચક્રવર્તી લબ્ધિ તુલ્ય લબ્ધિ કહેવાય એમ કોઇક માને છે. ]

૧૭. જે લબ્ધિથી બળદેવપણું પ્રાપ્ત થાય તે બળદેવ લબ્ધિ કહેવાય. આ લબ્ધિવંત જીવ વાસુદેવના મોટા ભાઇ તરીકે ઉત્પન્ન થાય છે અને વાસુદેવનું રાજ્ય તેમ જ બળદેવનું રાજ્ય ત્રણ ખંડ જેટલું ગણાય છે, પરન્તુ બળદેવનું જુદું રાજ્ય હોતું નથી. બળદેવનું બલ વાસુદેવથી અડધું હોય છે. જેમ રામ એ બળદેવ છે ને લક્ષ્મણ વાસુદેવ છે અથવા કૃષ્ણ વાસુદેવ છે અને બલભદ્ર બળદેવ છે.

૧૮. જેથી વાસુદેવપણું પ્રાપ્ત થાય તે વાસુદેવ લબ્ધિ કહેવાય. આ લબ્ધિવંત ભવ્યજીવોને ચક્ર વગેરે સાત રત્નો હોય છે, અને રાજ્ય ત્રણ ખંડનું હોય છે. [ વાસુદેવ બળદેવના જેવી ઋદ્ધિ વિકુર્વવાની જે શકિત તે વાસુદેવલબ્ધિ તુલ્ય લબ્ધિ અને બળદેવલબ્ધિ તુલ્ય લબ્ધિ કહેવાય, એમ પણ માનવામાં આવે છે. ]

૧૯. આશ્રવ લબ્ધિ તે ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ ને ઘૃતાશ્રવ એમ ત્રણ પ્રકારની છે, ઉપલક્ષણથી ઇક્ષ્વાશ્રવાદિ લબ્ધિ પણ જાણવી. જે મુનિનાં વચન દુગ્ધના જેવાં મીઠાં લાગે તે ક્ષીરાશ્રવ લબ્ધિ કહેવાય. મધુ એટલે સાકર વિગેરે મધુર દ્રવ્યના જેવા મીઠાં લાગે તે મધ્વાશ્રવ લબ્ધિ કહેવાય. તેમજ ઘી સરખા મધુર હોય તે ઘૃતાશ્રવ લબ્ધિ કહેવાય. તથા ઉપલક્ષણથી શેલડીના રસ સરખા મધુર વચન હોય તે ઇક્ષ્વાશ્રવ લબ્ધિ કહેવાય. અને અમૃત જેવાં વચન હોય તે અમૃતાશ્રવ લબ્ધિ કહેવાય ઇત્યાદિ. આ લબ્ધિ શ્રી વજ્રસ્વામીને પણ હતી. અથવા જે મુનિના પાત્રમાં પડેલો તુચ્છ આહાર પણ દુગ્ધ વિગેરેની જેવો મધુર બની જાય તે પણ ક્ષીરાશ્રવાદિ લબ્ધિ કહેવાય.

૨૦. કોષ્ટમાં એટલે કોઠામાં ( અનાજ ભરવાના મોટા કોઠારમાં ) નાખેલું ધાન્ય જેમ વર્ષો સુધી વિનાશ પામતું નથી અને તેવી સ્થિતિમાં કાયમ રહે છે તેમ જેથી મુનિના હૃદયમાં ઉતરેલ સૂત્રાર્થો દીર્ઘકાળ પર્યન્ત સ્થિર રહે છે પણ ભૂલાતા નથી તે કોષ્ટબુદ્ધિ લબ્ધિ.

૨૧. જે લબ્ધિથી કોઇ પણ ગ્રંથનું પહેલું, વચલું કે છેલ્લું એક પદ સાંભળીને તેને અનુસરતાં સર્વ શ્રુતનું જ્ઞાન થઇ જાય તે પદાનુસારિણી લબ્ધિ કહેવાય. એમાં જેથી ગ્રન્થની શરૂઆતનું પદ સાંભળીને સંપૂર્ણ ગ્રન્થનો બોધ થાય તે અનુશ્રોતપદાનુસારિણી લબ્ધિ કહેવાય, છેલ્લા પદને સાંભળીને સંપૂર્ણ ગ્રન્થનો બોધ જેથી થાય તે પ્રતિશ્રોતપદાનુસારિણી લબ્ધિ કહેવાય અને જેથી ગ્રંથના વચલા કોઈપણ પદને સાંભળીને સંપૂર્ણ ગ્રન્થનો બોધ થાય તે ઉભયપદાનુસારિણી લબ્ધિ કહેવાય.

૨૨. જે લબ્ધિવડે બીજભૂત એવા એક જ અર્થપદને સાંભળીને બીજું સર્વ શ્રુત યથાર્થ જાણે તે બીજબુદ્ધિ લબ્ધિ કહેવાય. આ પ્રકારની લબ્ધિ ગણધર ભગવંતોને અવશ્ય હોય છે, કારણ કે શ્રી તીર્થંકર પ્રભુના મુખથી '**उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा**' એ અર્થપદવડે એટલે પર્યાયાસ્તિક નયની અપેક્ષાએ વસ્તુ ઉત્પન્ન થાય છે અને વસ્તુ વિનાશ પામે છે. તેમ દ્રવ્યાસ્તિકનયની અપેક્ષાએ વસ્તુ સ્થિર પણ રહે છે એ આપેક્ષિક ગંભીરાર્થક ત્રણ પદવડે ગણધર મહારાજ દ્વાદશાંગીરૂપ બાર અંગની સૂત્રરચના કરે છે.

૨૩. જે લબ્ધિવડે ક્રોધમાં આવેલા મુનિ અનેક યોજન પ્રમાણ ક્ષેત્રમાં રહેલ પોતાના શત્રુ વિગેરે પદાર્થોને બાળવામાં સમર્થ એવું અતિ તીવ્ર તેજ એટલે-અગ્નિ જેવા ઉષ્ણ પુદ્ગલો ફેંકવાની શક્તિવાળા હોય છે તે તેજોલેશ્યા લબ્ધિ.

૨૪. આહારક શરીર બનાવવાની જે શક્તિ તે આહારક લબ્ધિ કહેવાય. આ લબ્ધિવડે ચૌદપૂર્વધર મુનિ એક હાથ પ્રમાણનું શરીર બનાવી સૂક્ષ્મ શ્રુતશંકા ટાળવાને અર્થે અથવા શ્રીજિનેશ્વરની સમવસરણાદિ ઋદ્ધિ દેખવાને માટે વિચરતા તીર્થંકર પ્રભુ પાસે મોકલી કાર્યસમાપ્તિ થયે એ દેહનું વિસર્જન કરે છે.

૨૫. તેજોલેશ્યાથી વિપરીત લબ્ધિ તે શીતલેશ્યા લબ્ધિ. આ લબ્ધિવડે બળતા જીવાદિ પદાર્થો જળના છંટકાવની માફક શાન્ત થઇ જાય છે.

૨૬. જે લબ્ધિવડે ભવ્યજીવ વિવિધ પ્રકારની ક્રિયાઓ કરવાની શક્તિવાળું વૈક્રિય શરીર બનાવી શકે તે વૈક્રિય લબ્ધિ કહેવાય અને તે અનેક પ્રકારની છે એટલે તે (૧) અણુત્વ, (૨) મહત્ત્વ, (૩) લઘુત્વ, (૪) ગુરૂત્વ, (૫) પ્રાપ્તિ, (૬) પ્રાકામ્ય, (૭) ઇશિત્વ, (૮) વશિત્વ, (૯) અપ્રતિઘાતિત્વ, (૧૦) અન્તર્ધાનત્વ અને (૧૧) કામરૂપિત્વ વિગેરે ભેદે અનેક પ્રકારની છે. તે આ પ્રમાણે—

(૧) જેથી અણુ જેવડું એટલે અત્યંત બારીક શરીર બનાવી શકાય તે અણુત્વ વૈક્રિય લબ્ધિ કહેવાય. આ લબ્ધિવડે બનાવેલા સૂક્ષ્મ શરીરથી કમળની નાળના છિદ્રમાં પણ દાખલ થઇ શકાય છે, અને ત્યાં રહી ચક્રવર્તીના ભોગ જેવા ભોગ ભોગવી શકે છે. તથા (૨) મેરુપર્વત એક લાખ યોજન ઊંચો છે ને ૧૦ હજાર ૯૦ યોજન જાડો છે તેનાથી પણ મહત્ એટલે મોટું શરીર બનાવવાની

શક્તિ તે મહત્ત્વ વૈક્રિય લબ્ધિ. તથા (૩) વાયુથી પણ લઘુ એટલે હલકું શરીર બનાવવાની શક્તિ તે લઘુત્વ વૈક્રિય લબ્ધિ. (૪) તથા જે લબ્ધિના પ્રભાવે વજ્રથી પણ અતિ ભારે શરીર બનાવે કે જેને ઇન્દ્રાદિ દેવો પણ પોતાના ઉત્કૃષ્ટ બળથી ઉપાડી શકે નહિ એવું ગુરૂ એટલે ભારે શરીર બનાવવાની શક્તિ તે ગુરૂત્વ વૈક્રિય લબ્ધિ કહેવાય. તથા (૫) જેના પ્રભાવે ભૂમિ ઉપર રહીને પણ હાથ એટલો બધો લંબાવે કે જેથી મેરુપર્વતના શિખરના અગ્રભાગને પ્રાપ્ત થાય એટલે સ્પર્શે તે પ્રાપ્તિત્વવૈક્રિય લબ્ધિ કહેવાય. તથા (૬) જેના પ્રભાવે જેમ જળમાં પ્રવેશ કરે તેમ ભૂમિમાં પ્રવેશ કરી ચાલવાની શક્તિ તેમ જ પાણીમાં જેમ ડૂબીને ઉપર તરી આવે તેમ ભૂમિમાં પણ ડૂબીને ઉપર તરી આવે તે પ્રાકામ્ય લબ્ધિ કહેવાય. (૭) તથા તીર્થંકરની અને ઇન્દ્રની (ઉપલક્ષણથી ચક્રવર્ત્યાદિકની) ઋદ્ધિ વિકુર્વવાની–રચવાની જે શક્તિ તે ઈશિત્વ લબ્ધિ કહેવાય. તથા (૮) સર્વ જીવોને વશ કરવાની જે લબ્ધિ તે વશીત્વ લબ્ધિ કહેવાય તથા (૯) જેમ ખુલ્લા માર્ગમાં અસ્ખલિત ગમન થાય છે તેમ વચ્ચે પર્વતાદિ નડતર આવવા છતાં પણ અસ્ખલિત ગમન કરવાની જે શક્તિ તે અપ્રતિઘાતિત્વ વૈક્રિય લબ્ધિ કહેવાય. તથા (૧૦) અદશ્ય (જોઇ શકાય નહિ તેવા) થઇ જવાની શકિત તે અન્તર્ધાન વૈક્રિયલબ્ધિ કહેવાય અને (૧૧) એક સાથે અનેક પ્રકારનાં વિવિધ રૂપ બનાવવાની શકિત તે કામરૂપિત્વ વૈક્રિય લબ્ધિ કહેવાય.

૨૭. જે લબ્ધિના પ્રભાવે અનેક વસ્તુ આપવા છતાં પણ ખૂટે નહિં તે અક્ષીણ લબ્ધિ બે પ્રકારની છે: (૧) અક્ષીણ મહાનસ લબ્ધિ અને (૨) અક્ષીણ મહાલય લબ્ધિ. તેમાં (૧) જે લબ્ધિના પ્રભાવે પાત્રમાં અલ્પ આહાર વિગેરે હોય તો પણ તે આહાર વિગેરે ઘણા જણને આપવા છતાં ખૂટે નહિં તે અક્ષીણ મહાનસી લબ્ધિ કહેવાય. જેમ શ્રી ગૌતમસ્વામીએ અલ્પ ક્ષીરથી પણ પોતે અષ્ટાપદ પર્વતની યાત્રા કરીને પાછા વળતા નીચે રહેલા ૧૫૦૦ તાપસોને પારણું કરાવ્યું હતું. અને (૨) પરિમિત ભૂમિમાં પણ અસંખ્ય દેવો, તિર્યંચો અને મનુષ્યો પોતપોતાના પરિવાર સહિત સમાઇ શકે અને પરસ્પર એક બીજાને બાધા (સંકડાશ) ન ઉપજે તે અક્ષીણ મહાલય લબ્ધિ કહેવાય. જેમ તીર્થંકર પ્રભુના સમવસરણમાં પરિમિત ભૂમિમાં પણ અસંખ્ય દેવાદિકનો સમાવેશ થાય છે. તે તીર્થંકર પરમાત્માના પ્રભાવથી જ બને છે.

૨૮. જે શકિતવડે ચક્રવર્તીનું સૈન્ય પણ ચૂર્ણ કરી નાખે તે પુલાક લબ્ધિ કહેવાય કહ્યું છે કે—

संघाइयाण कज्जे, चुणिज्जा चक्कवट्टिमवि जीए ।
तीए लद्धिइ जुओ, लद्धिपुलाओ मुणेयव्वो ॥ १ ॥

અર્થ:—સંઘના અને શાસન વિગેરેના કાર્ય માટે પ્રસંગ આવ્યે જે લબ્ધિવડે ચક્રવર્તીને પણ ચૂર્ણ કરી નાખે તે લબ્ધિપુલાક મુનિ જાણવા.

આ પ્રમાણે અઠ્ઠાવીશ લબ્ધિરૂપ મહર્દ્ધિઓ ઉપરાન્ત બીજી પણ મહાન્ ઋદ્ધિઓ છે તે આ પ્રમાણે—

શ્રુતજ્ઞાનાવરણના અને વીર્યાન્તરાય કર્મના ઉત્કૃષ્ટ ક્ષયોપશમથી જેઓને અસાધારણ મહાબુદ્ધિ પ્રાપ્ત થઇ છે તેઓ દ્વાદશાંગી અને ચૌદપૂર્વ ન ભણ્યા હોય તોપણ જે જે ભાવાર્થો ચૌદપૂર્વધર જ્ઞાનીઓ નિરૂપણ કરે તે તે ( વિચારમાં ન ઊતરી શકે એવા ) દુર્ગમ ભાવાર્થો જાણવામાં જે મુનિઓ અતિ નિપુણ હોય છે તે પ્રાજ્ઞશ્રમણ કહેવાય છે, આ પણ એક પ્રકારની ઋદ્ધિવિશેષ છે.

વળી કેટલાક મુનિમહાત્માઓ દશપૂર્વ ભણીને રોહિણી પ્રજ્ઞપ્તિ આદિ મોટી વિદ્યાઓ વિગેરેથી તેમ જ અંગુષ્ટપ્રસેનિકા વિગેરે નાની વિદ્યાઓથી પ્રાપ્ત થયેલ ઘણી ઋદ્ધિઓને આધીન ન થયા છતાં કેવળ વિદ્યાવેગને ધારણ કરવાથી ( વિદ્યાપાઠથી સિદ્ધ શક્તિ માત્રને ધારણ કરવાથી ) તે મુનિઓ વિદ્યાધરશ્રમણ કહેવાય છે. એ વિદ્યાઓ પણ એક પ્રકારની ઋદ્ધિવિશેષ જ છે. એ તથા જ્ઞાનાવરણના અને વીર્યાન્તરાય કર્મના અસાધારણ ક્ષયોપશમવડે વસ્તુઓ ઉદ્ધરીને અન્તર્મુહૂર્ત્ત માત્રમાં સર્વશ્રુતસમુદ્રનું અવગાહન કરવાની એટલે વિચારવાની-ચિંતવવાની જે શકિત તે મનોલબ્ધિ કહેવાય.

તથા સર્વ શ્રુતજ્ઞાનની વસ્તુઓને અન્તર્મુહૂર્ત્ત માત્રમાં ઉચ્ચારવાની ( બોલવાની ) જે શક્તિ તે વચનલબ્ધિ. આ લબ્ધિથી અન્તર્મુહૂર્ત્ત માત્રમાં ચૌદપૂર્વનું પરાવર્તન ( આવૃત્તિ ) થાય છે, અથવા પદ, વાકય અને અલંકાર યુક્ત વચનોને મોટા સ્વરે ઉચ્ચારવા છતાં પણ વાણીની ધારા અસ્ખલિત ચાલે, વચમાં એક પણ અક્ષરાદિ ત્રુટે નહિ, તેમ જ કંઠ પણ જેવો પ્રારંભમાં હોય તેવી જ શક્તિવાળો પર્યન્ત સુધી રહે એવી ઉચ્ચારશક્તિ અને કંઠશક્તિ તે વચનલબ્ધિ કહેવાય

તથા કાયા સંબંધી વીર્યાન્તરાયના અસાધારણ ક્ષયોપશમથી કઇક દિવસો સુધી અને મહિનાઓ સુધી કાઉસ્સગ્ગ ધ્યાને નિશ્ચલ ઊભા રહે અથવા બેઠા રહે તો પણ પરિશ્રમ ન લાગે એવી અપૂર્વ કાયશક્તિ તે કાયલબ્ધિ કહેવાય.

અહીં દષ્ટાંત એ સમજવું કે—ભરતચક્રવર્તીના ભાઇ શ્રી બાહુબલી મુનિ એક વર્ષ સુધી કાઉસ્સગ્ગ ધ્યાને વનમાં નિશ્ચલ ઊભા રહ્યા હતા, શરીરે વેલડીઓ વીંટાઇ ગઇ હતી, અને એ વેલડીઓમાં પક્ષીઓએ માળા પણ બાંધ્યા હતા છતાં શ્રી બાહુબલિ મુનિને એ ધ્યાનમાં પરિશ્રમ-થાક ન લાગ્યો એવી જે અપૂર્વ કાયશક્તિ તે કાયલબ્ધિ અથવા કાયયોગલબ્ધિ કહેવાય.

## ભવ્ય સ્ત્રીઓને ૧૮ લબ્ધિઓ હોય.

ઉપર કહેલી અઠ્ઠાવીશે લબ્ધિઓ ભવ્ય પુરુષોને હોય છે, અને ભવ્ય સ્ત્રીઓને ( ૧ ) અરિહંતલબ્ધિ ( ૨ ) ચક્રવર્તીલબ્ધિ ( ૩ ) વાસુદેવલબ્ધિ ( ૪ ) બળદેવલબ્ધિ ( ૫ ) સંભિન્નશ્રોતલબ્ધિ ( ૬ ) ચારણલબ્ધિ ( ૭ ) પૂર્વધરલબ્ધિ ( ૮ ) ગણધર-

# અપરિચિત તેત્રીશ આશાતના.

શ્રી ગુરુવંદનભાષ્યમાં ગુરુની તેત્રીશ આશાતનાઓ કહી છે, પરંતુ શ્રમણ-સૂત્રમાં તેથી જુદા પ્રકારે ૩૩ આશાતનાઓ કહી છે તે ખાસ જાણવા યોગ્ય તેમ જ તજવા યોગ્ય હોવાથી અહીં લખી છે.

| | |
|---|---|
| ૧ અરિહંતની આશાતના | ૨ સિદ્ધની આશાતના |
| ૩ આચાર્યની આશાતના | ૪ ઉપાધ્યાયની આશાતના |
| ૫ સાધુની આશાતના | ૬ સાધ્વીની આશાતના |
| ૭ શ્રાવકની આશાતના | ૮ શ્રાવિકાની આશાતના |
| ૯ દેવની આશાતના | ૧૦ દેવીની આશાતના |

આ દશની આશાતના તેમના અવર્ણવાદ બોલવાથી લાગે છે.

૧૧. આ લોકની આશાતના અને

૧૨. પરલોકની આશાતના, તે સંબંધી અસત્પ્રરૂપણા કરવાથી લાગે છે.

૧૩. શ્રુતની આશાતના–આ બધું શ્રુત પ્રાકૃત ભાષામાં જ રચેલું છે ઇત્યાદિ શબ્દોવડે તેના અવર્ણવાદ બોલવાથી લાગે છે.

૧૪. દેવ, મનુષ્ય અને અસુર સહિત ત્રણ લોકની આશાતના–તેની અસત્પ્રરૂપણા કરવાથી લાગે છે.

૧૫. પ્રાણ, ભૂત, જીવ ને સત્ત્વની આશાતના–પ્રાણ એટલે બેઇંદ્રિયાદિ,

---

લબ્ધિ (૯) પુલાકલબ્ધિ અને (૧૦) મનઃપર્યવજ્ઞાનલબ્ધિ એ ૧૦ લબ્ધિઓ ન હોય, તેથી બાકીની ૧૮ લબ્ધિઓ હોય છે. અનન્ત કાળે કોઇ કોઇ વખત અછેરા-રૂપે સ્ત્રી જો કે તીર્થંકર થાય છે પરન્તુ તે આશ્ચર્યમાં ગણવાથી સ્ત્રીને તીર્થંકર-લબ્ધિ ન હોય એમ કહ્યું છે. શેષ ૯ લબ્ધિઓ તો આશ્ચર્ય તરીકે પણ હોતી નથી.

અભવ્ય પુરુષોને ૧૫ લબ્ધિ, ને અભવ્ય સ્ત્રીઓને ૧૪ લબ્ધિ હોય છે.

અભવ્ય પુરુષોને ઉપર કહેલી ૧૦ લબ્ધિઓ કે જે ભવ્ય સ્ત્રીઓને નથી હોતી તે ઉપરાન્ત કેવલીલબ્ધિ, ઋજુમતિ મનઃપર્યવજ્ઞાનલબ્ધિ અને વિપુલમતિ મનઃ-પર્યવજ્ઞાનલબ્ધિ એ ત્રણ લબ્ધિઓ પણ હોય નહિ તેથી તેમને (અભવ્ય પુરુષોને) ૧૩ લબ્ધિઓ સિવાયની બાકીની ૧૫ લબ્ધિઓ હોય છે, અને એ ૧૩ ઉપરાન્ત આશ્રવલબ્ધિ (મધ્વાદિ આશ્રવલબ્ધિ) સહિત ૧૪ લબ્ધિ અભવ્ય સ્ત્રીઓને હોય નહિ તેથી એ સિવાયની ૧૪ લબ્ધિઓ અભવ્ય સ્ત્રીઓને હોય છે. (ચાલુ)

શ્રી વિજયપદ્મસૂરિ



ભૂત તે વનસ્પતિ, જીવ તે પંચેંદ્રિય અને સત્ત્વ તે વનસ્પતિ સિવાયના ચાર એકેંદ્રિય તેની હિંસા કરવાથી લાગે છે.

૧૬. કાળની આશાતના-તે સંબંધી અસતપ્રરૂપણા કરવાથી લાગે છે.

૧૭. શ્રુતની આશાતના-જો જ્ઞાન મોક્ષનું કારણ છે તો તેને ભણવામાં કાળ અકાળ શા સારુ જોઈએ ? નિરંતર શા માટે ન ભણાય ? આમ બોલવું તે શ્રુતની આશાતના છે.

૧૮. શ્રુતદેવતાની આશાતના-તેના અવર્ણવાદ બોલવાથી લાગે છે.

૧૯. વાચનાચાર્યની આશાતના-તેમના અવર્ણવાદ બોલવાથી લાગે છે.

૨૦ થી ૩૩ સુધીની ૧૪ આશાતના સૂત્ર ભણવું અને ભણાવવું તે સંબંધી છે, તે આ પ્રમાણે:—

૨૦. વ્યાવિદ્ધં-તે ઉતાવળે એકબીજા અક્ષરો મળી જાય તેમ બોલવું અથવા વિપરીત બોલવું તે.

૨૧. વ્યત્યામ્રેડિતં-એક બીજા આળાવા મેળવીને બોલવું તે રત્નની માળામાં આઘા પાછા નાના મોટા મણકા ગોઠવવાની જેમ સમજવું.

૨૨. હીનાક્ષરં-હીન એટલે ઓછા અક્ષરો બોલવા તે.

૨૩. અત્યક્ષરં-વધારે અક્ષરો બોલવા તે.

૨૪. પદહીનં-એક બે પદવડે હીન બોલવું તે.

૨૫. વિનયહીનં-વિનય વિના ભણવું તે.

૨૬. યોગહીનં-યોગ વહ્યા વિના ભણવું તે.

૨૭. ઘોષહીનં-ઉદાત્તાદિ ઘોષ રહિત બોલવું તે.

૨૮. સુષ્ઠુદત્તં-ગુરુએ સારી રીતે એટલે શકિતના પ્રમાણમાં બરાબર દીધું હોય છતાં 'ગુરુએ બરાબર આપ્યું-શીખવ્યું નથી' એમ કહેવું તે.

૨૯. દુષ્ઠુપ્રતીચ્છિતં-શિષ્યે દુષ્ટ હૃદયથી ગ્રહણ કર્યું તે. વિનય વિવેકપૂર્વક ન લીધું તે.

૩૦. અકાલે કૃતઃ સ્વાધ્યાયઃ-અકાળે સ્વાધ્યાય કર્યો તે.

૩૧. કાળે ન કૃતઃ-સ્વાધ્યાયઃ-કાળે સ્વાધ્યાય ન કર્યો તે.

૩૨. અસ્વાધ્યાયિતે સ્વાધ્યાયિતં-અસ્વાધ્યાય છતે સ્વાધ્યાય કર્યો તે.

૩૩. સ્વાધ્યાયિતે ન સ્વાધ્યાયિતં-સ્વાધ્યાયનો કાળ છતે સ્વાધ્યાય ન કર્યો તે

આ ચૌદે શ્રુતની આશાતના છે. તે ભણવા ભણાવવાને તેમ જ બોલવાને અંગે લાગે છે તેનો અવશ્ય ત્યાગ કરવો.

કુંવરજી

# સાચી ક્ષમાપના

અત્યુત્તમ પર્યુષણુ પર્વની આરાધના માટે અનેક સત્કાર્યો કરવાના કહેલા છે. તે સર્વ કાર્યોમાં સર્વ જીવો સાથે ક્ષમાપના કરવી–સર્વ જીવોને ખમાવવા અને પોતે સર્વ જીવોના કરેલા અપરાધોને ખમવા એ કાર્ય અમુક અંશે મુખ્યતા ધરાવે છે, કારણ કે તે કાર્ય પર્યુષણપર્વમાં સંવત્સરી પ્રતિક્રમણને અવસરે જ ખાસ કરવામાં આવે છે. આ કાર્ય એટલું બધું લાભદાયક છે કે જો અંતઃકરણપૂર્વક સર્વ જીવને ખમાવવામાં આવે અને આખા વર્ષના સર્વ વૈરવિરોધનો નાશ કરવામાં આવે તો એ આત્મા ઘણી ઉચ્ચકોટિને પામી શકે. આ બાબતમાં ખાસ લક્ષ્ય રાખવાનું એ છે કે પર્યુષણ વ્યતીત થયા પછી પાછલી હકીકત વૈરવિરોધવાળી સંભારવી જ ન જોઇએ. ગતવર્ષના વૈરવિરોધના ખાતા તો માંડી વાળવા જ જોઇએ. આ સંબંધમાં 'જૈન' પત્રમાં આવેલ એક પઠાણની હકીકત ખાસ ધ્યાન આપવા યોગ્ય છે તે આ પ્રમાણે છેઃ—

"એક પઠાણ પોતાના ધર્મશાસ્ત્ર કુરાન પ્રમાણે વ્યાજ લેવું તે અઘટિત માનવા છતાં પુષ્કળ વ્યાજ લેતો હતો. એમ કરતાં કરતાં સદ્‌ભાગ્યે એક વખત તેને વિચાર આવ્યો કે–'મેં વ્યાજ લેવાની પાપપ્રવૃત્તિ કરીને બહુ પાપ બાંધ્યું છે, હવે તેનું નિવારણ કેમ કરવું? જો તેનું નિવારણ નહીં કરું તો જરૂર મારે દોજખમાં–નરકમાં જવું પડશે અને અસહ્ય દુઃખ ભોગવવું પડશે.' પછી તેણે પચીશ–ત્રીશ હજારની ઉઘરાણીના તમામ કાગળો લઇ, ભરબજારમાં આવીને બધા વ્યાપારીઓની વચ્ચે તે કાગળો ફાડી નાખ્યા અને કહી દીધું કે 'હવે પછી હું આ ઉઘરાણી માંડી વાળું છું.' આ સમયે તેના અંતઃકરણને એવી શાંતિ થઇ કે તેવી શાંતિ એ બધી રકમ વસુલ થવાથી ન થાત." આ દષ્ટાંત પ્રમાણે આપણે પણ જો પાછલા વૈરવિરોધની ઉઘરાણીના કાગળો ફાડી નાખીએ–તેને સંભારવા પણ નહીં એવો નિર્ણય કરીએ તો આપણે ઘણા પાપોથી છૂટી જઇએ અને આપણા આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાય.

સાચી ક્ષમાપના એનું જ નામ છે કે જેમાં પાછળની કોઇ પણ હકીકત ફરીને સંભારવી નહીં, દંશ રાખવો નહીં. આજે ખમાવીએ ને કાલે પાછા તેવા ને તેવા બની જઈએ તો આપણી ક્ષમાપના લાભદાયક ન થાય. આ બાબતમાં ઘણીવાર લખાયું છે તેથી અહીં ટૂંકામાં જ લખ્યું છે.

કુંવરજી

# सुभाषितरत्नमंजूषा

उद्यमं साहसं धैर्यं, बुद्धिशक्तिपराक्रमाः ।
षडेते यत्र विद्यंते, तत्र शंकंते देवताः ॥ १ ॥

" ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ—એ છ ગુણો જેનામાં હોય તેનાથી દૈવ પણ શંકાને પામે છે, અર્થાત્ દૈવ તેને કાંઇ પણ હાનિ કરી શકતો નથી. "

આ છએ ગુણ કોઇક ઉત્તમ પુરુષમાં જ હોય છે, અને જેનામાં હોય છે તેનાથી દૈવ પણ શંકા પામે એમાં આશ્ચર્ય નથી, કારણ કે પૂરેપૂરા ભાગ્યવાન-પુણ્યવાનમાં જ એ છ ગુણો હોય છે. તેને દૈવ-વિધાતા અનુકૂળ જ હોય છે.

એ છ ગુણનું કાંઇક વિવરણ કરીએ.

પ્રથમ **ઉદ્યમ**—એટલે જેનામાં પ્રમાદ હોય જ નહીં, સતત ઉદ્યમી હોય, જે કાર્ય કરવાનું ધારે તે પાર ઉતારે ત્યારે જ તેને નિવૃત્તિ ( શાંતિ) થાય.

બીજું **સાહસ**—કોઇ પણ સત્કાર્ય કરવા ધારે તે સાહસિકપણે કરે-ડરતો ડરતો ન કરે, તેના મનમાં નિરધાર જ હોય કે આ કાર્ય હું પાર પાડીશ જ-તે પાર પાડ્યે જ છૂટકો.

ત્રીજું **ધૈર્ય**—એટલે જે કાર્ય કરે તે ધીરજથી-શાંતિથી વિચાર કરીને પરિણામ પર્યંત દૃષ્ટિ પહોંચાડીને કરે-ઉતાવળે ન કરે એટલે તેને કાર્ય-સિદ્ધિમાં સ્ખલના ન થાય.

ચોથું **બુદ્ધિમાન્** હોય—એટલે દરેક કાર્યના કર્ત્તવ્યાકર્ત્તવ્યનો વિચાર કરી શકે. શાસ્ત્રકાર કહે છે કે-જેનામાં બુદ્ધિ છે તે જ બળવાન છે. નિર્બુદ્ધિમાં બળ હોય તો પણ નકામું છે. જુઓ મદોન્મત્ત એવા સિંહને પણ સસલાએ બુદ્ધિ વાપરીને કૂવામાં નાખી દીધો. આ દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે.

પાંચમો ગુણ **શક્તિવાન્** હોય—નિર્બળ ન હોય તે જ ધાર્યું કરી શકે. મનની ને તનની બંને પ્રકારની જેનામાં શક્તિ હોય તે જ સ્વેપ્સિત કાર્ય કરી શકે છે. શક્તિ વિનાનો મનુષ્ય કોઇ કાર્ય કરી શકતો નથી.

છઠ્ઠો ગુણ **પરાક્રમ**—પરાક્રમી મનુષ્ય કાર્યમાં વિઘ્ન કરનાર અન્યનું આક્રમણ કરી શકે છે-તેને અટકાવી શકે છે. પરાક્રમ તો મહાન્ સદ્દગુણ છે.

આ છએ ગુણો એક બીજાથી ચઢિયાતા કહીએ તેવા છે. તેવા ગુણ મેળવવા અને તેને ખીલવવા. દરેક ગુણ જ્યારે ખીલે છે ત્યારે તેની ખૂબી ઓર જ હોય છે. વળી તેમાં નવી ખૂબી પણ પ્રગટ થાય છે માટે તેને ખીલવવાનો ને બાળવી રાખવાનો પ્રયાસ જરૂર કરવો. આ દરેક ગુણ માટે જેટલું વર્ણન કરવું હોય તેટલું થઇ શકે, પરંતુ સંક્ષેપરુચિ જીવોને માટે આટલી વ્યાખ્યા જ જરૂરની માનવામાં આવી છે. કુંવરજી

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( અનુસંધાન પૃષ્ઠ ૧૮૨ થી )

૧૩૭. પાણીમાં મીઠું જેમ એકરસ થાય છે તેમ આત્મામાં મનનું ઐક્ય થવું તે સમાધિ છે.

૧૩૮. વિવેકગુણને લઇને આત્મા સર્વ પ્રકારના સંયોગથી ભિન્ન છે એમ માને છે અને વ્યુત્સર્ગ-ત્યાગના ગુણને લઇને તે દેહ તથા સર્વ ઉપકરણમાં આસક્તિ વગરનો રહે છે.

૧૩૯. જેમ કૂવાના જળની સિદ્ધિ આવકના ઝરણા ઉપર રહેલી છે, તેમ કર્મોના ફળની સિદ્ધિ ઊંચા પ્રકારના ધ્યાનમાં રહેલી છે-એવું ધ્યાન જ પરમાર્થનું કારણ છે.

૧૪૦. વિષયોનો ત્યાગ થઇ શકે પણ રાગનો ત્યાગ થવો મુશ્કેલ છે.

૧૪૧. આ જગતમાં જીવને બંધન કરનાર વિષયો અને દુઃખો છે તે ચાર કષાયમાંથી ઉત્પન્ન થાય છે. ધ્યાની પુરુષ તેવા વિષયોથી અને દુઃખોથી બંધાતો નથી, કારણ કે તેને આત્માને વિષે જ પ્રીતિ છે-લીનતા છે.

૧૪૨. આત્મા અને પરમાત્મા વિષે જે વિવાદ છે તે ભેદબુદ્ધિનો કરેલો છે. જ્ઞાની ધ્યાનરૂપી સંધિથી એ વિવાદને દૂર કરી આત્મા અને પરમાત્માનો મેળ કરી બતાવે છે.

૧૪૩. આત્મા જાણ્યા પછી જાણવાનું કાંઇ બાકી રહેતું નથી.

૧૪૪. ઐક્યતા અને ભિન્નતાથી ( વ્યવહાર અને નિશ્ચયથી ) આત્માનું ધ્યાન હિતકારી છે અને તેથી જુદી રીતે આગ્રહ રાખનારા પુરુષોની જે બુદ્ધિ છે તે વૃથા વિડંબનારૂપ છે.

૧૪૫. આત્મસ્વરૂપનો અનુભવ નિશ્ચયનયથી થાય છે અને વ્યવહારનય ભેદદ્વારા આત્માથી પર એવા શરીર વિગેરેનો અનુભવ કરાવે છે.

૧૪૬. વિશ્વમાં જે બધો જીવસમૂહ જુદા જુદા સ્વરૂપે છે તે નામકર્મની પ્રકૃતિથી થયેલો છે, આત્માનો એ સ્વભાવ નથી.

૧૪૭. આત્માનું જે ઉત્કૃષ્ટ સ્વરૂપ નિશ્ચયનયવડે અનુભવાય છે તે ઉત્કૃષ્ટ સ્વરૂપનો વ્યવહારનય ભેદદ્વારા અનુભવ કરાવે છે.

૧૪૮. આત્મા અજ્ઞાનથી વિષયમાં આસક્ત થયો છતો કર્મવડે બંધાય છે પણ વિષયોવડે બંધાતો નથી તથા આત્મજ્ઞાનથી મુક્ત થાય છે પણ શસ્ત્રાદિક પુદ્‌ગલથી મુક્ત થતો નથી.

૧૪૯. જડ તથા ચૈતન્યને ભિન્ન સમજીને આત્માની સન્મુખ વલણ થાય ત્યારે જ જૈન માર્ગમાં પ્રવેશ કરી શકાય છે અને તેમાં આગળ વધ્યા પછી જ શ્રાવક અને શ્રમણ આદિની ભૂમિકાઓ-અધિકારો શરૂ થાય છે.

૧૫૦. શાસ્ત્રજ્ઞાન અને ક્રિયામાર્ગમા પ્રવૃત્તિ આ બનેદ્વારા જેમણે સ્વાનુભવવાળો બોધ મેળવેલો હોય તેવા ગુરુઓ જ મનુષ્યોને યોગ્ય રસ્તે આગળ દોરવી શકે છે

૧૫૧ શિષ્યની જે ખામીઓ હોય છે તે જે ઉપદેશકના ધ્યાનમા આવતી નથી તે સાચો ઉપદેશક ન સમજવો આચાર્યો એવા જોઇએ કે જે શિષ્યનો અલ્પ પણ દોષ જાણે અને તેનો યથાસમયે બોધ પણ આપી શકે

૧૫૨ જ્ઞાનીની અને જ્ઞાનીના વચનોની પરીક્ષા સર્વ જીવને સુલભ હોત તો નિર્વાણ પણ સુલભ જ હોત

૧૫૩ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે–જ્ઞાનીએ બતાવ્યા પ્રમાણે ગમે તે ક્રિયામા વર્તે તો પણ તે મોક્ષમાર્ગમા જ છે

૧૫૪ જ્ઞાનીની આજ્ઞાએ ચાલતા જ્ઞાની ગુરુએ ક્રિયાઓથી યોગ્યતાનુસાર કોઇને એક રીતે બતાવ્યુ હોય અને કોઇને બીજી રીતે બતાવ્યુ હોય તેથી મોક્ષનો માર્ગ અટકતો નથી

૧૫૫ કોઇ જીવ એમ સમજે કે હુ ક્રિયા કરુ છુ એથી મને મોક્ષ મળશે તે માણસ ક્રિયા કરે છે એ સારી વાત છે પણ લોકસજ્ઞાએ તે કરે તો તેને તેવુ ફળ તુચ્છ મળે છે

૧૫૬ એક માણસના હાથમા ચિંતામણિ આવ્યો હોય પણ જો તેની તેને ઓળખાણ ન પડે તો નિષ્ફળ છે, જો ઓળખાણ પડે તો સફળ છે તેમ જીવને ખરા જ્ઞાનીની ઓળખાણ પડે તો સફળ છે

૧૫૭ જીવે અજ્ઞાન ગ્રહ્યુ છે તેથી તેને ઉપદેશ પરિણમે નહિ, કારણ તેના આવરણને લીધે પરિણમવાનો રસ્તો નથી. જ્યા સુધી લોકના અભિનિવેશની કલ્પના કર્યા કરો ત્યા સુધી આત્મા ઊચો આવે નહીં અને ત્યા સુધી કલ્યાણ પણ થાય નહીં ઘણા પુરુષો જ્ઞાનીઓનો બોધ સાભળે છે પણ તેને વિચારવાનો યોગ બનતો નથી

૧૫૮ જીવ લૌકિક ભયથી ભય પામ્યો તો તેનાથી કોઇ પણ પરમાર્થ થવો સભવતો નથી લોક ગમે તેમ બોલે તેની દરકાર ન કરતા આત્મહિત જેનાથી થાય તેવા સદાચરણ સેવવા જોઇએ

૧૫૯ જીવની જ્યા સુધી વ્યવહારિક દૃષ્ટિ હોય ત્યા સુધી પારમાર્થિક દૃષ્ટિનો ધ્યાન આવવો ઘણુ દુષ્કર છે

૧૬૦. જ્યા વ્યવહારને પરમાર્થ માન્યો હોય અને સાધનને સાધ્ય માન્યુ હોય અથવા સાધનને સાધ્ય માની તેમા જ અટકી રહ્યો હોય ત્યા સુધી તેવા જીવનુ કલ્યાણ થવુ દુષ્કર છે

૧૬૧ જેટલો વખત આયુષ્યનો તેટલો જ વખત જીવ ઉપાધિનો ગણે તો મનુષ્ય પણાનુ સફળ થવુ ક્યારે સભવે ? મનુષ્યત્વના સફળપણા માટે જીવનુ એ જ કલ્યાણકારક છે એવો નિશ્ચય કરવો જોઇએ, અને તેના સફળપણા માટે જે જે સાધનોની પ્રાપ્તિ કરવા યોગ્ય હોય તે પ્રાપ્ત કરવા નિરતર પ્રતિ નિવૃત્તિ મેળવવી જોઇએ નિવૃત્તિના અવકાશ વિના જીવની પ્રવૃત્તિ ન જ ટળે

૧૬૨ લૌકિકભાવ આડે આત્માને નિવૃત્તિ જ્યાં નથી આવતી ત્યાં હિતવિચારણા બીજી રીતે સંભવતી નથી એકની નિવૃત્તિ તો બીજાનું પરિણામ થવું સંભવે છે અહિત હેતુ એવો સંસાર સંબંધી પ્રસંગ, લૌકિકભાવ, લોકચેષ્ટા એ સૌની સંભાળ જેમ બને તેમ જતી કરીને—સંક્ષેપીને આત્મહિતને અવકાશ આપવામાં આવે તો જ હિત વિચારણા સંભવે છે

૧૬૩ જે ભૂમિકામાં જે ઘટે નહીં તે જીવ કરે તો તે ભૂમિકાનો સહેજે ત્યાગ થાય છે

૧૬૪ જે જ્ઞાન મહાનિર્જરાનો હેતુ થાય છે, તે જ્ઞાન અનધિકારી જીવના હાથમાં જવાથી તેને અહિતકારી થઈ પરિણમે છે

૧૬૫ ચૌદપૂર્વનું જ્ઞાન, મુનિપણું, શ્રાવકપણું, હજારો જાતના સદાચરણ, તપશ્ચર્યા આદિ જે જે સાધનો—જે જે મહેનતો—જે જે પુરુષાર્થ કહ્યા છે, તે એક આત્માને ઓળખવા માટે—શોધી કાઢવા માટે આત્માને અર્થે થાય તો સફળ છે. નહીં તો નિષ્ફળ છે જો કે તેથી બાહ્ય ફળ થાય પણ ચાર ગતિનો છેદ થાય નહીં.

૧૬૬ જે વાંચવાથી, જે સમજવાથી તથા જે વિચારવાથી આત્મા વિભાવથી, વિભાવના કાર્યોથી અને વિભાવના પરિણામથી ઉદાસ ન થયો, વિભાવનો ત્યાગી ન થયો, વિભાવના કાર્યોનો અને વિભાવના ફળનો ત્યાગ ન થયો તે વાંચવું તે વિચારવું અને તે સમજવું તે અજ્ઞાન છે વિચારવૃત્તિ સાથે ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરે તે જ વિચાર સફળ છે

૧૬૭ જે વિદ્યાથી જીવ કર્મ બાંધે છે તે જ વિદ્યાથી જીવ કર્મ છોડે છે, તે જ વિદ્યા સંસારી હેતુના પ્રયોગે વિચાર કરવાથી કર્મ બંધ કરે છે અને તે જ વિદ્યાથી દ્રવ્યનું સ્વરૂપ સમજવાના પ્રયોગથી વિચાર કરે તો કર્મ છોડે છે

૧૬૮ જીવ પોતાનું સ્વરૂપ જ જાણી શકતો નથી તો પછી પરનું સ્વરૂપ જાણવા ઇચ્છે તે તેનાથી શી રીતે જાણી—સમજી શકાય ? અને જ્યાં સુધી તે ન સમજવામાં આવે ત્યાં સુધી ત્યાં રહી ગુંચવાઇ ડૂળાયા કરે છે શ્રેયકારી એવું નિજસ્વરૂપનું જ્ઞાન તેણે જ્યાંસુધી પ્રગટ નથી કર્યું ત્યાં સુધી પરદ્રવ્યનું ગમે તેટલું જ્ઞાન મેળવે તે કશા કામનું નથી, માટે ઉત્તમ રસ્તો એ છે કે બીજી બધી વાતો ભૂલી દઇ પોતાના આત્માને ઓળખવા પ્રયત્ન કરવો

૧૬૯ શ્રી જિનેશ્વરદેવે કહેલા સર્વ પદાર્થના ભાવો એક આત્મા પ્રગટ કરવા અર્થે જ છે અને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ બેની જ ઘટે છે એક આત્મજ્ઞાનીની અને બીજી આત્મજ્ઞાનીના આશ્રયવાળાની

૧૭૦ વસ્તુસ્વરૂપ કેટલા સ્થાનકે આજ્ઞાએ કરી પ્રતિષ્ઠિત છે અને કેટલાક સ્થાનકે સદ્વિચારપૂર્વક પ્રતિષ્ઠિત છે, પરંતુ દુષમ કાળનું પ્રબળપણું એટલું બધું છે કે હવે પછીના લોકે વિચારપૂર્વક પ્રતિષ્ઠિતને માટે તે કેમ પ્રવર્તશે તે જાણવાની આ કાળને વિષે શક્તિ જણાતી નથી માટે ત્યાં આગળ જ્ઞાનીની આજ્ઞાપૂર્વકની પ્રવૃત્તિમાં રહેવું એ જ યોગ્ય છે

૧૭૧ મને શાથી બંધન થાય છે ? અને તે શાથી ટળે ? એ જાણવા સારુ જ શાસ્ત્રો કરેલા છે, લોકોમાં પૂજાવા સારુ શાસ્ત્રો કરેલા નથી જ્યાં જ્યાં જીવ મારાપણું કરે છે ત્યાં ત્યાં તેની ભૂલ થાય છે તે ટાળવા સારુ જ શાસ્ત્રો કર્યા છે

# ધાર્મિક દષ્ટિએ સ્વચ્છતા–સુઘડતાનું સ્વરૂપ.

( ૧ ) કાદવ અને ગંદકી અટકાવવા પાણીના વપરાશમાં કરકસર કરનારાઓને સ્વાભાવિક રીતિએ સ્વચ્છતાનો લાભ મળે છે.

( ૨ ) દેવપૂજા માટે શાસ્ત્રકારો ભલે સ્નાન કરવાની ફરજ પાડતા હોય પરંતુ આડકતરી રીતે જ તો એ વિધિ પણ સ્વચ્છતાના અંગની જ છે.

( ૩ ) કંદમૂળ-માંસ-મદિરા વિગેરે અભક્ષ્ય વસ્તુઓનો ત્યાગ કરનાર મનુષ્યનું મુખ સ્વાભાવિક રીતે જ દુર્ગંધથી દૂર રહે છે.

( ૪ ) પુંજવા-પ્રમાર્જવામાં વસ્તુમાત્રની સ્વચ્છતાનો લાભ દયાધર્મના પાલન સાથે મળવા પામે છે.

( ૫ ) એંઠા-જૂઠા ખોરાકનો સમજુ મનુષ્યો તિરસ્કાર કરે છે તે માત્ર સ્વચ્છતા જાળવવાનું જ કારણ છે.

( ૬ ) ગળવાણી રહેલા ખોરાકમાં જીવોત્પત્તિ થતાં દુર્ગંધમય વાતાવરણ ફેલાય છે એ સહજ સમજી શકાય તેમ છે.

( ૭ ) પાણીને ગાળીને વાપરવું એ ફક્ત જીવદયાનું જ કારણ હોવા છતાં ય તે જ પાણીમાંથી સહેજ મેલ-કચરો નીકળી જવાથી શુદ્ધ અને સ્વચ્છ બની શકે છે.

( ૮ ) જૈન શાસ્ત્રકારો ગૃહસ્થોને મકાનમાં દશ સ્થાનકે કપડાના ચંદરવા બાંધવા

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—શા. ઝવેરચંદ છગનલાલ-ભીંયાગામ. )

**પ્રશ્ન ૧**—કેવળી સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોના મનથી પૂછેલા પ્રશ્નોના દ્રવ્યમનવડે ઉત્તર આપે છે એમ બીજા ચાર અનુત્તર વિમાનના તથા નવ ગ્રૈવેયકના દેવોને ઉત્તર આપતા હશે ?

**ઉત્તર**—એ બધાને દ્રવ્યમનથી ઉત્તર આપે છે.

**પ્રશ્ન ૨**—દ્રવ્યમન એટલે શું ને ભાવમન એટલે શું ?

**ઉત્તર**—દ્રવ્યમન તે મનોવર્ગણા ને ભાવમન તે જ્ઞાન.

**પ્રશ્ન ૩**—બારમા દેવલોકના તથા બીજા સર્વ દેવો ઉપર ને નીચે કયાં સુધી જઇ આવી શકે ?

**ઉત્તર**—ઉપર પોતાના વિમાનની ધ્વજા સુધી જઈ શકે ને નીચેને માટે ઓછુંવત્તું છે, તે વૃહત્‌સંગ્રહણીમાં જુઓ.

**પ્રશ્ન ૪**—અપરિગ્રહિતા ને પરિગ્રહિતા દેવીઓ એટલે શું ?

**ઉત્તર**—મુકરર સ્વામીવાળી તે પરિગ્રહિતા ને મુકરર સ્વામી વિનાની તે અપરિગ્રહિતા જાણવી.

**પ્રશ્ન ૫**—અપરિગ્રહિતા દેવી કયાં સુધી જઈ શકે ?

**ઉત્તર**—આઠમા દેવલોક સુધી જઈ શકે. ત્યારપછીના દેવલોકના દેવોને યોગ્ય હોય તે દેવી પોતાના સ્થાને બેઠી બેઠી મનથી જ પોતાને યોગ્ય દેવને સેવે છે, ત્યાં જતી નથી.

**પ્રશ્ન ૬**—એ દેવીઓનું આયુષ્ય કેટલું હોય છે ?

**ઉત્તર**—એ બાબત વૃહત્‌સંગ્રહણી વિગેરેમાં સ્પષ્ટ કરેલી છે. પહેલા દેવલોકમાં ઉપજનારી અપરિગ્રહિતા દેવીનું ઉત્કૃષ્ટ આયુ ૫૦ પલ્યોપમનું ને બીજા દેવલોકમાં ઉપજનારીનું ૫૫ પલ્યોપમનું હોય છે.

**પ્રશ્ન ૭**—સૂર્ય ચંદ્ર ગ્રહોના સ્વામી છે છતાં તેને ગ્રહમાં કેમ ગણ્યા છે ?

**ઉત્તર**—નવ ગ્રહોના પ્રારંભમાં તેને ગણ્યા છે, પરંતુ તેથી તેનું સ્વામીપણું નાશ પામતું નથી.

**પ્રશ્ન ૮**—ગ્રહો પીડા કરે છે તે વાત ખરી છે ? જો ખરી ન હોય તો શ્રી ભદ્રબાહુસ્વામીએ ગ્રહશાંતિસ્તોત્રમાં કેમ લખ્યું છે ?

ઉત્તર—યોગવહનપૂર્વક ગુરુમહારાજની આજ્ઞાથી ૭ છેદસૂત્રો વિનાના બાકીના આગમો ને પંચાંગી વાંચી શકે.

પ્રશ્ન ૧૮—શ્રી મલ્લિનાથજી દીક્ષા લીધા પછી મુનિના વેશમાં હતા કે સાધ્વીના વેશમાં હતા? તેમની સેવામાં સાધુ રહેતા કે સાધ્વી રહેતી?

ઉત્તર—શ્રી મલ્લિનાથજીને પણ બધા તીર્થંકરોની જેમ ઇંદ્રે ખભા ઉપર મૂકેલું દેવદૂષ્ય વસ્ત્ર જ હતું કે જે નિર્વાણ પામતા સુધી રહ્યું હતું. તેમનો વેશ મુનિ પ્રમાણે કે સાધ્વી પ્રમાણે નહોતો, તે તો કલ્પાતીત હતા. વળી તેઓ દીક્ષા લીધી તે દિવસે જ કેવળજ્ઞાન પામ્યા હતા—નિર્વેદી થયા હતા, સમવસરણમાં બિરાજ્યા હતા, બાર પર્ષદા મળી હતી ને દેશના બધા તીર્થંકરોની જેમ આપી હતી. તેઓ દેવછંદામાં પધારતા ત્યારે સાથે અંગસેવા માટે સાધ્વીઓ જ રહેતી હતી, એટલું વ્યવહારનું પાલન કર્યું હતું, બાકી તેઓ તો નિર્વેદી થયા હતા.

પ્રશ્ન ૧૯—દર્શનાચાર ને સમકિતમાં શું ફેર છે કે જેથી તેના અતિચાર જુદા કહ્યા છે?

ઉત્તર—દર્શનાચારના આઠ પ્રકાર છે તેથી વિરુદ્ધ વર્તન કરવું તે તેના અતિચાર છે. સમકિતના શંકા વિગેરે પાંચ અતિચાર છે. સમકિત મૂળગુણ સમજવો અને સમકિતી જીવની પ્રવૃત્તિ તે દર્શનાચાર સમજવો.

પ્રશ્ન ૨૦—કૃષ્ણ વાસુદેવ ક્ષાયિક સમકિતવાળા હતા, છતાં તેઓ ૩૬૦ યુદ્ધ કેમ કરી શક્યા? તેમાં અનંતાનુબંધી કષાય થયો નહીં હોય?

ઉત્તર—કૃષ્ણ વાસુદેવે જે યુદ્ધો કર્યા તે ક્ષાયિક સમકિત પામ્યા અગાઉ કર્યા છે; સમકિત પામ્યા પછી કર્યા નથી. તેમને ક્ષાયિક સમકિત તો નેમિનાથ પ્રભુના ૧૮૦૦૦ મુનિઓને વાંદ્યા ત્યારે થયેલું છે.

પ્રશ્ન ૨૧—કૃષ્ણે બળભદ્રના જીવ દેવને પોતાનો અપવાદ નિવારવાનું કહ્યું ને બળભદ્રના જીવ દેવે તેને માટે ઘટતો પ્રયોગ કર્યો, તેથી જગતમાં મિથ્યાત્વ વિસ્તાર પામ્યું તો તે સમકિતીને ઘટે?

ઉત્તર—એ બન્નેનો ઇરાદો અપવાદ ટાળવાનો હતો, મિથ્યાત્વ પ્રવર્તાવવાનો નહોતો, તેથી તેમને સમકિતમાં દૂષણ લાગ્યું હોય એમ જણાતું નથી.

પ્રશ્ન ૨૨—ઉપર જણાવેલા કારણને લઈને કેટલાક કૃષ્ણના સમકિતને અશુદ્ધ ક્ષાયિક અથવા વિશુદ્ધ ક્ષયોપશમ સમકિત કહે છે તે બરાબર છે? ક્ષાયિક સમકિતી છતાં કૃષ્ણ પાંચ ભવ કેમ કરશે?

ઉત્તર—કૃષ્ણને ક્ષાયિક સમકિત જ છે. અને કથંચિત્ ક્ષાયિક સમકિતી

પાંચ ભવ પણ કરે છે. દુપ્પસહસૂરિને પણ પાંચ ભવ થવાના છે, તેથી તે બાબતનો વિરોધ નથી.

**પ્રશ્ન ૨૩**—રાત્રિભોજનના નિયમવાળાને શું શું ખપે ?

**ઉત્તર**—રાત્રિભોજનનો નિયમ દુવિહાર પ્રમાણે જ આપવામાં આવે છે, તેથી તેને દુવિહાર પ્રમાણે ઔષધ ને મુખવાસ વિગેરે સ્વાદિમ તથા પાણી ખપે છે.

**પ્રશ્ન ૨૪**—રાત્રિભોજનનો નિયમ કરનાર દૂધ, ચા, ખાંડ, સાકર વિગેરેની છૂટ રાખી શકે ?

**ઉત્તર**—રાખી ન શકે. તેને રાત્રિભોજનનો ત્યાગ જ કહેવાય નહીં. અભિગ્રહ તરીકે જેટલો ત્યાગ કરવો હોય તેટલો કરે.

**પ્રશ્ન ૨૫**—ભોજકો વિગેરે આરતિ વિગેરેનું ઘી બોલે છે અને દેવદ્રવ્યની વૃદ્ધિ કરે છે તેમાં કાંઈ વાંધાવાળું છે ?

**ઉત્તર**—એમાં કાંઈ વાંધો જણાતો નથી. બધે તેવી પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન ૨૬**—કોઇ માણસ માંદગી લંબાવાથી અને તેમાં ઘેરાઈ જવાથી પ્રથમ લીધેલા વ્રત નિયમો પાળી ન શકે તો તેને **સવ્વસમાહિવત્તિયાગારેણ** એ આગારની છૂટ મળી શકે ?

**ઉત્તર**—છૂટ મળી શકે, પરંતુ કેવો નિયમ અને કેવી છૂટ તે જાણ્યા પછી વધારે ખુલાસો થઇ શકે. બ્રહ્મચર્યનો ભંગ તો ન જ કરાય. સચિત્તના ત્યાગીથી સચિત્ત ન જ વપરાય. બાવીશ અભક્ષ્યનું ભક્ષણ ન થાય, ખાસ કારણે બીજી કાંઇ છૂટ મેળવવાની જરૂર લાગે તો મુનિરાજની અગર સુજ્ઞ શ્રાવકની સલાહથી છૂટ લઇ શકે.

**પ્રશ્ન ૨૭**—કોઇ સાધુ કે શ્રાવકને તેની બેશુદ્ધ અવસ્થામાં શ્રાવકો વિગેરે તેનું વ્રત ભાંગે એવી રીતે પાણી, આહાર, ઔષધ વિગેરે આપે તો તે દોષના ભાગી થાય ?

**ઉત્તર**—જરૂર થાય. વ્રતભંગ કરાવવાનો કોઇને અધિકાર નથી.

**પ્રશ્ન ૨૮**—સ્થાનકવાસી ને તેરાપંથીમાં શું ભેદ છે ?

**ઉત્તર**—સ્થાનકવાસી મૂર્તિ માનતા નથી. તેરાપંથીઓએ મૂર્તિ લોપ કરવા ઉપરાંત દયા ધર્મને પણ લોપ્યો છે.

**પ્રશ્ન ૨૯**—સ્થાનકવાસી, તેરાપંથી ને દિગંબરીની ઉત્પત્તિ ક્યારે થઇ ?

**ઉત્તર**—આ વિષે ચોક્કસ સંવત મારા જાણવામાં નથી. કુંવરજી

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

(૫)

( ગતાંક પૃષ્ઠ ૧૮૦ થી )

ચામર છંદ.

સર્વવ્યાપી જ્ઞાનથી જ વિષ્ણુ જે જણાય છે,
સર્વ શર્મ કારણે ય શંકરા ગણાય છે;
બ્રહ્મ જે કહ્યા વિશુદ્ધ પ્રાપ્ત બ્રહ્મમૂર્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૭

**શબ્દાર્થ:**—સર્વવ્યાપી જ્ઞાનવડે કરીને જે **વિષ્ણુ** કહેવાય છે, સર્વને શર્મ કરવાના કારણે જે **શંકર** કહેવાય છે અને વિશુદ્ધ બ્રહ્મમૂર્તિને પ્રાપ્ત થવાથી જે **બ્રહ્મા** કહેવાય છે–એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**વિવેચન**—આ કાવ્યમાં શ્રી વીતરાગ અરિહંત દેવને વિષ્ણુ, શંકર અને બ્રહ્માના નામ આપી સ્તુતિ કરી છે. તે તે નામનું ઘટમાનપણું અનુક્રમે આપણે જોઇએ.

### સર્વગત વિષ્ણુ.

'વિષ્ણુ' શબ્દની વ્યુત્પત્તિ 'વિશ્' ધાતુ પરથી છે. વિશ્ એટલે વ્યાપ્ત થવું (To pervade). આ ઉપરથી વિષ્ણુ એટલે વિશ્વવ્યાપક (all-pervading); જે વિશ્વમાં વ્યાપ્ત થાય છે, જે સર્વગત છે તે વિષ્ણુ. ઇશ્વરનું આ સર્વવ્યાપકપણું, સર્વગતપણું શ્રી અરિહંતદેવમાં યથાર્થપણે ઘટાવી શકાય છે, જ્યારે અન્ય દર્શની જે પ્રકારે સર્વગતત્વ માને છે તે ઉપપન્ન થતું નથી, કારણ કે તેમણે માનેલું સર્વગતપણું શરીરની અપેક્ષાએ છે કે જ્ઞાનની અપેક્ષાએ છે? જો શરીરની અપેક્ષાએ માનો તો તેના જ દેહથી ત્રણે જગતનું વ્યાપ્તપણું થવાથી ઇતર નિર્મેય પદાર્થોને આશ્રયનો અવકાશ રહેશે નહિ. જો બીજો પક્ષ ગ્રહણ કરો તો સિદ્ધસાધ્યતા થશે, કારણ કે અમે પણ નિરતિશય જ્ઞાનની અપેક્ષાએ જ પરમપુરુષનું જગતત્રય વ્યાપ્તિપણું માનીએ છીએ.

શ્રી **સ્યાદ્વાદમંજરીમાં** નીચેની મતલબનું કહ્યું છે—

પરંતુ આમ માનીએ તો આપે પ્રમાણ કરેલા વેદનો વિરોધ આવે છે. તેમાં તો શરીરની અપેક્ષાએ સર્વગતત્વ કહ્યું છે.

'विश्वतश्चक्षुरुत विश्वतो मुखो ।
विश्वतः पाणिरुत विश्वतः पादः ' इत्यादि श्रुतेः ।

'ઇશ્વર સર્વત્ર નેત્ર, સર્વત્ર મુખ, સર્વત્ર હાથ, સર્વત્ર ચરણ ધરાવે છે ઇત્યાદિ.'

" આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. "

ઇત્યાદિ લૌકિક વચનો પણ અન્ય મતના પ્રતિપાદક છે, જે ઉપરોક્ત ન્યાયથી ઘટી શકતા નથી. આમ તેઓની અપેક્ષાએ સર્વવ્યાપીપણું-વિષ્ણુપણું ઘટતું નથી. પણ અરિહંત-જિનમાં જે સર્વગતપણું-વિશ્વવ્યાપીપણું, વાસ્તવિક વિષ્ણુપણું ઘટમાન છે તે તો જ્ઞાનની અપેક્ષાએ હોઇ સાંગોપાંગ ઘટે છે. તે આ પ્રકારે:—

" सव्वगदो जिणवसहो सव्वे विय तग्गया जगदि अट्ठा ।
णाणमयादो य जिणो विसयादो तस्स ते भणिदा ॥ "

—શ્રીમાન્ કુંદકુંદાચાર્યજીપ્રણીત પ્રવચનસાર, ગા. ૨૬.

**અર્થાત્**—જિનવૃષભ સર્વગત છે, અને જગતના સર્વે પદાર્થો તદ્ગત છે; જ્ઞાનમયપણાથી તે જિન છે, અને તે પદાર્થો તે જ્ઞાનના વિષયભૂત હોવાથી તેના છે એમ કહેવાય છે.

પરમતત્ત્વચિંતક **મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજી** એ વચનોની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે.

× × तत्र निश्चयनये नानाकुलत्वलक्षणसौख्यसंवेदनत्वाधिष्ठानत्वावच्छिन्नात्मप्रमाणज्ञानस्वतत्त्वापरित्यागेन विश्वज्ञेयाकारानलुपगम्यावबुध्यमानोऽपि, व्यवहारनयेन भगवान् सर्वगत इति व्यपदिश्यते । तथा नैमित्तिकभूतज्ञेयाकारानात्मस्थानवलोक्य सर्वेऽर्थास्तद्गता इत्युपचर्यन्ते । न च तेषां परमार्थतोऽन्योन्यगमनमस्ति, सर्वद्रव्याणां स्वरूपनिष्ठत्वात् । अयं क्रमो ज्ञानेऽपि निश्चेयः ॥

× × **નિશ્ચયનયથી** તો અનાકુલતા લક્ષણવાળા સૌખ્યસંવેદનનું જે અધિષ્ઠાન છે, એવા **આત્મપ્રમાણ** જ્ઞાનરૂપ સ્વતત્ત્વનો પરિત્યાગ કર્યા વિના, ભગવાન્ સમસ્ત જ્ઞેય આકારોને તત્સમીપે ગયા વિના જાણે છે; છતાં **વ્યવહારનયથી** ભગવાન **સર્વગત** છે એમ કહેવાય છે; તથા **આત્મસ્થ**-પોતે પોતાનામાં રહેલાં એવા નૈમિત્તિકભૂત જ્ઞેય આકારોને તે અવલોકે છે, તેથી સર્વ પદાર્થો તદ્ગત છે એમ ઉપચાર કરાય છે. પણ પરમાર્થથી તો તેઓનું અન્યોન્ય ગમન છે નહિ, કારણ કે સર્વ દ્રવ્યોનું સ્વરૂપનિષ્ઠપણું હોય છે—સર્વ દ્રવ્ય પોતપોતાના સ્વરૂપમાં જ સ્થિત રહે છે. અને આ ક્રમ જ્ઞાનમાં પણ નિશ્ચય કરવા યોગ્ય છે. તાત્પર્ય કે નિશ્ચય નયથી ભગવાન્ આત્મપ્રમાણ જ્ઞાનરૂપ સ્વતત્ત્વમાં જ સમવસ્થિત છે; વ્યવહારનયથી સર્વગત છે.

મહાત્મા હરિભદ્રાચાર્યજી આ જ ભાવનો પ્રતિધ્વનિ ધર્મસંગ્રહણીમાં કરે છે:—

" एवमिह णाणसत्ती आयत्था चेव हंदि लोगंतं ।
जइ परिछिंदइ सम्मं को णु विरोहो भवे तत्थ ॥ "

' એમ અહીં જો જ્ઞાનશક્તિ આત્મસ્થ રહીને જ લોકાંતને યુગપત્ પરિચ્છેદે-જાણે, તો શો વિરોધ છે વારુ ? '

આમ યુક્તિથી કેવલજ્ઞાન સર્વગત કહેવાય છે, કારણ કે તેનું ક્ષેત્ર સમસ્ત પર્યાયયુક્ત સમસ્ત દ્રવ્યોમાં છે. સર્વ ભાવના જ્ઞાયક એવા કેવલજ્ઞાનભાસ્કર સ્વસ્થાને જ અવસ્થિત

રહ્યા છતાં, વિશ્વના સમસ્ત જ્ઞેયોને સ્પર્શે છે, અવગાહે છે, અને તેથી તે સર્વવ્યાપક કહી શકાવા યોગ્ય છે વિશુદ્ધ દર્પણમાં જેમ અનેક પદાર્થો સ્વયમેવ પ્રતિબિંબિત થાય છે, તેમ કેવલજ્ઞાનરૂપ આદર્શમાં સમસ્ત પદાર્થનું પ્રતિબિંબ પડે છે દર્પણમાં પ્રતિબિંબિત પદાર્થોથી જેમ દર્પણમાં કોઈ પણ વિકાર ઉદ્ભવતો નથી, દર્પણને વાસ્તવિક રીતે કોઈ પદાર્થ સ્પર્શતો નથી, દર્પણ તો સ્વસ્વભાવમાં જ સમવસ્થિત રહે છે, તેમ કૈવલ્યદર્પણમાં પ્રતિબિંબિત જ્ઞેયોથી કોઈપણ વિકાર ઉપજતો નથી, કૈવલ્યને વાસ્તવિકપણે કોઈ જ્ઞેય સ્પર્શતું નથી, કૈવલ્ય તો સ્વસ્વભાવમાં જ સુસ્થિત રહે છે કહ્યું છે કે—

" अप्पा कम्मविवज्जियउ, केवलणाणे जेण ।
लोयालोउ वि मुणइ जिय, सव्वगु वुच्चइ तेण ॥
गयणि अणंति जिउ एक्कुडु, जेहउ भुवणु विहाइ ॥
णेयाभावे विल्लि जिम, थक्कइ णाणु वलेवि ॥ "

આચાર્ય શ્રી યોગીન્દ્રદેવજીવિરચિત પરમાત્મ પ્રકાશ (અપભ્રંશ ભાષામાં)

**અર્થાત્**—કર્મત્વવર્જિત આત્મા કેવલજ્ઞાનવડે કરીને લોકાલોકને જાણે છે, તેટલા માટે તે સર્વગત કહેવાય છે **અનંત આકાશમાં જેવું એક નક્ષત્ર** ભાસે છે તેવું **અખિલ ભુવન કેવલજ્ઞાનમાં** ભાસે છે વેલી જેમ મંડપનો આશ્રય નહિં હોતાં વ્યાવૃત્ત થાય છે-પાછી વળે છે, તેમ જ્ઞેયના અભાવે જ્ઞાન વ્યાવૃત્ત થઈ થાકે છે એટલે કે જ્ઞેય કોઈ અવશેષ રહ્યું નથી, તેથી જ જ્ઞાનને પાછું વળવું પડે છે-થાકવું પડે છે, તેની શક્તિ નથી તેથી નહિં કેવલજ્ઞાનનું સામર્થ્ય તો એવું અનંત છે કે હજુ પણ જ્ઞેય હોત તો તે જાણત આ ઉપરથી જ્ઞાનનો અતિશય બતાવ્યો

આમ નિશ્ચયનયથી સ્વાત્મામાં સ્થિત છતાં-શુદ્ધ આત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા જિનેશ્વરને, **વ્યવહારનયથી જ્ઞાનની અપેક્ષાએ, રૂપવિષયમાં દૃષ્ટિની જેમ,** સર્વગતપણું-વિશ્વવ્યાપકપણું-વિષ્ણુપણું ઘટે છે, એમ સ્થિત થયું

## શં-કર શંકર

'**शं करोतीति शंकर**'—જે શમ-સુખ કલ્યાણ કરે તે શંકર કહેવાય શ્રી જિનેશ્વર સર્વ જીવોનું શર્મ-સુખ-શાંતિ કરનારા હોવાથી તેમને શંકર નામ બરાબર છાજે છે, કારણ કે **દ્રવ્યથી** અને **ભાવથી** બન્ને પ્રકારે તે સર્વ જીવોને સુખ કરનારા છે **દ્રવ્યથી** સર્વ જીવની રક્ષાનો નિર્મળ બોધ આપ્યો હોવાથી, અને **ભાવથી** અનંત આત્મશાંતિરૂપ નિરાકુલ સુખપૂર્ણ શિવ-મોક્ષ અને તેનો માર્ગ બતાવનારા હોવાથી વીતરાગ-દેવ ખરેખરા શિવ-શંકર છે

' अनित्यमत्राणमहंक्रियाभिः, प्रसक्तमिथ्याध्यवसायदोषम् ।
इदं जगज्जन्मजरान्तकार्त्तं, निरञ्जनां शांतिमजीगमस्त्वम् ॥ '

—શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત બૃહત્સ્વયંભૂસ્તોત્ર

'અનિત્ય, અશરણ અને અહંકારયુક્ત ક્રિયાઓથી જેને મિથ્યા અધ્યવસાય દોષ લાગી રહેલ છે એવા આ જન્મ-જરા-મૃત્યુથી દુ:ખી જગતને હે પ્રભુ! તે નિરંજન શાંતિ પમાડી ' કારણ કે—

"વચનામૃત વીતરાગના, પરમ શાંતરસમૂળ;
ઔષધ જે ભવરોગના, કાયરને પ્રતિકૂળ." —શ્રીમદ્ રાજચંદ્રજી

અત્રે સુખનું ખરું લક્ષણ **નિરાકુલતા છે, સ્વાધીનતા છે,** જ્યાં પરાધીનતા અને બહિરંગ ઉપાધિજન્ય આકુલતા છે તે સુખ નહિ પણ દુઃખ છે.

**"सर्वं परवशं दुःखं, सर्वमात्मवशं सुखम् । एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयोः॥"**
**શ્રી હરિભદ્રાચાર્યજીકૃત યોગદષ્ટિસમુચ્ચય**

**'સઘળું પરવશ તે દુઃખ લક્ષણ, નિજ વશ તે સુખ કહિયે.'—શ્રી યશોવિજયજી.**

એવું નિરાકુલ પારમાર્થિક સુખ તો કેવલ શિવપદમાં—મુક્તિમાં જ છે, અને તે મુક્તિ તથા તેનો માર્ગ દર્શાવનારા શ્રી વીતરાગદેવ સાક્ષાત્ શિવસ્વરૂપ હોવાથી તેમને શંકર નામ આપવું પરમ સાર્થક છે; કારણ કે તેઓ સ્વયં અનંત આત્મશાંતિમય પરમ સમાધિસુખમાં સુસ્થિત છે; અને અન્યને તેવી નિર્વિકલ્પ આત્મસમાધિનો બોધ કરનારા હોઇ, અનંત દુઃખમય સંસારચક્રના પરિભ્રમણમાંથી બચાવી અનંત સુખમય નિવૃત્તિમાં સ્થિતિ કરાવનાર છે.

લૌકિક જે શંકર કહેવાય છે તે તો નામમાત્ર શંકર છે, અને આ વીતરાગ તો વાસ્તવિક શંકર છે. લૌકિક શંકરનું સ્વરૂપ તો તેમના જ મતે સંહારક છે, રૌદ્રસ્વરૂપ છે, પ્રલયકારી છે, તે અર્થથી શંકરપણું સૂચવતું નથી; જ્યારે આ જિન-શંકરનું સ્વરૂપ તો પરમ સૌમ્ય, દર્શન માત્રથી જ નિર્દોષ, પરમ શાંતિપ્રદ અને અનંત સમાધિસુખમય શાશ્વત જીવનમાં સ્થિતિ કરાવનાર છે. આમ એ બન્નેમાં આકાશપાતાળનું અંતર છે, કાચ ને મણિ જેવો પ્રગટ ભેદ છે. અથવા બીજી દૃષ્ટિએ ઘટાવીએ તો—

**'त्वामेव वीततमसं परवादिनोऽपि । नूनं विभो ! हरिहरादिधिया प्रपन्नाः ॥'**
**—શ્રી કલ્યાણમંદિરસ્તોત્ર.**

'હે ભગવન્ ! તમસ્—અજ્ઞાન અંધકારથી રહિત એવા તમને પરવાદીઓ પણ હરિહર આદિની બુદ્ધિથી માની રહ્યા છે.'

### પરં બ્રહ્મ

વિશુદ્ધ બ્રહ્મમૂર્તિને પ્રાપ્ત થયા હોવાથી શ્રી અરિહંત પરમાત્મા **પરં બ્રહ્મ** કહેવાય છે. વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં સ્થિતિ કરી, યથાખ્યાત વીતરાગ દેવ ચારિત્રને પ્રાપ્ત થઇ, શુદ્ધ આત્મસ્વરૂપના સમ્યક્ શ્રદ્ધાન, જ્ઞાન અને અનુચરણરૂપ અભેદ રત્નત્રયીને આરાધી સાક્ષાત્ પરમાત્મદશાને પ્રગટાવી, શ્રી અરિહંત ભગવંત પ્રગટ પરંબ્રહ્મને પામ્યા છે, એટલા માટે તેમને બ્રહ્મા નામનું ઘટમાનપણું જણાય છે.

આમ પરમાર્થ અન્વયે **બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ** એ ત્રિમૂર્તિના નામનું ઘટમાનપણું વીતરાગદેવમાં અવિસંવાદી જણાય છે. અથવા તો નામનો—શબ્દભેદનો ઝગડો અનર્થકનામો છે. જો પરમાર્થ એક હોય તો પછી કોઇ વાદવિવાદને અવકાશ રહેતો નથી. અત્યંત નિષ્પક્ષપાતી એવા શ્રી હેમચંદ્રાચાર્યજીએ પ્રકાશ્યું છે કે—

**'भवबीजाङ्कुरजनना, रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥'** —શ્રી મહાદેવસ્તોત્ર

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર (૯)

[ અનુસંધાન પૃષ્ઠ ૧૭૨ થી. ]

પિંગળ–નાયક! જોયું ને? નિષ્ઠુરતાની કંઇ હદ છે? દેવાંગનાઓને પણ રૂપમાં ટક્કર મારે એવી આ રમણીઓ ખોળા પાથરે છે છતાં આ માનવના હ્રદયનું પાણી પણ હાલતું નથી! જાણે પથ્થરનું ઘડેલું જડ હ્રદય!

**પ્રભવ**–તારું કહેવું સાચું જણાય છે. જેનું એક સ્મિત, જેનો એક કટાક્ષ, જેનો એક ભ્રૂભંગ ભલભલા મરદને પાણી પાણી કરી મૂકે એવી આ મૃગલોચનાઓ આ પુરુષ પાસે હતાશ બની ગઇ છે! અરે! એનું અંતર ભેદી શકી નથી એ એક આશ્ચર્ય જ લેખાય. કવિઓનું વચન 'सारं सारंगलोचना' પણ એને કાને પડયું જણાતું નથી! અથવા તો युवतीनां च लीलया, मनो न भिद्यते यस्य, स योगी अथवा पशुः ॥ એવું જે નીતિકારોનું કથન છે તેને આ સાચું કરી બતાવતા લાગે છે. આ પ્રગટ સ્વરૂપે ભાસતા માનવીને પશુની કક્ષામાં મૂકી શકાય તેમ તો નથી, તો પછી પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે શું એ યોગી છે?

પિંગળ–મૂકી દો ને એ ખોટી મગજમારી. આપણું કાર્ય તો સધાઇ ચૂક્યું છે; માટે હવે વિલંબ કર્યા વિના સાથ ભેગા થઇ જઇએ જે અંતર તદ્દન દગ્ધ થઇ ગયું છે, જ્યાં સ્નેહનો એકાદો અંકુર પણ ઊગવાનો સંશય છે ત્યાં ઊભા રહેવાથી આપણા અંતર પણ બુઠ્ઠા ને લાગણીશૂન્ય બનવાનો ચોખ્ખો સંભવ છે. અહીંથી સત્વર ચાલ્યા જવાની જરૂર છે. આપણો વ્યવસાય ચોરીનો છે એ દોષ કબૂલ કરવામાં વાંધો નથી, પણ આવી નફટાઇ તો આપણા હ્રદયમાં નથી જ. આ જાતનો પ્રાર્થનાભંગ મારી જિંદગીમાં હું પહેલી વાર જ જોઉં છું.'

---

ભવબીજના અંકુર ઉપજાવનારા રાગાદિ જેના ક્ષય પામી ગયા હોય તે બ્રહ્મા હો, વા વિષ્ણુ હો, વા હર હો, વા જિન હો–ગમે તે હો–તેને નમસ્કાર હો!

" રામ કહો રહેમાન કહો, કોઉ કૃષ્ણ કહો કોઉ કાન કહોરી "

—અવધૂત આનંદઘનજી

" શબ્દભેદ ઝગડો કિશ્યોજી, જો પરમારથ એક;
કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફરે નહિં છેક. "

—શ્રી યશોવિજયજીવિરચિત શ્રી યોગદષ્ટિસજ્ઝાય

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.

મારે નશીબે આમાંની એકાદ સ્ત્રી હોય તો હું એને માટે જીવનની આહૂતિ આપી દેતાં ન અચકાઉં. મારાથી આ દશ્ય જોયું જતું નથી.

**પ્રભવ**–દોસ્ત ! ઉતાવળ ન કર. જ્યારે કુદરતે જ સારો સંયોગ સાધી આપ્યો છે ત્યારે સમયના આંકડા મૂકવાના રહેવા દઈ, કિંવા વ્યવસાયના વિચાર કરવાના છોડી દઈ, પ્રત્યક્ષપણે નિહાળવા દે કે આ તેજસ્વી કુમાર પશુ છે કે યોગી ?

**પિંગળ**–' માલિક ! તો પછી મને જવાની અનુજ્ઞા આપો.' એમ કહી જ્યાં પાછું ડગલું ભરવા માંડે છે ત્યાં જરાપણ ખસી શકાતું નથી. એકાએક આશ્ચર્યથી બોલાઇ જાય છે–' અરે આ શું ? '

પ્રભવ પિંગળના મોં પર હાથ ધરી, એને જરા દૂર લઇ જવાનો પ્રયત્ન કરવા માંડે છે, ત્યાં તો તેનાથી પણ ખસી શકાતું નથી. ઉભય જાણે સ્થંભિત કરેલા પાષાણના પૂતળા ! આ સ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ થતાં જ પ્રભવ જાણી ગયો કે શ્રેષ્ઠીપુત્રની જ આ કરામત છે. એની ચક્ષુ સામે પ્રચ્છન્નતા ટકી શકી નથી. હવે તો જે થાય તે જોયે જ છૂટકો.

અહા ! પણ આ શું ? સ્વપ્ન માનવું કે સાચું ગણવું ? ઉભય ચોરો વિમાસણમાં પડ્યા. પોતે જે કુમારને અત્યાર સુધી અરસજ્ઞ અને હૈયાશૂન્ય લેખતાં હતાં તે કુમાર મીઠી વાણીમાં–સ્નેહથી ઉભરાતા હૃદયે, પોતાની પ્રિયાઓની વાત સાંભળીને ધીરજથી એમની માગણીઓનું તોલન કરી, એમાં રહેલી અસારતાનો ખ્યાલ આપતો વદવા લાગ્યો કે—

"વલ્લભાઓ ! મેં તમારું પાણિગ્રહણ શુભ હેતુથી કરેલું છે. તમારા અંતરને આઘાત પહોંચાડવાથી કે તમોને તલસાવવાથી મને આનંદ થાય છે એમ હરગીજ માનશો નહીં. નિશાકાળની ઘડીઓ સરિતાના વહેણ માફક સપાટાબંધ વહી રહી છે. વળી જ્યારે તમોએ પણ અંતર ખોલી મુદ્દાની રજુઆત કરી દીધી છે ત્યારે હું પણ મૂળ વાત પર આવી જઉં એ જ યોગ્ય ગણાય. પ્રથમ તો વિચારવાનું એ છે કે વિષય માણવામાં જે સુખની કલ્પના આપણે કરી રહ્યાં છીએ એ સુખ વસ્તુતઃ સુખ છે ખરું ? સાચી રીતે એને સુખ માની શકાય ? માનવ ભવ પામ્યા તેનો શું એટલો જ માત્ર ઉદ્દેશ છે કે એની પાછળ કંઇ અન્ય સંકેત છે ? આપણો સમાગમ જો સંસારના આ સુખાભાસ તુલ્ય વિષય માણવા પૂરતો જ સંધાયો હોય તો એ ક્ષણજીવી–અરે ! અલ્પ સમય પૂરતો છે એમ તમોને નથી લાગતું ? એવા અલ્પકાલીન સંપર્કને તમારા સરખી દક્ષ પ્રમદાઓ પસંદ કરે પણ ખરી ? "

**સમુદ્રશ્રી**–સ્વામિન્ ! આપ અમારા પર આમ પ્રશ્નોની ઝડી વરસાવો એથી આપણું કાર્ય સરળ નથી થતું. શાશ્વત અશાશ્વતનું રહસ્ય નથી તો અમે અવધાર્યું કે નથી તો અમે કોઇ કાળે ક્ષણજીવી કે ચિરંજીવીની ચર્ચામાં પડ્યા.

અમો અબળા જાતિને જે શિક્ષણ અત્યાર સુધીમાં પ્રાપ્ત થયું છે એનો ટૂંકો ને ટચ સાર એટલો જ છે કે–"પતિવ્રત ધર્મનું પ્રાણાંતે રક્ષણ કરવું, કારણ કે સ્ત્રીસમુદાય માટે શિયલવ્રતના પાલન સમાન ધર્મથી અન્ય કોઇ અધિક ધર્મ નથી. એટલે આપ અમારા મુગટ સમ હોવાથી જે માર્ગ બતાવશો એને અમો અનુસરશું."

જયશ્રી–મારી વડિલ ભગિનીએ ટૂંકામાં સર્વ કહી નાખ્યું છે. એનુ તાત્પર્ય એટલું જ છે કે જેમ તમોએ માતાને રાજી રાખવા તેમનું વચન માન્ય રાખ્યું તેમ અમારી–લલનાઓની પ્રાર્થના સ્વીકારો અને રસિયા બની આ મધુરજનીનો રસ લૂંટો. એટલું અમારું કહેણ આપ કબૂલ રાખશો તો કાલ પ્રભાતે આપ જે માર્ગ ગ્રહણ કરવાનો નિરધાર કરશો તેમાં અમો પણ સાથ દેશું.

જંબૂકુમાર–તમો મોહાતુર બની કથનમાં આવતો વિસંવાદ પણ જોઇ શકતી નથી. એક તરફ મરણાંતે પણ શિયલ ધર્મથી પતિત ન થવાના શિક્ષણની વાત કરો છો અને બીજી તરફ મને મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાની સલાહ આપો છો, જો હું અત્યારે ભ્રષ્ટ થઇ, બીજે દિવસ કદાચ સંયમનો રાહ લઉં તો, એમાં મને સાથ આપવા તૈયાર પણ છો તમારી સલાહનો ભાવ તો એવો છે કે–'પહેલા કાદવથી પગ ખરડવા અને પછી પાણી લઇ ધોવા! મારે ગળે એ વાત કેમ ઊતરી શકે ? કારણ કે એ સામે નીતિકારોનું જીવતું–જાગતું કથન પડકાર કરતું ઊભું છે.—' **प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम्** ' વ્રતભંગરૂપ કીચડમાં ખરડાવું અને પછી આલોચના કરવા બહાર પડવું એના કરતાં એ પ્રતિજ્ઞાભંગરૂપ કલંકને દૂરથી જ નવ ગજના નમસ્કાર કરવા એ જ યોગ્ય લેખાય. તમારું પાણિગ્રહણ કરવામાં મારો આશય ઉચ્ચ છે અને માતાની ભક્તિ કરતાં પણ પ્રીતિની માત્રા એમાં અધિક છે. તમો ચિત્તનો આવેગ શમાવી એ સાંભળશો અને એની પાછળ રહેલો મર્મ અવધારશો તો મારો એ ભાવ શુદ્ધ કાંચન સમ પ્રતીત થશે.

હે પ્રમદાઓ ! વિષય ભોગવવામાં જે આનંદ જણાય છે તે કિંપાકનાં મીઠાં ફળ સરખો છે. વિષયમાં વિષ કરતાં 'ય' વધારે હોવાથી 'વિષ' યાને 'ઝેર' કરતાં પણ એ વધારે પ્રમાણમાં ભયંકર છે. ઝેર પી જનાર એક ભવ પૂરતું મૃત્યુ વહોરે છે જ્યારે વિષયાધીન પ્રાણી તો ભવોભવના મરણને નોતરે છે. જેને સુખ તરિકે કલ્પીએ છીએ તે કેવળ પાંચ ઇંદ્રિયના વિષયની ખરજ છે. ખરજ ખણતાં મીઠી લાગે પણ એથી પીડા વધે છે તેમ અહીં પણ સમજવું. આત્મગુણનો તો એમાં નાશ છે જ પણ શરીર આદિ અન્ય અવયવોની પણ એની પાછળ ક્ષીણતા મોં ફાડી રહી છે. વિષય ભોગવતાં ઘડીભર જણાતી તૃપ્તિ એ ખરી તૃપ્તિ નથી પણ નવી ક્ષુધાને જન્મ દેનારી–કામવૃત્તિને વધુ ઉત્તેજ-

નારી, જ્ઞાન-ધ્યાનને ભૂલાવનારી, તૃપ્તિના માયાવી લેબાશમાં પ્રવેશ કરનારી રક્ત-માંસચૂસક પિશાચિણી છે. જ્યાં એક વાર એના પાશમાં ફસાણા કે ખેલ ખતમ! મદનજ્વરથી પીડાતા જીવો કેવી કરણીઓ કરે છે અને કેવા કષ્ટો અનુભવે છે એ શું તમે સાંભળ્યું નથી? તેથી તો શાસ્ત્રકારોને મુક્તકંઠે કહેવું પડયું છે કે-

'भोगा न भुक्ता वयमेव भुक्ता' અર્થાત્ ભોગોને ભોગવવા જતાં આપણે જાતે જ ભોગવાઇએ છીએ-કૂચાપાણી બનીએ છીએ. કર્મજનિત એ ખરજને વધુ ખણવામાં સુખ નથી પણ એનો સર્વથા નાશ કરવામાં-એને કાયમને માટે ખંખેરી નાખવામાં-એટલે કે દેહ, ઇંદ્રિય આદિનો સંસર્ગ છોડી દઇ સિદ્ધિગતિ વરવામાં સાચું સુખ છે. અશરીરી થવામાં ઇંદ્રિયાદિના ક્ષણસ્થાયી આનંદનો નાશ છે પણ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ આત્મગુણો-દ્વારા સર્જિત થતા અપૂર્વ સુખનો મનમાન્યો આનંદ પ્રાપ્ત થાય છે. 'સચ્ચિદાનંદમયતા' એ સર્વ સુખોમાં શિરોબિંદુ તુલ્ય છે અને મુક્તદશા પ્રાપ્ત થતા એ શાશ્વતપણે પરિણમે છે. એની સાધના માટે જો કોઇ પણ ઉચિત ગતિ હોય તો તે કેવલ માનવની જ છે. દેવભવના સુખોમાં અને નારકગતિના દુઃખોમાં અટવાતા જીવોને માટે એ શકય નથી, જ્યારે તિર્યંચદશામાં તો પરાધીનતા હોવાથી એનો સંભવ પણ કયાંથી હોય? મનુષ્ય ભવમાં પણ આર્યદેશાદિ સામગ્રી મળી હોય તો જ સાધનામાં પ્રગતિ સાધી શકાય. માની લઇએ કે સર્વ પ્રકારની સાનુકૂળતા હોય છતાં આ જીવલડો આપાતરમણિય સુખો માણવામાં લલચાઇ જાય તો, સાધના તો દૂર રહે અને જીવન હારી જાય.

વિચારો, આત્મા તરિકે જોતાં, નથી તો તમો લલનાઓ અને નથી તો હું સ્વામી. આ ભવ પૂરતા વ્યવહારથી બંધાયેલો એ સંબંધ છે. તમારી અને મારી એ સંબંધને અતૂટપણે ટકાવવાની પ્રબળ ઇચ્છા અને હાર્દિક ઉત્કંઠા છતાં એ આપણા હાથની વાત નથી. એ સામે યમની રાતી આંખો સતત ડોળા ફાડીને જોતી હોય છે! કાળરાક્ષસ કયારે આ દેહનો કોળિયો કરી જશે એ કહેવું જ્યાં અશકય છે ત્યાં ઇંદ્રવારુણીનાં ફળ સમા આ વિષયોમાં રાચવા-માચવાપણું કેમ થાય? જો મનુષ્ય ભવ યથાર્થપણે સાર્થક કરવો જ હોય તો આવા છીછરા સુખની અભિલાષા ઇરાદાપૂર્વક ત્યજી દઇ, જ્યાં કર્મરાજની સત્તા રજમાત્ર ચાલતી નથી એવા શિવપુરમાં કાયમી સ્થિતિ કરવા માટે ઉદ્યમશીલ બનવું જોઇએ. જ્યાંથી પાછા ફરવાપણું નથી અને જે સ્થાનમાં વસનાર આત્માઓમાં પરસ્પર નથી તો સ્વામી-સેવકભાવ કે નથી તો પૌદ્ગલિક લાલસાઓનો ઉદ્વેગ, એ સ્થાનમાં જવા સારુ અમોઘ સાધનસમા આ માનવદેહને ઉપયોગમાં લેવો-પરસ્પરના સહકારથી આગળ કૂચ કર્યે જવી એ પ્રત્યેક નર-નારીનો સર્વશ્રેષ્ઠ ધર્મ ગણાય. આ રહસ્ય જ્યારથી

ગણધરમહારાજના મુખથી મેં શ્રવણ કર્યું–એ પાછળ ચિંતન, મનન અને નિદિધ્યાસન ચાલુ રાખ્યું ત્યારથી જ મારા પૂરતું તો ચારિત્ર એ મુદ્રાલેખ સમ બની ચૂક્યું છે. એ માટેની દૃઢ ગાંઠ બંધાયા પછી કેટલાક સમય બાદ મેં કારણવશાત્ એ સત્વર ઉદયમાં આવે તેવા શપથ પણ ગ્રહણ કર્યા છે.

જો કે માતાનો આગ્રહ લગ્ન માટે ચાલુ જ હતો, પણ તેમાં તમારા પિતાશ્રી તરફની મારો નિશ્ચય જાણ્યા છતાં–સંમતિ અગ્રસ્થાને હતી. એની પાછળ રહેલા તમારા હૃદયના ભાવો વાંચીને જ મને એકાએક સ્ફુરી આવ્યું કે જે બાળાઓ વિનાપરિચયે મારા પ્રતિ સ્નેહવંત છે અને જેઓ જાણે છે કે પોતે જાણીબૂઝીને અગ્નિમાં ઝંપલાવે છે તેવી રમણીઓ કેમ પૂર્વભવના સંબંધવાળી ન હોય? આ જાતના રાગ પાછળ પાછલા ભવના અંકોડા સહજ રીતે સંકળાયેલા હોય છે એમ શાસ્ત્રકારોનું મંતવ્ય છે. મને પણ એ વિચારને અંતે ભાસવા માંડયું કે જેમ શ્રી મલ્લિકુંવરીના અને શ્રી અરિષ્ટનેમિના પ્રસંગમાં પૂર્વે બન્યું તેમ મારા આ પ્રસંગમાં પણ પ્રેમનું અલૌકિક દર્શન જગતને કાં ન થાય? એ પછી મેં એક સાચા પ્રેમીને શોભે તેવો ભાગ ભજવી બતાવ્યો. હજુ પણ ભજવી રહ્યો છું. જો આપણે જીવન-વાસના પૂરતા જ જોડાયેલા હોત તો મદન-પ્રવેશને જ્યાં સંપૂર્ણ સાનુકૂળતા છે એવા આ રંગભુવનમાં કયારના ય એના અદૃશ્ય બાણ વાગવા માંડ્યા હોત. કદાચ હું પ્રતિજ્ઞાપાલન માટે દૃઢ રહેવા યત્નવંત હોત તેથી કંઇ તમારા અંગોપાંગો પોતાની મસ્તીમાં પછાત ન જ રહેત. એ સમયનો વર્તાવ શ્રીકૃષ્ણની લીલા સદૃશ બની ગયો હોત. પણ એટલી હદની કામુકતા આપણા-માંથી કોઇના પણ શરીર પર નથી પથરાઇ, તેથી પુરવાર થાય છે કે આપણો આ સમાગમ સંસારના કોઈ બાહ્ય ભોગો ભોગવવા પૂરતો નથી સંધાયો, કેવળ શ્વાન-વૃત્તિપોષક લીલામાં આપણું જીવન વેડફી નાંખવામાં એની સફળતા પણ નથી. જો તમારો અંતરનો સહકાર પ્રાપ્ત થાય તો આ રંગશાળામાં જ જે કામદેવે લાખોને પરાજય પમાડી ધૂળ ચાટતા કરી મૂક્યા છે તે મારદેવને આપણે એકત્ર મળી સખત હાર આપીશું અને જગતને કોઇ અવનવો પાઠ શીખવશું. તમારી સાથેના લગ્ન પાછળ મારો ઉદ્દેશ એટલો જ છે કે જો પ્રેમની દિવ્યતા યથાર્થ રીતે પિછાનવામાં આવે તો સંસારી જનસમૂહની નજરમાં આપણે જે રાત 'મધુરજની' તરીકે વીતાવવા એકત્ર થયા છીએ એ રાત્રિને કાયમી સૌભાગ્ય-રાત્રિમાં ફેરવી નાખીએ અને એવી પ્રેમગાંઠ વાળીએ કે જે કોઇવાર છૂટે જ નહીં. તેમ જ આપણને નવે જણને સાચી સ્વતંત્રતા પ્રાપ્ત થાય કે જેથી પછી પતિ–પત્ની જેવા સંબોધનની જરૂર પણ ન રહે. કદાચ સંસારમાં પુત્રમુખદર્શનનો લ્હાવો મોટો મનાતો હોય અને તમો પણ એ લ્હાવો ...

વિચારમાં હો તો મારે એનો પણ ખુલાસો કરી દેવો ઘટે. કે એ કામનામાં ઝાઝો માલ નથી. એ લ્હાવાની પાછળ ઘણીવાર બળતા લીહાળા જોવા પડે છે. પુત્રો બધા કંઈ સપુત નથી પાકતા કે જેથી માતાની કુખને દીપાવે. બાકી મેં ઉપર વર્ણવ્યું તેવું કાર્ય તો નિ:શંક રીતે અક્ષય કીર્તિ અપાવે તેમ છે. પુત્રદ્વારા થતી પરંપરાને અટકી જવાનો સંભવ ઊઘાડો છે, જ્યારે આ નામના તો ચિરંજીવ છે. નથી એને કાળના બંધનથી મર્યાદિત બનાવી શકાતી કે નથી એને સર્પિણી-ઓના ચક્રે ભૂસી શકાતી! છતી સાધન સામગ્રીઓની મધ્યમાં બેસી તંદુરસ્ત દેહધારીઓ જનતાનો મોટો ભાગ જે વયમાં મોહના ચકરાવામાં લટ્ટુ બની જાય એવી દિવાની યુવાનીમાં સમજણપૂર્વક સંયમનો સ્વીકાર કરે તે આત્માઓના નામો જ્ઞાની પુરુષોના મુખે સહજે ચઢે રાજિમતી જે અમર કીર્તિને વરી તે આ જાતની નવિનતાને લીધે જ! આપણે પણ એવું કરી બતાવીએ કે વિશ્વની નજરમાં એ અનન્યરૂપે થઈ પડે.

બાકી अशक्तिमान् भवेत् साधु, कुरूपा नारी पतिव्रता। જેવું કરવાથી સાચી કાર્ય-સિદ્ધિ નથી સંભવતી. એ રીતના કાર્ય-થી દુનિયાને કંઇ ચમત્કારનો ચીમકો નથી લાગતો. પૂર્વે મેં 'મધુબિન્દુ' અને 'અઢાર નાતરા'ના ઉદાહરણ આપેલા છે એની સાથે મારી આ વાતનો મેળ મેળ-વશો તો તમોને પૂર્ણપણે મારા શુભ આશયની પ્રતીતિ થશે. અને સહજ જણાશે કે માતાની ભકિત સાચવનાર તનુજમાં પ્રિયાઓ પ્રત્યેના પ્રેમની કચાશ નથી પણ અધિકતા છે.

હવે એક વાત-મારી ઉપરની દલીલ ગળે ન જ ઊતરતી હોય ને તમારા મન વિષયવાસના તરફ ખેંચાતા જ હોય તો તમો સૂચવો તે માર્ગે હું તમોને ગળે વળગેલ લગ્નબંધનમાંથી મુક્ત કરું; કારણ કે હું કોઈ ચીજ દબાણથી થાય એ પસંદ કરતો નથી.

આ સાંભળી આઠે પત્નીઓ એકસાથે પોકારી ઊઠી-'નાથ! તમો આ શું બોલી ગયા? લાંબી મીઠાશને અંતે આ લવણનો ગાંગડો કયાંથી ફેંકયો? એ શબ્દો માટે અમારા કર્ણરંધ્ર બંધ થઈ ગયેલા છે માટે એ વાતને કચરાની ટોપલીને સ્વાધીન કરો. આપનું અંતર સંપૂર્ણપણે જાણી લેવા અને હવે પછી ગ્રહણ કરવાના માર્ગનું જ્ઞાન મેળવવા અર્થે જ અમારો આ વ્યવસાય હતો. બાકી વરમાળ આરોપતાં જ અમે નિશ્ચય કરી લીધો છે કે જે માર્ગ આપ લેશો તે જ અમારો પણ માર્ગ છે.'

આ વખતે 'ધન્ય છે, ધન્ય છે' એવો અવાજ સંભળાયો, પણ એ સ્વર જંબૂકુમારનો નહોતો. એથી રમણીઓને પણ આશ્ચર્ય ઉપજ્યું.

ચોકસી

# પુસ્તકોની પહોંચ.

૧ પંચસંગ્રહ—ગુજરાતી ભાષાંતર ભાગ ૨ જો. આચાર્ય શ્રી ચંદ્રર્ષિએ રચેલ મૂળ ગ્રંથ, તેનું ભાષાંતર અને આચાર્ય શ્રી મલયગિરિજીકૃત ટીકાનું ભાષાંતર. આ ગ્રંથમાં કર્મપ્રકૃતિમાં બતાવેલ બંધન સંક્રમણાદિકરણનું સ્વરૂપ અને સપ્તતિકા નામના છઠ્ઠા કર્મગ્રંથનું સવિસ્તર સ્વરૂપ આપવામાં આવ્યું છે. ભાષાંતરના પહેલા ભાગમાં પાંચે કર્મગ્રંથનું તથા ઉદય અને સત્તાનું સ્વરૂપ પૂર્ણ રીતે આપવામાં આવ્યું છે એટલે આ બંને ભાગમાં કર્મને લગતા અનેક ગ્રંથોનું સ્વરૂપ સમાવેલું છે. કર્મગ્રંથના અભ્યાસીને આ બંને ભાગ બહુ ઉપયોગી છે. તેમાં કેટલીક જરૂરની નોંધ પણ ટિપ્પણમાં આપી છે, પ્રથમ ભાગમાં ૮૧ ને બીજા ભાગમાં ૬૧ ફારમો છે. પહેલા ભાગના રૂ. ૪ાા ને બીજા ભાગના રૂ. ૫). બંને ભાગ ભેગા લેનારના રૂ. ૮) લેવામાં આવે છે. અમારી સભામાંથી પણ મળશે. ભાષાંતરકર્ત્તા અમદાવાદનિવાસી પંડિત હીરાલાલ દેવચંદ આ વિષયના પૂરા અનુભવી છે. તેમનો પ્રયાસ સ્તુત્ય છે.

૨ વિધિમાર્ગપ્રપા—યાને સુવિહિત સમાચારી. ખરતરગચ્છીય શ્રી જિનપ્રભસૂરિકૃત. તેની અંદર અનેક પ્રકારની વિધિઓ બતાવેલી છે. તે હાલમાં અનેક જૈનબંધુઓની આર્થિક સહાયથી ઉપાધ્યાયજી સુખસાગરજીના ઉપદેશથી શ્રી જિનવિજય પાસે પાઠાંતર પરિશિષ્ટાદિયુક્ત તૈયાર કરાવીને બહાર પાડવામાં આવી છે. પ્રકાશક શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, ઓસવાલ મહોલ્લા, ગોપીપુરા–સુરત.

૩ કરૂણરસકદંબક—પાઇય ખંડ તથા સંસ્કૃત ખંડ. સંગ્રાહક આચાર્ય શ્રી વિજયવિજ્ઞાનસૂરિના શિષ્ય ઉપાધ્યાય શ્રી કસ્તૂરવિજયગણિ. પ્રકાશક સંઘવી જીવણભાઇ છોટાલાલ, દોશીવાડાની પોળ–અમદાવાદ. કિં. રૂા. ૧–૮–૦ પ્રાકૃત ૮૫ અને સંસ્કૃત ૪૪ વિભાગો જુદા જુદા ગ્રંથમાંથી ઉદ્ધરીને આ બુકમાં સંગ્રાહકે સ્વરુચિ અનુસાર સંગ્રહિત કરેલા છે.

૪ પૃથ્વીચંદ્ર ને ગુણસાગર અથવા ૨૧ ભવનો સ્નેહસંબંધ–લેખક મણિલાલ ન્યાલચંદ શાહ. પ્રકાશક મેના નાગરદાસ પ્રાગજી, દોશીવાડાની પોળ–અમદાવાદ. કિં. રૂા. ૩) પંડિત શ્રી રૂપવિજયજીકૃત સંસ્કૃત ચરિત્ર ઉપરથી ઉદ્ધરીને વાંચનાર જૈન બંધુઓને રસ ઉપજે તેવી ઢબમાં લખેલ છે. પૃષ્ઠ ૫૨૮ છે. રસિક છે. ખરીદ કરવા યોગ્ય છે. અમારી સભામાંથી પણ મળી શકશે.

૫ પ્રતિમાપૂજન—લેખક અને સંગ્રાહક મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી. પ્રકાશક આચાર્ય શ્રી વિજયદાનસૂરિ ગ્રંથમાળા તરફથી માસ્તર હીરાચંદ રણછોડભાઇ, ગોપીપુરા–સુરત. પ્રતિમાપૂજનને અંગે અનેક સૂત્રો તથા ગ્રંથોમાંથી સારસાર ગ્રહણ કરી પ્રકરણોરૂપે અને પ્રશ્નોત્તરરૂપે ગુંથણી કરી બુકને બહુ ઉપયોગી બનાવી છે. પુષ્કળ પ્રયાસનું ફળ છે. પૃષ્ઠ ૩૪૪. વખતનો સદુપયોગ કરવા ઇચ્છનાર માટે આ માર્ગ સર્વોત્તમ છે. કિંમત લખી નથી. એ જોતાં અમૂલ્ય છે એ બરાબર છે.

૬ **શ્રી નૂતન સ્તવનમાળાદિ સંગ્રહ**—રચયિતા શ્રી વિજયલાવણ્યસૂરિ શિષ્ય મુનિ દક્ષવિજયજી ૨૨ પેજી પૃષ્ઠ ૧૦૨, મૂલ્ય સદુપયોગ

૭ **સંક્ષિપ્ત જૈન ઇતિહાસ**—ભાગ ૩, ખંડ-૩ દિગંબર જૈન માસિકની ભેટ દક્ષિણ ભારતવર્ષનો મધ્યકાલિન ઇતિહાસ છે પૃષ્ઠ ૧૬૬, મૂલ્ય બાર આના

૮ **નિજાત્મશુદ્ધિ ભાવના**—લેખક દિગમ્બરાચાર્ય કુંથુસાગર મૂલ્ય સ્વાધ્યાય આત્મશુદ્ધિના ઇચ્છકે વાંચવા યોગ્ય છે

૯ **ત્રીજા કર્મગ્રંથના યંત્રો**—બંધસ્વામિત્વ, ઉદયસ્વામિત્વ વિગેરે ભગવાનદાસ પંડિતના ત્રણ કર્મગ્રંથની બુકના પ્રાંત ભાગમાથી ઉદ્ધરેલ છે પ્રકાશક અમદાવાદનિવાસી સીતા બહેન

૧૦ **સ્તવનાદિ સંગ્રહ**—સ્નાત્રપૂજા યુક્ત સંપાદક શા ભુરાભાઇ ફુલચંદ, પ્રકાશક શા ચીમનલાલ જેઠાલાલ શાહપુર-અમદાવાદ મૂલ્ય સદુપયોગ

૧૧ **યુગાદિ દેશના**—સંસ્કૃત ગુર્જર ભાષાંતર સહિત-પ્રકાશક પંડિત બાલચંદ હીરાચંદ હંસરાજ જામનગર કિં રૂ ૪) વ્યાખ્યાનોપયોગી ગ્રંથ છે અનેક કથાઓ આપેલી છે. ખાસ વાંચવા યોગ્ય છે

૧૨ **જૈનતત્ત્વસાર ગ્રંથ સટીક**—શ્રી સૂરચંદ્રગણિવિરચિત સંશોધક ને સંપાદક શ્રી વિજયહર્ષસૂરિશિષ્ય પંન્યાસ શ્રી માનવિજયજી પ્રકાશક શ્રી વર્ધમાનસત્યનીતિહર્ષસૂરિ જૈન ગ્રંથમાળાના વ્યવસ્થાપક શેઠ ભોગીલાલ સાંકળચંદ, રીચીરોડ-અમદાવાદ અનેક ઉપયોગી વિષયો અનેક લૌકિક દૃષ્ટાંતો યુક્ત આપેલા હોવાથી ખાસ વાંચવા લાયક ગ્રંથ છે જીવ, અજીવાદિ તત્ત્વ સંબંધે સવિસ્તર વર્ણન છે પ્રયાસપૂર્વક તૈયાર કરવામાં આવેલ છે પ્રતાકારે ફારમ છત્રીશ છે કિંમત લખી નથી

૧૩ **શ્રી ચતુર્વિંશતિ જિન ચૈત્યવંદન યુક્ત સ્તુતિ ચતુર્વિંશતિકાદિ**—રચનાર પંન્યાસ શ્રી અમૃતવિજયજી પ્રકાશક શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળા નાગજી ભુદરની પોળ-અમદાવાદ કિંમત લખી નથી

૧૪ **ઉપાધ્યાય શ્રી યશોવિજયજીવિરચિત ભાષારહસ્યાદિ**—અપૂર્વ ચાર ગ્રંથોનો સંગ્રહ શાસનસમ્રાટ્ આચાર્યશ્રી વિજયનેમિસૂરિના પટ્ટધર શિષ્ય શ્રી વિજયોદયસૂરિના અપૂર્વ પ્રયાસનું ફળ છે ચારે વસ્તુ ખાસ ઉપયોગી છે અને અપ્રસિદ્ધ છે પ્રકાશક શ્રી જૈનગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક શેઠ ઇશ્વરલાલ મૂળચંદ, પાંજરાપોળ-અમદાવાદ કિં રૂા ૨)

૧૫ **શ્રી મહાવીર કથા**—સંપાદક ગોપાળદાસ જીવાભાઇ પટેલ પ્રકાશક શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ ગુજરાત વિદ્યાપીઠ-અમદાવાદ કિં રૂા ૨-૮-૦ પૃષ્ઠ ૫૬૬ બુક સંપૂર્ણ વાંચ્યા બાદ અભિપ્રાય લખી શકાય તેમ છે, કારણ કે લેખકે પોતાના વિચારો તેમાં દાખલ કર્યા છે કે નહીં તે તે સંપૂર્ણ વાંચ્યા સિવાય કહી શકાય નહીં



# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૭ ના શ્રાવણ તથા ભાદરવા માસની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઓ :**—બંને માસમાં રિવાજ મુજબ પ્રભુપૂજા, સામાયિક, દેવસી તથા પખ્ખી પ્રતિક્રમણ, ગુરુવંદન, તલાટીદર્શન વિ૦ થઈ રહેલ છે. પર્યુષણના આઠે દિવસો દરમિયાન સવાર સાંજ પ્રતિક્રમણમાં સૌ વિદ્યાર્થીઓ જોડાતા હતા. કલ્પધર, તેલાધર તથા સંવત્સરીના દિને લગભગ સઘળા વિદ્યાર્થીઓને ઉપવાસ હતા. ૭ છટ્ઠ તથા બે અટ્ઠમ પણ થયા હતા. હંમેશા વિદ્યાર્થીઓ મુનિ. સાથે વ્યાખ્યાન શ્રવણાર્થે જતા હતા. સંસ્થાના દહેરાસરે નવ દિવસ આંગીની રચના થતી. છેલ્લા દિવસે વિદ્યાર્થીઓએ પોતાના તરફથી આંગીનો ખર્ચ હોંશપૂર્વક આપવા ઉપરાંત આરતી મંગળદીવો ઉતારવાનું ઘી બોલ્યા હતા જે રૂા. પંદરેકનું થયું હતું.

| આવક:— | | શ્રાવણ— | ભાદ્રપદ— |
|---|---|---|---|
| શ્રી જ. નિર્વાહ ફંડ | રૂા. | ૧૦૬—૦—૦ | ૪૬—૦—૦ |
| શ્રી ભોજન ફંડ | રૂા. | ૧૦૧-૧૩-૩ | ૬૧—૦—૦ |
| શ્રી કેળવણી ફંડ | રૂા. | ૫—૦—૦ | ૦—૦—૦ |
| શ્રી દહેરાસર ફંડ | રૂા. | ૦—૦—૦ | ૧૨—૧૩—૦ |
| શ્રી દહેરાસર સા. ફંડ | રૂા. | ૫—૦—૦ | ૩—૮—૦ |

જમણવાર:—

| | | | |
|---|---|---|---|
| ૧. શેઠ ત્રિભુવનદાસ ભાણજી | ભાવનગર | શ્રાવણ શુદિ | ૨ |
| ૨. શ્રી કેશવલાલભાઈ હા. જયંતિલાલ નરસીદાસ મોદી | પાલીતાણા | ,, | ૩ |
| ૩. શેઠ પાનાચંદ નવલચંદ | સુરત | ,, | ૭ |
| ૪. શેઠ શાંતિલાલ ચુનીલાલ | કરાંચી | વદિ | ૭ |
| ૫. શેઠ મોનજી વસનજી | પોરબંદર | ભાદરવા શુદિ | ૩ |
| ૬. શાહ કુંવરજી મૂળચંદ | ભાવનગર | ,, | ૯ |
| ૭. શેઠ ધરમચંદ કુલચંદ હા. ડાહીબેન | | વદિ | ૩ |
| ૮. ગાંધી વાડીલાલ ચતુર્ભુજ | ભાવનગર | ,, | ૭ |

આ ઉપરાંત શ્રાવણ વદિ ૧૧, ભાદરવા શુદિ ૧, તથા ભા. શુ. ૫ ના સ્થાનિક જમણોમાં વિદ્યાર્થીઓ જમવા ગયા હતા.

**ભેટ :**—શેઠ ડોસાભાઇ અભેચંદની પેઢી–ભાવનગર સુખડ કટકો શેર ૧૦) નો ૧, શેઠ મનસુખલાલ મગનલાલ–પાલીતાણા બરફીચુરમું શેર ૧૮ાા, શાહ પ્રેમચંદ જીવરાજ તથા શા. લહેરચંદ દેવચંદના ધર્મપત્ની બહેન સમરત ગામ ચાણસ્મા મોહનથાળ શેર ૩૫, મેતા દેવચંદ હરખચંદ–પુનાસીટી જ. સિ. થાળી ૧ તથા વાટકી ૧, શા. વાડીલાલ વનમાળીદાસ–અમદાવાદ માતર તીર્થ વર્ણનની બુક ૧૫.

**ડીબેટીંગ સોસાયટીની મિટીંગો :—**

| વિષય. | વકતા. | પ્રમુખ. |
|---|---|---|
| વિશ્વવિગ્રહ પછીનું હિન્દ કેવું હશે? | તલકચંદ એમ. મહેતા તથા મનસુખલાલ એમ. મહેતા. | .... |
| સમયસૂચકતા | વ્રજલાલ જગજીવન | વીરચંદ એફ. શાહ |
| ગાંધીયુગની જીવન પર અસર | હિંમતલાલ જાદવજી | તલકચંદ એમ. મહેતા. |
| ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને અંજલિ ( શોકસભા ) | | .... |

**નિરીક્ષણ તથા સ્થા. કમિટીની મિટીંગ :**—ભાવનગરથી સ્થા કમિટીના સભ્યો રા. રા. શ્રી ચુનીભાઇ દુર્લભદાસ પારેખ તથા રા. રા અમરચંદ કુંવરજી શાહ આવતાં સંસ્થાનું નિરીક્ષણ કર્યું હતું અને સ્થા. કમિટીની મિટીંગ મેળવી યોગ્ય કામકાજ કરવામાં આવ્યું હતું.

**ધાર્મિક પરીક્ષા :**—સઘળા વિદ્યાર્થીઓની ધાર્મિક અભ્યાસની પરીક્ષા સ્વ. પૂજ્ય જૈનાચાર્ય શ્રી વિજયકેસરસૂરીશ્વરજીના શિષ્ય જૈનાચાર્ય શ્રી વિજયન્યાયસૂરીશ્વરજી મહારાજ જેઓ અત્રે ચાતુર્માસ અર્થે બિરાજમાન છે તેમની પાસે લેવરાવવામાં આવી છે. પરિણામ હવે પછી જાહેર થશે.

**ગાંધી જયંતિ :**—ભાદરવા વદિ ૧૨ ના રોજ મહાત્મા ગાંધીજીની જયંતિ નિમિત્તે તેમના " જીવન અને જીવનકાર્ય " વિષે પ્રવચન રાખ્યું હતું તથા વિદ્યાર્થીઓએ યથાશક્તિ ખાદી ખરીદી હતી.

**દિલગીરી અને દિલાસો :**—મોમ્બાસાવાળા શા. મગનલાલ જાદવજી જેમણે સંસ્થાને સ્વા૦ ટ્રસ્ટફંડની છ તિથિ આપી છે તેમના પિતાશ્રી જાદવજી માણેકચંદ ગુજરી જતાં અત્રે શોકસભા રાખી હતી તથા શ્રી મગનભાઇને દિલાસાનો પત્ર લખવામાં આવ્યો હતો.

" મકાનફંડ તથા દહેરાસરખાતે હજુ તોટો
ઊભો છે તમારો હિસ્સો સત્વર આપો. "



# શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા—અમદાવાદ

## હાલમાં મળતા પુસ્તકોનું સૂચીપત્ર



૧ શ્રી હરિભદ્રાષ્ટક પ્રકરણ (સટીક) મૂલ કર્તા— શ્રી હરિભદ્રસૂરિ—પૂર્વધરોના સમકાલીન, ૩૩૧ સંવાદ પાઠોયુક્ત. ટીકાકાર— શ્રી જિનેશ્વરસૂરિ. (ઠોઇંગ પેપર) રૂા. ૨—૮—૦

૨ „ „ „ (ગ્લેઝ પેપર) રૂા. ૨—૦—૦

૩ શ્રી સંબોધ પ્રકરણ (મૂલ) કર્તા— શ્રી હરિભદ્રસૂરિ રૂા. ૩—૦—૦

૪ શ્રી હરિભદ્રસૂરિ મૂલ ગ્રંથ સંગ્રહ— ૧૧ સંસ્કૃત ગ્રંથોનો સમૂહ રૂા. ૩—૦—૦

૫ શ્રી હરિભદ્રાષ્ટક પ્રકરણ— (મૂલ) રૂા. ૦—૪—૦

૬ શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય તથા યોગબિંદુ [ સટીક ] મૂલ તથા ટીકાકાર— શ્રી હરિભદ્રસૂરિ રૂા. ૨—૮—૦

૭ શ્રી યોગદૃષ્ટ્યાદિ નવ ગ્રંથ પદ્યાકારાદ્યનુક્રમ— રૂા. ૦—૬—૦

૮ શ્રી પારમર્ષ સ્વાધ્યાય ગ્રંથ સંગ્રહ ( ૯ ગ્રંથોનો સમૂહ ) પ્રતાકાર રૂા. ૦—૮—૦

૯ „ „ ( ૬ ગ્રંથોનો સમૂહ ) બુક રૂા. ૦—૬—૦

૧૦ ન્યાયાલોક ( સટીક ) મુલ—શ્રી યશોવિજયજી ગણી ટીકા— આચાર્ય શ્રી વિજયનેમીસૂરિજી રૂા. ૫—૦—૦

૧૧ શ્રી અષ્ટસહસ્રીતાત્પર્યવિવરણ— કર્તા— શ્રી યશોવિજયજી ગણી શ્રી સમન્ત ભદ્રાચાર્ય કૃત આપ્તમીમાંસા, શ્રી અકલંકદેવ નિર્મિત ભાષ્ય તથા શ્રી વિદ્યાનંદિસૂરિ પ્રણીત અષ્ટસહસ્રી વૃત્તિ સહિત રૂા. ૧૦—૦—૦

૧૨ શ્રી સમ્મતિ તર્ક પ્રકરણ ( સટીક )— ભાગ ૧ મુલ— શ્રી સિદ્ધસેન દિવાકર. ટીકા— મલધારિ શ્રી અભયદેવસૂરિ. રૂા. ૫—૦—

૧૩ સ્યાદ્વાદ રહસ્ય પત્ર (સટીક) મુલ— મહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણી ટીકાઃ— આચાર્ય શ્રી વિજયનંદનસૂરિજી. રૂા. ૦—૧૨—

૧૪ હૈમ ધાતુમાલા— દશે ગણના તમામ લકારો તથા સર્વ પ્રક્રિયાના રૂપોનો ખજાનો, સાથે "બાલ સંસ્કૃત દીપિકા"—વ્યાકરણના મુખ્ય મુખ્ય સર્વ વિષયો તથા ધનંજય કોષ. રૂા. ૪—૪—

૧૫ જૈન ન્યાય મુક્તાવલિ ( સટીક )— નૈયાયિકોના સિદ્ધાન્તમુક્તાવલિ ગ્રંથ જેવો જૈન તત્વોનો પ્રદર્શક ગ્રંથ રૂા. ૧

૧૬ સમુદ્ઘાત તત્વ—કેવલિ સમુદ્ઘાતનું વિશેષ સ્પષ્ટીકરણ યુક્તિ, નિકટવર્તિ કેવલિ ભગવંતની અંતિમ ક્રિયા રૂા. ૦—૬

જૈન ન્યાય મુકતાવલિ તથા સમુદ્દઘાત તત્ત્વ [ ભેગા ] રૂા.

નવતત્ત્વ વિસ્તરાર્થ– ઘણાજ વિસ્તારવાળો ડેમી ૫૦ ઉપરાંત ફૉર્મનો ગ્રંથ રૂા.

દંડક વિસ્તરાર્થ— રૂા.

જૈનતત્વપરીક્ષા– ભાગ ૧ રૂા.

સ્તોત્ર ભાનુ રૂા.

પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ— શ્રી યશોવિજયજી ગણી પ્રણીત ૧૨૫, ૧૫૦ તથા ૩૫૦ ગાથાના સ્તવનો, યોગદષ્ટિ સજ્ઝાયો, પુણ્યપ્રકાશ સ્તવન, ગૌતમસ્વામિના રાસ તથા છંદો, પ્રભાતિ સ્તવનો, શ્રી ભગવતી સુત્ર તથા સ્થાપનાકલ્પ સ્વાધ્યાયો, સંયમશ્રેણીવિચાર સજ્ઝાય તથા સ્તવન, દ્રવ્યગુણપર્યાય રાસ, સુજસવેલી ભાસ, સંયમશ્રેણીવિચાર ભાષાબદ્ધ તથા યંત્રો વગેરેનો સંગ્રહ. રૂા.

૩ ભાષા રહસ્ય-સટીક, યોગવિંશિકા ટીકા, કૂપદષ્ટાંત વિશદીકરણ સટીક, નિશાભકતે સ્વરૂપ વિચાર– આ ચારે ગ્રંથો મહોપાધ્યાય શ્રી યશોવિજય ગણી વિરચિત છે છેવટના બે પૂર્વે અમુદ્રિત હસ્તલિખિત પણ દુષ્પ્રાય છે. પ્રથમના બે કવચિત ભંડારોમાં છે. પ્રયાસથી હસ્તલિખિત પ્રતો મેળવીને પ્રકાશિત કર્યાં છે. રૂા.

૪ જ્ઞાનાર્ણવ પ્રકરણ [મુલ]– પૂર્વે અમુદ્રિત હસ્તલિખિત પ્રત ઉપરથી અતિ પ્રયાસે પ્રકાશિત કર્યો છે. રૂા.

પાંતજલ યોગદર્શન, નયરહસ્ય, નયપ્રદીપ–મહોપાધ્યાય શ્રી યશોવિજયજીગણી કૃત પાંતજલ યોગદર્શન ઉપર સ્યાદ્વાદમતાનુસારિ વ્યાખ્યા ઘણાજ રહસ્ય વાળી છે. રૂા.

છપાતા ગ્રંથોઃ–

૧ સમ્મતિ તર્ક— ભાગ ૨

૨ ધર્મ પરીક્ષા— સ્વોપજ્ઞ ટીકા સમેત

તા. કઃ— ઉપરના ગ્રંથોમા સો રૂપીઆ ઉપરના પુસ્તકો લેનારને સેંકડે ૨૫ ટકા કમીશન આવશે.

લખોઃ— શેઠ ઇશ્વરદાસ મુલચ

— કાર્યવાહક —

શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભ

જૈન એડવોકેટ પ્રેસ, ઘીકાંટા–અમદાવાદ.

## શેઠ નરોત્તમ મોતીલાલનું ખેદકારક પંચત્વ.

અંનેના શેઠ નરોત્તમ મોતીલાલનું બાવન વર્ષની ઉમ્મરે આસો શુદિ પાંચમ ને ગુરુવારના રોજ અવસાન થયું છે. સદ્દગત છેલ્લા બે વર્ષથી બીમારી ભોગવતા હતા. તેઓ સ્વભાવે મિલનસાર અને માયાળુ હતા. ધર્મકરણી પ્રત્યે શ્રદ્ધાવાળા હતા. અંનેના કાપડ બજારમાં એક આગેવાન વ્યાપારી તરીકે તેમની ખ્યાતિ સારી હતી. સદ્દગત આ સભાના ઘણા વર્ષોથી લાઇફમેમ્બર હતા. સભાને તેમના અવસાનથી એક લાયક સભાસદની ખામી પડી છે. અમો તેમના બંધુ ભાઇ પ્રતાપરાય અને પુત્ર ભાઇ ચંપકલાલ તથા ભૂપતરાય વિગેરે સ્વજન બંધુઓને દિલાસો આપવા સાથે મર્હુમના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ તેમ ઇચ્છીએ છીએ. કર્મની ગતિ વિચિત્ર છે. જીવ તેને વશ છે.

## નવા વર્ષના જૈન પંચાંગ.

સં. ૧૯૯૮ ના વર્ષના નવા જૈન પંચાગ અમારા તરફથી કાયમના રિવાજ પ્રમાણે પંડિત શ્રીધર શીવલાલના જોધપુરી ચંડાંશુચંડુ પચાંગને આધારે બનાવીને બહાર પાડ્યા છે. કિંમત ૭ પાઇ, સો નકલના રૂ. ૨-૦-૦ આ પંચાગો ખાસ તિથિ પાળવા માટે છે.

## સ્વ. શેઠ કુંવરજી નથુભાઇના શ્રેયાર્થે મહોત્સવ.

શ્રી ભાવનગરમાં મોટા દેરાસરજીમાં સદ્દગત શેઠ કુંવરજી નથુભાઇના શ્રેય નિમિત્તે તેમના ત્રણ સુપુત્રોએ તથા જીવણભાઈએ સમવસરણની સુંદર રચનાપૂર્વક અટ્ઠાઇ મહોત્સવ ભાદરવા વદિ બીજી છઠથી કર્યો હતો. વદિ ૧૧ સે શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું અને શ્રી સંઘનું સ્વામિવાત્સલ્ય કર્યું હતું. રચના આકર્ષક થયેલી હોવાથી અને રોશનીની ગોઠવણ સારી હોવાથી દર્શન વખતે સમુદાય બહુ મળતો હતો. દરરોજ નવી નવી પૂજા ભણાવવામા આવતી હતી. શાંતિસ્નાત્ર ભણાવવા શ્રી પાલીતાણાથી માસ્તર કુંવરજી દામજીને બોલાવવામાં આવ્યા હતા. દરેક ક્રિયા વખતે આચાર્યશ્રી વિજયોદયસૂરિએ પધારીને સારો લાભ આપ્યો હતો. મહેરબાન મુખ્ય દીવાન સાહેબ અનંતરાયભાઈ પણ વદિ ૧૧ ના રોજ શાંતિસ્નાત્ર સમયે દર્શનાર્થે પધાર્યા હતા અને સમવસરણની રચના જોઇને તેમજ પ્રાતભાગના સ્તોત્રોના વાક્યો સાંભળીને બહુ પ્રસન્ન થયા હતા. મળેલી લક્ષ્મીને સાર્થક કરવાનો આ બહુ ઉત્તમ માર્ગ છે કે જેથી અનેક જીવોનું હિત થવા સાથે શાસનોન્નતિ પણ થાય છે.

## શેઠ ત્રિભુવનદાસ ભાણજીને ત્યાં મહાન્ તપ અને સ્વામિવાત્સલ્ય.

ગત પર્યુષણપર્વમાં ભાવનગરખાતે તપસ્યાઓ બહુ વિશેષ થઇ હતી. તેમાં શેઠ ત્રિભુવનદાસભાઇના સદ્દગત પુત્ર પ્રેમચંદના ધર્મપત્ની વેણીબહેને નાની વયમાં માસખમણ જેવો ઉગ્ર તપ કરી અનેક જીવોને અનુમોદનાનું કારણ આપ્યું છે. ભાઇશ્રી દામોદરદાસે સદરહુ તપને અંગે ભાદરવા શુદિ ૧ મે શ્રી ભાવનગરના સંઘનું સ્વામીવાત્સલ્ય તથા ભાદરવા શુદ ૫ મે સવારે ચાર ઉપવાસીથી માંડીને સર્વ તપસ્વીઓને પારણા કરાવીને તપનું ઉદ્યાપન કર્યું છે. મળેલી લક્ષ્મીનો આ પ્રકારે સદ્વ્યય કરવો તે જ તેની ખરેખરી સાર્થકતા છે.

Reg. No. B. 156

# પંચસંગ્રહ

## ગુજરાતી ભાષાંતર ભાગ બીજો

### પૂ. આચાર્ય શ્રીમાન્ ચંદ્રર્ષિએ બનાવેલ મૂળ અને આચાર્ય શ્રીમાન્ મલયગિરિજીએ કરેલ ટીકાનું ગુજરાતી ભાષાંતર.

આ ગ્રંથમાં કર્મપ્રકૃતિમાં વર્ણવેલ બંધન સંક્રમણાદિ આઠ કરણનું સ્વરૂપ અને સપ્તતિકા—છઠ્ઠા કર્મગ્રંથનું સવિસ્તર સ્વરૂપ આપવામાં આવ્યું છે. ભાષાંતરના પહેલા ભાગમાં પાંચે કર્મગ્રંથનું તથા ઉદય અને સત્તાનું સ્વરૂપ પૂર્ણ રીતે આપવામાં આવ્યું છે. એટલે આ બંને ભાગમાં છએ કર્મગ્રંથ અને કર્મપ્રકૃતિ તદુપરાંત તેને લગતા બીજા અનેક વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કર્મગ્રંથના અભ્યાસીને આ બંને ભાગ બહુ ઉપયોગી છે. ગ્રંથ સરળ થાય તે માટે ઉપયોગી ટીપ્પણો પણ આપ્યા છે. પહેલા ભાગના રોયલ આઠ પેજી સાઇઝના ૮૧ ફરમા છે. બીજા ભાગના ૯૧ ફરમા છે. કિંમત પંચસંગ્રહ ભાષાંતર ભાગ પહેલાની રૂા. ૪-૮-૦ ભાગ બીજાની રૂા. ૫-૦-૦ રાખવામાં આવી છે. બંને ભાગ સાથે લેનારને આઠ રૂપિયામાં આપવામાં આવશે.

**પ્રજ્ઞાપના સૂત્ર** મૂળ, મૂળ તથા શ્રીમદાચાર્ય મલયગિરિવિરચિત ટીકાના અનુવાદ સહિત પત્રાકારે ત્રણ ભાગમાં સંપૂર્ણ. કિં. રૂ. ૧૬-૦-૦

સમરાઇચ્ચકહા પ્રથમ ખંડ શ્રી હરિભદ્રાચાર્ય વિરચિત સંસ્કૃત છાયા સહિત ૭ ભવ પત્રાકારે કિં. રૂ. ૬-૦-૦. દ્વિતીય ખંડ થોડા સમયમાં બહાર પડશે.

વિક્રમચરિત્ર શ્રી શુભશીલગણિવિરચિત પત્રાકારે સંપૂર્ણ. કિં. રૂ. ૫-૦-૦

પ્રાપ્તિસ્થાનઃ—હીરાલાલ દેવચંદ શાહ. જૈન સોસાયટી નં. ૧૫. એલીસબ્રીજ અમદાવાદ.

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

અંક ૮ મો

પુસ્તક ૫૭ મું




કાર્તિક

સંવત ૧૯૯૭

વીર સંવત ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૭ મું } કાર્તિક { વીર સં. ૨૪૬૮
અંક ૮ મો } { વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका



### નવા સભાસદોના નામ.

| | | |
|---|---|---|
| ૧ શેઠ બાબુલાલ કુંવરજી નથુભાઇ. | ભાવનગર. | લાઇફ મેમ્બર. |
| ૨ શા. વ્રજલાલ જેચંદ | ભાવનગર. | પ્રથમ વર્ગના મેમ્બર. |

### નવા જૈન પંચાંગ.

આ અંક સાથે ગ્રાહકને માટે નવું પંચાંગ ભેટ તરીકે મોકલવામાં આવેલું છે તે કાઢી લેવાનું ધ્યાનમાં રાખવું. સંવત ૧૯૯૮ ના માગ ૧૩ ની પાળવાની તિથિ દર્શાવનાર આ પંચાંગની કિંમત ૭ પાઇ. સો નકલના રૂા. ૨ા

### ઉપાધ્યાય શ્રી લાવણ્યવિજયજીવિરચિત
### શ્રી દ્રવ્યસપ્તતિકાવૃત્તિ ને ભાષાંતર યુક્ત.

આ ગ્રંથ સાધુ સાધ્વીને ભેટ આપવામાં આવશે. ગૃહસ્થે પોસ્ટેજ માટે પાંચ આનાની ટીકીટ શ્રી ભીડીભંજન, નવાપુરા, શાંતિનાથજીના દેરાસરની પેઢી ઉપર મોકલવી એટલે તેઓ તરફથી ભેટ મોકલવામાં આવશે.




પુસ્તક ૫૭ મું | કાર્તિક | વીર સં. ૨૪૬૮
અંક ૮ મો. | | વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । (મુદ્રાલેખ)

ઉપા૦ શ્રીમદ્ યશોવિજયજીવિરચિત

# શ્રી મહાવીર જિનસ્તવન (અપ્રસિદ્ધ)



સરસતિ સામિનિ પાય લાગુ, પ્રણમું સદ્ગુરુ પાયા;
શુણશુ હૃદય રંગ ધરીને, વર્ધમાન જિનરાયા
મોરા સામિ હો ! તોરા ચરણ ગ્રહીજે હો
શરણ રહીજે, નરભવ લાહો લીજે ૧

ભારે કરમી તે પણ તાર્યા, પાતિકથી ઉગાર્યા;
મુજ સરિખાને નવિ સંભારો, શું ચિત્તથી ઉતાર્યા ? મો૦ ૨

પત્થર પણ કાંઇ તીરથ પ્રભાવે, જલમાંહિ દીસે તરતા;
તિમ તરશું તુમ પાયે વલગ્યા, સ્યું રાખો છો અલગા ? મો૦ ૩

તરણતારણ (તુમે) નામ ધરાવો, હું તુમ ખિજમતગારો,
કુણ બીજા આગળ જઈ જાચું ? મોટો નામ તમારો. મો૦ ૪

મુજ કરણી સામું મત જોજો, નામ સામું તુમ જોજો;
સાહેબ આ સેવક દુઃખ હરજો, તમને મંગલ હોજો. મો૦ ૫

એહ વિનતિથી સાહિબ તુઠા, વર્ધમાન જિનરાયા;
આપ ખજાનામાંહિથી આપે, સમકિત રયણ સવાયા મો૦ ૬

શ્રી નયવિજય વિબુધ પયસેવક, વાચક જશ ઈમ બોલે;
સમકિતદાયક ત્રિભુવનનાયક, નહીં કોઇ વીરજિન તોલે મો૦ ૭

સંગ્રાહક—ગિરધર હેમચંદ-પાટણ

# मंडननीति का प्रभाव।

अपने जीवन में बनाओ, नीति[1] ही ऐसी सदा ।
जीससे हो जावे प्रसन्न, सुज्ञों की सारी पर्षदा ॥ १ ॥
नीति खंडन तो सदा, लाती जगत में आपदा ।
नीति मंडन है प्रभावक, आती जीस से संपदा ॥ २ ॥
इन दोनों नीति से ही जग में, संपदा और आपदा ।
जो नीति मंडन धार लो, पा जाओ जग की संपदा ॥ ३ ॥
नीति खंडन पास रहता, है कदाग्रह ही सदा ।
नीति मंडन प्रेम करती, सत्य-आग्रह से सदा ॥ ४ ॥
नीति खंडन करती आदर, द्वेष का ही सर्वदा ।
नीति मंडन तो समझती, द्वेष को ही आपदा ॥ ५ ॥
नीति खंडन गुण ग्रहण को, है न कर सकती कदा ।
नीति मंडन बन के ग्राहक, चाहता गुण को सदा ॥ ६ ॥
नीति खंडन हो संकुचित, उदारता करती वीदा ।
नीति मंडन उदार हो कर, सब को अपनाती सदा ॥ ७ ॥
नीति खंडन जग को देखे, द्वेषमय ही सर्वदा ।
नीति मंडन प्रेममय ही, प्रेम करती है यथा ॥ ८ ॥
नीति खंडन करती संग्रह, अवगुणों को ही सदा ।
नीति मंडन ध्येय रखती, गुणग्रहण का ही सदा ॥ ९ ॥
नीति खंडन तो समझती, अपनी नीति को यथा ।
नीति मंडन वीरप्रभु के, प्रमाण[2] को माने तथा ॥ १० ॥
नीति खंडन अपमान पाती, न होती सार्थक ही कदा ।
नीति मंडन सन्मान से, पाती विजय ही सर्वदा ॥ ११ ॥
नीति खंडन मिथ्यात्व का, प्रचार करती है सदा ।
नीति मंडन ध्यान रखती, सम्यग्‌ज्ञान का सर्वदा ॥ १२ ॥
नीति खंडन देव गुरु में, शंका करती है सदा ।
नीति मंडन देव गुरु में, श्रद्धा रखती है सदा ॥ १३ ॥
नीति खंडन धर्म से भी, है विमुख रहती सदा ।
नीति मंडन धर्म समझे, प्राण प्यारा सर्वदा ॥ १४ ॥
नीति खंडन 'राज' त्यागो, यह जगत में है बला[3] ।
नीति मंडन धार कर, पाओ जगत की सब कला ॥ १५ ॥

राजमल भंडारी-आगर ( माळवा )

१ रचनात्मक नीति । २ आगम को प्रमाणिक माने । ३ आपदा पैदा करनेवाली ।

श्री मल्लिषेण मुनिविरचित—

# सज्जनचित्तवल्लभः

સાનુવાદ

( શાર્દૂલવિક્રીડિત વૃત્તમ્ )

नत्वा वीरजिनं जगत्त्रयगुरुं मुक्तिश्रियो वल्लभं,
पुष्पेषुक्षयनीतबाणनिवहं संसारदुःखापहम् ।
वक्ष्ये भव्यजनप्रबोधजननं ग्रंथं समासादहं,
नाम्ना सज्जनचित्तवल्लभमिमं शृण्वंतु संतो जनाः ॥ १ ॥

**ભાવાર્થ:**—ત્રણ જગતના ગુરુ, મુક્તિરૂપ લક્ષ્મીના પતિ, કામના બાણ-સમૂહને ક્ષય કરનારા અને સંસારના દુઃખનો નાશ કરનારા શ્રી વીરપ્રભુને નમસ્કાર કરીને ભવ્ય જનોને જ્ઞાન પ્રગટ કરનારા આ **સજ્જનચિત્તવલ્લભ** નામના ગ્રંથને સંક્ષેપથી કહું છું; તેને સંતપુરુષો સાંભળો ॥ ૧ ॥

रात्रिश्चंद्रमसा विनाब्जनिवहैर्नो भाति पद्माकरो,
यद्वत्पंडितलोकवर्जितसभा दंतीव दंतं विना ।
पुष्पं गंधविवर्जितं मृतपतिः स्त्री चेह तद्वन्मुनिः,
चारित्रेण विना न भाति सततं यद्यप्यसौ शास्त्रवान् ॥ २ ॥

**ભાવાર્થ:**—જેમ રાત્રિ ચંદ્ર વિના, તળાવ કમલોના સમૂહ વિના, સભા પંડિતજનો વિના, હાથી દાંત વિના, પુષ્પ ગંધ વિના અને સ્ત્રી પતિ વિના શોભતી નથી તેમ શાસ્ત્રનો જાણ એવો પણ મુનિ ચારિત્ર વિના શોભતો નથી ॥ ૨ ॥

किं वस्त्रत्यजनेन भो मुनिरसावेतावता जायते,
क्ष्वेडेन च्युतपन्नगो गतविषः किं जातवान् भूतले ।
मूलं किं तपसः क्षमेंद्रियजयः सत्यं सदाचारता,
रागादींश्च बिभर्ति चेन्न स यतिर्लिंगी भवेत्केवलम् ॥ ३ ॥

**ભાવાર્થ:**—અરે! વસ્ત્ર માત્રને ત્યજવાથી શું? આ પુરુષ એ વસ્ત્રને ત્યજી દેવાથી શું મુનિ થાય? અર્થાત્ ન થાય. સામાન્ય રીતે ઝેરથી રહિત બનેલ સર્પ શું પૃથ્વીને વિષે તદ્દન નિર્વિષ થાય ખરો? અર્થાત્ ન થાય. કેમકે તપનું મૂળ ક્ષમા, ઇન્દ્રિયજય, સત્ય અને સદાચારપણું છે છતાં જો યતિ રાગાદિકને ધારણ કરે છે તો તે યતિ નહિ, પરંતુ માત્ર લિંગધારી જ કહેવાય ॥ ૩ ॥

किं दीक्षाग्रहणेन भो यदि धनाकांक्षा भवेच्चेतसि,
किं गार्हस्थ्यमनेन वेषधरणेनासुंदरं मन्यसे ।
द्रव्योपार्जनचित्तमेव कथयत्यभ्यंतरस्थांगजं,
नो चेदर्थपरिग्रहग्रहमतिर्भिक्षोर्न संपद्यते ॥ ४ ॥

ભાવાર્થ:—હે યતિ ! જો ધનની ઇચ્છા વર્તે છે તો દીક્ષા લેવાથી શું ? કારણ કે એવા યતિવેષને ધારણ કરવા કરતાં તું શું ગૃહસ્થપણાને ખોટો માને છે ? દ્રવ્ય મેળવવાનું ચિત્ત જ અંતરમાં રહેલા કામને દેખાડી આપે છે. જો અંતરમાં કામવિકાર ન હોય તો સાધુને ધન અને સ્ત્રી ગ્રહણ કરવાની ઇચ્છા થતી જ નથી ॥૪॥

योषापंडकगोविवर्जितपदे संतिष्ठ भिक्षो सदा,
भुंक्ष्वाहारमकारितं परगृहे लब्धं यथासंभवम् ।
षड्धावश्यकसत्क्रियासु निरतो धर्मादिरागं वहन्,
सार्द्धं योगिभिरात्मपावनपरै रत्नत्रयालङ्कृतैः ॥ ५ ॥

ભાવાર્થ:—હે સાધો ! સ્ત્રી, નપુંસક તથા પશુ વિનાના સ્થાનકને વિષે નિરંતર રહે અને પારકે ઘરે નહિ કરાવેલા તેમ જ અવસર પ્રમાણે મળેલા આહારનું ભોજન કર, વળી પવિત્ર આત્માવાળા તેમજ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોથી સુશોભિત એવા યોગી પુરુષોની સાથે ધર્માદિરાગ કરતો છતો છ પ્રકારની આવશ્યક ક્રિયાને વિષે તત્પર થા ॥ ૫ ॥

दुर्गंधं वदनं वपुर्मलगृहं भिक्षाटनाद्भोजनम्,
शय्या स्थंडिलभूमिषु प्रतिदिनं कट्यां न ते कर्पटम् ।
मुंडं मुंडितमर्द्धदग्धशववत्त्वं दृश्यसे भो जनैः,
साधोऽद्याप्यबलाजनस्य भवतो गोष्ठी कथं रोचते ? ॥ ६ ॥

ભાવાર્થ:—મુખ દુર્ગંધવાળું, શરીર મળનું ઘર, ભિક્ષા માગવાથી મળતું ભોજન, પ્રતિદિવસ પૃથ્વીને વિષે શયન, કેડ ઉપર વસ્ત્ર પણ પૂરું નહિ એવું, અર્ધા બળેલા શબની પેઠે માથું મુંડેલા—આ પ્રમાણેની આકૃતિવાળા તને હમેશાં માણસો જુવે છે, છતાં હે સાધો ! તને આજસુધી સ્ત્રીઓની સાથે વાતો કરવી કેમ રુચે છે ? ॥ ૬ ॥

अंगं शोणितशुक्रसंभवमिदं मेदोस्थिमज्जाकुलं,
बाह्ये माक्षिकपत्रसन्निभमहो चर्मावृतं सर्वतः ।
नो चेत्काकवृकादिभिर्वपुरहो जायेत भक्ष्यं ध्रुवम्,
दृष्ट्वापि शरीरप(म)सनि कथं निर्वेदना नास्ति मे ॥ ७ ॥

**ભાવાર્થ**:—આ શરીર રુધિર અને વીર્યથી ઉત્પન્ન થયું છે, તેમ જ ચરબી, હાડકાં અને સ્નાયુથી ભરપૂર છે, વળી બહારના ભાગમાં માખીઓની પાંખો જેવી ચામડીથી ચારે તરફ ઢંકાયેલું છે, જો આ વર્ણન કરવા પ્રમાણે ઢાંકેલું શરીર ન હોય તો તે શરીર કાગડા અને વરગડા વિગેરે જીવોથી આશ્ચર્યકારી રીતે ભક્ષણ કરાયું હોત તેવા શરીરને જોઇને પણ તને શરીર ઉપર વૈરાગ્ય થતો નથી એ જ આશ્ચર્ય છે. ॥ ૭ ॥

स्त्रीणां भावविलासविभ्रमगतिं दृष्ट्वानुरागं मनाक्,
मा गास्त्वं विषवृक्षपक्वफलवत्सुस्वादवंत्यस्तदा(तकाः) ।
ईषत्सेवनमात्रतोऽपि मरणं पुंसां प्रयच्छन्ति भो,
तस्मात् दृष्टिविषाहिवत्परिहर त्वं दूरतोऽमृत्यवे ॥ ८ ॥

**ભાવાર્થ**:—સ્ત્રીઓના શૃંગારાદિ વિલાસની વિભ્રમવાળી ગતિને જોઇ તું જરા પણ રાગ ન કર, કારણ કે તે ફક્ત જોવાને અવસરે વિષવૃક્ષનાં પાકેલ ફળની પેઠે ઉત્તમ સ્વાદવાળી દેખાય છે, પરંતુ હે મુનિ! તે સ્ત્રી જરા પણ સેવન કરવાથી મનુષ્યોને મૃત્યુ આપે છે માટે તે સ્ત્રીઓને તું તારા પોતાના જીવિતને માટે દૃષ્ટિવિષ સર્પની પેઠે દૂરથી ત્યજી દે ॥ ૮ ॥

यद्यद्वाञ्छसि तत्तदेव वपुषे दत्तं सुपुष्टं त्वया,
सार्द्धं नैति तथापि ते जडमते मित्रादयो यांति किम् ? ।
पुण्यं पापमिति द्वयं च भवतः पृष्टेऽनुयायिष्यते,
तस्मात्त्वं न कृथा मनागपि महामोहं शरीरादिषु ॥ ९ ॥

**ભાવાર્થ**:—તારું શરીર જે જે વસ્તુની ઇચ્છા કરે છે તે તે વસ્તુ તે શરીરને આપીને તેં તેને પુષ્ટ બનાવી દીધું છે, તો પણ હે જડબુદ્ધિ! તે શરીર તારી સાથે આવવાનું નથી. વળી શું મિત્રાદિ આવવાના છે? અર્થાત્ તેઓ પણ આવવાના નથી, પરંતુ પુણ્ય અને પાપ એ બન્ને તારી પાછળ આવવાના છે, માટે તું શરીરાદિકને વિષે જરા પણ મહામોહ ન કર ॥ ૯ ॥

अष्टाविंशतिभेदमात्मनि पुरा संरोप्य साधो व्रतं,
साक्षीकृत्य जिनान् गुरूनपि कियत्कालं त्वया पालितम् ।
भंक्तुं वाञ्छसि शीतवातविहतो भूत्वाधुना तद्व्रतं,
दारिद्र्योपहतः स्ववांतमशनं भुंक्ते क्षुधार्तोऽपि किम् ॥ १० ॥

**ભાવાર્થ**:—હે સાધુ! તેં શ્રી જિનેશ્વરને તથા ગુરુને સાક્ષી કરી અઠ્ઠાવીશ ભેદવાળા સાધુવ્રતને અંગીકાર કરીને કેટલોક કાળ પાળ્યું છે, વળી હમણા તું

વિષયરૂપ વાયુથી હણાયેલો છતો તે વ્રતને ભાંગવાની ઇચ્છા કરે છે, પરંતુ દારિદ્રયથી હણાયેલો એવો પણ ભૂખ્યો માણસ શું પોતાના વમન કરેલા પદાર્થને ખાય ખરો ? અર્થાત્ ન જ ખાય ॥ ૧૦ ॥

सौख्यं वाञ्छसि किं त्वया गतभवे दानं तपो वा कृतं ?
नो चेत्त्वं किमिहैवमेव लभसे लब्धं तदत्रागतम् ।
धान्यं किं लभते विनापि वपनं लोके कुटुंबी जनो,
देहे कीटकभक्षितेक्षुसदृशे मोहं वृथा मा कृथाः ॥ ११ ॥

**ભાવાર્થ:**—હે સાધુ ! તું સુખની ઇચ્છા કરે છે તો શું તેં પૂર્વભવે દાન અથવા તપ કર્યું છે ? જો તેં દાન અથવા તપ નથી કર્યું તો તું આ ભવમાં શું પામવાનો છે ? અને સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પૂર્વભવમાં જે શુભાશુભ કર્મ કર્યું છે તે તો આ ભવમાં તેની મેળે જ પ્રાપ્ત થયેલું છે. દષ્ટાંત કહે છે કે લોકમાં કણબી (ખેડૂત) લોકો શું વાવ્યા વિના ક્યારે પણ ધાન્ય પામે ખરા ? માટે કીડાથી ભક્ષણ કરાયેલા શેરડીના સાંઠા સરખા દેહને વિષે તું વૃથા મોહ ન કર ॥ ૧૧ ॥

यत्काले लघुभांडमंडितकरो भूत्वा परेषां गृहे,
भिक्षार्थं भ्रमसे तदापि भवतो मानापमानौ न हि ।
भिक्षो तापसवृत्तितः कदशनात्किं तप्यसेऽहर्निशं,
श्रेयोर्थं किल सह्यते मुनिवरैर्बाधा क्षुधाद्युद्भवा ॥ १२ ॥

**ભાવાર્થ:**—જે અવસરે નાના પાત્રોથી સુશોભિત હાથવાળો થઇ લોકોના ઘરને વિષે ભિક્ષાને માટે ભમે છે ત્યારે પણ તને માન અપમાન થતું નથી, હે સાધુ ! તો પછી તાપસવૃત્તિને લીધે કુત્સિત આહારથી રાતદિવસ શા માટે ખેદ કરે છે ? કારણ કે ઉત્તમ મુનિઓ કલ્યાણને માટે ક્ષુધા આદિથી ઉત્પન્ન થયેલી બહુ પીડાઓને નિશ્ચે સહન કરે છે ॥ ૧૨ ॥

एकाकी विहरत्यनःस्थितबलीवर्दो यथा स्वेच्छया,
योषामध्यरतस्त्वमेवमपि भो त्यक्त्वात्मयूथं यते ।
तस्मिंश्चेदभिलापता न भवतः किं भ्राम्यसि प्रत्यहम्,
मध्ये साधुजनस्य तिष्ठसि न किं कृत्वा सदाचारताम् ॥ १३ ॥

**ભાવાર્થ:**—હે મુનિ ! જેમ (નાની) ગાડીમાં જોડાયેલો એક બળદ પોતાની મરજી મુજબ ક્રીડા કરે છે (વાંકોચૂંકો ચાલે છે) તેમ તું પણ પોતાના સમૂહને ત્યજી દઇ સ્ત્રીઓના મધ્યમાં આસક્ત થયો છતો ક્રીડા કરે છે; જો કદાપિ તારે તે સ્ત્રીઓની ઇચ્છા ન હોય તો તું તેઓના મધ્યે નિરંતર શા માટે ફરે છે ? અને સદાચાર પાળીને સાધુઓના સમૂહને વિષે કેમ નથી રહેતો ? ॥ ૧૩ ॥

क्रीतान्नं भवतो भवेत्कदशने रोषस्तदा श्लाघ्यते,
भिक्षायां यदवाप्यते यतिजनैस्तद्भुज्यते सादरात् ।
भिक्षो भाटकसद्मसन्निभतनोः पुष्टिं वृथा मा कृथाः,
पूर्णे किं दिवसावधौ क्षणमपि स्थातुं यमो दास्यति ॥ १४ ॥

**ભાવાર્થ:**—જો તારે ખરાબ ભોજન પણ વેચાતું લાવવું પડતું હોય તો રોષ કરવો યોગ્ય છે, પરંતુ મુનિજનોએ ભિક્ષામાં જે અન્ન મેળવાય તેનું જ આદરથી ભોજન કરાય છે, માટે હે ભિક્ષુ! ભાડાના ઘર સરખા આ શરીરનું તું વૃથા પોષણ ન કર, કારણ કે તે શરીરની અવધિ પૂર્ણ થઇ રહેશે ત્યારે યમ ક્ષણમાત્ર પણ તેમાં તેને રહેવા દેશે નહિં ॥ ૧૪ ॥

लब्धान्नं यदि धर्मदानविषये दातुं न यैः शक्यते,
दारिद्र्योपहतास्तथापि विषयासक्तिं न मुञ्चंति ये ।
धृत्वा ये चरणं जिनेंद्रगदितं तस्मिन् सदा नादरा-
स्तेषां जन्म निरर्थकं गतमजाकंठस्तनाकारवत् ॥ १५ ॥

**ભાવાર્થ:**—જે ગૃહસ્થો પોતાને મળેલું અન્ન (ધન) ધર્મદાન કરવામાં આપી શકતા નથી, જેઓ દરિદ્રથી હણાયા છતાં પણ વિષયાસક્તિને તજતા નથી અને જેઓ જિનરાજે કહેલા ચારિત્રને ધારણ કરી તેને વિષે આદર કરતા નથી, તે સર્વેનો જન્મ બકરીના કંઠે રહેલા સ્તનની પેઠે નિષ્ફળ ગયો છે ॥ ૧૫ ॥

दुर्गंधं नवभिर्वपुः प्रवहति द्वारैरिमैः संततं,
संदृष्टापि हि यस्य चेतसि पुनर्निर्वेदता नास्ति चेत् ।
तस्माद्यद्भुवि वस्तु कीदृशमहो तत्कारणं कथ्यते,
श्रीखंडादिभिरंगसंस्कृतिरियं व्याख्याति दुर्गंधतां ॥ १६ ॥

**ભાવાર્થ:**—આ શરીર નવ દ્વારોથી હમેશાં દુર્ગંધને જ વહન કરે છે. (સ્રવે છે) એવા શરીરને જોઇને પુરુષના ચિત્તમાં જો વૈરાગ્ય નથી થતો તો પછી આશ્ચર્ય છે કે તેને પૃથ્વી ઉપર બીજી કઇ વસ્તુ વૈરાગ્યનું કારણ કહેવાય? કારણ કે આ પ્રત્યક્ષ શ્રીખંડ-ચંદન વિગેરેથી કરેલી અંગની સંસ્કૃતિ પણ દુર્ગંધને જ પ્રગટ કરે છે ॥ ૧૬ ॥

शोचन्ति न मृतं कदापि वनिता यद्यस्ति गेहे धनं,
तच्चेन्नास्ति रुदंति जीवनधिया स्मृत्वा पुनः प्रत्यहम् ।
कृत्वा तद्दहनक्रियां निजनिजव्यापारचिंताकुला-
स्तन्नामापि च विस्मरंति कतिभिः संवत्सरैर्योषितः ॥ १७ ॥

**ભાવાર્થ**:—સ્ત્રી જો ઘરને વિષે ધન હોય તો મૃત્યુ પામેલા પતિનો શોક કરતી નથી, અને જો ધન નથી હોતું તો આજીવિકાની બુદ્ધિથી તેને દરરોજ વારંવાર સંભારી સંભારીને રુદન કરે છે, વળી તે સ્ત્રીઓ પતિની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરીને પછી પોતપોતાના કામમાં આકુળવ્યાકુલ થઇ છતી કેટલાક વર્ષે તેનું નામ પણ વિસરી જાય છે ॥ ૧૭ ॥

अन्येषां मरणं भवानगणयन् स्वस्यामरत्वं सदा,
देहिंश्चिंतयसींद्रियद्विपवशीभूत्वा परिभ्राम्यसि ।
अद्य श्वः पुनरागमिष्यति यमो न ज्ञायते तत्त्वतः,
तस्मादात्महितं कुरु त्वमचिराद्धर्मं जिनेंद्रोदितम् ॥ १८ ॥

**ભાવાર્થ**:—હે દેહધારી! તું બીજાઓના મરણને નહિ ગણકારતો છતો હમેશાં પોતાના અમરપણાનો વિચાર કરે છે અને તેથી જ તું ઇંદ્રિયરૂપ હાથીઓને વશ થઇ ભટકે છે; પરંતુ મૃત્યુ આજે આવશે અથવા કાલે આવશે તે તત્ત્વથી જાણી શકાતું નથી; માટે તું તરત પોતાના હિતકારક એવા જિનેશ્વરે કહેલા ધર્મનું આચરણ કર ॥ ૧૮ ॥

देहे निर्ममता गुरौ विनयता नित्यं श्रुताभ्यासता,
चारित्रोज्ज्वलता महोपशमता संसारनिर्वेदता ।
अंतर्बाह्यपरिग्रहत्यजनता धर्मज्ञता साधुता,
साधो साधुजनस्य लक्षणमिदं संसारविच्छेदनम् ॥ १९ ॥

**ભાવાર્થ**:—હે સાધુ! શરીરને વિષે નિર્મમપણું, ગુરુને વિષે વિનયપણું, નિરંતર શાસ્ત્રને વિષે અભ્યાસપણું, ચારિત્રનું નિર્મળપણું, મોટું ઉપશમપણું, સંસારમાં વૈરાગ્યપણું, અંતરના અને બાહ્યના પરિગ્રહને ત્યજવાપણું, ધર્મજ્ઞપણું અને સાધુપણું આ ઉપર કહેલું સાધુજનનું લક્ષણ સંસારનો નાશ કરનારું છે ॥૧૯॥

लब्ध्वा मानुषजातिमुत्तमकुलं रूपं च नीरोगतां,
बुद्धिं धीधनसेवनं सुचरणं श्रीमज्जिनेंद्रोदितम् ।
लोभार्थं वसुपूर्णहेतुभिरलं स्तोकाय सौख्याय भो !
देहिन् ! देहसुपोतकं गुणभृतं भंक्तुं किमिच्छास्ति ते ॥ २० ॥

**ભાવાર્થ**—હે દેહધારી! મનુષ્ય જાતિને, ઉત્તમ કુળને, રૂપને, નિરોગીપણાને, બુદ્ધિને, બુદ્ધિવંતની સેવાને અને શ્રી જિનરાજે કહેલા ચારિત્રને પામીને લોભને અર્થે ધનને એકઠું કરવાના કારણથી તારે સર્યું! શું થોડા સુખને માટે ગુણથી પૂર્ણ એવા આ દેહરૂપ ઉત્તમ નાવને ભાંગી નાખવાની તારી ઇચ્છા છે? ॥૨૦॥

वैतालाकृतिमर्द्धदग्धमृतकं दृष्ट्वा भवंतं यते !,
यासां नास्ति भयं त्वया सममहो जल्पंति प्रत्युत्तरम् ।
राक्षस्यो भुवि नो भवंति वनिता मामागता भक्षितुं,
मत्वैवं प्रपलायतां मृतिभयात् त्वं तत्र मा स्थाः क्षणम् ॥ २१ ॥

**ભાવાર્થ:**—હે યતિ! વૈતાળના સરખી આકૃતિવાળા અને અર્દ્ધ દગ્ધ થયેલા શબ સરખા તને જોઈ જે સ્ત્રીઓને ભય થતો નથી તે જ સ્ત્રીઓ તને ઉત્તર આપે છે (તારી સાથે વાતો કરે છે) પરંતુ શું તે સ્ત્રીઓ પૃથ્વીને વિષે રાક્ષસીઓ ન કહેવાય? અર્થાત્ કહેવાય, માટે 'તે સ્ત્રીઓ મને ભક્ષણ કરવા આવી છે.' એમ માની તું મૃત્યુના ભયથી નાસી જા, તેની પાસે ક્ષણમાત્ર પણ રહીશ નહિ ॥ ૨૧ ॥

मा गास्त्वं युवतीगृहेषु सततं विश्वासतां संशयो,
विश्वासे जनवाच्यता भवति ते न स्यात्पुमर्थं ततः ।
स्वाध्यायानुरतो गुरूक्तवचनं चित्ते समारोपयन्,
तिष्ठ त्वं विकृतिं पुनर्व्रजसि चेद्यासि त्वमेव क्षयम् ॥ २२ ॥

**ભાવાર્થ:**—તું સ્ત્રીઓના સ્થાનને વિષે નિરંતર વિશ્વાસ ન કર, કારણ કે તેનો વિશ્વાસ કરવાથી સંશય અને લોકમાં તારી નિન્દા થાય છે. વળી તેથી તારો કોઇ પુરુષાર્થ સરવાનો નથી, માટે તું ગુરુના કહેલા વચનને ચિત્તમાં ધારણ કરી ભણવા–ભણાવવામાં આસક્ત થયો છતો રહે. જો તું વિકાર પામ્યો તો નિશ્ચે નાશ પામીશ ॥ ૨૨ ॥

किं संस्कारशतेन विट् जगति भो काश्मीरजं जायते ?
किं देहः शुचितां व्रजेदनुदिनं प्रक्षालनादंभसा ? ।
संस्कारो नखदंतवक्त्रवपुषां साधो ! त्वया युज्यते,
नाकामी किल मंडनप्रिय इति त्वं सार्थकं मा कृथाः ॥ २३ ॥

**ભાવાર્થ:**—હે મુનિ! જગતમાં સેંકડો ઉપાયોથી પણ શું વિષ્ટા કેશર-પણાને પામે? હમેશાં સેંકડો વાર જળવડે ધોવાથી આ શરીર શું પવિત્રપણાને પામે? માટે તારે નખ ઉતારવા, દાંત સાફ કરવા, મુખ સાફ રાખવું અથવા શરીર ધોવું વિગેરે સંસ્કાર કરવા યોગ્ય નથી. 'તું શું તેવી ઈચ્છા રહિત નથી?' જો ઈચ્છા રહિત છે તો તું 'મંડનપ્રિય છે' એ વચનને સાર્થક ન કર ॥ ૨૩ ॥

आयुष्यं तव निद्रयार्द्धमपरं चायुस्त्रिभेदादहो,
बालत्वे जरया कियद्व्यसनतो यातीति देहिन् ! वृथा ।
निश्चित्यात्मनि मोहपाशमधुना संछिद्य बोधासिना,
मुक्तिश्रीवनितावशीकरणसच्चारित्रमाराधय ॥ २४ ॥

# ॥ श्री गौतमस्वामीस्तोत्रम् ॥

## [ સ્પષ્ટાર્થ સાથે ]

( ગતાંક પૃષ્ઠ ૨૨૭ થી ચાલુ )

સર્વ મુનિમંડળમા શ્રી ગૌતમસ્વામી મુખ્ય હતા વિગેરે બીના જણાવે છે—

**चउदससहसमुणीणं, जो पढमो बारसंगहरमउडो ।**
**कारुण्णपुण्णहियओ, तं गणहरगोयमं वंदे ॥ १४ ॥**

શ્રી મહાવીરસ્વામીના સ્વહસ્તદીક્ષિત ૧૪૦૦૦ (ચૌદ હજાર) મુનિના પરિવારમાં જે સૌથી પ્રથમ મુનિ થયા, તથા દ્વાદશાંગી ધારણ કરનાર જે અગિયાર ગણધરમહારાજ તે સર્વમાં પણ જે મુકુટ સરખા એટલે શ્રેષ્ઠ પહેલા ગણધર થયા, એટલે સૌથી પહેલા બાર અંગ ધારણ કરનાર ગણધર થયા, તથા કરુણારૂપી જળથી ભર્યું છે હૃદય જેનું એવા હૃદયવાળા શ્રી ગૌતમ ગણધરને હું વંદન કરું છું. ॥ ૧૪ ॥

શ્રી ગૌતમસ્વામીનુ માહાત્મ્ય વિગેરે જણાવે છે—

**जेणं दिण्णा दिक्खा, पयच्छए केवलं मुणिंदाणं ।**
**अच्चब्भुयमाहप्पं, तं गणहरगोयमं वंदे ॥ १५ ॥**

તથા જેમણે આપેલી દીક્ષા મુનિવરેન્દ્રોને કેવળજ્ઞાન આપનારી થાય છે એટલે શ્રી ગૌતમસ્વામી મહારાજ જેને જેને દીક્ષા આપે તે તે મુનિને અવશ્ય કેવળજ્ઞાન

---

**ભાવાર્થ**:—હે દેહિન્! તારુ અર્ધું આયુષ્ય નિદ્રામાં ચાલ્યું જાય છે અને બાકીનું અર્ધું ત્રણ ભેદથી ચાલ્યું જાય છે તે ત્રણ ભેદમાં કેટલુંક બાલ્યાવસ્થામાં, કેટલુંક વૃદ્ધાવસ્થામા અને કેટલુક વિષયાદિ વ્યસનમાં ફોગટ જાય છે. આ પ્રમાણે તું આત્માને વિષે નિશ્ચય કરી હમણા બોધરૂપ ખડગથી મોહપાશને કાપી નાખી મુક્તિશ્રીરૂપ રમણીના વશીકરણભૂત એવા ઉત્તમ ચારિત્રને આરાધ ॥ ૨૪ ॥

**वृत्तैर्विंशतिभिश्चतुर्भिरधिकैः सल्लक्षणेनान्वितं,**
**ग्रन्थं सज्जनचित्तवल्लभमिमं श्रीमल्लिषेणोदितम् ।**
**श्रुत्वात्मेंद्रियकुंजरान्समटतो रुन्धंतु ते दुर्जयान्,**
**विद्वांसो विषयाटवीषु सततं संसारविच्छित्तये ॥ २५ ॥**

**ભાવાર્થ**.—શ્રીમલ્લિષેણે (મે) ઉત્તમ લક્ષણવાળા ચોવીશ કાવ્યોવડે કહેલા આ સજ્જનચિત્તવલ્લભ નામના ગ્રંથને સાંભળીને પૂર્વે કહેલા સંતપુરુષો સંસારનો છેદ કરવા માટે વિષયરૂપ અરણ્યમા ભટકતા એવા દુર્જય ઇન્દ્રિયરૂપ ગજોને વશ કરો ॥૨૫॥

અનુવાદક:-મુનિ વિદ્યાનંદવિજયજી

નોટ—*તોક દશમામા જણાવેલ અઠ્ઠાવીશ ભેદવાળું સાધુમત આચારપ્રકલ્પના ભેદની અપેક્ષાએ જણાવેલ હોય તેમ સંભવે છે.

પ્રગટ થાય જ છે એવા અદ્‌ભુત માહાત્મ્યવાળા એટલે અતિ આશ્ચર્યકારી પ્રભાવવાળા તે શ્રી ગૌતમ ગણધરને હું વંદન કરું છું. ॥ ૧૫ ॥

શ્રી ગૌતમસ્વામીના ગુરુભક્તિ વિગેરે ગુણો જણાવે છે—

**तीसं वासाइं कया, अणण्णभावेण जेण गुरुभत्ती ।**
**कणयरुइं विण्णवरं, तं गणहरगोयमं वंदे ॥ १६ ॥**

તથા જેમણે અનન્યભાવે એટલે મન, વચન, કાયાની એકતાથી અને પ્રભુ મહાવીરસ્વામી ઉપરના અતિ અસાધારણ ધર્મરાગથી ત્રીશ વર્ષ સુધી ગુરુભક્તિ કરી એટલે શ્રી મહાવીર પ્રભુની સેવા કરી એવા અને સોના જેવી કાન્તિવાળા એટલે જેમના શરીરની કાન્તિ સુવર્ણ સરખી છે એવા અને વિજ્ઞવર-સર્વ વિજ્ઞાનીઓમાં અતિ ઉત્તમ વિજ્ઞાન-વિશિષ્ટ જ્ઞાનવાળા એવા શ્રી ગૌતમસ્વામી ગણધરમહારાજને હું વંદન કરું છું ॥ ૧૬ ॥

શ્રી ગૌતમસ્વામીના જીવનના ઉત્તમતા વિગેરે ગુણો જણાવે છે—

**जस्स य जीवणचरियं, अणुकरणिज्जं मुणिंदसंघेणं ।**
**पत्थाणज्झाणगयं, तं गणहरगोयमं वंदे ॥ १७ ॥**

વળી જેમનું જીવનચરિત્ર સર્વ મુનિસમુદાયને અનુકરણ કરવા યોગ્ય છે એટલે શ્રી ગૌતમસ્વામીએ પોતાના જીવનમાં જે જે ઉત્તમ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર ને વીર્યાચાર એ પાંચ પ્રકારના સદાચારો આચર્યા અને જેવા પ્રકારની ગુરુભક્તિ કરી તેવા પ્રકારના સદાચારો સર્વ મુનિવરોએ આચરવા યોગ્ય છે તેમ જ એવી અસાધારણ ગુરુભક્તિ પણ સર્વ મુનિવરોએ કરવા યોગ્ય છે.

તથા જેમણે આનંદ શ્રાવકને મિચ્છામિદુક્કડં દીધો તેવી નમ્રતા મુનિઓએ ધારણ કરવી. આવો ઉત્તમ બોધ જેમના પવિત્ર જીવનમાંથી મળી શકે છે.

તેમ જ જે શ્રી ગૌતમસ્વામી પંચ પ્રસ્થાનના ધ્યાનવાળા હતા તે શ્રી ગૌતમસ્વામી ગણધર મહારાજને હું વંદન કરું છું.

અહીં પંચ પ્રસ્થાન આ પ્રમાણે—વિદ્યા પીઠ, સૌભાગ્ય પીઠ, લક્ષ્મી પીઠ, મંત્રરાજયોગ પીઠ અને સુમેરુ પીઠ એ પાંચ પ્રસ્થાન એટલે સૂરિમંત્રના ધ્યાનનાં આલંબન છે. ॥ ૧૭ ॥

શ્રી ગૌતમસ્વામીજીને ' મને મોક્ષપદ જરૂર મળશે ' આવી ખાત્રી શાથી થઇ ? વિગેરે બીના બે ગાથાવડે જણાવે છે.

**णियलद्धीइ करेज्जा, अट्ठावयपव्वयस्स जो जत्तं ।**
**तम्मि भवे सो होज्जा, सिद्धो इय वीरवयणाओ ॥ १८ ॥**
**विहिया जत्ता जेणं, विसिट्ठमत्तिप्पमोयकलिएणं ।**
**एवं सिवकयसङ्कं, तं गणहरगोयमं वंदे ॥ १९ ॥**

એક વાર શ્રી વીરપ્રભુએ શ્રી અષ્ટાપદ તીર્થનો મહિમા વર્ણવતાં એમ કહ્યું કે 'વર્તમાન સમયમાં પોતાની લબ્ધિવડે જે જીવ અષ્ટાપદ પર્વતની યાત્રા કરે તે જીવ તે જ ભવમાં સિદ્ધ થાય' [ આથી એમ સંભવે છે કે:–શ્રી વીરપ્રભુના વખતમાં તેવા પ્રકારની લબ્ધિવાળા ચરમશરીરી જીવ જ અષ્ટાપદ તીર્થની યાત્રા કરી શકતા હશે કારણ કે જ્યાંસુધી સગરચક્રવર્તીના પુત્રોએ એ પર્વતનાં પગથિયા પાડ્યાં નહોતાં ત્યાં સુધી તો અષ્ટાપદ તીર્થની યાત્રા ઢાળ હોવાથી લબ્ધિરહિત સામાન્ય મનુષ્યો પણ કરી શકતા, પરન્તુ એક એક યોજનપ્રમાણ આઠ પગથિયા ચારે દિશામાં પાડ્યા પછી એ તીર્થની યાત્રા સામાન્ય મનુષ્યો માટે બંધ થઈ, જેથી તેવા પ્રકારની ચારણાદિ લબ્ધિવાળા મુનિઓ જ એ તીર્થની યાત્રા કરી શકે એમ થયું. ] આવા પ્રકારના શ્રી વીરપ્રભુનાં વચનોથી એટલે પ્રભુ વીરે દેવોને કહ્યું, અને દેવોએ શ્રી ગૌતમસ્વામીને કહ્યું એમ પરંપરાએ સાંભળીને વિશિષ્ટ ભક્તિવાળા અને પ્રમાદ રહિત એવા ગૌતમસ્વામીએ પ્રભુની આજ્ઞા લઈ અષ્ટાપદ તીર્થ પ્રત્યેની ઘણી ઉત્તમ ભક્તિબહુમાનપૂર્વક અતિશય હર્ષથી થયેલી પોતાને અનેક લબ્ધિઓમાંની એક રશ્મિચારણ નામની ચારણલબ્ધિવડે સૂર્યનાં કિરણોનું અવલંબન કરીને શ્રી અષ્ટાપદ પર્વત ઉપર ચઢી એ તીર્થની પરમ પવિત્ર યાત્રા કરી, તેથી પોતાનો પણ મોક્ષ આ ભવમાં જ છે એવી જેમને પૂર્ણ શ્રદ્ધા–ખાત્રી થઈ હતી તે શ્રી ગૌતમ ગણધરને હું વંદન કરું છું. ॥ ૧૯ ॥

શ્રી ગૌતમસ્વામીને કેવલજ્ઞાન ક્યારે પ્રગટ થયું ? વિગેરે બીના જણાવે છે.

**कत्तियवरसियपक्खे, पढमे दियहे प्पहायसमयम्मि ।**
**जो सव्वणु जाओ, तं गणहरगोयमं वंदे ॥ २० ॥**

જે શ્રી ગૌતમસ્વામી ઉત્તમ કાર્તિક માસના શુદ્ધ પક્ષના પહેલા જ દિવસે એટલે કાર્તિક શુદિ પડવાને દિવસે પ્રભાત સમયમાં ( સવારમાં ) સર્વજ્ઞ થયા એટલે ક્ષપકશ્રેણિએ ચઢી ૮–૯–૧૦–૧૨ મું[1] ગુણસ્થાન પામી શુક્લધ્યાનના પહેલા અને બીજા પદને અન્તે પરમપદ આપવામાં મુખ્ય કારણભૂત એવું કેવળજ્ઞાન પામી સર્વજ્ઞ થયા, સર્વદર્શી થયા, અથવા અનન્તજ્ઞાની અનન્તદર્શની થયા તે શ્રી ગૌતમસ્વામીને હું વંદન કરું છું ॥ ૨૦ ॥

શ્રી ગૌતમસ્વામીની કેવળીઅવસ્થાનું વર્ણન એક ગાથામાં જણાવે છે—

**सिरिवीरपट्टगयणे, दिणयरमाणंददेसणापण्णं ।**
**झाणाईय सहावं, गणहरसिरिगोयमं वंदे ॥ २१ ॥**

શ્રી વીરપ્રભુના પટ્ટરૂપી આકાશમાં સૂર્ય સરખા એટલે શ્રી વીરપ્રભુની પાટે પ્રથમમાં પ્રથમ શ્રી ગૌતમસ્વામી મોટા પટ્ટધર થયા તેથી શ્રીવીરપ્રભુની પાટરૂપી

૧ ઉપશમશ્રેણિવાળા સંયમી ભવ્ય જીવોને જ અગીઆરમું ઉપશાંતમોહ વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક હોય છે, આ મુદ્દાથી અહીં તેને જણાવ્યું નથી.

આકાશને શોભાવવામાં સૂર્ય સરખા, તથા ભવ્ય જીવોને ઉત્કૃષ્ટ આનંદને દેનારી એટલે મોક્ષસુખને આપનારી એવી દેશના દેવામાં એટલે ધર્મોપદેશ કરવામાં જે અત્યન્ત પ્રજ્ઞાવંત-બુદ્ધિશાળી અથવા નિપુણ હતા, તથા કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાથી ધ્યાનાતીત-ધ્યાન રહિત સ્વાભાવિક આત્મરમણતાવાળા થયા એટલે શ્રી ગૌતમ-સ્વામીજીને-બારમા ગુણસ્થાને શુક્લધ્યાનનો બીજો ભેદ પૂર્ણ થયે કેવળજ્ઞાન થયું એટલે તેમને તેરમું સયોગી ગુણસ્થાન પ્રાપ્ત થયું. ત્યાં ધ્યાનાંતર દશા હોય છે. તે ગુણસ્થાને લગભગ ૧૨ વર્ષ રહી સયોગી ગુણસ્થાનને અન્તે શુક્લધ્યાનનો ત્રીજો ભેદ ધ્યાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. તેથી અન્તર્મુહૂર્ત ન્યૂન ૧૨ વર્ષ સુધી શ્રી ગૌતમસ્વામી ધ્યાન વિનાની-ધ્યાનાતીત દશામાં રહ્યા અથવા ધ્યાનાન્તરિકા અવસ્થામાં રહ્યા એમ સમજવું. એ રીતે ધ્યાનાતીત દશામાં વર્તતા અથવા જે વખતે આ સ્તોત્રની રચના થઇ તે વખતે શ્રી ગૌતમસ્વામી મોક્ષમાં ગયેલા હતા અને મોક્ષમાં સિદ્ધપરમાત્માઓ ધ્યાનાતીત-ધ્યાન રહિત હોય છે [ એ રીતે પણ જે શ્રી ગૌતમસ્વામી ધ્યાનાતીત હતા અથવા ધ્યાનાતીત સ્વભાવવાળા થયા ] તે શ્રી ગૌતમ ગણધરને હું વંદન કરું છું. ૨૧

હવે તેમના સર્વ આયુષ્યની સંખ્યા કહે છે—

**वारससमपरियाओ, केवलिभावेण जस्स विक्खाओ ।**
**बाणवइवरिसमाणं, संपुण्णं जीवियं जस्स ॥ २२ ॥**

જેમનો બાર વર્ષનો કેવળીપર્યાય પ્રસિદ્ધ છે, એટલે જેમને ૧૨ વર્ષ સુધી કેવળજ્ઞાન રહ્યું અને ૩૦ વર્ષ છદ્મસ્થ પર્યાય [ એટલે છદ્મસ્થ શ્રમણપણું ૩૦ વર્ષ ] રહ્યો તથા ૫૦ વર્ષ ગૃહસ્થપર્યાય રહ્યો તેથી સર્વ મળીને જેમનું સંપૂર્ણ આયુષ્ય ૯૨ ( બાણું ) વર્ષ પ્રમાણ હતું તે શ્રી ગૌતમસ્વામીને હું વંદન કરું છું. અહીં જણાવેલી હકીકતનું તાત્પર્ય એ છે કે-શ્રી ગૌતમસ્વામીજી-એકાવનમા વર્ષની શરૂઆતમાં નિર્ગ્રંથ બન્યા અને એકાશીમા વર્ષની શરૂઆતમાં કેવળી થયા. ૩૦ વર્ષ ગુરુભક્તિમાં સફળ કર્યા. તે પછી ૧૨ વર્ષ કેવલીપણે વિચર્યા ॥ ૨૨ ॥

આ ચરિત્રમાં શ્રી ગૌતમસ્વામીને અંગે લબ્ધિ, દાન અને ગુરુભક્તિ આ ત્રણ હકીકત વિશિષ્ટતાવાળી છે. દીક્ષા લીધી ત્યારથી છઠ્ઠ છઠ્ઠ તપ કરવાથી અને અભ્યંતર તપથી અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઇ હતી. દાન તો અપૂર્વ કેવળજ્ઞાનનું દેતા હતા. જેને દીક્ષા આપે તેને કેવળજ્ઞાન થતું હતું અને ગુરુભક્તિ એવી અપૂર્વ હતી કે ચારિત્ર લીધા પછી ત્રીશ વર્ષ અખંડ વીર પ્રભુ પાસે રહ્યા છે—વિખૂટા પડ્યા જ નથી, એટલે તેમની ગુરુભક્તિ અપૂર્વ છે. —( ચાલુ )

# વીરવિલાસ.

**પૂજાનાં** કવનોમાં તદ્દન નિરસ વિષયોને રસમય કરી દેનાર, લગભગ પ્રત્યેક ગેય કાવ્યમાં ધ્વનિ અને શબ્દની પસંદગીમાં અસાધારણ શબ્દચાતુર્ય દાખવનાર પંડિત વીરવિજયજીની પૂજાની શબ્દ અને અર્થની ચમત્કૃતિ ભાગ્યે જ કોઈ શ્રોતાના મન પર અસર કર્યા વગર રહી હશે. એ શબ્દોની જોડકળા પૂજા ભણાવતી વખતે આનંદ આપે છે, એટલું જ નહિ પણ એ જ્યારે જ્યારે યાદ આવે છે ત્યારે ત્યારે ચિત્તની સમીપ ખડી થઈ જાય છે અને ચાલુ વાતચિતમાં પણ એનો ઉપયોગ વાતના જુસ્સામાં ભારે અસરકારક નીવડે છે. શ્રી વીરવિજયજીની શબ્દોની પસંદગીમાં એવો ચમત્કાર છે કે લગભગ બધી જ જગ્યાએએ એમના શબ્દને બદલે બીજો પર્યાય શબ્દ મૂકવો અશક્ય બની જાય છે. આ આકર્ષક શબ્દપસંદગી અને ધારાપ્રવાહ જેવી વાક્ચાતુર્યની પદ્ધતિ તેમના કવનને કાવ્યસાહિત્યમાં બહુ પ્રધાન સ્થાન અપાવે છે, એટલું જ નહિ પણ કેટલીક વાર તેમની શબ્દરચના તથા પસંદગીને ઘરગથ્થુ બનાવી મૂકે છે અને માણસો હાલતાંચાલતાં અથવા વ્યવહાર કે ધર્મની વાત કરતા તેને દાખલા તરીકે મૂકે છે, તેમજ તેની સાર્વત્રિકતાને સ્વાભાવિક રીતે સ્વીકારી લે છે. આ કારણે કવિ તરીકે તેમને ઉચ્ચ સ્થાન હોવા ઉપરાંત વ્યવહારના ઉપદેશક તરીકે, જીવનપ્રશ્નોના ઊકેલ કરનાર તરીકે અને ચિત્તરંજન કરનાર તરીકે તેમને અનોખું સ્થાન પ્રાપ્ત કરાવે છે. તેમણે 'હિતશિક્ષા છત્રીશી' બનાવીને તેમાં ઘણી વ્યવહારની વાતો લખી છે એ તો જાણીતી વાત છે, પણ એ ઉપરાંત એમણે પૂજા અને રાસોમાં વ્યવહારનાં સૂત્રો એવી સુંદર રીતે વણી દીધાં છે કે એ જ્યારે યાદ આવે છે ત્યારે જાણે એ સ્વાભાવિક ઉદ્ગાર હોય તેમ મન પર આવી જાય છે.

કવિ તરીકેની કુશળતામાં આ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે કેટલાક લેખકો સીધો ઉપદેશ આપે છે; એ સંસારની અસારતા બતાવવી હોય તો ચોખવટથી વાત કહી દે છે અને સંસારને અસાર કહી નાંખે છે. માનસવિચારણામાં એ ઉપદેશપદ્ધતિને પણ સ્થાન છે, પરંતુ કેટલાક કવિઓ આડકતરી રીતે ઉપદેશ આપે છે. એ શ્રોતા કે વાંચનારના અનુમાન પર કે સમજણ પર આધાર રાખી હૃદય પર સજ્જડ અસર શબ્દોદ્વારા આડકતરી પણ ચોક્કસ રીતે ઉપજાવે છે. ઉપદેશની બન્ને રીતિઓનો ઉપયોગ છે, પણ કેટલાક માનસવિદ્યાના અભ્યાસીઓનું માનવું છે કે સીધા ઉપદેશ કરતાં આડકતરો ઉપદેશ વધારે અસરકારક નીવડે છે. આ બાબતની ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી, પણ પંડિત વીરવિજયના કવનમાં અર્થગર્ભિત આડકતરા ઉપદેશને ખૂબ સ્થાન મળેલ છે એ એમની રચનાના બારીક અભ્યાસ પરથી જણાઈ આવશે. એમણે સીધો ઉપદેશ પણ અનેક સ્થાને કર્યો છે એ વાત પણ સાથે જ ધ્યાનમાં રાખવાની છે.

સીધા ઉપદેશ કરતાં અર્થગર્ભિત સર્વસામાન્ય ઉદ્‌ગારો વધારે અસરકારક નીકળે છે અને કવિ કે લેખકની નજરે તો તે માત્ર તેમના 'વિલાસ' રૂપના હોઈ કુદરતી રીતે જ નીકળી પડેલ હોય છે, છતાં એમાં ધ્વનિકાવ્યરૂપની ગેયતા હોવા સાથે અર્થચમત્કાર અને અલંકાર ખૂબ હોય છે. આવાં અનેક વિલાસ કવનો હું જ્યારે જ્યારે તેમની પૂજા ગાઉં છું કે સાંભળું છું ત્યારે મારા મન પર આવ્યા છે અને બીજા અનેક શ્રોતાઓએ એનો ચમત્કાર અનુભવ્યો છે. નૈસર્ગિક ગેયતા સાથે અર્થ-ચમત્કાર આવે ત્યારે કવન શબ્દાલંકાર અને અર્થાલંકાર બન્નેમાં સ્થાન પામે છે; અને એવા પ્રકારનું કાવ્ય અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે. એમાં મહેનત કરીને ગોઠવીને બેસાડેલા શબ્દોને સ્થાન હોતું નથી, પણ અંદરથી સરી પડેલ નૈસર્ગિક પ્રતિભાને વાણીરૂપે વિસ્તારેલ હોઇ, કાવ્ય તરીકે એ સફળ થાય છે તે ઉપરાંત જનતાનાં માનસમાં એ હંમેશને માટે ઘર કરી બેસે છે. આવા શબ્દચિત્રો તેમની પૂજાઓમાં મને ઠામ ઠામ દેખાયા છે. એમાંના કોઇ કોઇનો પરિચય કરીએ અને ભવિષ્યમાં એવા પરિચય કરવા કરાવવાની અભિલાષા રાખીએ. એ સર્વ પરિચય "વીરવિલાસ" નામક શીર્ષક નીચે અવારનવાર આવ્યા કરશે.

(૧)

## [1]બંધ સમય ચિત્ત ચેતીએ રે, શો ઉદયે સંતાપ?

આ શબ્દોમાં ભારે ચમત્કાર છે. શબ્દચમત્કાર સાથે મનને સંતાપમુક્ત કરવાનું રામબાણ સમાધાન અત્ર પ્રાપ્ત થાય છે. કર્મના ઉદય વખતે સંતાપ શા માટે કરવો? આજે વેપારમાં ખોટ ગઇ કે શરીરમાં વ્યાધિ વધી પડ્યા, લોકોમાં માનહાનિ થઇ કે રસ્તે ચાલતાં મોટરનો અકસ્માત થયો અને હાડકાં ભાંગી ગયાં. એ વાતનો કકળાટ શો કરવો? એની ચિંતા શી કરવી? એને માટે મુંઝવણ શા સારુ કરવી? બાવળનું બી વાવીને પછી તેમાંથી આંબાની અપેક્ષા રાખવી એ તો ઊઘાડી રીતે અક્કલ વગરની વાત દેખાય છે. ઘઉં વાવનારને ઘઉં મળે અને બાજરી વાવનારને બાજરી મળે, એટલે એમાં બાવળનાં કાંટા જોઇને વિચારમાં પડી જવું એ તો પોતાની બુદ્ધિશક્તિ પર ટીકા કરવા જેવું છે અને ભવિષ્યમાં થનારી પોતાની સ્થિતિનું અલ્પજ્ઞાન કે વિચારણાનો અભાવ અથવા અલ્પભાવ બતાવે છે.

ખૂબ અકરાંતીઆ થઇને ઠાંસીઠાંસીને પેટમાં ભરવું અને પછી ઊલટી થાય ત્યારે આંખમાં પાણી લાવવાં એ તો અક્કલ વગરની વાત છે. જાણીજોઇને બળતા અંગારા પર પગ મૂકવો અને પછી ચળકો લાગે એટલે રડવા બેસવું, એમાં સામાન્ય બુદ્ધિ પણ નથી. નદીના પૂરમાં પડતું મૂકવું અને પછી તણાવા મંડાય ત્યારે બચાવ માટે બૂમો પાડવી કે ભગવાનને યાદ કરવા એ આવડતની

[1] ચોસઠ પ્રકારી પૂજા પૈકી પાંચમા દિવસે ભણાવવાની આયુષ્ય કર્મની પૂજામાં આઠમી નૈવેદ્ય પૂજા, ગાથા બીજી.

ગેરહાજરી જ બતાવે છે. તળાવને કાંઠે ઊભા રહી તળાવમાં પથ્થર નાંખીએ તો પછી એ પથ્થરના પડવાને અંગે એક પછી એક નાનાં મોટાં કુંડાળાં પાણીમાં થાય તે જોવાં જ પડે. પથ્થર ફેંકયા પછી બીજી જ પળે વિચાર થાય કે પથ્થર ન ફેંકયો હોત તો સારું હતું કે કુંડાળાં જોવાં ન પડત, પણ એ વિચાર નકામો છે, મોડો છે, અવ્યવહારુ છે. પછી તો એક પછી એક થતાં કુંડાળાં જોયે જ છૂટકો.

એ જ પ્રમાણે કોઇ પણ કાર્ય કરતી વખતે કરવા યોગ્ય સર્વ વિચાર કરવા ઘટે. એના ગુણદોષ, એની આત્મપ્રગતિ પર અસર, એમાં થતી વિભાવદશાની રમણતા, એ કાર્ય જેને અસર કરતું હોય તેને થનાર લાભહાનિ, એ કાર્યની પોતાના પર થતી સામાન્ય અસર વિગેરે અનેક બાબતોનો વિચાર કરવો ઘટે. સમજવું જોઇએ કે આપણાં નાનામાં નાનાં કાર્યની અસર આપણા વિકાસ પર જરૂર થાય છે. અનેક નાનાં કાર્યનો સરવાળો એ આપણું જીવનવર્ચસ્વ મુકરર કરે છે. કોઈ પણ કાર્ય બેદરકારીથી કે પરિણામની વિચારણા વગર કરવામાં આપણને ભારે જોખમ સાંપડે છે. આ સર્વ વિચારણા કાર્ય કરતી વખતે કરવી ઘટે, એની અસર વિચારવી ઘટે અને એનાં દીર્ઘકાળે અને તુરતમાં થનારાં પરિણામોનો કયાસ કરવો ઘટે. બાકી એનાં પરિણામો ભોગવવાનો વખત આવે ત્યારે લમણે હાથ દઇને બેસવું કે કકળાટ કરવો અથવા રડવા બેસવું એમાં કાંઇ લાભ નથી; ઊલટું એમાં તો નવીન કર્મબંધ થતો હોઈ એ સંતાપપરંપરાનું કારણ બને છે. એક તરણલું હલાવવાના સાધારણ કામથી માંડીને સારાં ખરાબ પ્રત્યેક કાર્યની અસર આપણા પર જરૂર થાય છે, આપણા વિકાસક્રમમાં તે અસરકારક થઈ પડે છે અને તેનાં ફળ થોડે કે લાંબે ગાળે જરૂર ભોગવવાં પડે છે. એનાં ફળ ભોગવતી વખતે મુંઝાવાનો કાંઇ અર્થ નથી, એના પર આપણી સત્તા નથી, એમાં ફેરફાર કરવાને કે કરાવવાને આપણે સમર્થ નથી.

માટે આવી પડે તે ભોગવવું અને જરાપણ ગભરાયા કે મુંઝાયા વગર આનંદપૂર્વક સહન કરી લેવું અને તેની સાથે જ જે કાંઇ કરતાં હોઇએ એની બાબતમાં ગુણદોષની ગણતરી પાકી કરવી, એના પરિણામે થનાર લાભાલાભની તુલના કર્યા જ કરવી અને એ વિધાનપદ્ધતિમાં તરત વિચારણા અને નિર્ણય થઇ જાય તેવા પ્રકારનું માનસ કેળવવું. પૈસા ન મળે, મિત્રો ત્યાગ કરી જાય, લોકમાં અવર્ણવાદ બોલાય, સારાં કાર્યની પ્રશંસાને બદલે નિંદા થાય, આપણી કલ્પનામાં ન હોય તેવા હેતુથી આપણે વર્ત્યા છીએ એવી લોકો વાતો કરે કે પ્રયત્નનાં ફળ બેસે નહિ ત્યારે સમજવું કે ભૂતકાળમાં કરેલ કાર્યનાં ફળ એ પ્રકારે ભોગવવાં પડે છે. એની ચિંતા જ નકામી છે, એ આપણી શક્તિની બહારનો પ્રદેશ છે, એને તો ભોગવ્યે જ છૂટકો છે. શાંતિથી, સમતાથી વગરકકળાટે ભોગવાશે તો પ્રગતિમાં અગવડ નહિ આવે. બાકી તો હસતા હસતા કે રડતાં રડતાં એ તો ભોગવ્યે જ છૂટકો છે. ખરી હકીકત કાર્ય કરતી વખતની વિચારણા અને નિર્ણય પર અવલંબે છે.

મહાવિગ્રહ કરાવી હજારોનાં પ્રાણ લેવાં અને પછી કેદમાં પડવું પડે કે ફાંસીએ ચઢવું પડે ત્યારે આંખમાંથી આંસુની ધારા ચાલે એમાં કઇ સમજણની વાત છે? વસુરાજા કે બ્રહ્મદત્ત ચક્રી અત્યારે નરકમાં રાડો પાડતા હોય કે રાવણ લક્ષ્મણનાં યુદ્ધ અત્યારે પણ નરકમાં ચાલતાં હોય તો તેમાં શી નવાઇ છે? શરીરમાંથી પરૂ નીકળતું હોય, આખા શરીરમાં જીવાત ખદખદતી હોય, કોઇ ચાકરી કરવા પાસે પણ આવતું ન હોય; આવી અનેક બાબતો બને ત્યારે એના સંબંધમાં દુઃખ ધરવું નકામું છે. એ દુઃખ કયાંથી ઉત્પન્ન થયું? તે જાણી શકાતું હોય ત્યાં સુધી તો ઠીક વાત છે, પણ અનેકવાર ભવાંતરોમાં કરેલા કર્મ એવી રીતે ઉદયમાં આવે છે કે પૂરતા વિશિષ્ટ જ્ઞાનને અભાવે આપણે તેને શોધી પણ ન શકીએ, તેથી ઉદયકાળમાં સંતાપ ન કરવો એ જ ઉત્તમ રસ્તો છે. આપણી સત્તા નવીન કાર્યો પર જરૂર છે, આપણે તેને સારો આકાર આપી શકીએ છીએ, તેના પર મહોરછાપ કરી શકીએ છીએ અને તેની જવાબદારી સ્વીકારી શકીએ છીએ. તેથી આવી પડે તે સ્થિતિ:ભોગવી લેવી અને ભવિષ્યમાં તેવું ન થાય તે માટે ચીવટ રાખવી તેમજ જે કાંઇ કરવું તેમાં ચેતીને ચાલવું, નાનાં મોટાં પ્રત્યેક કર્મનો આત્મવિકાસ સાથે સંબંધ ઘટાવવો અને જે કરવાથી આત્મપ્રગતિ સ્થાયી થાય, એની જમાવટ થતી જાય અને સ્વનો સ્વીકાર તથા પરનો ત્યાગ થાય એવી વાત આદરવી અને મનને આનંદમાં રાખવું. દુઃખ વખતે શાંતિ રાખી શકે, ન જણાયલાં પૂર્વ કર્મનાં ફળનો અબાધિત સિદ્ધાંત સમજે અને એવી અચળ શ્રદ્ધાને પરિણામે આપત્તિ વખતે મનને આડુંઅવળું થવા ન દે એ સાચો માણસ છે, એનું જીવન ધન્ય છે, એનો નિસ્તાર ચોક્કસ છે.

મૌક્તિક

## દીપોત્સવી

( રાગ—આ તો લાખેણી લજ્જા કહેવાય. )

જ્ઞાન-દીપકથી હૈયું અજવાળ, આવી દિવાળી;
વીર-સ્મરણે અંધારું તુજ ટાળ, આવી દિવાળી. ટેક.

દેવ માનવ ભાવે જેના ચરણે નમે, એવા મહાવીર પ્રભુજી કોને ન ગમે?
તેના સ્મરણે કર્મો તારાં બાળ, આવી દિવાળી—**જ્ઞાન૦** ૧

પ્રતિગૃહે દીપકકેરી જ્યોતિ જળે, હર્ષનાદો રૂડા સર્વ સ્થાને મળે,
દીપે દીપે મહાવીર ભાળ, આવી દિવાળી—**જ્ઞાન૦** ૨

પાવાપુરી—દીપોત્સવને હૈયે સ્મરો, જ્ઞાની ગૌતમની લબ્ધિ ભવિ! સૌ વરો,
વીરે કરી આજ્ઞાઓને પાળ, આવી દિવાળી—**જ્ઞાન૦** ૩

દેવ સ્વર્ગે દીપોત્સવી હોંશે ઉજવે, વીર ગીતો ભૂમિ પર માનવ ગજવે,
પ્રભુ મહાવીરમાં વૃત્તિ વાળ, આવી દિવાળી—**જ્ઞાન૦** ૪

બુદ્ધિ યોગી **અજિત** પદ લેવા વીરે, ગાજે ચોરાશીના ગૂઢ ફેરા શિરે,
મુનિ **હેમેન્દ્ર** જીવન ઉજાળ-આવી દિવાળી—**જ્ઞાન૦** ૫

મુનિશ્રી હેમેંદ્રસાગરજી.

# सुभाषितरत्नमंजूषा

## સજ્જનસંગતિ.

दूरीकरोति कुमतिं विमलीकरोति, चेतश्चिरंतनमघं चुलुकीकरोति ।
भूतेषु किं च करुणा बहलीकरोति, संगः सतां किमु न मंगलमातनोति ॥१॥

"સજ્જનની સંગતિ કુમતિને દૂર કરે છે, ચિત્તને નિર્મળ કરે છે, ચિરકાળનાં કરેલાં પાપને ચળુમાત્ર કરે છે અને પ્રાણીઓને વિષે કરુણાભાવને વિસ્તારે છે. સજ્જનનો સંગ શું શું મંગળ કરતો નથી ? અર્થાત્ સર્વ પ્રકારના માંગળિક કરે છે."

આ શ્લોકમાં સજ્જનની સંગતિથી થનારા ગુણો બતાવ્યા છે તે સંબંધી વિચારણા કરતાં જણાય છે કે–એમાં બતાવેલા માંગળિકો–લાભો–ગુણો ઉપરાંત પણ બીજા અનેક પ્રકારના લાભો સત્સંગથી પ્રાપ્ત થાય છે, કારણ કે આ જગતમાં સત્‌સંગતિ તે અમૂલું અમૃત છે. તેના સરખો લાભ આપનાર બીજી કોઇ વસ્તુ નથી; તેથી જ મહાપુરુષોએ તેને આદરસ્થાન આપ્યું છે.

૧. સજ્જનની સંગતિ પ્રથમ તો મલિન બુદ્ધિને નિર્મળ કરે છે, બુદ્ધિ પર લાગેલા મેલને દૂર કરે છે. ખળજનોની સંગતિથી અને સત્સંગતિના અભાવથી બુદ્ધિ મલિન થઇ જાય છે એ તો અનુભવસિદ્ધ હકીકત છે તેના નિવારણનો અમોઘ ઉપાય સત્સંગતિ જ છે, તેથી જેમ બને તેમ તેનો સવિશેષપણે આદર કરવો.

૨. સજ્જનની સંગતિ ચિત્તને નિર્મળ કરે છે. સજ્જનો નિરંતર પોતાના પ્રસંગમાં આવનારા સહધર્મીઓને એવી એવી સુંદર હકીકતો દૃષ્ટાંત સાથે કહે છે કે જેથી તેમના ચિત્તનો મેલ સ્વતઃ નાશ પામે છે ને તેના વિચારો સુધરે છે. ચિત્તને નિર્મળ કરવાનો ઉપાય જ સત્સંગતિ છે. તેનાથી ચિત્ત નિર્મળ થાય છે અને વિકાસ સાધે છે એ નિઃસંદેહ વાત છે.

૩. ચિત્તને ઘણાકાળનો જે મેલ લાગ્યો હોય અને દૃઢ બની ગયો હોય તેને એક ચળુ જેટલો બનાવી દે છે અર્થાત્ એક ચળુ જેટલા પાણીથી શુદ્ધ થઇ જાય તેવો અલ્પ બનાવી દે છે.

૪. વળી પ્રાણી પ્રત્યેના કરુણાભાવને વિસ્તારે છે. સજ્જનની સંગતિથી ભવ્ય જીવ સમજે છે કે અન્ય દુઃખી, દુર્ભાગી, દરિદ્રી, વ્યાધિગ્રસ્ત વિગેરે ઉપાધિવાળા જીવો ઉપર કરુણા કરવી એ જ મારો ધર્મ છે. મને કુદરતે શક્તિ આપી હોય તો તેને નહીં ગોપવતાં તેના દુઃખોનું નિવારણ કરવું એ મારી ફરજ છે. કરુણાવાળા

# વીતરાગની વાણી.

૧. ભવવલ્લીકૃપાણી—સંસારરૂપી વેલડીને કાપવામાં તરવાર સમાન હોય છે.
૨. સંસારસમુદ્રતારણી—સંસારસમુદ્રથી તારનારી હોય છે.
૩. મહામોહાંધકારદિનકરાનુકારિણી—મહામોહરૂપ અંધકારને દૂર કરવામાં સૂર્ય સરખી હોય છે.
૪. આગમોદ્‌ગારિણી—આગમના ઉદ્‌ગારવાળી હોય છે.
૫. ચતુર્વિધસંઘમનોહારિણી—ચતુર્વિધ સંઘના મનને હરનારી હોય છે.
૬. ભવ્યકર્ણામૃતશ્રાવિણી—ભવ્ય જીવોના કાનમાં અમૃતને શ્રવનારી હોય છે.
૭. કુમતિનિવારિણી—દુર્બુદ્ધિને વારનારી હોય છે.
૮. સકળસંશયહારિણી—સર્વ સંશયને હરનારી હોય છે.
૯. યોજનવિસ્તારિણી—એક યોજન પ્રમાણ ભૂમિમાં વિસ્તરનારી હોય છે.
૧૦. મિથ્યાત્વોચ્છેદિની—મિથ્યાત્વનો ઉચ્છેદ કરનારી હોય છે
૧૧. પાપવિશોધિની—પાપનું શોધન કરનારી હોય છે.
૧૨. ક્રોધદાવાનળઉપશામિની—ક્રોધરૂપ દાવાનળને શમાવનારી હોય છે.
૧૩. કલિમલપ્રલયિની—કલિમળનો-ક્લેશકારી મળનો-કર્મનો પ્રલય કરનારી હોય છે.
૧૪. મન્મથસ્થંભિની—કામદેવનું સ્થંભન કરનારી-નાશ કરનારી હોય છે.
૧૫. હૃદયઆહ્‌લાદિની—હૃદયમાં આહ્‌લાદ-હર્ષ ઉત્પન્ન કરનારી હોય છે.
૧૬. અમૃતરસાસ્વાદિની—અમૃત રસ સરખા સ્વાદવાળી હોય છે.
૧૭. મુક્તિમાર્ગપ્રકાશિની—મુક્તિમાર્ગનો પ્રકાશ કરનારી હોય છે.
૧૮. દુર્ગતિવિનાશિની—દુર્ગતિનો નાશ કરનારી હોય છે.
૧૯. અજરામરપદદાયિની—અજર ને અમર એટલે જ્યાં જરા નથી અને મૃત્યુ નથી એવા અજરામર પદને-મોક્ષને આપનારી હોય છે.
૨૦. સર્વસંતાપહારિણી—દ્રવ્ય ને ભાવ સર્વ પ્રકારના સંતાપને-દુઃખને હરનારી-દૂર કરનારી હોય છે.

સં૦ કુંવરજી

---

મનુષ્યનું ચિત્ત બહુ કોમળ હોય છે. તે બીજાનાં દુઃખો જોઇ શકતો નથી તેથી બનતા પ્રયાસે તેનાં દુઃખો દૂર કરે છે અથવા કરાવે છે..

ઉપર પ્રમાણે સજ્જનની સંગતિથી અનેક પ્રકારના લાભ થાય છે, તે અપૂર્વ અમૃત છે અને અનેક પ્રકારના માંગળિકની માળાને વિસ્તારનાર છે, અર્થાત્ સજ્જનની સંગતિથી અનેક પ્રકારના માંગળિકની પ્રાપ્તિ થાય છે. કુંવરજી

# શ્રીમંતોને અંગે એક અન્યોક્તિ

કવિ મચ્છરને કહે છે કે—

ચૂસે છે તું મચ્છર લોહી મારું, છતાં દિસે તું મુજને દયાળુ;
તું પેટ પૂર્યા સુધી રક્ત ચૂસે, ન એંકમાં તું મુજ રક્ત મૂકે. ૧

[ 'પ્રસ્થાન' અંક ૯-૧૦ ]

"હે મચ્છર! તું મારું લોહી ચૂસે છે છતાં તું મને દયાળુ લાગે છે, કારણ કે તું પેટ પૂરવા પૂરતું જ લોહી ચૂસે છે, પરંતુ તેથી વધારે ચૂસીને તે રુધિર એંકમાં મૂકતો નથી!"

આ નાના સરખા કવિતમાં કવિએ શ્રીમંતોને આડકતરી રીતે ઉપદેશ આપ્યો છે કે-તમે તો ગરીબોનું લોહી ચૂસો છો, પરંતુ તે પેટ પૂરતું એટલે કે ખાનપાન વિગેરેની જરૂર પૂરતું નહીં પણ તેથી વધારે ચૂસો છો અને તે દ્વારા મેળવેલ નાણા એંકમાં મૂકો છો.

અહીં કોઈને શંકા થાય કે-'શ્રીમંતો શું ગરીબોનું લોહી ચૂસીને દ્રવ્ય મેળવે છે?' એ સંબંધમાં વિચાર કરતાં જણાશે કે અનેક ગરીબોના પ્રયાસને-મહેનતને પરિણામે શ્રીમંતો દ્રવ્યવાન્ બને છે. જુઓ! મિલોમાં તેમ જ બીજા અનેક કારખાનાઓમાં ગરીબ મજૂરો તનતોડ મહેનત કરે છે ત્યારે તેને રોજી પેટ પૂરતી મળે છે અને લાખો રૂપિઆનો લાભ મિલમાલેકો-શ્રીમંતો મેળવે છે. તેમાં પણ કેટલાક દયાળુ હૃદયના હોય છે, પરંતુ બહોળે ભાગે કઠોર હૃદયના હોય છે કે જેઓ પોતાના મજૂરવર્ગ ઉપર જરૂરી પ્રસંગે દયા પણ વાપરતા નથી.

આ સિવાય બીજી પણ અનેક બાબતો છે કે જેમાં ગરીબોના ભોગે શ્રીમંતો લક્ષ્મી મેળવે છે અને તે લક્ષ્મીનો યથેચ્છ ઉપભોગ કરે છે. એમાં જો દયાળુપણું વર્તતું હોય અને મળેલી લક્ષ્મીનો અમુક ભાગ પણ દુઃખી મનુષ્યોનાં દુઃખ નિવારણ માટે વાપરવામાં આવતો હોય તો તેની આશિષ પણ મળે, પરંતુ જ્યાં તેવું હોતું નથી ત્યાં તો ગરીબોના નિઃસાસા પડે છે અને મળેલી લક્ષ્મી સુખપૂર્વક ભોગવી શકાતી નથી. કયાં તો પ્રજા દુરાચારી નીવડે છે અથવા તો બીજા અનેક પ્રકારના ઉપદ્રવોથી લક્ષ્મી નાશ પામે છે.

આ અન્યોક્તિનો સાર એટલો જ છે કે મનુષ્યે લક્ષ્મી પ્રમાણિકપણે કોઇના હૃદયને દુભાવ્યા સિવાય, કોઇ પ્રકારનો પાપવ્યાપાર કર્યા સિવાય મેળવવી અને મળેલી લક્ષ્મીમાં સંતોષ માની જ્યાં ત્યાં દોડાદોડી કરી વધારે લક્ષ્મી મેળવવા માટે ફાંફાં મારવા નહિ; એટલું ધ્યાનમાં રાખવું કે લક્ષ્મી ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં ભાગ્યના પ્રમાણમાં જ મળે છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—મુનિરાજશ્રી દેવવિમળજી )

**પ્રશ્ન ૧**—ગુવારનો કોઇ ભાગ અનંતકાય છે ?

**ઉત્તર**—એમાં અનંતકાયનો સંભવ નથી.

**પ્રશ્ન ૨**—ટમેટા બહુબીજમાં ગણાય કે નહીં ?

**ઉત્તર**—ગણાય છે અને તે કારણે જ તેને અભક્ષ્ય માન્યા છે.

**પ્રશ્ન ૩**—કૂતરાના કાનના કીડા કાઢતાં તેમાં કોઈ જીવ મરી જાય તો તેમાં હિંસા લાગે કે નહીં ?

**ઉત્તર**—એ બાબત દયાના પરિણામ ઉપર રહેલી છે. શ્રાવક કૂતરા પર ને તેના કાનમાં પડેલા કીડા ઉપર બંને પર દયા ધરાવનાર છે, તેથી જેમ લાભ દેખે તેમ કરે. જયણા જાળવતાં કોઈ જીવ મરી જાય તો તેને માટે અલ્પ દોષ લાગે છે.

**પ્રશ્ન ૪**—નવ ગ્રૈવેયકના દેવતા ભવ્ય છે કે અભવ્ય ?

**ઉત્તર**—તેમાં બંને જાતિના દેવો હોય છે, પરંતુ ભવ્યો વિશેષ હોય છે. અભવ્ય ને મિથ્યાદૃષ્ટિ ત્યાંસુધી જઇ શકે છે, પરંતુ ત્યાં તેવા જીવોની સંખ્યા અલ્પ હોય છે.

**પ્રશ્ન ૫**—લીંબુ બહુબીજમાં ગણાય છે ?

**ઉત્તર**—લીંબુ બહુબીજ છે જ નહીં અને તેને કોઇએ બહુબીજ ગણ્યું પણ નથી.

**પ્રશ્ન ૬**—કેરીના રસના પાપડ કરે છે તે આર્દ્રા પછી અભક્ષ્ય ગણાય કે નહીં ?

**ઉત્તર**—પાપડ આર્દ્રા પછી અભક્ષ્ય ન ગણાય પણ તેના વર્ણ, ગંધાદિ બદલાય તો અભક્ષ્ય ગણાય.

**પ્રશ્ન ૭**—ઓસાવેલા તલનો કાળ કેટલો ?

**ઉત્તર**—ફાગણ માસ પછી તે વપરાય છે. કાળ કેટલો તે જાણવામાં નથી.

**પ્રશ્ન ૮**—મુનિ એકલા વહોરવા ન જાય એમ કહ્યું છે છતાં ગૌતમસ્વામી તો એકલા વહોરવા જતા હતા તેનું કેમ ?

**ઉત્તર**—ગૌતમસ્વામી તો આગમવ્યવહારી હતા, તેને એકલા ન જવું એવો પ્રતિબંધ હોતો નથી. એ પ્રતિબંધ આ કાળના જીત-વ્યવહારી મુનિ માટે સમજવો.

**પ્રશ્ન ૯**—જીવાભિગમ વિગેરેમાં વનખંડનું વર્ણન બહુ આવે છે તો તે વનખંડની વનસ્પતિઓ વિગેરે સચિત્ત હશે કે અચિત્ત ? અને તેનો ઉપભોગ લેનાર દેવાદિકને તેની વિરાધના લાગે કે કેમ ?

ઉત્તર—એ વર્ણનમાં બતાવેલી ઘણી વસ્તુઓ પ્રાયે સચિત્ત જ છે. તેનો ઉપભોગ લેનારા દેવાદિક તેની વિરાધનાને ગણતા નથી, કારણ કે તેઓ ઇંદ્રિયોના વિષયને આધીન હોય છે, પરંતુ તેને વિરાધના લાગે છે.

પ્રશ્ન ૧૦—દેવોને નિદ્રા હોય ? હોય તો ચારે જાતિના દેવોને હોય કે કેમ ?

ઉત્તર—ચારે જાતિના દેવોને નિદ્રાનો ઉદય હોય છે, પરંતુ તે મનુષ્યની જેમ નિદ્રા લેતા હોય એમ જણાતું નથી.

પ્રશ્ન ૧૧—ઋષભદેવના વખતના મનુષ્યોના ઘર વિગેરે કેવડા પ્રમાણના હોય ?

ઉત્તર—દરેક કાળે જેવડા શરીરવાળા મનુષ્યો હોય તેને અનુકૂળ પ્રમાણવાળા જ ઘર, રાજમહેલ, નગર, કિલ્લા વિગેરે બંધાય. જેમ જેમ શરીરપ્રમાણ ઘટતું આવે તેમ તેમ નાના નાના બંધાય. સમવસરણ માટે પણ એ પ્રમાણે સમજવું.

પ્રશ્ન ૧૨—યુગળિયા કલ્પવૃક્ષના ફૂલફળ ખાય એમ કહેલ છે તેમાં કોઈ અનંતકાય પણ હોય તો તેનો દોષ તેને લાગે કે નહીં ?

ઉત્તર—કલ્પવૃક્ષના ફળફૂલની વાત કહેવા માત્ર છે, કારણ કે યુગળિયાનો આહાર એક, બે ને ત્રણ દિવસને આંતરે આમળા પ્રમાણ, બોર પ્રમાણ ને ચણા પ્રમાણ હોય છે, તે તો પ્રાયે અત્યંત સ્વાદીષ્ટ મૃત્તિકાનો જ આહાર કરે છે.

પ્રશ્ન ૧૩—જીવાભિગમ વિગેરેમાં વર્ણન કરેલા વનખંડોમાં ચૈત્યો છે કે નહીં અને હોય તો તે કોના હોય ?

ઉત્તર—એ વનખંડમાં ચૈત્યોનો સંભવ જણાતો નથી, હોત તો તેનું પણ વર્ણન કરત. બાકી શાસ્ત્રમાં કહેલા નગરી પાસેના ઉદ્યાનોમાં તો યક્ષના ચૈત્યો હોય છે. પ્રાયે તેના નામનું જ ઉદ્યાન હોય છે. નામનો ફેરફાર પણ હોય છે.

પ્રશ્ન ૧૪—સૂર્યાભદેવે દેવલોકમાં રહ્યા રહ્યા પ્રભુને વંદન કરેલ છે તો શું તેને મનુષ્યલોકમાં આવવાનો અધિકાર નહીં હોય ?

ઉત્તર—રાજપ્રશ્નીય સૂત્રમાં જ સૂર્યાભદેવ દેવલોકમાં વંદન કરી તરત જ મનુષ્યલોકમાં જ્યાં વીરપ્રભુ હતા ત્યાં સમવસરણમાં આવેલ છે અને પ્રભુ પાસે અનેક પ્રકારના નાટકો કરી બતાવ્યા છે.

( ૨ )

( પ્રશ્નકાર—માસ્તર કાન્તિલાલ હઠીસીંગ-સમી )

પ્રશ્ન ૧—પ્રભુજીના પખાળમાં ગાયનું દૂધ ન મળે તો બીજું ભેંશ, બકરી વિગેરેનું દૂધ વાપરી શકાય કે કેમ ?

ઉત્તર—ભેંશનું વપરાય. બકરી કે ઘેટી વિગેરેનું ન વપરાય.

**પ્રશ્ન ૨**—દેશાવગાશિક કરનારને તપ શું કરવો પડે? કેટલાં સામાયિક કરવાં પડે?

**ઉત્તર**—તપમાં ઓછામાં ઓછું એકાસણું અને આઠ સામાયિક ને બે પ્રતિક્રમણ મળી દશ સામાયિક કરવાં પડે

**પ્રશ્ન ૩**—વિંયાએલ ગાય, બકરી ને ભેંશનું દૂધ કેટલા દિવસ પછી પખાળમાં તેમજ વાપરવામાં કામ આવે?

**ઉત્તર**—ગાય, બકરી ને ભેંશ વિંયાયા પછી ૫, ૮ ને દશ દિવસ પછી તેનું દૂધ ઉપયોગમાં લેવાય.

**પ્રશ્ન ૪**—બહારગામ પોતાના પુત્ર પુત્રીનો જન્મ થાય તો સૂતક લાગે ખરૂં?

**ઉત્તર**—બહારગામનું સૂતક લાગતું નથી; કારણ કે આપણે અશુચિજન્ય સૂતક માનીએ છીએ તે તેમાં નથી.

**પ્રશ્ન ૫**—ચોવિહાર ઉપવાસમાં છીંકણી સુંઘાય?

**ઉત્તર**—એનો નિષેધ નથી

**પ્રશ્ન ૬**—સાંજે રાત્રિપોસહ લેનારને રાત્રિપોસહ લીધા બાદ દર્શન કરવા જવાની જરૂર છે?

**ઉત્તર**—જરૂર નથી, જતા પણ નથી.

**પ્રશ્ન ૭**—સવારના ચાર પહોરનો પૌષધ લેનાર પૌષધ પાર્યા બાદ દર્શન કરવા જાય તે વિધિ ઉચિત છે?

**ઉત્તર**—મુખ્યવૃત્તિએ તો પ્રતિક્રમણ કરનારે પણ દર્શન કરીને પ્રતિક્રમણ કરવું જોઇએ તો પછી પૌષધધારી તો કેમ જઇ શકે? છતાં પણ હાલમાં તેવી પ્રવૃત્તિ થઇ છે.

**પ્રશ્ન ૮**—એકાસણામાં બીડી પીવે તો વ્રતનો ભંગ થયો ગણાય કે દોષ લાગે?

**ઉત્તર**—એકાસણામાં બીડી પીવાનો સર્વથા નિષેધ જ છે.

**પ્રશ્ન ૯**—પર્યુષણમાં સાધુમહારાજના અભાવે બાળાવબોધ વાંચનાર શ્રાવકને શું વિધિ કરવો પડે?

**ઉત્તર**—સામાયિક કે પૌષધ વ્રતમાં રહીને વાંચવું ઉચિત છે, તેમ જ યથાશક્તિ તપ કરવો ઘટિત છે. બીજો કંઇ વિધિ જાણ્યો નથી.

**પ્રશ્ન ૧૦**—ચંદ્ર કે સૂર્ય ગ્રહણ વખતે નવો કે જૂનો સ્વાધ્યાય ઊંચા સ્વરે કરી શકાય?

**ઉત્તર**—મૌનપણે કાંઇ ગણવું હોય તો ગણી શકાય અગર નવકારવાળી ગણાય.

**પ્રશ્ન ૧૧**—બને ઓળીમા કેટલા દિવસ અસ્વાધ્યાયના ગણવા? તે ગણવાનું કારણ શું? અને તેમાં શું શું ન ભણાય?

**ઉત્તર**—શુદિ પંચમીના બપોરથી માંડીને વદિ ૧ સુધી ૧૧॥ દિવસનો અસ્વાધ્યાય જાણવો. તેમાં દેવીભક્તો દેવીઓ પાસે પશુહિંસા કરે છે તે અસ્વાધ્યાયનું ખાસ કારણ છે. તેમાં સૂત્રપાઠ થઈ શકતો નથી. તે દિવસોમાં રાસ, ચરિત્ર આદિ વંચાય છે.

**પ્રશ્ન ૧૨**—પ્રતિક્રમણ કરનાર શ્રાવકના કપાળમાં કંકુનો ચાંદલો હોય તો પ્રતિક્રમણ વખતે કાઢી નાંખવાનું કહેવામાં આવે છે તેનું શું કારણ ?

**ઉત્તર**—એને માટે ખાસ કારણ જાણવામાં નથી તેમ એવી પ્રવૃત્તિ બધે નથી.

**પ્રશ્ન ૧૩**—પ્રભુને ચડાવવાનાં ફૂલ ચોખ્ખા પાણીથી ધોવાની જરૂર છે ?

**ઉત્તર**—ફૂલ સ્વયં પવિત્ર છે, તેને ધોવાની જરૂર નથી. ધોવાથી ઊલટી પુષ્પના જીવોને કીલામણા થાય છે.

**પ્રશ્ન ૧૪**—પ્રભુનું ન્હવણ પી શકાય ખરું ? અને આખા શરીરે ચોળી શકાય કે અમુક સ્થાને જ ચોપડાય ?

**ઉત્તર**—પી શકાય નહિ તેમ જ આખા શરીરે ચોપડાય નહિ. નાભિના ઉપરના ભાગમાં ચોપડાય. તેમાં પણ મુખ્યતાએ આંખે અને માથે લગાડાય.

**પ્રશ્ન ૧૫**—શ્રાવક સ્થાપનાજી રાખે તો તેની પડિલેહણ એક વખત કરે તો ચાલે કે બે વખત કરવી પડે ? **ઉત્તર**—બે વાર કરવી પડે.

**પ્રશ્ન ૧૬**—પ્રભુ સન્મુખ પલાંઠી વાળીને ન બેસવાનું કારણ શું ?

**ઉત્તર**—એમાં આશાતના થાય છે તે કારણ છે.

**પ્રશ્ન ૧૭**—શ્રાવકે પોતાને ચાંદલા કેટલા કરવા ?

**ઉત્તર**—કપાળે, કંઠે, હૃદયે ને નાભિએ એમ ચાર સ્થાનકે કરવા.

**પ્રશ્ન ૧૮**—ઉના પાણીમાં ચૂનો નાખ્યા બાદ તે પાણી કેટલા સમય સુધી વપરાય ?

**ઉત્તર**—ચોવીશ પહોર સુધી વપરાય.

**પ્રશ્ન ૧૯**—એકાસણમાં અધકચરું કાકડીનું શાખ ખવાય ?

**ઉત્તર**—લીલોતરીનું શાખ ચૂલે ચડીને બરાબર ગળી ગયા બાદ વપરાય. કાચું શાક કાકડીનું વપરાય નહિ, સચિત્તનો ભાંગો લાગે.

**પ્રશ્ન ૨૦**—રાઇ પ્રતિક્રમણ ક્યાં સુધી મોડામાં મોડું થાય ?

**ઉત્તર**—રાત્રિના બાર વાગ્યાથી બીજા દિવસના બપોરના બાર વાગ્યા સુધી થાય.



કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર (૧૦)

સારી યે જનતા કેવલીભગવંતના દર્શને જવાને ઉમટી રહી હતી. આજે પુરવાસીઓના આનંદની સીમા નહોતી વળી કેવલીના આગમન દુર્લભ ગણાય, કલ્પવૃક્ષો ડગલે ને પગલે ઓછા જ મળી આવે છે ? લાખો ગાયોમાં કામધેનુ તો કોઈક જ નીકળી પડે ! કેરડા કે લીમડાનાં વૃક્ષોનાં જૂથ જોવાના પ્રાપ્ત થવા સહજ છે, પણ આમ્રવૃક્ષ માટેનો સંભવ ઘણો જ ઓછો હોય છે અને તેથી જ આંબાવાડીયું જે સ્થાનમાં લાભે તેની મહત્તા અતિ લેખાય છે. એક તો વિદ્વાન્ આચાર્યના દર્શન પૂર્વના પુન્યનો સંચય હોય તો જ પામી શકાય છે અને એમાં પણ ત્રિકાળદર્શી જ્ઞાની મહાત્માનો સમાગમ એ કંઇ જેવો તેવો પ્રસંગ ન ગણાય. પણ એ સર્વને ટપી જાય તેવી વાત તો એ હતી કે આજે પધારનાર કેવલી ભગવાન એક સમયે આ જ નગરના વતની હતા. જગતને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે તેવા કામો તેમણે નાની ઉમ્મરમાં કરી બતાવ્યાં હતાં. મગધ દેશના આભૂષણ સમી અને સંખ્યાબંધ વર્ષોના વહાણા જેને પાટનગરીપણાનો અભિષેક થયાને થઈ ચૂકયા છે એવી ઋદ્ધિસંપન્ન રાજગૃહીનગરીને કેવલીના દર્શન તદ્દન નવીન તો ન ગણાય. અન્ય નગરીઓ કરતાં એનો સિતારો ચમકતો હોવાથી, એની પવિત્ર રજમાં ખૂદ તીર્થંકર દેવો અને ગણધરમહારાજાઓનાં વારંવાર પગલાં પડ્યાં હતાં. અરે ! ચરમ તીર્થપતિ શ્રીમહાવીરદેવના અગિયારે ગણધરોની નિર્વાણભૂમિ થવાનું ગૌરવવંતું પદ એ મહાપુરીએ પ્રાપ્ત કર્યું હતું. આમ છતાં આજનો પ્રસંગ અને એ પાછળ સારી એ આમજનતાનો ઉમંગ ખરેખર અનુપમ ભાસતો હતો. આજે એનું આંગણું પાવન કરનાર નવાણુ કોટિના સ્વામી ઋષભદત્ત શેઠીના પુત્ર જંબૂકુમાર હતા. સ્વયમેવ કેવળજ્ઞાન પામ્યા પછી આજે પહેલી જ વાર જન્મભૂમમાં તેઓ પગલાં પાડી રહ્યાં હતાં. હર્ષાતિરેક થવાના કારણોમાં એ મુખ્ય હતું. જો કે આ સ્થિતિ સુધી આવી પહોંચવા સારુ કથાપ્રસંગના કેટલાક વાણાતાણા આપણે વણી લેવાના છે જે તરફ સત્વર લક્ષ પહોંચાડી આપણે પણ કેવલીની પર્ષદામાં આવી પહોંચવાનું છે. એ મોંઘેરી લહાણ ગુમાવવાનું આપણને પરવડે તેમ છે નહીં, કેમકે વાર્તાના એ અંતિમ ભાગમાં સારા ય જીવનની મહત્તા અને ગ્રહણ કરવાની હિતશિક્ષા સમાયેલી છે.

× × ×

પોતાના પ્રાસાદની રંગભૂમિમાં આઠ પ્રમદાઓની મધ્યમાં જંબૂકુમાર પોતાનું હાર્દ ખુલ્લું કરી રહ્યા પછી અને એ સાથે આઠે રમણીઓએ પોતાનો સૂર

મેળવ્યા પછી એકાએક ' ધન્ય છે, ધન્ય છે ' એવા પોકાર પડ્યા ત્યાંસુધીની હકીકત ગતાંકમાં વાંચી ગયા છીએ. પિંગળ ચોર અને એના નાયકના એ શબ્દોએ નારીવર્ગમાં અજાયબી પાથરી દીધી. એ આત્માઓ કોણ હતા ? કેવી રીતે આ એકાંત ભાગમાં આવી ચઢ્યા ? અને કેટલા સમયથી પતિ-પત્ની વચ્ચે ચાલતા સંવાદને શ્રવણ કરી રહ્યા હતા ? એ જાણવાની જિજ્ઞાસા પણ એ સાથે જ ઉદ્ભવી. જંબૂકુમારના ધ્યાનમાં આ ગુપ્તચરોનું આગમન છુપું નહોતું રહી શક્યું અને તેઓ જ્યાં હતા ત્યાંથી ખસકી ન શકે એટલા સારુ સ્થંભિણી વિદ્યાનો પ્રયોગ પણ એમના ઉપર કરી દીધો હતો. પણ ધન્યવાદના ઉચ્ચારોએ પરિસ્થિતિ પલટી નાંખી. ચોર નાયક પ્રભવ બોલી ઊઠ્યો—

" સૌભાગી કુમાર ! તમારી હૃદયમાં સોંસરી ઉતરી જાય તેવી મીઠી વાણી સાંભળીને આજે મારા હૃદયમાં ' ચોરીના વ્યવસાય ' માટે માન પેદા થાય છે. કાર્ય હલકું ને નિંદ્ય છે. એમાં ગુન્હાની વૃત્તિના ચોખ્ખા દર્શન છે. પકડાઈ જતાં ફાંસીનો માંચડો સામે ડોકિયા કરતો હોય છે, છતાં જો આજે મારો એ ધંધો ન હોત તો હું અહીં જે કંઇ જાણવા પામ્યો એમાંનું રજમાત્ર પણ જાણી શક્યો ન હોત ! હવે મેં સંપૂર્ણપણે ચોરી કરી લેવાનો નિશ્ચય કરી લીધો છે કે જેથી પુનઃ એમાં હાથ બોળવા ન પડે.

પદ્મશ્રી-ભાઇ ! ચોરી કરવાની તારે જરૂર જ નથી. અમો દંપતીનો અંતિમ નિરધાર તો તું સાંભળી ચૂક્યો છે. જ્યારે કોઈપણ રીતે અમારે આ ધનમાલને છોડી દઈ સંયમનો રાહ લેવાનો છે તો પછી જેને એની અગત્ય હોય તેને પ્રથમ આપવું એ અમારો ધર્મ છે, માટે તારાથી લેવાય તેટલું લઇ લે અને કાયમને માટે આ ધંધા પર હડતાલ દઈ દે.

જયશ્રી-મારી ભગિનીએ કહ્યું એ સર્વ સાચું છે, છતાં હું તો મારા આ સર્વ અલંકાર ઉતારી તારી સામે ધરી દઉં છું કે જેથી તને એ વાતની પ્રતીતિ થાય. એ કિંમતી આભૂષણોના વેચાણથી જે રકમ ઉપજે તે તારી જિંદગી સુધી ચાલશે, માટે જરા પણ મુંઝાયા વિના તું એ ગ્રહણ કર. એ દ્વારા મારા પ્રાણનાથની પણ ખાત્રી થવા દે કે ઘડી પૂર્વેની આ રંગીલી વામા જેમ સંસારી ભોગ માટે આતુરતા ધરાવતી હતી તેમ નિશ્ચય કર્યા પછી એને સાપ જેમ કાંચળી ત્યજી દે તેમ તજી દેવા પણ તેટલી જ હદે તત્પરતા દાખવી શકે છે.

પ્રભવ-બહેનો ! મારા ' ચોરી ' કરવાના નિરધાર પાછળનું રહસ્ય જુદું છે. કુમાર મને વિદ્યાના પાશમાંથી મુક્ત કરે કે જેથી હું આપના ચરણ ચૂમી એ પ્રગટ કરું.

જંબૂકુમાર-તમો ઉભયને બંધનમાં રાખવાનો મારો આશય મારું ધન લઈ જતાં અટકાવવાનો નહોતો, પણ જે જીવન પ્રતિ મેં મીટ માંડી છે અને જે સંબંધી સમજણ મારી આ સ્નેહાળ રમણીઓને આપી રહ્યો છું, એ શ્રવણ કરવાથી તમારા

હૃદયદ્વાર પણ ખુલે અને એમાં કંઇ પ્રકાશ પડે, એ જ માત્ર ઉદ્દેશ હતો. આ ધનની ચોરી એ ભલે થોડા સમયપૂરતી આશ્વાસનદાયી ગણાય, પણ આખરે એમાં આ ભવ ને પરભવનું ઉઘાડું અકલ્યાણ જ સમાયેલું છે. એ પણ હવે તમારે કરવાની જરૂર નથી. અમે રાજીખુશીથી અમારું ધન દેવા ઉદ્યુક્ત થયા છીએ અને તમારા સરખા પાત્રથી એનો આરંભ કરીએ તો એ કરતાં બીજું રૂડું શું ?

**પ્રભવ**–કુમાર ! તમારો આશય ખર આવ્યો છે. મારે આ અર્થની જરા પણ જરૂર નથી. એ ચોરીથી તો હાથ ધોઇ નાંખવાનો અડગ નિશ્ચય મેં વાર્તાલાપ સાંભળતાં અધવચ્ચે જ કરી લીધો છે. હું તો આત્માના અનુપમ ગુણો–જ્ઞાન, દર્શન ને ચારિત્ર–ની ચોરી પૂરેપૂરી કરી લેવા માગું છું. મારી આપને નમ્ર પ્રાર્થના છે કે આપ મને 'મધુબિંદુ' અને 'અઢાર નાતરા'ના કથાનકો ફરીથી સંભળાવશો. એ પૂર્ણ રીતે અવધારી લઇ, આ પિંગળ જેવા બીજા મારા ચારસો અઠાણુ સાથીદારો છે તેમને એકઠા કરી, તેમની સન્મુખ એ સર્વ રજૂ કરીશ. જીવનનું સાચું સુખ કયાં છુપાયું છે એ કહી દેખાડીશ. તેઓને ગળે એ ઉતરશે તો એ સર્વની સાથે અથવા તો મારી જાતે એકલો આપ જે માર્ગે જઇ રહ્યા છો તે માર્ગનું અવલંબન લઇશ. નાયક તરિકે મારે એ ફરજ બજાવવાની છે.

જંબૂકુમારે પ્રભવ ચોરની પ્રાર્થના કેવી રીતે સ્વીકારી એ આપણે પ્રભવસ્વામીના કથાનકમાં આગળ ઉપર અવલોકશું.

પ્રાતઃકાળ થતાં જ રાજગ્રહી જેવી વિશાળ ને વ્યવસાયભરપૂર નગરીના માર્ગો ધમધમી ઉઠ્યા. રાબેતા પ્રમાણે ભિન્નભિન્ન વર્ગના લોકોદ્વારા પોતાના જીવનને અનુરૂપ કાર્યોનો આરંભ શરૂ થયો. પનિયારીઓ પાણીના બેડા ભરી ભરી જળ આણવામાં ઉદ્યુક્ત બની અને ક્ષત્રિયો તેમજ પ્રજાના ઊગતા તરુણો દેહયષ્ટિને મજબૂત કરવા માટે વ્યાયામના જુદા જુદા પ્રયોગોમાં મશગૂલ બન્યા. અરિહંતધર્મના ઉપાસકો સવારના આવશ્યકથી પરવારી દેવદર્શન કરવા જિનમંદિર તરફ જઇ રહ્યા હતા. વાર્તાના પ્રારંભમાં જે સુહૃદ્મંડળીના નામો આવી ગયા છે એ ચારે આજે સાથે જ નીકળ્યા હતા

**ધર્મનંદી**–મને તો ખાત્રી જ છે કે જંબૂકુમાર એ ત્રિયાઓને કોઇપણ ઉપાયે સમજાવી ચારિત્ર લેશે

**ધનદત્ત**–જરૂર, આ કેવલ મામુલી પ્રશ્ન ન ગણાય. ગણધર મહારાજ પાસે વ્રત ગ્રહણ કરનાર જો એનો ભંગ કરે તો પરદર્શનમાં કેવી નિંદા થાય ? વળી એક ધર્મી કહેવાતા કુળને કાળી ટીલી ચોટે.

**નાગદત્ત**–મિત્રો ! પણ કયાં એને કાયમને માટે સંસારમાં રહેવું છે ? પૂર્વે જેમ અપવાદ સેવનારા થઇ ગયા છે તેમ આ કાળમાં પણ ન થાય ? આલોયણ લઇને કે પ્રાયશ્ચિત્ત સ્વીકારીને કયાં વ્રતભંગની શુદ્ધિ નથી થઇ શકતી ?

**માનદેવ**–વળી જીવદયાના પાલક તરિકે આઠ અબળાઓનો–એમના જીવનનો પણ વિચાર તો કરવો જ રહ્યો ને.

**ધર્મનંદી**–મિત્રો ! આ બધી તરંગમાળા અસ્થાને છે. જંબૂકુમાર જેવો યુવાન એવું પગલું ભરશે કે ન તો કોઇને આંગળી ચીંધવાપણું રહેશે કે ન તો કોઈને દયા ખાવાની તક મળશે. મારું અંતર તો પોકારે છે કે એ એવું કંઇ કરી દેખાડશે કે જેથી જગત આશ્ચર્યમુગ્ધ બની જશે.

એ વાક્ય પૂરું થાય તે પૂર્વે રથને જોડેલા ધુરિણોના કંઠમાંની ઘુઘરમાળના મધુરા રવ કાને પડ્યા અને જોતજોતામાં ત્વરિત ગતિએ એક સાથે આઠ રથ આવતા જણાયા. એ પર ચારે મિત્રોની નજર પડતાં જ તેમણે તે ઋષભદાસ શેઠના છે એમ ઓળખી કાઢ્યા. એકાએક આ રથો વહેલી સવારમાં ક્યાં જતા હશે ? રાત્રિના પતિ–પત્ની વચ્ચે કલહ તો નહીં થયો હોય ! તે કારણે આઠે રાણીઓ રીસાઇને પોતાના પિયર પાછી તો નહિ જતી હોય ! એની એવી કેટલીયે શંકાઓ ઉદ્ભવી. ધોરી માર્ગ છોડી રથકારોએ પોતાના રથમાં બેઠેલી લલનાઓના પિતૃગૃહનો માર્ગ પકડ્યો એટલે શંકા બળવત્તર બની. ત્યાં તો થાળી વગાડીને ખબર આપતો ટેલીયો આવી પુગ્યો. 'ઋષભદત્ત શેઠને ત્યાં આજથી અષ્ટાહ્નિકા મહોત્સવ આરંભાય છે' એવી ટેલ સાંભળી, શંકાનો ઘોડો ઉકળાટ શમ્યો. દરમિયાન શેઠથીના અનુચરને આવતો દેખી ચારે મિત્રોએ સર્વ વ્યતિકર જાણી લેવાનો નિશ્ચય કર્યો સમિપ આવતાં એને પ્રશ્ન કર્યો–ભાઇ ! ઉત્સવ શા નિમિત્તે છે ?

**અનુચર**–સુરજ્ઞો ! મુહૂર્ત સાચવવાની અગત્ય હોવાથી હાલ હું ઉતાવળમાં છું, મારે જંબૂકુમારના આઠે શ્વસુરગૃહે ફરી વળવાનું છે, તેથી વિગતવાર હકીકત જણાવવા અશક્ત છું, છતાં ટૂંકામાં કહું છું કે–કુમાર સાહેબે પોતાની આઠે પ્રિયાઓને એવી રીતે સમજાવી લીધી છે કે એ આઠ ને નવમા કુમાર પોતે બ્રહ્મચર્યાવસ્થામાંથી જ સીધા સંયમધારી બનવાના છે. સવારમાં આ નિશ્ચય સાંભળતાં જ ઘડીભર ધારણી શેઠાણીને આશ્ચર્ય થયું. પુત્રને ખોળો પાથરી સમજાવવા અને ખીલતી કળી જેવી આ નવોઢાઓ પ્રત્યે આમ 'પ્રથમગ્રાસે મક્ષિકાપાત' જેવું ગ્લાનિભર્યું વર્તન ન ચલાવવાનું કહેવા તેઓ દોડી ગયા, પરંતુ આવાસગૃહના ઉંબરે પહોંચતાં જ આઠે વધૂઓને હસતી જોઇ ઝંખવાણા પડી ગયા. પોતાના ચરણમાં મસ્તક નમાવતી એ વધુઓના મુખેથી ભાગવતી–દીક્ષા લેવાનો નિશ્ચય જાણ્યો ત્યારે તો એ આભા જ બની ગયા. એવામાં ખુદ શેઠસાહેબ ત્યાં આવી ચઢ્યા. વહુઓ મર્યાદા જાળવતી બાજુ પર ઊભી રહી અને જંબૂકુમારે ઊઠી પ્રણામ કરતાં રાજીખુશીથી દીક્ષા માટે અનુજ્ઞા માગી આ આખું દશ્ય દેવોને પણ દુર્લભ ગણાય. એનું આબેહૂબ વર્ણન કરવા કોઇ કવિ જોઇએ.

ઋષભદત્ત બોલ્યા કે–દીકરા ! ખરેખર તું કુળદીપક છે. જ્યારે પત્નીવૃંદની રેશમ સમી કપરી ગાંઠ છોડવા તું સમર્થ થયો છે ત્યારે અમારી આજ્ઞા ક્યાં અટકવાની છે ? અમારા આનંદના અનોખા સાધન-સમા તમે નવ સીધાવી જાઓ ત્યારે અમો કોના સારુ અહીં પડ્યા રહેવાના હતા ? જ્યાં તમે ત્યાં અમે પણ આવવાના જ. એ પવિત્ર જીવનમાં પ્રવેશ કરીએ તે પૂર્વે આ લક્ષ્મીનો સન્માર્ગે વ્યય કરી લઈએ. એની નોંધ તો મેં ગઈ રાત્રે કરી રાખી છે નગરના અન્ય આત્માઓ આવાં ઉત્તમ કાર્યની અનુમોદના કરે એવી રીતે ઉત્સવપૂર્વક આપણે વ્રતગ્રહણ કરશું. મેં ટેલીયાને બોલાવ્યો છે અને આજથી જ અષ્ટાહ્નિકા મહોત્સવ આરંભવાનો નિરધાર કર્યો છે.

**સમુદ્રશ્રી**–આપ વડિલોની સંમતિ હોય તો હું મારા માતા-પિતાને મારા આ નિશ્ચયથી માહિતગાર કરી આવું.

**ઋષભદત્ત**–પુત્રી ! જરૂર, જાઓ એમાં કંઈ જ ખોટું નથી. સત્કાર્યની ખબર આપવી જ જોઈએ. માત્ર તું એકલી જ નહિ પણ પદ્મશ્રી વિગેરે સાતે પણ પોતાના પિયર જઈ આવો. માતાપિતાને મળી આવો. થયેલા દોષો ખમાવી આવો અને રજા મેળવી હસ્તે મુખડે પાછા આવો. ઉત્તમ કાર્ય સૌની સંમતિપૂર્વક થાય એની શોભા તો જુદી જ ગણાય. તરત જ આઠ રથ તૈયાર કરવામાં આવ્યા અને મહાશય હું ભૂલતો ન હોઉં તો થોડી વાર પહેલાં તે આ માર્ગેથી જ પસાર થયા હશે. આ તો જોવીએ આવી કુંભસ્થાપન સત્વર કરવાની અગત્ય દેખાડી એટલે હું તે દરેકને જલદી પાછા ફરવાનું કહેવા જાઉં છું.

**ધર્મનંદી**–પુન્યશાળીના પુન્યની શી વાત કરવી ?

સાત ક્ષેત્રોમાં અને જીવદયામાં ઋષભદત્ત શેઠની લક્ષ્મી ખરચાઈ ચૂકી મહોત્સવને અંતે ગણધરમહારાજ શ્રી સુધર્માસ્વામી પાસે માત્ર જંબૂકુમારે જ નહિ, પણ એમના માતાપિતા અને એ ઉપરાંત આઠ પ્રમદાઓ તથા તેમના માતપિતાઓ મળી કુલ સતાવીશ આત્માઓએ ચારિત્ર ગ્રહણ કર્યું. રાજગૃહીની પ્રજાએ એ પ્રસંગે અનેરું દશ્ય નિહાળ્યું.

**જંબૂકુમાર** સુધર્માસ્વામી પ્રત્યે બોલ્યા કે–પ્રભો ! આપે મને વ્રત આપ્યું ન હોત તો આ બનવું શક્ય નહોતું, એટલે આજનો પ્રસંગ આપને જ આભારી છે.

**સુધર્માસ્વામી**–જંબૂ ! અર્થીને વ્રત અપાય એમાં નવીનતા નથી, છતાં તારી અડગતા અને સમજાવવાની શક્તિએ જ, આ આત્માઓના હૃદય ઉજાળી નાંખ્યા છે. જનતાને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકી છે અને પેલા પાંચસો ચોરોના જીવનમાં પણ ચમત્કારિક પલટો આણ્યો છે. એ સર્વ દીક્ષા લેવાના હોઈ તેં તારા જીવન સાથે બીજા પાંચસો છવીશ આત્માના જીવન સુધાર્યા છે.

**જંબૂકુમાર**–પ્રભો ! એ પાંચસો ચોર શું પ્રવ્રજિત થશે ?

**સુધર્માસ્વામી**–જંબૂ! જરૂર તેઓ સાધુ બનશે અને મારી પાટ પર જેમ તું આવીશ તેમ તારી પાટ પર એ ચોરનાયક પ્રભવ આવશે.

પર્ષદાગણમાંથી અવાજ ઊઠ્યો–અહો! અદ્‌ભુત, અતિ અદ્‌ભુત

× × ×

દીક્ષા ગ્રહણ કર્યાના એ પવિત્ર દિવસને આજે વર્ષોના વહાણા વાયા છે. સાધુમહારાજના સ્વાંગને ધારણ કરી, પૃથ્વીતળ પાવન કરતાં મુનિપુંગવ જંબૂ કેટલી યે વાર રાજગૃહીમાં, એની પાંચ ગિરિમાળામાં અને એના વિદ્યાના કેન્દ્ર સમા નાલંદા પાડામાં વસવાટ કરી ગયા છે. ચાતુર્માસ પણ રહી ગયા છે, છતાં એ કાળે પોતે છદ્મસ્થ હતા અને માથે ગુરુ એવા ગણધરમહારાજનું શિરછત્ર હતું. ગુરુની હાજરીમાં શિષ્યની શક્તિના દર્શન જવલ્લે જ થવાનો પ્રસંગ આવે છે. કદાચ આવે તો વાદળની શ્રેણીમાં ઢંકાયેલી સૂર્યની ઝાંખી પ્રભા જેવો જ આવે. વિનયવંત શિષ્ય એથી વધુ આગળ જાય જ નહીં. 'ગૌતમસ્વામી' કહેનાર તો ઘણા મળશે પણ 'હે ગોયમ!'નું સંબોધન, પ્રભુ વીર! તારા વગર કોણ કરશે?' એમ વદનાર શ્રી ઇંદ્રભૂતિ ગૌતમના જીવનમાંથી એ વાતની સહજ પ્રતીતિ થાય છે. શ્રી ગૌતમની ભક્તિ જેવી જ શ્રી જંબૂસ્વામીની ભક્તિ ગણધરમહારાજ સુધર્મા સાથે હતી, તેથી તો આપણને અંગોમાં ડગલે ને પગલે 'હે જંબૂ! પ્રભુ શ્રી મહાવીરદેવે શ્રી ગૌતમના પ્રશ્નમાં જે જવાબ કહ્યો હતો તે આ પ્રમાણે–અંગોની ગુંથણીમાં પ્રભુશ્રી ઉત્તરદાતા, ગૌતમસ્વામી પ્રશ્નકાર, સમિપમાં બેસી શ્રી સુધર્મા સાંભળનાર અને એ સર્વ શિષ્ય એવા જંબૂને વર્ણવીને કહી બતાવનાર.'

અંગસાહિત્યની રચનામાં નિમિત્તભૂત થવું એ કંઇ જેવા તેવા સૌભાગ્યનો વિષય ન ગણાય. વળી ચરમ કેવલી તરિકેની ખ્યાતિ પણ જંબૂકુમારના ફાળે જાય છે. પરમાત્મા મહાવીરના નિર્વાણ પછી તરત જ અર્થાત્ આસો વદિ અમાસે નિર્વાણ ને કાર્તિક શુક્લ એકમના નવીન વર્ષે શ્રી ગૌતમસ્વામીને કેવલજ્ઞાનપ્રાપ્તિ. તેમનો કેવલીપર્યાય બાર વર્ષ પર્યંત, પ્રભુશ્રીની પાટ પર શ્રી સુધર્માસ્વામીનો કેવલીપર્યાય આઠ વર્ષ પર્યંત. શ્રી વીર નિર્વાણ પછી વીશ વર્ષે વૈભારગિરિ પર તેમનું મુક્તિપદ. જંબૂસ્વામીએ સોળ વર્ષની વયે ચારિત્ર લીધું, વીશ વર્ષ સુધી આર્ય સુધર્માની સેવા કરી, ચુંમાળીશ વર્ષ પર્યંત યુગપ્રધાન પદે રહી, કેવલીજીવન ગાળી, પૃથ્વીતળ પર વિચરી હજારો ભવ્ય જીવોને પોતાની અનુપમ ઉપદેશશૈલીથી અને ભાગ્યવશાત્ પ્રાપ્ત થયેલી અદ્વિતીય પ્રતિભાથી સંસારસાગરમાંથી ઉદ્ધરી, મોક્ષમાર્ગના પથિક બનાવ્યા. કૈવલ્યદશાની પ્રાપ્તિ થયા બાદ રાજગૃહીમાં તેમનું આગમન પહેલી વાર થતું હોવાથી પ્રજાને મન આજના પ્રસંગનું મહત્ત્વ સવિશેષ હતું.

જનતાનો આજનો આનંદ દીક્ષાવસરને સ્મૃતિપટમાં તાજો કરાવે તેવો દૃષ્ટિગોચર થતો હતો.

માનવસમુદાયથી જંબૂકેવલીની પર્ષદા સંપૂર્ણ ભરાઈ ગઈ છે. સુવર્ણકમળ પર વિરાજમાન થઈ જંબૂસ્વામી મધુરગિરામાં સંસારની અસારતા પર અને માનવજિંદગીને સફળ બનાવવાના સાધનો પર તળસ્પર્શી વિવેચન કરી રહ્યાં છે. કેવલજ્ઞાનરૂપી દિવ્યદૃષ્ટિના બળે હજારોના સંશય છેદી રહ્યાં છે. ત્યાં દેશના પૂર્ણ થતાં પર્ષદામાં બિરાજેલ ધર્મનંદીએ વિનયપૂર્વક ઊભા થઈ, બે કરજોડી પ્રશ્ન કર્યો કે–

હે પ્રભો! આપના નિર્વાણ સાથે મોક્ષના દ્વાર બંધ થઈ જવાના એ શું સત્ય છે? વાસ્તવિક છે? વર્ધમાનસ્વામીના વિદ્યમાન અને ભવિષ્યમાં થનાર ધર્મી જીવોની દૃષ્ટિએ એમ કહેવું એ અપમાનસૂચક નથી? આત્માની અનંત શક્તિ પર એ એક પ્રકારનો પ્રતિબંધ ન ગણાય?

**જંબૂસ્વામી**–દેવાનુપ્રિય! ભરતક્ષેત્રની અપેક્ષાએ કેવલજ્ઞાન મેળવનારમાં હું છેલ્લો છું, શિવસુંદરીના આવાસને કમાડ જેવું છે જ નહિ એટલે બંધ થવાપણું નથી, પરંતુ સિદ્ધશિલા પર પહોંચવા સારુ આત્મામાં જે જાતનું આધ્યાત્મિક બળ જરૂરી છે તે હવે પછીના જીવોમાં જામવું અશકય હોવાથી એમ થાય તેમાં કંઈ અવાસ્તવિક ન ગણાય. જીવોના જેવા પરિણામો જ્ઞાનબળે જણાય એવા વર્ણવવા એમાં અપમાનની ગંધ સરખી પણ ન લેખાય. કોઈ આત્મા બળિયો થઈ સ્વશક્તિ ફોરવે તો મહાવિદેહ ક્ષેત્રમાં જન્મી ત્યાંથી સિદ્ધ થઈ શકે છે. બાકી પાંચમા આરામાં અવસર્પિણી કાળની જે અસર થનાર છે તેને કોણ મિથ્યા કરી શકે?

**ધનદત્ત**–પ્રભો! આપના જીવનને આટલું સમૃદ્ધ–શક્તિસંપન્ન અને અડગ બનાવવામાં કયો આત્મા નિમિત્તભૂત થયેલ છે?

**જંબૂસ્વામી**–મહાનુભાવ! નાગિલાએ ભજવેલો ભાગ એમાં મુખ્ય છે. એ જ ભવે જીવનનો રાહ બદલ્યો છે. નાગિલા લપસી હોત તો ખેલ ખલાસ થઈ જાત.

**માનદેવ**–સ્વામી! આપની પછી કેવલજ્ઞાન બંધ થશે કે બીજું કંઈ પણ એ સાથે બંધ થશે?

જંબૂ–ભગવાન મહાવીરદેવના નિર્વાણથી ચોસઠ વર્ષે–મારા મુક્તિગમન બાદ ૧. મનઃપર્યવજ્ઞાન, ૨. પરમાવધિજ્ઞાન, ૩ કેવલજ્ઞાન*, ૪. મોક્ષગમન, ૫. પુલાકલબ્ધિ, ૬. ક્ષાયિક સમ્યક્ત્વ, ૭. આહારક લબ્ધિ ૮/૧૦ પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાત ચારિત્ર મળી કુલ દશ વસ્તુઓ વિચ્છેદ પામશે **ચોકસી**

* શ્રી પરિશિષ્ટ પર્વમાં કેવળજ્ઞાન, મોક્ષગમન અને ક્ષાયિક સમકિતને બદલે, ઉપશમશ્રેણી તથા ક્ષપકશ્રેણીનું આરોહણ તેમ જ જિનકલ્પ એ ત્રણ જણાવેલ છે.

'સંતોષી નર સદા સુખી' આ કહેવત અનુસાર સંતોષીના સંતોષસુખની તુલના ચક્રવર્તીના અમાપ સુખો સાથે પણ ન થઇ શકે. કારણ કે જ્યાં સ્પૃહા છે ત્યાં દુઃખ જ છે.

તૃષ્ણાવાન્ અને સંતોષી માટે એક સરસ સૂક્ત છે કે—

न योजनं शतं दूरे, बाध्यमानस्य तृष्णया ।
संतुष्टं यत्करः प्राप्तेऽप्यर्थे भवति नादरः ॥

તૃષ્ણાથી જે બંધાયેલ છે તેને સેંકડો જોજન પણ દૂર નથી, અર્થાત્ તૃષ્ણાવડે દૂર દૂર ભટકયા જ કરે છે જ્યારે સંતોષીને સહેજે હાથમાં પ્રાપ્ત થતી વસ્તુમાં પણ આદર નથી.

આ માટે એક જ સમયમાં બનેલા બે દૃષ્ટાંત વિચારણીય છે.

આજ–કાલના સામાન્ય માણસો જેટલા પૈસા ચાહ–પાનમાં વાપરે છે તેથી પણ ઓછા પૈસા પેદા કરનાર મહાભાગ્યશાળી પુણીયો શ્રાવક પરમ સંતોષથી રહેતો અને અતિવિશુદ્ધ પરિણામપૂર્વક સામાયિક કરતો, જે સામાયિકની પ્રશંસા ભગવાન મહાવીરે સ્વમુખે કરી હતી.

જેને ઘેર સોનાના વૃષભ હતા, એટલે એટલી જેને સમૃદ્ધિ હતી તે મમ્મણ શેઠ તેલ અને ચોળા ખાઇને જીવતો, એટલું જ નહિ પણ એ સુવર્ણવૃષભના રત્નશૃંગ કરવા માટે અસંતોષી શેઠ ચોમાસાની મેઘલી રાત્રિએ મુશળધાર વરસાદમાં નદીમાં પડી તણાઇ આવતા લાકડા ખેંચતો!

આ બે દૃષ્ટાંતમાંથી ઘણું ગ્રહણ કરવા યોગ્ય છે. જીવનસાધ્ય નક્કી કરવા માટે બન્ને બાજુઓ તપાસી યોગ્ય માર્ગે ગમન કરવું. —રાજપાલ મગનલાલ બહોરા.



## છ લેશ્યાઓવાળા જીવોનાં લક્ષણ.

૧. હિંસાદિ પાંચ મહાપાપથી મન–વચન–કાયાવડે છૂટવા માટે બેદરકાર, ઉત્કટ પાપ–પ્રવૃત્તિઓમાં ઉદ્યમવંત, છકાય જીવ પ્રત્યે અવિરત, ક્ષુદ્ર, સાહસિક, નાસ્તિક, અજિતેન્દ્રિય અને ક્રૂરતામય લક્ષણોવાળા જીવોને કૃષ્ણલેશ્યા હોય છે.

૨. ઇર્ષ્યા, અમર્ષ, અવિદ્યા, માયા, શાંતિનો અભાવ, નિર્લજ્જતા, વિષયલંપટતા, પ્રદ્વેષયુક્ત, શઠ, પ્રમત્ત, રસલોલુપ, પાપમય પ્રવૃત્તિમાં ઉદ્યમવંત, ઇન્દ્રિયસુખાભિલાષી, ક્ષુદ્ર અને સાહસિક–આ લક્ષણોવાળા જીવોને નીલલેશ્યા હોય છે.

૩. વાંકું બોલનાર, વાંકું આચરણ કરનાર, શઠ, સ્વદોષ છુપાવનાર, કપટી, વિપરીત શ્રદ્ધાવાન્, કઠોરભાષી, અનાર્ય, ચોર અને મત્સરયુક્ત–આ લક્ષણોવાળા જીવોને કાપોતલેશ્યા હોય છે.

૪. નમ્ર, અચપલ, અમાયી, અકુતુહલી, વિનયી, ઇન્દ્રિયનિગ્રહી, યોગવાન, ધર્મપ્રિય, દૃઢધર્મી, પાપભીરુ અને પરોપકારી–આ લક્ષણોવાળાને તેજોલેશ્યા હોય છે.

૫. ચાર કષાયોને ઉપશમાવેલ, આત્માનું દમન કરનાર, યોગવાન, સ્વલ્પભાષી અને જિતેન્દ્રિય જીવોને પદ્મલેશ્યા હોય છે.

૬. આર્ત્ત અને રૌદ્રધ્યાન છોડીને ફક્ત ધર્મ અને શુક્લધ્યાનમાં ઉદ્યમવંત, પ્રશાંતચિત્ત, આત્માનું દમન કરનાર, અષ્ટપ્રવચન માતાના પાલક અને જિતેન્દ્રિય જીવોને શુક્લલેશ્યા હોય છે.

મુનિ પ્રેમવિજયજી

# અમૃત વચનો

૧. ધ્રુવના તારાની માફક ધ્યેય તરફ પ્રયાણ કરવાની વૃત્તિ તથા પ્રવૃત્તિથી તમારું જીવન પૂરું કરો. આત્માને શોધો, તમે કોણ છો? ક્યાંથી આવ્યા? શા કારણથી આવ્યા? ક્યાં જવાનું છે? એ બધો વિચાર વધારે ઊંડા ઊતરીને કરો.

૨. નિર્લેપ અવસ્થા દિનપ્રતિદિન પ્રગટે તેવી રીતનું વાંચન-મનન રાખો.

૩. કોઈપણ વસ્તુ-કોઈપણ બનાવ તમને દુઃખની લાગણી ન થવા દે ત્યારે સમજજો કે તમે આત્માની ઓળખાણના માર્ગ ઉપર છો.

૪. દ્રવ્ય ઉપાર્જન તથા બીજા સંસારી કામકાજમાં આત્મભાન ભૂલતા નહિ. દેખાતી દુનિયાની નીતિરીતિથી ભૂલાવામાં પડતા નહિ.

૫. કોઈપણ કાર્ય મન-વચન-કાયાથી કરતાં મનની પરિણતિ ( ભાવના ) કેવી છે તેનો બરાબર વિચાર કરો.

૬. નિકાચિત કર્મબંધ ન થાય તેનો ખાસ ખ્યાલ રાખો.

૭. આત્માને બાંધેલા કર્મ તો ભોગવવાના જ છે, એટલું જ નહિ પણ તે તદ્દન નવાં કર્મોનો પણ બંધ કર્યા કરે છે તે ભૂલતા નહિ.

૮. આત્માની શક્તિ-જડ અને ચેતન જગતની શક્તિ કરતાં મહાન્ છે એટલા માટે જ જ્ઞાની પુરુષો દરેક આત્મા પરમાત્મા સમાન છે અને આત્માની શક્તિ અચિંત્ય છે એમ કહે છે.

૯. સારાં કે ખોટાં કર્મ બાંધવામાં જેટલો પુરુષાર્થ કર્યો તેટલો જ તેને છોડવા માટે કરવો પડશે તે ધ્યાનમાં રાખવું.

૧૦. ત્રણ જગતની ઠકુરાઇ મેળવવા માટે જેટલો પુરુષાર્થ કર્યો છે તેટલો જ તેને ગુમાવતાં-છોડી દેતાં કરવાનો છે.

૧૧. કાયદાનાં ધોરણો નીતિના ધોરણ પર નથી. જે બધું કાયદેસર છે તે બધું નીતિમય નથી.

૧૨. વસ્તુનો સ્વભાવ અચળ છે, તેમાં ફેરફાર થતો નથી.

૧૩. કર્મ ન દેખાય તેવી વસ્તુ છે. તેને પણ સ્વભાવ ( ગુણ ) છે. આત્મા કર્મનો કરનાર છે અને તે જ તેનો છોડનાર થઇ શકે છે.

૧૪. કરેલાં કર્મો પોતાના સ્વભાવજન્ય ફળ કર્તાને આપે છે. કર્તા કર્મ કરતી વખતે જે ભાવનાવાળો હોય છે તેવો કર્મબંધ આત્માને થાય છે, જે પોતાનાં ફળ કર્તાને આપે છે.

૧૫. સંસારમાં સુખ કે દુઃખ માનવું તે એક પ્રકારની માનસિક વૃત્તિ છે. જે ચીજથી કે બનાવથી એક માણસને સુખ ઉપજે છે તે જ બીજાને કેવળ દુઃખ આપનાર લાગે છે. વસ્તુમાં સુખ કે દુઃખ આપવાનો ગુણ નથી, પણ આત્મા તેને કેવી માનસિક વૃત્તિથી ગ્રહણ કરે છે તે ઉપર તેનો આધાર છે.

૧૬. બહારના મોજશોખ-વૈભવ ભોગવતા આત્માઓથી અંજાઇ ન જતાં, તેવા મોજશોખ-વૈભવ ભોગવવાની ઇચ્છાથી દુર્ગતિમાં લઇ જનાર કર્મનાં બંધનમાં પડતા નહિ.

૧૭. સમાજની સુવ્યવસ્થા માટે કેટલાંક કાર્યો કરવાનાં અને કેટલાંક ન કરવાનાં છે તે જ્ઞાની પુરુષો બતાવી ગયા છે.

૧૮. સમાજના અંગ તરીકે વ્યવસ્થા સાચવવી ( ભલે આપણા માટે અંગત તેવી વ્યવસ્થા અર્થ વિનાની હોય તો પણ ) એ સુજ્ઞ પુરુષોનો સિદ્ધાંત હોવો જોઇએ.

૧૯. વર્તમાન સમાજને સુવ્યવસ્થિત રાખનાર રિવાજો મોટા પુરુષોએ પાળવા-પળાવવા જોઇએ. દરેક ધર્મના કે કોમના અગ્રગણ્ય ગણાતા સુજ્ઞ પુરુષોએ આગળ પડતો ભાગ લઇ તથા ભોગ આપી માર્ગદર્શક થવું જોઇએ. સં૦ મ. વ. ઝવેરી—શાન્તાક્રુઝ

## જૈન ધર્મની અહિંસાની વિશિષ્ટતા

૧. અન્ય ધર્મોમાં બતાવેલ દયા ફક્ત ગરીબ અને નિરાધારો પ્રત્યે જ હોય છે ત્યારે જૈનધર્મની દયા શ્રીમંતો પ્રત્યે પણ હોય છે.

૨. અન્ય ધર્મોમાં ફરમાવેલ દયા ફક્ત નિર્દોષ પ્રાણીઓ પ્રત્યે પ્રાયઃ કરીને હોય છે ત્યારે જૈન ધર્મ દોષિત મનુષ્ય પ્રત્યે પણ દયા કરવાનું ફરમાવે છે.

૩. અન્ય ધર્મો ફક્ત દ્રવ્યદયાને જ ઉત્તેજન મળે તેવું ઇચ્છે છે ત્યારે જૈનધર્મ ભાવદયાની કિંમત વધુ આંકે છે. જે ભાવદયાના કારણે ભવિષ્યમાં પણ સુખી બની શકે છે.

૪. અન્ય ધર્મો ફક્ત સ્નેહી-સંબંધીની જ દયા ચિંતવવાનું પસંદ કરે છે ત્યારે જૈન ધર્મ દુશ્મનની પણ દયા ચિંતવવી કલ્યાણકારી સમજે છે.

૫. અન્ય ધર્મોની દયા ફક્ત જ્યાંસુધી પોતાની જાતને તકલીફ ઉદ્‌ભવે નહિ ત્યાંસુધી જ હોય છે ત્યારે જૈનધર્મની દયા સ્વજાતિનો ભોગ આપીને પણ અજાણ્યાને સહાયભુત થવાનું શિખવે છે.

૬. અન્ય ધર્મો સ્થૂલ પ્રાણીઓની જ દયા ચિંતવવી પસંદ કરે છે ત્યારે જૈનધર્મ સ્થૂલની સાથે સૂક્ષ્મ જીવોની પણ દયા કરવી યોગ્ય માને છે.

૭. શરીરને સાચવવા અન્ય ધર્મો સૂક્ષ્મ જીવોને પણ હણે છે ત્યારે જૈનધર્મ હિંસક પ્રાણીઓને પણ હણવાનો નિષેધ કરે છે.

૮. અન્ય ધર્મો સ્વરક્ષણાર્થે અન્યની લેશમાત્ર પરવા કરતા નથી ત્યારે જૈનધર્મ અન્યના રક્ષણાર્થે હસ્તે મુખે મરણને ભેટવું પણ પસંદ કરે છે.

૯. અન્ય ધર્મોની દયા એકાંત પક્ષનું પોષણ કરનારી છે ત્યારે જૈનધર્મની દયા સ્યાદ્વાદ માર્ગનું અનુસરણ કરનારી છે.

૧૦. અન્ય ધર્મોની દયાથી વ્યવહારધર્મની જ પુષ્ટિ થાય છે ત્યારે જૈનધર્મની દયાથી નિશ્ચયધર્મનું પણ યથાર્થપણે પાલન થાય છે. મુનિ પ્રેમવિમળજી

श्रीविजयलक्ष्मीसूरिविरचित /

## श्री उपदेशप्रासाद भाषांतर

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાંચે ભાગની કિંમત રૂા. ૨ાા-૨-૨-૨ાા-૨ાા-કુલ રૂા. ૧૧ાા થાય છે. તેના પાંચે ભાગ ભેળા મંગાવનાર પાસેથી રૂા ૧૦ ) લેવામાં આવે છે. આ ગ્રંથ અજોડ છે. આવો વર્ષનાં દિવસપ્રમાણુ વ્યાખ્યાન-વાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણુ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે. કર્તાએ પ્રયાસ બહુ સારો કર્યો છે.

---

## શ્રી આત્મપ્રબોધ ગ્રંથ

પંડિત શ્રી જિનલાભસૂરિકૃત સંસ્કૃત ગદ્યબંધ. આ ગ્રંથ બહુ જ ઉપયોગી છે. એમા સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ તથા પરમાત્મસ્વરૂપદર્શક ચાર પ્રકાશ પાડેલા છે. કિંમત રૂા. ૧-૮-૦, પોસ્ટેજ સાત આના. ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક ગ્રંથ છે. શ્રોતા-વર્ગને બહુ લાભ આપે તેવો છે.

---

## શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર

આ સંસ્કૃત- પદ્યબંધ ચરિત્રના કર્તા શ્રી સિદ્ધર્ષિ છે. ચરિત્ર ઘણું રસિક છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. કિંમત એક રૂપિયો, પોસ્ટેજ પાંચ આના. આયંબિલ વર્ધમાનતપના માહાત્મ્ય અને પ્રભાવ માટે આ ચરિત્ર ખાસ ઉપયોગી છે.

---

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર

### ભાગ ૧-૨-૩-૪.

પ્રથમના ૩ ભાગમાં આખા ગ્રંથનું ભાષાંતર સંપૂર્ણ આવે છે. આ પણુ એક અપૂર્વ અને અજોડ ગ્રંથ છે. ત્રણે ભાગ મળીને કિંમત રૂ.લાા છે. ચોથા ભાગ તરીકે તે ગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણિનું ચરિત્ર ઘણું વિસ્તારથી આપવામાં આવ્યું છે. તેની કીંમત રૂા ૩) છે. ચારે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૨ાા ના રૂ. ૧૦ાા લેવામાં આવે છે. જરૂર મંગાવો ને વાચો.

---

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૧ થી ૧૦ : વિભાગ ૫

આ આખા ગ્રંથમા દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨- શ્રીઋષભદેવ, અજિતનાથ વગેરેનાં ચરિત્ર. કિં. રૂ ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રી સંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીના ચરિત્રો. કિં.૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મું ( જૈન રામાયણુ ને શ્રી નમિનાથ ચરિત્ર ) કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯ શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેનાં ચરિત્ર કિં ૩-૦-૦
૫ પાંચમો ભાગ-પર્વ ૧૦ મું શ્રી મહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિં. રૂા. ૧૩-૮-૦ થાય છે. તેના પાચે ભાગ લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઈ—શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।





પુસ્તક ૫૭ મું

અંક ૯ મો





માર્ગશીર્ષ

વિક્રમ સંવત ૧૯૯૮

વીર સંવત ૨૪૬૮

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# હિતશિક્ષા અષ્ટક

( હરિગીત છંદ. )

હે જીવ! સાધન ભોગના વળી કામના કષ્ટે મળે,
દે દુઃખકેરો પુંજ ભોગવતાં ન દુર્મતિ તુજ ટળે;
શક્તિ નથી જો સહન કરવા દુઃખને તો તેહને,
ચાહીશ ના કદિ સ્વપ્નમાં પણ એમ પામીશ શર્મને. ૧

શઠ મિત્ર[1] સામું બોલનારા [2]નોકરોના સંગથી,
અધમ નારી[3] [4]સર્પથી વિકરાલ [5]ઘરના વાસથી;
મૃત્યુ જરૂર હોવે જ તેથી છોડ એ ઝટ પાંચને,
ચિત્તે ધરી પ્રભુ વીરના હિતવચન આદર ધર્મને. ૨

રાજા[1] શિકારી[2] ચાડિયા[3] તિમ [4]દ્યૂતસંગી [5]ઘાંચીના,
માંસ વેચે [6]તેહનો તિમ [7]ચોર [8]જાર [9]સિપાઈના;
સંગનો પરિહાર કરતા શુદ્ધ વર્તન રાખીએ,
ગુણ પ્રમાણે હોય વર્તન સુકુળ સંગે મ્હાલીએ. ૩

રાય[1] દ્વિજ[2] ઠગ[3] ચોર[4] વેશ્યા[5] બાલ[6] દુર્જન[7] વૈદ્ય[8] એ,
તિમ પરોણો[9] અન્ય દુઃખ નહિ જાણનારા આ નવે;
વૈર[1] વ્યાધિ[2] વાદ[3] વૈશ્વાનર[4] વ્યસન[5] ઇમ પાંચ આ,
વધતા વકારો દુઃખ આપે છોડનાર સુખી થયા. ૪

સોનાર[1] જલ[2] ઠગ[3] અગ્નિ[4] વેશ્યા[5] બટુક[6] પાશાનો[7] વળી,
માંકડ[8] અને ઠક્કુર[9] બિલાડી[10] એહ ત્રણનો પણ વળી;
વિશ્વાસ કરજે ના દશેનો આ જ રીતિ વિબુધની,
દગલબાજી ઓળખી ન કરીશ સંગતિ કપટીની. ૫

આદિ કરતા નીચ કૃતિની ગણ વિરોધ જગાવતા,
બલવંતની સ્પર્ધા કરંતા સ્ત્રી પ્રતીતિ રાખતા;
વગર મોતે મરણ હોવે ચાર વાનાં ચિત્તમાં,
યાદ રાખી ઉચિત કાર્ય કરી રહેવું હર્ષમાં. ૬

સ્વજન સાથે સંપ રાખો સાથ બલિ સ્પર્ધા તજો,
નારીનો પરિચય તજી ચેતી નિરંતર ચાલજો;
દાન ઉત્તમ વેણવાળું જ્ઞાન મદહીન શૌર્ય એ,
ખંતિવાળું દાનવાળું દ્રવ્ય હિતકર ચાર એ. ૭

છે અનંતી શક્તિ તારી તે છતાં મોહે કરી,
રંક થઈ ચારે દિશામાં આથડે કિમ ફરી ફરી?
સૂત્રવાણી સાંભળીને મોહ જુલ્મ હઠાવીએ,
નેમિસૂરિ પદ પદ્મરંગે આત્મગુણ રતિ પામીએ. ૮

આ. શ્રી વિજયપદ્મસૂરિ

# હિતકારી અક્ષરમાળા.

**આજનું નૂતન વર્ષ.** વીરસંવત ૨૪૬૮, વિ.સં. ૧૯૯૮નું ઊગતું પ્રભાત દરેકને સુખાકારી, નિરોગી અને સંપત્તિવાળું નિવડો, તેમજ દરેક જગ્યાએ કલહના બીજ દગ્ધ થઇ જઇ શાન્તિ શાન્તિ ફેલાઓ. દરેક વ્યક્તિમાં અરસપરસ સ્નેહનાં ઝરણા વહો, ધર્મની જાગૃતિ થાઓ, દેશની પરાધીનતા ટળો, **અહિંસાના ઔરજ** ( ભાવ ) વધતા રહો અને પશુપક્ષીથી માંડી મનુષ્ય માત્ર સુખી રહેવાની ભાવના જાગૃત થાઓ તે જ ઇચ્છા હો.

**का**

**काम** કરવામાં બળવાન બનો અને જે કાર્યને હાથમાં લ્યો તે કાર્ય પૂરું કરવાની ઉત્કંઠા રાખો, વળી જે નવું કાર્ય શરૂ કરો તે પહેલાં તેનો આગળપાછળનો પૂરો વિચાર કર્યા પછી શરૂ કરો જેથી પશ્ચાત્તાપ કરવો ન પડે અને કાર્ય સિદ્ધ થાય.

**खा**

**खाटकी** લોકો બિચારા નિર્દોષ પશુ ઉપર છરા ફેરવી પોતે કૃતઘ્ન બને છે, વળી તેના દિલમાં દયાનો વાસ હોતો નથી. તેવી જ રીતે ધનિક માણસો,ગરીબો ઉપર અને તેની સ્થિતિ ઉપર નજર નહીં કરતાં તેના પર કામ અને કરજના બોજા નાખી લોહી ચુસવાની વૃત્તિ રાખી હાડપિંજર જેવા બનાવી દે છે જેથી તેવી વ્યક્તિમાં પણ દયાનો અંશ જણાતો નથી, માટે ગરીબ ઉપર જુલમ નહીં કરતા દયાભાવ રાખો !

**गा**

**गाम** જતી વખતે ભાથું જેમ ઉપયોગી છે અને તેની જરૂર છે તેમ આ દેહ છોડી લાંબી વાટે જતાં ભાથાની જરૂર પડશે માટે આત્મસાધન કરી પૂન્યરૂપી ભાથું મેળવો, અને તે એવું ઉપયોગી નીવડશે કે જે તમારા નવા ભવમાં સાથે આવશે અને તમને ક્ષુધા-તૃષાના દુઃખથી પીડાતા અટકાવશે.

**घा**

**घा** કોઇ પણ હથિયારવતી બીજાઓ ઉપર ઘા કરવો જેવા કે:-તલવાર, બરછી, ભાલા વિગેરેના ઘા તે જેમ સામા માણસને વાગવાથી દુઃખરૂપ થાય છે અને પ્રાણ પણ હરે છે તેવી જ રીતે વચનરૂપી ઘાથી બીજાઓને દુઃખ ઉપજાવવું તે તેના કરતાં પણ વસમું છે, કારણ કે વચનરૂપી ઘા માણસોના કાળજાને વિંધી જીવનભર શૂન્ય બનાવે છે, બીજા હથિયારના ઘા રૂઝવવાના ઉપાયો મળે છે પણ વચનરૂપી તીવ્ર બાણનો ઘા જિંદગી પર્યન્ત રૂઝાતા નથી માટે કોઇને પણ કટુ વચન કહી દુભવશો નહીં.

**चा**

**चालाक** માણસ હોય તે દરેક કામને પહોંચી વળી કાર્યને સિદ્ધ કરે છે. વળી સામી વ્યક્તિને આંજી પણ શકે છે, પોતાની ચાલાકીથી તે પૂજાય પણ છે અને દરેક રીતે વાહ વાહના પોકાર મતા પણ સંભળાય છે, પરંતુ તે ચાલાકી ખાલી આ સંસારમાં **चर्म** ચક્ષુવાળા પાસે ચાલવાની કે જેને ખરું જ્ઞાન ન હોય. જે ધર્મને છેતરવામાં ચાલાકી કરે,

અનશન કર્યું હતું. એ રીતે જેમને સિદ્ધિપદનો સંગ પ્રાપ્ત થયો એટલે જેઓ મોક્ષપદને પામ્યા તે શ્રી ગૌતમસ્વામીને હું વંદન કરું છું ॥ ૨૩ ॥

---

જુદી સદ્‌ગતિ હોય છે. તેમજ એ ત્રણ મરણમાં પહેલું મરણ જઘન્ય, બીજું મરણ મધ્યમ અને ત્રીજું પાદપોપગમ મરણ ઉત્કૃષ્ટ ગણાય છે.

વળી એ ત્રણ પ્રકારનાં મરણ સાધુને હોય છે, સાધ્વીને તો પહેલું ભક્તપરિજ્ઞા મરણ એક જ હોય છે. કહ્યું છે કે—

सव्वा वि अ अज्जाओ, सव्वेविय पढमसंघयणवज्जा ।
सव्वेवि देसविरया, पच्चक्खाणेण उ मरंति ॥ १ ॥

અર્થ—સર્વે આર્યાઓ-સાધ્વીઓ, તથા સર્વે પ્રથમ સંઘયણ સિવાયના શેષ પાંચ સંઘયણવાળા જીવો અને સર્વે દેશવિરતિવંત શ્રાવકો તે પહેલા પ્રત્યાખ્યાન મરણવડે જ મરણ પામે છે ( એટલે પહેલા ભક્તપરિજ્ઞા મરણવડે જ મરણ પામે છે ).

અહિં "पच्चक्खाणेण=પ્રત્યાખ્યાનવડે" એ પદથી ભક્તપરિજ્ઞા મરણ જાણવું. સાધ્વીને ઇંગિતમરણ અને પાદપોપગમ મરણનો નિષેધ હોવાથી સ્પષ્ટ સમજાય છે કે ભક્તપરિજ્ઞા મરણથી ઇંગિત મરણ વિશેષ ધૈર્યવાળાનો જ હોય છે, તેમ જ ભક્તપરિજ્ઞા મરણ છએ સંઘયણવાળાને હોય છે અને ઇંગિત તથા પાદપોપગમ મરણ ફક્ત પહેલા સંઘયણવાળાને જ હોય છે. તેથી પણ સ્પષ્ટ થાય છે કે—ભક્તપરિજ્ઞાની અપેક્ષાએ ઇંગિત ને પાદપોપગમ મરણ અનુક્રમે વિશેષ વિશેષતર ધૈર્યવાળાને હોય છે. વળી એમાં એ પાદપોપગમ મરણ તો જ્યારે વય પરિપક્વ થાય ત્યારે દેવગુરુને નમસ્કાર કરીને, ગુરુની આજ્ઞા લઇને દેવગુરુ પાસે જ અનશન ગ્રહણ કરીને (ચારે આહારના ત્યાગનું પ્રત્યાખ્યાન લઇને) પર્વતની ગુફા આદિ જેવા એકાન્ત નિર્જન સ્થળમાં ત્રસજીવ અને સ્થાવરજીવ રહિત શુદ્ધ ભૂમિમાં વૃક્ષની માફક આંખના પલકારા જેવી શરીરની અલ્પ ક્રિયાથી પણ રહિત થઇને, કોઈ પણ પ્રકારની શારીરિક શુશ્રૂષા (સમારણા-સેવા) રહિત થઇને અનશન લીધા પહેલાં જેવા આકારે શરીર રહ્યું હોય તેવા જ આકારે નિશ્ચળ રહીને, પ્રાણાન્ત સુધી શુભ ધ્યાનમાં રહીને મરણ પામે. એ પ્રમાણે અત્યન્ત ધૈર્યવાળા મુનિને જ આ પાદપોપગમ નામનું ત્રીજું મરણ હોય છે. આ બાબતમાં કહ્યું છે કે—

पढमंमि अ संघयणे, वट्टंतो सेलकुट्टसामाणो ।
तेसिं पि य वुच्छेओ, चउदसपुव्वीए वुच्छेए ॥ १ ॥

અર્થ—જે પ્રથમ સંઘયણમાં વર્તતા હોય અને જે મુનિઓ પર્વતના કૂટ સમાન ( ગિરિના શિખરવત્ ) નિશ્ચલ હોય, ( એટલે જે મુનિઓ પાદપોપગમ અનશનવડે મરણ સાધી શકતા હોય ) તેવા મુનિઓને માટે પણ ચૌદપૂર્વીઓના વિચ્છેદ સાથે એ અનશનનો વિચ્છેદ થાય છે. અહિં તાત્પર્ય એ છે કે ચૌદપૂર્વના વિચ્છેદ સાથે પાદપોપગમના અનશનનો પણ વિચ્છેદ થયો છે.

ઉપર કહેલાં ત્રણે અનશનો નિર્વ્યાઘાતપણામાં સંલેખનાપૂર્વક જ કરવામાં આવે છે,

હવે શ્રી ગૌતમસ્વામીનો પ્રભાવ વિગેરે ૬ ગાથામાં જણાવે છે—

अमरणरिंदा णिच्चं, जं पणमंति प्पहाणपुण्णपयं ।
सो सिरिगोयमसामी, संघगिहे मंगलं कुज्जा ॥ २४ ॥

દેવો, મનુષ્યો તથા દેવેન્દ્રો અને ચક્રવર્તી આદિ નરેન્દ્રો જે શ્રેષ્ઠ પુણ્યના સ્થાનરૂપ શ્રી ગૌતમસ્વામીને હંમેશા નમસ્કાર કરે છે તે શ્રી ગૌતમસ્વામી રત્નની ખાણ જેવા શ્રી સંઘના ઘરેઘરમાં શુભ મંગળમાળાનો વિસ્તાર કરો ॥ ૨૪ ॥

सुग्गहियनामधिज्जा, आयरिया जोगसुद्धिदित्तिहरा ।
णामं जस्स पसत्थं, झाअंति लहंति सच्चसुहं ॥ २५ ॥

અર્થ—અતિ ઉત્તમ પ્રકારે જેમનુ નામ ગ્રહણ કરવા યોગ્ય છે એટલે સ્મરણ કરવા યોગ્ય છે, તથા જેઓ યોગશુદ્ધિથી પ્રકટ થયેલી કાન્તિને ધારણ કરનારા એટલે મન, વચન, કાયાના યોગની વિશુદ્ધિથી મહાતેજે ઝળહળે છે. એવા તે આચાર્યો જે શ્રી ગૌતમસ્વામીના પ્રશસ્ત નામનુ એટલે **श्रीगौतमाय नमः** એ શુભ નામમંત્રનું સદા ધ્યાન-સ્મરણ કરે છે, તે પરિણામે સત્ય સુખને પામે છે, એટલે શાશ્વત, અવિચળ, અરોગ ઈત્યાદિ સદ્‌વિશેષણોવાળા મોક્ષસુખને અથવા આત્માના સ્વાભાવિક સુખને પામે છે ॥ ૨૫ ॥

तं नत्थि भुवणमज्झे, सिज्झिज्जा जं न गोयमस्सरणा ।
सिरिगोयमप्पभवा, पणट्ठपावा सरंति णरा ॥ २६ ॥

સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ ભુવનમા અથવા ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્લોક એ ત્રણ લોકમાં એવી કોઈ શ્રેષ્ઠ વસ્તુ નથી કે જે શ્રી ગૌતમસ્વામીના નામના સ્મરણથી સિદ્ધ ન થાય, અર્થાત્ શ્રી ગૌતમસ્વામીના સ્મરણથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે, અને જે ભાગ્યશાળી ભવ્ય જીવો અલ્પ ભવવાળા હોય છે એટલે જેઓ મોક્ષસુખને થોડા કાળમાં પામવાના હોય છે, તેમજ જેઓનાં પાપ નાશ પામ્યાં હોય છે એવા પાપ રહિત જીવો જ શ્રી ગૌતમસ્વામીના નામનું સ્મરણ કરી શકે છે, પરન્તુ ઘણા ભવોમાં ભ્રમણ કરનારા અતિ પાપકર્મના ઉદયવાળા પુદ્‌ગલાનંદી જીવો શ્રી ગૌતમસ્વામીના પવિત્ર નામનું સ્મરણ પણ કરી શકતા નથી ॥ ૨૬ ॥

---

નહિતર આર્તધ્યાન થવાનો સંભવ છે, અને જો આર્તધ્યાન થાય તો સદ્‌ગતિને બદલે દુર્ગતિ થાય માટે અકસ્માત પ્રસંગ ન ઉપજવારૂપ નિર્વ્યાઘાતપણું હોય તો જ એ ત્રણ અનશનો સંલેખનાપૂર્વક બની શકે છે. અને અકસ્માતથી એટલે વીજળી, પર્વત ( મહાશિલા ), ભીંત વિગેરે પડવાથી અથવા સર્પાદિકના ઉપદ્રવથી અણધાર્યો મૃત્યુનો પ્રસંગ આવે તો સંલેખના વિધિ વિના પણ એ અનશન લઈ શકાય છે. અને એ અનશનોથી ઘણા કર્મની વિશેષ નિર્જરા થાય છે.

तावसपारणपायस-प्पयाणसत्तं सुवण्णकयकमले ।
सीहासणे निसण्णं, वंदे गुरुगोयमं विहिणा ॥ २७ ॥

જે શ્રી ગૌતમસ્વામીજીએ શ્રી અષ્ટાપદ પર્વત ઉપર ચઢતી વખતે જેઓ ત્યાં તપશ્ચર્યા કરતા હતા અને પર્વત ઉપર ચઢવાને અશક્ત હતા તે ૧૫૦૦ તાપસોને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી અક્ષીણમહાનસ લબ્ધિવડે ક્ષીરનું પારણું કરાવ્યું. આ રીતે દીક્ષારૂપ પથ્ય-હિતકારી અન્ન આપવાને સમર્થ, અથવા તાપસોને પારણામાં ખીરરૂપ પથ્યને દેનારા અને સોનાના કમળ ઉપર સ્થાપેલ સિંહાસન ઉપર બેઠેલા એવા ગૌતમગુરુને હું વિધિપૂર્વક વંદન કરું છું ॥ ૨૭ ॥

वासववेसेवियचरणं, छत्तत्तयचामराइकयसोहं ।
जेणं सुररुक्खाई, पराजिया सप्पहावेणं ॥ २८ ॥

तं गुरुगोयमसामिं, अच्चंति णमंति लद्धपुण्णभरा ।
सयउस्सवो य तेसिं, चित्तत्थो गोयमो जेसिं ॥ २९ ॥

તથા ચોસઠ ઇન્દ્રોએ જેમના ચરણકમળની સેવા કરી છે, તથા દેવોએ ત્રણ છત્ર અને બે ચામરવડે જેમની શોભા કરેલી છે, તેમજ જેમણે પોતાના આત્મિક પ્રભાવવડે ભવ્ય જીવોને અભયદાન, જ્ઞાનદાન વિગેરે દાન આપવાના પ્રસંગે કલ્પવૃક્ષ, કામકુંભ, સુરલતા વિગેરેને પણ પરાજિત કર્યા છે, એટલે કલ્પવૃક્ષ વિગેરેથી અપાતા દાન કરતાં અતિ ઉત્તમ લોકોત્તર-મહાકલ્યાણકારી મોક્ષસાધનાદિને દેનારા એવા તે ગૌતમસ્વામીને અતિ પુણ્યશાળી જીવો જ પૂજે છે અને નમસ્કાર કરે છે, વળી ખરી રીતે જે પુણ્યશાળી ભવ્ય જીવોના હૃદયમાં ગૌતમસ્વામી વાસ કરી રહેલ છે, એટલે જે ભવ્ય જીવોનું ચિત્ત શ્રી ગૌતમસ્વામીના સ્મરણમાં અહોનિશ લાગ્યું છે તે પુણ્યશાળી જીવોને સદાકાળ ઉત્સવ અને આનંદ વર્તે છે ॥ ૨૮-૨૯ ॥

આ સ્તોત્રની રચનાના સંવત વિગેરે જણાવે છે—

जुम्मणिहिग्गहसोम-प्पमिए वरिसेऽन्नभद्दवयमासे ।
सियपंचमिंदुवारे, पुण्णे सिरिरायनयरम्मि ॥ ३० ॥

सिरिगोयमपहुथुणं, गुरुवरसिरिणेमिसूरिसीसेणं ।
पउमेणायरिएणं, विहियं प्पमणंतु भव्वयणा ॥ ३१ ॥

યુગ્મ (૨) નિધિ (૯) ગ્રહ (૯) ચંદ્ર (૧) પ્રમાણ વર્ષે એટલે ૧૯૯૨ ના વિક્રમ સંવતમાં બીજા ભાદ્રપદ માસમાં (આ વર્ષે બે ભાદ્રપદ માસ હતા તેમાં પહેલો અધિક ભાદ્રપદ છોડીને બીજા ભાદ્રપદ માસમાં) શુદિ પાંચમ ને સોમવારના

પવિત્ર દિવસે શ્રી રાજનગરમાં ( અમદાવાદ શહેરમાં ) ચોમાસુ રહીને પરમ પૂજ્ય ગુરુવર્ય જૈનાચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય મેં શ્રી **વિજયપદ્મસૂરિએ** આ શ્રી ગૌતમસ્વામી પ્રભુનું પ્રાકૃત ભાષાવાળું સ્તોત્ર બનાવ્યું, તેને હે ભવ્ય જનો! તમે ભણો, ગણો અને તેથી આત્મિક લાભ સંપાદન કરો. ॥ ૩૦-૩૧ ॥

આ સ્તોત્ર રચવાનું પ્રયોજન—

**लच्छीप्पहपढणट्ठं, रयणा थुणस्स भवभद्दयरा ।**
**पढणाऽऽयण्णणभावा, सव्वेसिं सव्वओ सुहया ॥ ३२ ॥**

ભવ્ય જીવોનું કલ્યાણ કરનારી આ સ્તોત્રની રચના મેં મારા શિષ્ય શ્રી લક્ષ્મીપ્રભવિજયજીને ભણવાગણવાને અર્થે કરી છે, અને એ રચના એટલે આ શ્રી ગૌતમસ્વામી સ્તોત્રની રચના ભણવાથી ( અર્થાત્ આ સ્તોત્ર ભણવાથી ) અને સાંભળવાથી ( તેમજ ઉપલક્ષણવડે આ સ્તોત્રનું પરાવર્તન કરવાથી અને તેનું તત્ત્વ વિચારવાથી પણ ) સર્વ જીવોને સર્વ પ્રકારનું સુખ આપનારી છે; માટે હે ભવ્ય જીવો ! તમે આ શ્રી ગૌતમસ્વામીનું સ્તોત્ર નિત્ય ભણો, ગણો, સાંભળો અને યાદ કરો ॥ ૩૨ ॥*

॥ इति श्री गौतमस्वामिस्तोत्रं स्पष्टार्थसमेतं समाप्तं ॥

**આ. શ્રી વિજયપદ્મસૂરિ**



## પાંચ પ્રસ્થાન

શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયકૃત નવપદજીની પૂજામાં આચાર્યપદની પૂજામા છેલ્લી ગાથા નીચે પ્રમાણે છે—

**ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે;**
**પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણી રે. મહાવીર૦**

આ ગાથાના અર્થમાં પાંચ પ્રસ્થાન વિષે નીચે પ્રમાણે વ્યાખ્યા કરેલ છે—

પાંચ પ્રસ્થાન આ પ્રમાણે છે-૧ **વિદ્યાપીઠ** તે બાર પદનો સૂરિમંત્ર છે, તેના જાપને જપતો સતો-સાધના કરતો સતો કોટી શ્રુતનો જાણનાર થાય ૨ **સૌભાગ્યપીઠ** તે મંત્ર વિધિપૂર્વક આરાધવાથી સર્વ લોકને વલ્લભ અને આદેયવચની હોય. ૩ **લક્ષ્મીપીઠ** તે મંત્ર આરાધવાથી રાજાદિક વશ થાય અને મહામહિમા થાય. ૪ **મંત્રરાજપીઠ** તે મંત્ર આરાધવાથી સર્વ ઉપદ્રવ રહિતપણું થાય; તેમજ કામણ, મોહન, વશીકરણાદિ શક્તિ પ્રાપ્ત થાય ૫ **સુમેરુપીઠ** તે મંત્ર આરાધવાથી ઇંદ્રાદિકને માન્ય થાય અને ગૌતમાદિકની જેમ અનેક લબ્ધિવંત થાય.

---

* બાળજીવોના હિતને માટે કર્તાએ પોતે આ શ્રી ગૌતમસ્વામી સ્તોત્રનો સ્પષ્ટાર્થ રાજનગરમાં વિ૦ સં૦ ૧૯૯૩ ના ચૈત્ર શુદિ પુનમે લખ્યો હતો

# વીરવિલાસ

( ૨ )

( ગતાંક પૃષ્ઠ ૨૬૭ થી શરૂ )

## ૨. ચેતન ચતુર થઈ ચૂકયો.[1]

દરેક ગાથાને છેડે પુનરાવર્તન કરવાના આ ટેકના વાકયમાં ભારે ચમત્કાર દેખાય છે. ચેતન પોતે બહુ ચતુર છે, ભારે કાબેલ છે, મહાવિચક્ષણ છે અને તેવો હોવા છતાં એ ચૂકયો છે, ચૂકતો આવ્યો છે અને અત્યારે પણ ચૂકી રહ્યો છે.

એનામાં સમજણ ભરી છે, એ સાચો માર્ગ જાણે છે, એ પોતાના પ્રગતિ માર્ગે જઇ શકે છે તે બરાબર સમજે છે; કારણ કે એને દુનિયાનો અનુભવ થયો છે, આજુબાજુ શું ચાલે છે અને તેનાં પરિણામ કેવાં થાય છે તે તે જોઈ રહ્યો છે અને છતાં તે એવી જ ભૂલો કરે છે, એવા જ વિભાવમાં પડી જાય છે, એવા જ પરભાવમાં એકરસ થઈ જાય છે અને સંસારમાં સરતો જાય છે, ઊંડો ઊતરતો જાય છે અને વધારે ગૂંચવાતો જાય છે.

એક બાજુ એની સમજણ જોઇએ ત્યારે સાનંદાશ્ચર્ય થાય છે. એ વાત કરશે તો સાતમા ને તેરમા ગુણસ્થાનકની કરશે, એ સંસારની અનિત્યતા સંબંધી વાતો કરશે તો બરાબર બંધબેસતા દાખલાઓ આપશે, એ પરભાવ સ્વભાવની વાતો કરશે તો એમાં વિચારસ્પષ્ટતા પણ ઘણી વાર જોવામાં આવશે અને છતાં એ જ્યારે વર્તન કરવા બેસશે ત્યારે જાણે એ કોઇ અનેરો જ જીવડો હોય, જાણે એને અગાઉ કરેલી એની સમજણ, વિચારણા કે ચર્ચા વાર્તા સાથે કાંઇ સંબંધ જ ન હોય એવી રીતે એ વર્તશે. આ ચિત્રવિચિત્ર લાગે તેવું છે, છતાં સત્ય છે.

સમજણ સંબંધમાં બહોળતાએ પ્રાણી જાણે છે કે આ ઘરબાર મૂકી જવાનું થાય ત્યારે કોઈ વસ્તુ સાથે લઇ જવાની નથી, વાડી બગીચા, ધનમાલ, સ્ત્રી, પુત્ર સર્વ અહીં રહી જવાના છે અને એમાંથી એક કોડી પણ સાથે આવનાર નથી, છતાં એનો ધન પરનો મોહ જોયો હોય તો એની સમજણ અને એના વર્તન વચ્ચે મેળ જણાશે નહિ. બે ચાર આનાની લેવડદેવડમાં કે ચાર ઇંચ જમીનના ઝગડામાં એ એવો એકરસ થઈ જશે કે એ વસ્તુ મૂકી જવાની છે એવી એ વાતો કરતો હતો કે એનો ઉપદેશ આપતો કે સ્વીકારતો હતો–તેની સાથે એનો કાંઇ મેળ ખાશે ( બેસશે ) નહિ. એ કોઈની સાથે વેર બાંધશે કે અંટસ માંડશે ત્યારે એને આ સર્વ–નામ, ઠામ અને વૈભવ મૂકી જવાનો છે એવો એનામાં આભાસ પણ જણાશે નહિ. એના સ્વજનનું મરણ થશે ત્યારે એ મોટેથી રડવા બેસશે તે વખતે સંસારની અનિત્યતાની પોતે કરેલી વાતો વિસરી જશે. અને જાણે એ વાતો કરનારને અને પોક મૂકનાર(પોતા)ને કાંઇ જ સંબંધ નહોતો અને નથી એવું દેખાડશે.

આખી દુનિયાને ઊથલપાથલ કરનાર અને મોટી ગડમથલ કરનારની વાત આપણે બાજુ પર રાખીએ, પણ સામાન્ય પ્રવાહમાં મચનારા પ્રાકૃત પ્રાણીઓનાં વર્તન જરા

[1] ચોસઠ પ્રકારી પૂજામાં ચોથા દિવસની મોહનીય કર્મની પૂજાની પ્રથમ જળપૂજાની ટેક.

અલગ થઇ, જરા દુનિયાના સામાન્ય પ્રવાહથી ઉંચા જઈ વિચારીએ છીએ ત્યારે ઘણી વાર લાગે છે કે પ્રાણી સ્વ અને પરની ગમે તેટલી વાતો કરે, એ બોલે કે વિચારે કે શરીર પણ પર છે અને ઘરબાર પણ પર છે, પણ જ્યારે વર્તાવ કરવા બેસે છે ત્યારે એ વાત વિસરી જાય છે અને જાણે ઘરબાર કદિ છોડવાં નથી કે વસ્તુની માલેકી મૂકવી નથી એ રીતે જાણે પોતાના શાશ્વત હક્ક તે માનતો હોય એમ દેખાય છે. ઘરબારને ધર્મશાળા સમજવાની વાતો ઠીક છે, પણ પાડોશી સાથે પાણીનાં નળનાં કે ભાગવી ભીંતના કજીયા થાય ત્યારે એની ખટપટ કે મનની દશાનો અભ્યાસ કરવામાં આવે તો એનું વાતોનું ચાતુર્ય અને વર્તનની વિચિત્રતા વચ્ચેનો ભેદ ભારે વિચિત્ર જણાય છે.

આ તો સ્થૂળ વાતો થઇ. માનસિક ક્ષેત્રમાં એ પારકો-દ્રોહ કરવા બેસે; પરદારામાં મુંઝાય, પોતાનાં નાનાં કાર્યોની પ્રશંસા કરવા માંડે, પોતાના કુળ કે જ્ઞાતિની મોટાઇની વાતો કરતો હોય, નાની નાતોની પટેલાઇ કે પટેલોની આડાઇની વાતો કરતો હોય, પોતાનું કામ સાધવા અનેક કાવતરા રચતો હોય કે કૌભાંડો યોજતો હોય, સમાજ કે સંસ્થામાં પોતાને નાનકડો હોદ્દો મળ્યો હોય તેને જાળવવા અથવા તેને મેળવવા માટે અનેક આડાઅવળા માર્ગોની રચના કરતા હોય ત્યારે એને જોયો હોય તો તેની નાનકડી દુનિયામાં માનેલી સંપૂર્ણતા, શાશ્વતતા અને સ્થિરતાની સાથે એણે વિચારેલ અનિત્યભાવ કે અન્યત્વ-ભાવનો મેળ જરાપણ ખાતો નથી એમ લાગ્યા વગર નહિ રહે, એ પરદારામાં રખડતો હોય, કે એના શરીર પર વ્યાધિ થયા હોય, એ દંભ કરતો હોય કે માયાના કારસ્તાન વિચારતો હોય, એ પોતાના ચાર દોઢિયાના લાભ ખાતર સામાને હજારો રૂપિયાનું નુકશાન કરવામાં પાછું વાળીને જોતો ન હોય કે અભિમાનની પોષણ ખાતર વિવેક વગર લાખોનું દાન કરતો હોય-આવા આવા અનેક પ્રકારનાં વર્તન અને તેના ચાતુર્ય સાથે મેળ ખાય છે? ખાતો હોય એવું લાગે છે?

અને એની ચતુરાઇમાં તો વાંધો જ નથી. એ દ્રવ્યાનુયોગના સ્વરૂપની વાતો કરે તો પરમાણુ સુધી પહોંચી જશે અને સૂક્ષ્મ ભાવોને વિચારશે, નીતિનાં ક્ષેત્રમાં તો ફરજ, સત્ય, પ્રમાણિકતા આદિ વિષયો પર અસ્ખલિત વિચારો બતાવશે. પણ વાત ત્યાં જ અટકે છે. સાતમા ને બારમા ગુણસ્થાનકની વાતો કરવી અને પોતાનું ઠેકાણું કાંઇ હોય નહિ. એનો જબરો વિસંવાદ છે, પણ એ છે અને પગ તરફ કે હૃદય તરફ જોવાથી સહજમાં સમજાય તેવો છે. સાચી વાત શું છે? એ જાણ્યા સમજ્યા પછી તેના સંબંધમાં આ સ્થિતિ રહે, ત્યારે પછી તદ્દન અલ્પજ્ઞની કે લગભગ અજ્ઞાનીની શી દશા હોય? લગભગ દરેક પ્રાણી પોતાનું હિત કયાં છે અને કેમ મળે એ જાણે છે, કોઇ બાંધે ભરમે જાણે છે અને કોઇ પૃથક્કરણપૂર્વકની સ્ફુરતા સાથે જાણે છે અને એટલા પૂરતો દરેક પ્રાણી ચતુર છે છતાં એનું વર્તન અવલોકીએ તો જાણે એને અહીંથી કદી મરવું જ નથી, જાણે હકીકત વિચારણા અને વર્તન સાથે કાંઇ સંબંધ જ નહોતો અને નથી એવું દેખાય છે. એમાં રહસ્ય શું છે? એવા ઘાટ કે મેળ વગરના જીવનનો વ્યવહાર કેમ થાય છે? એ સમજવા આ મહાન સૂત્રમાં કથન છે કે પ્રાણી પોતે ચતુર હોય છતાં ચૂકયો છે, ભૂલ્યો છે, ખોટે કે આડે રસ્તે ચઢી ગયો છે.

એના વર્તનનો વિચાર કરીએ ત્યારે તેની ચતુરાઈની આડી દિવાલો ખડી થઈ ગઈ હોય એમ લાગે છે, એને કષાયો અંદર હળાહળ ભરેલા હોય છે, એને પરનિંદા કરતાં કે કોઈની સાચી ખોટી વાતો કરતાં જાણે જરા ક્ષોભ પણ થતો નથી, અન્યનો ઇતિહાસ કે માનસિક પ્રવાહ જરાપણ ન જાણવા છતાં એના મનમાં આ હેતુ હશે કે તે હશે એમ કહી નાખતાં જરાપણ સંકોચ થતો નથી અને એ જ્યારે કૌભાંડ રચવા માંડે છે કે ખટપટ કરે છે ત્યારે જાણે એને અહીંથી કદિ જવું નથી એવી એની માનસરચના હોય છે. એની ચાલમાં, એના સિદ્ધાંતસ્થાપનમાં, એના વૈર વસાવવામાં, એના ખોટા દેખાવો કરવામાં, એની જીભ ચલાવવાના પ્રયોગોમાં, એના ઇંદ્રિયોના રસમાં—જ્યાં અપક્ષપાત અવલોકન કરવામાં આવે ત્યાં એની ચતુરાઇ અને વર્તન વચ્ચે મોટો તફાવત દેખાય છે. આ બાબત પર એનું લક્ષ્ય ખેંચવામાં આવે તો બચાવ કરવા મંડી જશે, પણ એ મોટે ભાગે પોતાની ભૂલ કબૂલ નહિ કરે એ પ્રગતિવિરોધક બીજી મોટી અગવડ છે.

આખા જીવનનો બાહ્ય ભાવ કે અંતર વર્તન આ રીતે જોતાં તેમાં મોટે ભાગે ચતુરાઈ અને વર્તન વચ્ચે મોટો ફરક દેખાય છે, એનો સુમેળ જામતો નથી અને બાહ્યવૃત્તિ અને ચેતન પ્રગતિ વચ્ચે જાણે ચેતનજી અથડાતાં-કૂટાતાં હોય એવો વિચારવાનને ભાસ થાય છે. જેવું બીજાને એને માટે લાગે છે, તેવું એને બીજા માટે લાગે છે. એ પરની દયા ખાવા લાગે છે, પણ આત્મદયા એનામાં આવતી નથી અને પવન પ્રમાણે એ અથડાયા કરે છે. આવા મનુષ્યો ચેતન થઈને જરૂર ચૂકયા છે, ખોટે રસ્તે ઊતરી ગયા છે, પારકી દયા ચિંતવવામાં કે અન્યને માટે અભિપ્રાય આપવામાં પોતાની જાતને વિસરી ગયા છે અને આ વાત માત્ર બારિક આત્મનિરીક્ષણ થાય તો જ સમજે તેવી છે, પણ તે જરૂર છે એ વાતમાં શક નથી. ચતુરનું આ વર્તન ન હોય, અક્કલવાનની આ અવસ્થા ન હોય, પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવાને સાચે માર્ગે વધનારના આવા ઢંગધડા ન હોય.

## ૩. કરપી ભૂંડો સંસારમાં રે[1]

આ નાનું ટૂંકા વાકયમાં ધન-પૈસાનું તત્ત્વજ્ઞાન અત્યંત માર્મિક રીતે બતાવ્યું છે. કેટલાક માણસો હજારો લાખો કે કરોડો રૂપીઆ એકઠા કરે ત્યારે તેને ખ્યાલ હોતો નથી કે આ બધું શા માટે કરે છે? પોતાને તો શેર બાર આટો કે શાક ઘી જોઈએ તેને માટે તો મોટા સંગ્રહની જરૂર નથી, એને રહેવા માટે ઘરના ઘર મળે, મંદવાડમાં કે ઘડપણમાં વાંધો ન આવે તે ખાતર ઉત્પન્નમાં નિભાવ થાય એટલું ધન મળે, તો પણ મનજીભાઇના લોભનો છેડો આવતો નથી અને લાખોનાં લેખાં લખે જાય છે. એને ખાવાનું ઠેકાણું નહિ, સુવાની ફુરસદ નહિ, છોકરાંઓની સાથે બેસી તેમને અનુભવનું જ્ઞાન આપવાનો અવકાશ નહિ, ઘડીભર આત્મવિચારણા કે આંતરનિરીક્ષણ કરવાનો સમય નહિ. એ તો ધમાધમમાં પ્રવૃત્ત અને ગમે તે ધર્મસ્થળે જશે ત્યાં પણ અસ્થિરતા અને દોડધામ એવી કરી મૂકશે કે એમાં શાંતિ, વિચારણા કે એકાગ્રતાને સ્થાન જ ન હોય. એને પોતાને સંતતિ છે કે નહિ?

1 ચોસઠ પ્રકારી પૂજા પૈકી આઠમા અંતરાયકર્મની પૂજા મધ્યે બીજી ચંદનપૂજાની ઢાળ.

તે પણ જોવાનું નહિ, છોકરાં ન હોય, થવાની આશા ન હોય, વૃદ્ધ ઉમર થઈ ગઈ હોય; છતાં ધન પાછળની દોડાદોડ તો એવી ને એવી ચાલુ જ રહે છે અને વય વધતાં તેમાં વધારો જ થતો જાય છે. આમાં અર્થ એ છે કે હેતુ વગરની વાત ખહુ છે એ તો અનેક વખત વિચારાઈ ગયું છે. છોકરાં સારાં હોય તો તેને માટે ધન એકઠું કરવાની જરૂર નથી, કારણ કે એથી આળસ અને મોજશોખને ઉત્તેજન મળે છે. અને મગજ કે શક્તિ વગરનાં છોકરાં હોય તો તે વારસો જાળવી શકતા નથી. સટ્ટો, કોરટ, જુગાર, મોજશોખ અને ખરાબ વ્યસનોથી લાખોની મિલ્કત ગુમાવનાર નજરે જોઇએ છીએ. એટલે છોકરાની ખાતર સંગ્રહ કરવાની વાતમાં માલ નથી અને કોઇ પણ છોકરાએ લક્ષ્મી મૂકી જવા માટે બાપનો આભાર માન્યો નથી. એ ઇતિહાસ અને અનુભવસિદ્ધ વાતને ધ્યાનમાં લેતાં જરૂરીઆત ઉપરાંતના સંગ્રહ માટેની પ્રવૃત્તિ અર્થવગરની છે એ પણ દીવા જેવું સ્પષ્ટ છે.

આ ઉપરાંત એક બીજી ખાસ મહત્ત્વની વાત છે. કરપી એટલે કૃપણ–કંજુસ પોતાની પાસે આપવાની ચીજ હોય, આપી શકાય તેવી પોતાની શક્તિ હોય, લેનાર પાત્ર હોય, તેની જરૂરીઆત ઘણી વધારે હોય, છતાં તેની પોતાની ઇચ્છા દાન આપવાની ન થાય એ 'કરપી'નું વિશિષ્ટ લક્ષણ છે. એની સગ્રહવૃત્તિમાં પણ ભારે તફાવત હોય છે. એ પોતે ખાય પણ નહિ, બીજાને ખવરાવી શકે નહિ અને એની કૃપણતા એટલે સુધી હોય છે કે એ માણસને ભારે આપત્તિમાં કે મરણ સન્મુખ દેખે તો પણ પોતાની મોટી બચતમાંથી નજીવી રકમ પણ આપી શકે નહિ. દેશમાં મોટો ભૂકંપ થાય, જળપ્રલય થાય, દુકાળ પડે અથવા જનતાના ઉદ્ધારનાં કાર્યો આવી પડે તેમાં તે પોતાનો હાથ ન જ લંબાવે, પોતાની પાસે બીનઉપયોગી મોટી રકમ હોય અને ચાલુ આવક મોટી હોય છતાં એ કાંઇ આપી ન શકે, ખાસ જરૂરી ઘરનાં પ્રસંગોમાં પણ અત્યંત કંજુસાઈ કરે, પેટ ભરીને ખાય નહિ, ઘરનાને ખાવા દે નહિ અને માત્ર કુદરતનો સપાટો આવે ત્યારે સમગ્ર દોલત મૂકી દઇ કાં તો ચાલ્યો જાય અથવા દરિદ્ર થઇ જાય. પણ એ કપિલા દાસીની પેઠે પોતાને હાથે કાંઇ વાપરી શકે નહિ અને અંતે ધનની જે દશા સાર્વત્રિક છે તે થાય ત્યારે વિમાસણમાં પડે.

રાત્રે બાર વાગે ગાઢ અંધકારમાં નદીના પૂરમાં તણાઇ આવતાં લાકડાંને એકઠાં કરનાર મમ્મણ શેઠ પોતે તો તેલ ને ચોળા જ ખાતો હતો. એણે કોઇને ગતી પાઇ આપી નહિ, પોતે ખાધું નહિ, અન્યને ખવરાવ્યું નહિ અને ઘરે હીરા માણેક જડેલો સોનાનો પોઠિયો હતો. આ ધનનો અર્થ શો? આ ધનનો હેતુ શો? આવું ધન હોય તો પણ શું અને ન હોય તો પણ શું? કરપી-કંજુસ પાસે કોઇ ખરડો કે જાહેર કામની ટીપ લઇને જાઓ તો અનેક બહાનાં કાઢશે. બનતા સુધી મળશે નહિ, મળશે તો છોકરાને પૂછવાનું બહાનું કાઢશે, બળવાન સ્થાન પર હશે તો ક્રોધ કરી ભવાં ચઢાવશે, 'આવાં આવાં લફરાં લાગ્યાં જ છે' એમ ટીકા કરશે અને જાણે પોતે એવા સેકડો ફાળામાં પૈસા આપી આપીને થાકી ગયો હોય એમ દેખાડશે. જો સામો લેનાર માણસ બળવાન હોય તો પોતાની ગરીબી ગાશે, 'હાલ વેપારમાં કસ નથી, ઈન્કમટેક્સનું મોટું લફરું છે.' વિગેરે બહાનાં કાઢશે. કંજુસાઈની એટલી વાતો છે કે એનો પાર ન આવે. જે પલંગ ઉપર બેઠા બેઠા વાતો

કરતા હોય તેની નીચે સેંકડો ચાંદીની પાટ પડેલી દેખાતી હોય, છતાં એવા માણસો પોતાની અશક્તિ બતાવે અથવા ગળગળા થઈ જાય ત્યારે તો કૃપણતાની પરાકાષ્ઠા જ સમજવી ! એ ખાય નહિ, ખાઇ શકે નહિ, ખાવા જાય તો એને પચે પણ નહિ. એ તો મુંબઈ બેન્કના ભૈયાને સ્થાને હોઇ પોતાની લક્ષ્મીની ચોકી કર્યા કરે, પણ દીકરીની માફક એને ભોગવી શકે નહિ, માત્ર કરાળ કાળ કે કોર્ટનો બેલીફ આવે ત્યારે વાંદરાને પકડતી વખત ચાબખો મારે અને ગાગરની અંદરના બોરની મુઠી છૂટી જાય તેવી એની દશા થાય છે. કંજુસની અનેક વાતો તો એવી ઘૃણા કરે તેવી હોય છે કે જે લખવા બેસી એનું વર્ણન કરવામાં પણ શોભા નથી. ટૂંકામાં એની પાસેના ધનનો કાંઇ અર્થ નથી. વ્યવહારથી એ દુ:ખી છે અને આત્માની નજરે જોઈએ તો તેને આત્મા છે કે નહિ ? એવી શંકા ઉદ્‌ભવે તેવું તેનું વર્તન હોય છે. આવી જાતના જીવનમાં કાંઇ આનંદ નથી, ઉલ્લાસ નથી, વિકાસ નથી અને પ્રગતિ નથી. એ શુષ્ક નિ:સાર કષ્ટકારી જીવનનો કશો અર્થ નથી. એનો જીવનકાળ નકામો છે અને મરણકાળ બીહામણો છે. એના જીવનમાં યશ નથી અને મર્યા પછી તેની યાદી કે સ્મરણ રહેવાનું નથી.

આટલા માટે જ પં. શ્રી વીરવિજયજી મહારાજ કહે છે કે આવો કંજુસ માણસ ભૂંડો છે. એવા માણસનું પ્રભાતના પહોરમાં કોઈ નામ પણ લેતું નથી. પ્રચલિત લોકમાન્યતા છે કે પ્રભાતમાં સારા, ઉદાર કે ચારિત્રશાળીનું નામ લીધું હોય તો આખો દિવસ આનંદમાં જાય છે, પણ કોઈ કંજુસ કાકાનું નામ લીધું હોય તો ખાવા પણ મળતું નથી. કદાચ ભૂલેચૂકે આવા સ્વાર્થી કંજુસનું નામ પ્રભાતમાં લેવાઈ જાય તો બીજા લોકો ટોકે છે કે એનું નામ ક્યાં લીધું ? આવી રીતે છતે પૈસે એ જનસમાજમાં હડધૂત થાય છે, ઘરના માણસો એને તિરસ્કારે છે અને અંતે બખીલાઇથી એકઠું કરેલું સર્વ ધન અહીં મૂકી જઇ ખાલી હાથે ચાલ્યો જાય છે. જીવનમાં જેણે પરોપકાર કર્યો તેવું સાચું જીવન છે, બાકી ખરી રીતે તો અસલની કહેવત છે કે 'ખવરાવ્યું' તે ખાધું અને ખાધું તે ખોયું.' આ સાદી કહેવતમાં ઘણું રહસ્ય સમાયેલું છે, પણ કંજુસને એ દષ્ટિબિન્દુ કદિ સાંપડતું નથી. અમુક વર્ષ પછી લક્ષ્મી તો જરૂર ચાલી જાય છે, એ સ્વભાવે ચપળ હોઈ એક ઘરે લાંબો વખત રહેતી નથી, અને ધન ગયા પછી પસ્તાવો થાય એ નકામો છે, કડવો છે, નિષ્ફળ છે; માટે પોતે લક્ષ્મીને ખાય કે ભોગવે નહિ, ઘરનાને ખાવા ભોગવવા દે નહિ, જનસમાજ, જ્ઞાતિ કે કુટુંબને ઉપયોગમાં આવવા ન દે તેવા ધનપતિને સ્વપરની નજરે ભૂંડો કહ્યો છે અને વ્યાજબી રીતે જ તેને 'કરપી'નું ઉપનામ આપ્યું છે.

કૃપણને મોટો ગેરલાભ તો એ થાય છે કે તે કૃપણપણાને લઇને ધર્મસ્થાનકે જવાઆવવાનું તજી દે છે, તેથી તે ધર્મ પામતો નથી, ધર્મથી વિમુખ રહે છે અને પરભવમાં દુર્ગતિનું ભાજન થાય છે, માટે કૃપણપણું ખાસ તજવા યોગ્ય છે. કરકસર અને કંજુસાઈ વચ્ચે મહદ્ અંતર છે. કરકસરના બહાના તળે કંજુસાઈ કદી ન સેવવી કેમકે તેથી સુપાત્રદાન જેવા લાભથી વંચિત થવાય છે; માટે આ રહસ્યને વિચારી કૃપણતાનો ત્યાગ જ કરવો. મૌક્તિક

# તપગચ્છનાં છ નામ

નામ નિર્ગ્રંથ તે પ્રથમ એહનું કહ્યું, પ્રથમ અડપાટ લગે ગુરુ ગુણે સંગ્રહ્યું;
મંત્ર કોટી જપી નવમ પાટે યદા, તેહ કારણ થયું નામ કોટી તદા. ૧૯
પનરમે પાટ શ્રી ચંદ્રસૂરે કર્યું, ચંદ્ર ગચ્છ નામ નિર્મળપણે વિસ્તર્યું;
સોળમે પાટ વનવાસ નિર્મળ મતિ, નામ વનવાસી સામંતભદ્રો યતિ. ૨૦
પાટ છત્રીશમે સર્વદેવાભિધા, સૂરિ વડગચ્છ તિહાં નામ શ્રવણે સુધા;
વડતળે સૂરિપદ આપીયું તે વતી, વળીય તસ બહુ ગુણ જેહવા ધ્યાયતિ. ૨૧
સૂરિ જગચંદ્ર જગ શમરસ ચંદ્રમા, જેહ ગુરુ પાટે ચઉ અધિક ચાળીશમા(૪૪);
તેહ પામ્યું તપા નામ બહુ તપ કરી, પ્રગટ આઘાટપૂરિ વિજય કમળા વરી. ૨૨
એહ ખટ નામ ગુણઠાણ તપગણતણા, શુદ્ધ સદ્દહણ ગુણરયણ એહમાં ઘણા;
એહ અનુગત પરંપર ભણી સેવતા, જ્ઞાનયોગી વિબુધ પ્રગટ જગ દેવતા. ૨૩

[ સીમં૦ ૩૫૦ ગાથાનું સ્તવન ]

તપગચ્છના ઉપર જણાવ્યા પ્રમાણે છ નામ થયા છે.

૧. પ્રથમ નિર્ગ્રંથ ગચ્છ નામ સૌધર્મસ્વામીથી આઠ પાટ સુધી રહ્યું.
૨. બીજું કોટિક ગચ્છ નામ શ્રી સુસ્થિત ને સુપ્રતિબદ્ધસૂરિએ સૂરિમંત્રનો કોટી વાર જાપ કરવાથી થયું, તે નવમીથી ચૌદમી પાટ સુધી રહ્યું.
૩. ત્રીજું ચંદ્ર ગચ્છ નામ શ્રી ચંદ્રસૂરિથી થયું, તે પનરમી પાટે રહ્યું.
૪. ચોથું વનવાસી ગચ્છ નામ સામંતભદ્રસૂરિથી થયું, તે સોળમી પાટથી પાંત્રીશમી પાટ સુધી રહ્યું.
૫. પાંચમું વડ ગચ્છ નામ શ્રી સર્વદેવસૂરિથી થયું, તે છત્રીશમી પાટથી ત્રેંતાળીશમી પાટ સુધી રહ્યું.
૬. છઠું તપગચ્છ નામ ચુમાળીશમી પાટે જગચ્ચંદ્રસૂરિ મહાતપસ્વી થયા તેમનાથી પ્રસિદ્ધ થયું કે જે અત્યાર સુધી પ્રચલિત છે.

આ ગચ્છમાં શુદ્ધ સદ્દહણા વિગેરે અનેક ગુણરત્નો રહેલા છે. એમાં અનુગત પરંપરા વર્તે છે અને તેને સેવનારા અનેક જ્ઞાનયોગી તેમજ વિબુધો (પંડિતો) થયેલા છે. શ્રી યશોવિજય ઉપાધ્યાયકૃત સીમંધરસ્વામીની સ્તુતિરૂપ ૩૫૦ ગાથાના સ્તવનની સોળમી ઢાળમાંથી આ છ ગાથાઓ ભવ્ય જીવોને જાણવા જેવી જણાવાથી અહીં ઉદ્ધૃત કરી છે. શ્રી યશોવિજય ઉપાધ્યાય જેવા ખરેખરા પરીક્ષક અને ઉત્સર્ગ તથા અપવાદનાં તેમજ નિશ્ચય તથા વ્યવહારના પૂર્ણ જ્ઞાતા મહાશયે સર્વ ગચ્છમાં તપગચ્છને જ પ્રમાણભૂત કહ્યો છે.
'શાસ્ત્ર અનુસાર જે નવિ હઠ તાણીએ, નીતિ તપગચ્છની તે ભલી જાણીએ.'
આવું તેમનું વક્તવ્ય તે સ્તવનમાં જ છે.

કુંવરજી

# ૯૮ બોલના અલ્પબહુત્વમાં ૨૫ બોલ (૭૪ થી ૯૮)

## અનંતા છે તેનું વિવરણ

શ્રી પન્નવણાસૂત્ર વિગેરેમાં આ ૯૮ બોલ કહેલા છે, તેમાં પ્રથમ બોલ સંખ્યાતાનો છે, બીજા ૭૨ બોલ અસંખ્યાતાના છે, ત્યારપછીના ૨૫ બોલ અનંતાના છે તે અહીં બતાવેલા છે.

૭૪ સૂક્ષ્મ નિગોદના શરીરો પર્યાપ્તા જે ૭૩ મે બોલે છે તે કરતાં અભવ્ય જીવો અનંતગુણા ( તે ચોથે અનંતે છે. )
૭૫ તે કરતાં સમકિતથી પ્રતિપાતિ જીવો અનંતગુણા ( તે પાંચમે અનંતે છે. )
૭૬ તે કરતાં સિદ્ધના જીવો અનંતગુણા ( તે પણ પાંચમે અનંતે છે. )
૭૭ તેથી બાદર વનસ્પતિકાય પર્યાપ્તા જીવો અનંતગુણા ( તે આઠમે અનંતે છે.)
૭૮ તેથી બાદર પર્યાપ્તા વિશેષાધિક (બાદર પૃથ્વીકાયાદિ ચાર પર્યાપ્તા ભળવાથી)
૭૯ તેથી બાદર વનસ્પતિકાય અપર્યાપ્તા અસંખ્યાતગુણા ( પર્યાપ્તાથી અપર્યાપ્તા અસંખ્યગુણ હોવાથી )
૮૦ તેથી બાદર અપર્યાપ્તા વિશેષાધિક ( પૃથ્વીકાયાદિ ચાર ભળવાથી )
૮૧ તેથી બાદર જીવ વિશેષાધિક ( પર્યાપ્તા ભળવાથી )
૮૨ તેથી સૂક્ષ્મ વનસ્પતિકાય અપર્યાપ્તા અસંખ્યાતગુણા ( બાદરથી સૂક્ષ્મનું ક્ષેત્ર ચૌદ રાજલોક પ્રમાણ અસંખ્યાતગુણ હોવાથી )
૮૩ તેથી સૂક્ષ્મ જીવ અપર્યાપ્તા વિશેષાધિક ( પૃથ્વીકાયાદિ ચાર ભળવાથી )
૮૪ તેથી સૂક્ષ્મ વનસ્પતિકાય પર્યાપ્તા સંખ્યાતગુણ (અપર્યાપ્તાથી પર્યાપ્તા સંખ્યાતગુણ હોવાથી )
૮૫ તેથી સૂક્ષ્મ જીવ પર્યાપ્તા વિશેષાધિક ( પૃથ્વીકાયાદિ ચાર ભળવાથી )
૮૬ તેથી સૂક્ષ્મ જીવ વિશેષાધિક ( અપર્યાપ્તા ભળવાથી )
૮૭ તેથી ભવ્ય જીવો વિશેષાધિક ( બાદરજીવો ભળવાથી )
૮૮ તેથી નિગોદના જીવ વિશેષાધિક ( અભવ્ય ભળવાથી )
૮૯ તેથી વનસ્પતિકાય વિશેષાધિક ( પ્રત્યેક વનસ્પતિ ભળવાથી )
૯૦ તેથી એકેંદ્રિય વિશેષાધિક ( પૃથ્વીકાયાદિ ચાર ભળવાથી )
૯૧ તેથી તિર્યંચ જીવ વિશેષાધિક ( વિકળેંદ્રિય ને તિર્યંચ પંચેંદ્રિય ભળવાથી )
૯૨ તેથી મિથ્યાત્વી વિશેષાધિક ( ચારે ગતિના મિથ્યાત્વી ભેગા ગણવાથી )
૯૩ તેથી અવિરતિ જીવ વિશેષાધિક (બીજા, ત્રીજા ને ચોથા ગુણઠાણાવાળા ભળવાથી)
૯૪ તેથી સકષાયી જીવો વિશેષાધિક (પાંચમાથી દશમા ગુણઠાણા સુધીના જીવોભળવાથી)
૯૫ તેથી છદ્મસ્થ જીવ વિશેષાધિક ( ૧૧ મા ૧૨ મા ગુણઠાણાવાળા ભળવાથી )
૯૬ તેથી સયોગી જીવ વિશેષાધિક ( ૧૩ મા ગુણઠાણાવાળા ભળવાથી )
૯૭ તેથી ભવસ્થ જીવ વિશેષાધિક ( ચૌદમા ગુણઠાણાવાળા ભળવાથી )
૯૮ તેથી સર્વ જીવ વિશેષાધિક ( સિદ્ધના જીવો ભળવાથી ) કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—મુનિરાજશ્રી દેવવિમળજી )

**પ્રશ્ન ૧**—મૂળનાયકની બે બાજુ કાઉસગ્ગીયા હોય છે તેને પ્રધાન ગણી શકાય?

**ઉત્તર**—મૂળનાયકના પરિકરમાં બે નાની પર્યંકાસનની પ્રતિમા અને બે કાયોત્સર્ગ મુદ્રાવાળી પ્રતિમા હોય છે તે ચારે મૂળનાયકજીના નામના તીર્થંકરની જ સમજવી. એને પ્રધાનરૂપ કહેવાય જ નહીં.

**પ્રશ્ન ૨**–શ્રાવકશ્રાવિકાને અંતસમયે કહેલ દ્રવ્યથી સ્વામીવાત્સલ્ય કરી શકાય?

**ઉત્તર**—કહેનારે જે સ્વરૂપમાં કહેલ હોય–તેની જે ધારણા હોય તે પ્રમાણે તેનો ઉપયોગ કરી શકાય. તદ્દન મોઘમ રીતે શુભ નિમિત્તમાં વાપરવાનું કહેલ હોય તો ગમે તે શુભ કાર્યમાં વાપરી શકાય.

**પ્રશ્ન ૩**—સાધુસાધ્વીની ભક્તિ નિમિત્તે કાઢેલા દ્રવ્યમાંથી સાધુસાધ્વીને વસ્ત્રપાત્રાદિ વહોરાવી શકાય?

**ઉત્તર**—વહોરાવી શકાય, એમાં વહોરાવનાર દોષપાત્ર થતો નથી.

**પ્રશ્ન ૪**—જ્ઞાનખાતાના દ્રવ્યથી ઉપાશ્રયમાં ઘડીયાળ રાખી શકાય?

**ઉત્તર**—એને ઘડીની જેમ જો સામાયિકનો વખત જાણવા માટેના સાધન તરીકે માનવામાં આવે તો રાખી શકાય, પરંતુ સાધારણખાતાના દ્રવ્યથી રાખવી વધારે ઠીક લાગે છે.

**પ્રશ્ન ૫**—જીર્ણોદ્ધાર માટે કાઢેલા દ્રવ્યથી નવીન જિનમંદિર કરાવી શકાય?

**ઉત્તર**—જીર્ણોદ્ધારની આવશ્યકતા ન હોય તો તેમ કરી શકાય, પરંતુ અત્યારે તો જીર્ણોદ્ધારની આવશ્યકતા ઘણી દેખાય છે.

**પ્રશ્ન ૬**—જીર્ણ જિનબિંબના લેપ માટે કાઢેલી રકમ જિનમંદિરના બીજા કાર્યમાં વાપરી શકાય?

**ઉત્તર**—જે કાર્ય માટે કાઢેલ હોય તેમાં જ વાપરવી યોગ્ય છે.

**પ્રશ્ન ૭**—શ્રી જંબૂસ્વામીના વખતના ઉપાશ્રય અત્યારે કોઈ ઠેકાણે હશે?

**ઉત્તર**—એ વખતનો ઉપાશ્રય અત્યારે હોવા સંભવ નથી.

**પ્રશ્ન ૮**—શ્રીપાર્શ્વનાથના સંતાનીયા મુનિ મહાવીર પરમાત્મા સાથે રહેતા હતા કે નહીં?

ઉત્તર—શ્રી પાર્શ્વનાથના સંતાનીયા મુનિ મહાવીર પરમાત્માના મુનિની ભેળા થાય ત્યારે પાંચ મહાવ્રતરૂપ ધર્મ સ્વીકારી તેમની સાથે મહાવીર પરમાત્મા પાસે આવે અને સાથે પણ રહે.

પ્રશ્ન ૯—ઉપાશ્રયો સાધુસાધ્વી નિમિત્તે કરાવાય છે કે શ્રાવકશ્રાવિકાને નિમિત્તે કરાવાય છે ? જો શ્રાવકશ્રાવિકા માટે કરતા હોય તો અત્યારે કેટલાક ઉપાશ્રયમાં સાધુસાધ્વી સ્વામી થઇ બેઠા છે અને તેની સત્તા નીચે જ તેનો વહીવટ ચાલે છે અને તે કહે તે જ સાધુસાધ્વી તેમાં ઊતરી શકે છે તે વ્યાજબી છે ?

ઉત્તર—ઉપાશ્રયો શ્રાવકશ્રાવિકાને ધર્મકરણી કરવા માટે જ બંધાવાય છે, તેથી જ તે વસતીને શુદ્ધ માની તેમાં મુનિ રહી શકે છે. ઉપાશ્રયની માલેકી ને સત્તા તેના બંધાવનાર શ્રાવકસમુદાયની જ હોવી જોઇએ. તે કરતા જુદી રીતે વ્યવસ્થા થતી હોય તો તે ગેરવ્યાજબી ગણાય.

પ્રશ્ન ૧૦—આંબીલના તપમાં દાંતે તમાકુ ઘસી શકાય ?

ઉત્તર—ન ઘસી શકાય.

પ્રશ્ન ૧૧—પુરુષશિક્ષકની પાસે કોઇ શ્રાવિકા કે સાધ્વી એકાંતમાં અભ્યાસ કરી શકે ?

ઉત્તર—ન કરી શકે. ચાર પાંચ જણની વચ્ચે જ અભ્યાસ કરી શકાય.

પ્રશ્ન ૧૨—સાધુસાધ્વી જ્ઞાનખાતાના દ્રવ્યથી વસાવેલા કબાટ ઉપર પોતાના નામનો ઉલ્લેખ કરાવી શકે ?

ઉત્તર—નામની બાબતમાં એકાંતે કહી શકાય નહીં, પરંતુ તેના પર માલેકીપણાનો મૂર્છાભાવ તો ન જ જોઇએ.

પ્રશ્ન ૧૩—સાધુને કપડાનો રંગ બદલવાનું શું કારણ બન્યું છે ?

ઉત્તર—શ્વેત કપડાવાળા યતિઓની સંખ્યા વધી જવાથી તેનાથી જુદા પડવા માટે વસ્ત્રને કથાઇ રંગના કરવાની જરૂર જણાવાથી પૂર્વપુરુષોએ તેમ કર્યું છે.

પ્રશ્ન ૧૪—કોઇ મુનિ ચાલી શકે તેમ ન હોય તો બે મુનિઓ એક લાંબી લાકડી સાથે વસ્ત્રની ઝોળી બાંધી તેમાં બેસાડીને બીજે લઇ જઇ શકે ?

ઉત્તર—પ્રથમ એવી પ્રવૃત્તિ હતી હાલમાં તો તેવે પ્રસંગે ડોળીનો ઉપયોગ કરવામાં આવે છે. પૂર્વ પ્રવૃત્તિ પ્રમાણે કરવામાં વાંધો નથી.

પ્રશ્ન ૧૫—પહેલીથી સાતમી નારકી સુધી દરેક નરકમાં કેટલા કેટલા નરકાવાસા છે ?

ઉત્તર—પહેલીમાં ૩૦ લાખ, બીજીમાં ૨૫ લાખ, ત્રીજીમાં ૧૫ લાખ, ચોથીમાં ૧૦ લાખ, પાંચમીમાં ૩ લાખ, છઠ્ઠીમાં પાંચે ઊણા એક લાખ અને સાતમીમાં પાંચ જ નરકાવાસા છે. કુલ ૮૪ લાખ નરકાવાસા છે.

પ્રશ્ન ૧૬—પ્રભુ પાસે સ્વસ્તિકાદિ કરવામાં ખંડિત અક્ષત વાપરી શકાય?

ઉત્તર—મૂળ લેખ તો અખંડ અક્ષતવડે સ્વસ્તિકાદિ કરવાનો છે, પરંતુ તેમ બનવું અશકય થવાથી ખંડિત પણ વાપરવામાં આવે છે.

પ્રશ્ન ૧૭–શ્રાવક શ્રાવિકા સામાયિકમાં કસીદાથી ભરેલી મુહપત્તિ વાપરી શકે?

ઉત્તર—ન વાપરી શકે. શુદ્ધ શ્વેત વસ્ત્રની જ વાપરે.

પ્રશ્ન ૧૮—નમોડસ્તુ વર્ધમાનાયનું ચૈત્યવંદન પલાંઠી વાળીને કરી શકાય?

ઉત્તર—ઢાળેલા બે ગોઠણ વાળી ખમાસમણ મુદ્રાવડે કરવું યોગ્ય છે.

પ્રશ્ન ૧૯—સ્થાપનાચાર્યની કેશરવડે પૂજા કરાવી શકાય? અને તેવા સ્થાપનાચાર્ય બાર માસ સુધી વાપરી શકાય?

ઉત્તર—સ્થાપનાચાર્ય ઉપર સોના કે રૂપાના વરગ છાપેલા ને તેની ઉપર કેશરથી પૂજા કરેલા સ્થાપનાચાર્ય દેખાય છે, તેથી તે બાબતનો નિર્ણય કરવાનું કામ આચાર્યમહારાજાનું છે.

પ્રશ્ન ૨૦—છપ્પન અંતરદ્વીપના મનુષ્યોના ભેદ કેટલા સમજવા?

ઉત્તર—મનુષ્યોના ૩૦૩ ભેદ કહ્યા છે તેમાં અંતરદ્વીપના ૫૬ ગર્ભજ પર્યાપ્તા, ૫૬ ગર્ભજ અપર્યાપ્તા ને ૫૬ સંમૂર્છિમ અપર્યાપ્તા કુલ ૧૬૮ ભેદ સમજવા.

પ્રશ્ન ૨૧—પૃથ્વી કેટલી છે?

ઉત્તર—પૃથ્વી આઠ કહી છે, સાત નરકની સાત પૃથ્વી અને આઠમી ઇષત-પ્રાગ્ભારા-સિદ્ધશિલા સમજવી. દેવલોકમા સળંગ પૃથ્વી નથી. દરેક વિમાનની જુદી જુદી છે. વચ્ચે વચ્ચે અંતર છે.

પ્રશ્ન ૨૨—બુદ્ધબોધિત સિદ્ધના કેટલા ભેદ સમજવા?

ઉત્તર—પુરુષપ્રતિબોધિત ને સ્ત્રીપ્રતિબોધિત એવા બે ભેદ સમજવા.

પ્રશ્ન ૨૩—કેવળીના કેટલા ભેદ છે?

ઉત્તર—તીર્થંકર કેવળી, સામાન્ય કેવળી, અસોચા કેવળી અને મુંડ અથવા મૂક કેવળી–એટલા ભેદ જાણવામાં છે.

પ્રશ્ન ૨૪—સુકોમળ માટી કેટલા પ્રકારની હોય છે?

ઉત્તર—કાળી માટી, રાતી માટી, પીળી માટી, લીલી માટી, શ્વેત માટી, પાંડુ માટી અને ગોપીચંદ માટી-એમ સાત પ્રકારની હોય છે. ગોપીચંદ માટીમાંથી ગોપીચંદન બનાવવામાં આવે છે.

પ્રશ્ન ૨૫—ચારિત્રીના કેટલા ભેદ છે?

ઉત્તર—બે ભેદ છે. સરાગચારિત્રી અને વીતરાગચારિત્રી. પાંચ ભેદ પણ છે.

પ્રશ્ન ૨૬—ધર્મઋષિ કોને કહીએ?

ઉત્તર—પ્રથમ અસ્તિકાય ધર્મ (ષટ્ દ્રવ્યના ગુણ તે), બીજો શ્રુતધર્મ તે અંગપ્રવિષ્ટ ને અંગબાહ્ય સિદ્ધાંતો. ત્રીજો ચારિત્રધર્મ તે મુનિના પાંચ મહાવ્રત ને બાર પ્રતિમા-આ ત્રણ પ્રકારના ધર્મનું સ્વરૂપ તીર્થંકરોએ કહેલ છે તેને હૃદયમાં ધારણ કરનાર તે ધર્મઋષિ કહેવાય.

( ૨ )

( પ્રશ્નકાર—ઝવેરચંદ છગનલાલ-મીયાંગામ )

પ્રશ્ન ૧—અષ્ટમંગળના શું નામ છે? તેની પૂજા દેરાસરમાં રાખીને કરાય?

ઉત્તર—૧ સ્વસ્તિક, ૨ શ્રીવચ્છ, ૩ કળશ, ૪ ભદ્રાસન, ૫ નંદાવર્ત્ત, ૬ વર્ધમાન, ૭ મત્સ્યયુગ ને ૮ દર્પણ. આ આઠ નામ છે. તેની પૂજા કરવાની આવશ્યકતા નથી. તે તો પ્રભુ પાસે ધરવાના તેમ જ અક્ષતાદિવડે આળેખવાના છે.

પ્રશ્ન ૨—સાતે ક્ષેત્રમાં દ્રવ્ય વાપરે તે સુપાત્રદાન કહેવાય?

ઉત્તર—કહેવાય, પરંતુ એમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની તેમ જ સમય પરત્વે આવશ્યકતા વિગેરેની અને પાત્રાપાત્રતાની વિચારણા કરવી જોઇએ.

પ્રશ્ન ૩—સમસ્ત શુભ કાર્યનો સદાચારમાં સમાવેશ થઇ શકે?

ઉત્તર—થઇ શકે, પરંતુ સદાચારની વ્યાખ્યામાં ભૂલ થવી ન જોઇએ.

પ્રશ્ન ૪—ધરણેંદ્ર કોનો ઇંદ્ર છે?

ઉત્તર—ચાર દેવનિકાયો પૈકી ભવનપતિ નિકાયના દશ ભેદમાંથી નાગકુમારનિકાયનો ઇંદ્ર છે.

પ્રશ્ન ૫—પંન્યાસપદ, ગણિપદ ને પ્રવર્તકપદની શરૂઆત ક્યારે થઇ?

ઉત્તર—પ્રવર્તક પદ તો ગુરુવંદન ભાષ્યમાં કહેલ છે. પંન્યાસપદ ને ગણિ પદ આચાર્યમહારાજાઓએ શાસ્ત્રાધારે શરૂ કરેલ છે.

( ૩ )

## સોલાપુરનિવાસી એક જૈનબંધુના પ્રશ્નના ઉત્તરો

૧. પ્રથમના બે દેવલોક સુધીના દેવો જ કાયસેવી છે, ત્રીજે ચોથે સ્પર્શસેવી, પાંચમે છઠ્ઠે રૂપસેવી, સાતમે આઠમે શબ્દસેવી ને ત્યારપછીના ૪ દેવલોકે મનસેવી છે. આઠમા દેવલોક સુધી પહેલા બીજા દેવલોકમાં ઉત્પન્ન થયેલી અપરિગ્રહિતા દેવીઓ જાય છે.

૨. એક ઇંદ્ર ચ્યવે ને બીજો ઉપજે તે ત્યાંની ઇંદ્રાણીઓનો સ્વામી ગણાય. ઇંદ્રાણીઓ તેની સાથે પતિપણે વર્તે એવો અનાદિ નિયમ છે. અન્ય દેવો ચ્યવે ત્યારે તેની દેવીઓ માટે પણ એ જ પ્રમાણે સમજવું.

૩. ચારે નિકાયના દેવોમાં સર્વથા બ્રહ્મચારી કોઇ દેવ હોતા નથી. અપરિગ્રહિતા દેવીમાં કોઈ બ્રહ્મચારી દેવી હોતી નથી. ગ્રૈવેયક ને અનુત્તરના દેવો સ્ત્રીસંસર્ગ વિનાના છે, પરંતુ ત્યાગ કર્યા વિના બ્રહ્મચારી ગણાતા નથી.

૪. પહેલા બીજા દેવલોકમાં પહેલા બીજા દેવલોકને યોગ્ય પરિગ્રહિતા દેવી હોય છે, તેનું આયુષ્ય ૭ ને ૯ પલ્યોપમનું હોય છે, તેથી વધારે આયુષ્યવાળી અપરિગ્રહિતા દેવી ૫૦ ને ૫૫ પલ્યોપમ સુધીના આયુષ્યવાળી ઉપરના દેવલોકને યોગ્ય હોય છે. તે પહેલા બીજા દેવલોકના દેવોને ઇચ્છતી નથી અને મનુષ્યવત્ કાયસેવી પણ હોતી નથી.

૫. ચક્રેશ્વરી વિગેરે ૨૪ તીર્થંકરની યક્ષિણી સ્વામીવાળી છે કે સ્વામી-વિનાની છે તે સ્પષ્ટ વાંચવામાં આવેલ નથી. સરસ્વતી તો બ્રહ્મચારિણી કહેવાય છે.

૬. દેવોને દેવી એક જ હોય છે. ઇંદ્રોને ઇંદ્રાણીઓ વધારે હોય છે. ત્રણ દેવી હોય એમ વાંચ્યું નથી. તમે વાંચ્યું હોય તો સ્થળ લખશો.

૭. ભવનપતિ ને વ્યંતરના કોઇપણ દેવનું જઘન્ય આયુષ્ય દશ હજાર વર્ષથી ઓછું હોતું નથી.

૮. અચિત્ત કરેલ પાણીમાં કાળ વ્યતીત થયા અગાઉ તેમાં ચૂનો નાખી દેવો જ જોઇએ. તે પીવાથી સચિત્ત કરતાં વધારે દોષ હોય કે ન હોય પરંતુ તે પીવા યોગ્ય જ નથી. વ્યવહારવિરુદ્ધ છે.

૯. શ્રી મલ્લિનાથજીના શરીરનો આકાર તો સ્ત્રી જેવો જ હતો, પરંતુ તીર્થંકરોના ગુહ્ય સ્થાન ચર્મચક્ષુવડે દેખાતા નથી, એવો તેમનો અતિશય હોય છે.

૧૦. સાત પ્રાણનો એક સ્તોક, સાત સ્તોકનો એક લવ અને ૭૭ લવનું એક મુહૂર્ત્ત એટલે બે ઘડી–૪૮ મિનિટ. એ પ્રમાણે ગણતાં સાત લવની લગભગ સાડાચાર મિનિટ થાય.

કુંવરજી

"નવાઈ શું અત્રે સકલ જ ગુણો જો મુનિપતિ!
રહ્યા તુંને આશ્રી પ્રભુ! નિરવકાશિત્વથી અતિ;
થયા છે જે ગર્વી વિવિધિરૂપી આશ્રયથકી,
ન તું દૃષ્ટ સ્વપ્ને પણ કદીય તે દોષથી નકી."

—ડૉ. ભગવાનદાસકૃત ભક્તામર સ્તોત્રાનુવાદ.

## ૨. મહાદોષપ્રણાશ—

ઉપર મહાદિવ્ય આત્મગુણોના સહિતપણાથી મહાદેવપણું બતાવ્યું; હવે મહાદોષના રહિતપણાથી મહાદેવપણું બતાવવામાં આવે છે.

મહામોહ આદિ મહાદોષરૂપ મહાશત્રુઓનો જે ધ્વંસ કરે તેને 'મહાદેવ' નામ ઘટે છે.

સર્વ દોષસમૂહનો અગ્રેસર, અને સર્વ દોષોનો દાદા-પિતામહ મહામોહ છે. રાગ અને દ્વેષ તેના બે કુલદીપક પુત્ર છે. માયા અને લોભ રાગના સંતાન છે, ક્રોધ અને માન દ્વેષના સંતાન છે. તેમજ હાસ્ય, રતિ અને વેદત્રય રાગના અંગભૂત પરિવારરૂપ છે; અરતિ, ભય, શોક, જુગુપ્સા દ્વેષના પરિવારરૂપ છે. આ રાગાદિ દોષનો સમાવેશ ચારિત્રમોહમાં થાય છે, અને મિથ્યાત્વનો સમાવેશ દર્શનમોહમાં થાય છે. આ દર્શનમોહ શત્રુને વીતરાગદેવે બોધરૂપ શસ્ત્રવડે, અને ચારિત્રમોહને વીતરાગતારૂપ શસ્ત્રવડે હણ્યો છે.

"કર્મ મોહિનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાયે આમ."

—શ્રીમદ્ રાજચંદ્રપ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

અને તેથી કરીને મિથ્યાત્વ, અવિરતિ, રાગ, દ્વેષ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા અને કામ ( ત્રણ વેદ )—એ ૧૧ દોષનો વીતરાગદેવમાં સર્વથા અભાવ થયો છે.

કર્મસૈન્યના રાજાધિરાજરૂપ આ મહામોહનો પરાજય થતાં, ઇતર કર્મશત્રુઓનું પણ તત્કાળ લીલામાત્રમાં શીઘ્ર પતન થાય છે. એટલે જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય એ ત્રણ શેષ ઘાતિકર્મનો સર્વથા ક્ષય થતાં અજ્ઞાન, નિદ્રા અને પાંચ અંતરાય એ સાત દોષ પણ દૂર થાય છે. આમ મુખ્ય એવા અઢાર મહાદૂષણોનો વીતરાગદેવમાં સર્વથા અસદ્‌ભાવ હોવાથી તે જ સદ્દેવ છે, તે જ મહાદેવ છે. ( બીજી રીતે પણ ૧૮ દોષ કહેલા છે. )

"સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી.
રાગદ્વેષ અવિરતિની પરિણતિ, ચરણમોહના યોદ્ધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં, ઊઠી નાઠા બોદ્ધા.
એ અઢાર દૂષણવર્જિત તનુ, મુનિજન વૃંદે ગાયા;
અવિરતિ રૂપક દોષ નિરૂપણ, નિર્દૂષણ મન ભાયા.
હો મલ્લિજિન! સેવક કેમ અવગણિયે?"—શ્રીમાન્ આનંદઘનજી.

અથવા ઉક્ત અઢાર દોષમાં અગ્રેસર સૂત્રધારરૂપ ત્રણ મહાદોષ છે: મોહ, રાગ, દ્વેષ. તેનો સર્વથા અભાવ હોવાથી વીતરાગદેવ મહાદેવ કહેવાય છે. પરોપકારૈકપરાયણ મહાત્મા હરિભદ્રાચાર્યજી અષ્ટકમાં પ્રકાશે છે:—

"यस्य संक्लेशजननो,रागो नास्त्येव सर्वदा । न च द्वेषोऽपि सत्त्वेषु,शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञान-च्छादनोऽशुद्धवृत्तकृत्।त्रिलोकख्यातमहिमा,महादेवः स उच्यते॥'

'જેને સંક્લેશ ઉપજાવનારો રાગ સર્વ કાળને માટે છે જ નહિં, અને શમરૂપ કાષ્ઠ પ્રત્યે દાવાનલ જેવો પ્રાણી પ્રત્યેનો દ્વેષ પણ જેનામાં નથી; અને સદ્જ્ઞાનને આચ્છાદન કરનારો તથા અશુદ્ધ ચારિત્રને કરનારો મોહ પણ જેનામાં નથી તે ત્રિલોકપ્રસિદ્ધ મહિમાવંત મહાદેવ કહેવાય છે.'

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી મહાદેવ સ્તોત્રમાં ઉક્ત વચનોનો પડઘો પાડતાં કહે છે-

"रागद्वेषौ महामल्लौ, दुर्जयौ येन निर्जितौ । महादेवं तु तं मन्ये, शेषा वै नामधारकाः॥
शब्दमात्रो महादेवो, लौकिकानां मते मतः। शब्दतो गुणतश्चैवार्थतोऽपि जिनशासने॥"

અર્થાત્-"રાગ દ્વેષ દુર્જય મહા-મલ્લ જેહ જીતનાર;માનુ તે મહાદેવ હું,શેષ નામ ધરનાર.
શબ્દ માત્ર મહાદેવ તો,લૌકિકમતમાં માન્ય;શબ્દ ગુણ ને અર્થથી,જિનમતમાં સન્માન્ય.
લોકાલોકપ્રકાશતું, મહાજ્ઞાન જેમાંય; મહાદયા દમ ધ્યાન જ્યાં, તે મહાદેવ કહાય.
મહાતસ્કરો જે રહે, નિજ દેહની માંહ્ય; જીતાયા જે દેવથી, તે મહાદેવ કહાય."

—ડૉ. ભગવાનદાસકૃત મહાદેવસ્તોત્રાનુવાદ.

ઇત્યાદિ પ્રકારે નિર્દૂષણપણાથી શ્રી જિનેશ્વરનું મહાદેવપણું નિર્ણીત છે.

## ૩. દેવવંદ્યપણું—

આમ ઉપર કહ્યા પ્રમાણે શ્રી વીતરાગ દેવમાં મહાદિવ્ય ગુણોનું સહિતપણું અને મહાકુષ્ટ દોષોનું રહિતપણું છે, તેટલા માટે જ તે 'અર્હત્' હોઇ દેવોની પરમપૂજાના પાત્ર છે; ચારે નિકાયના દેવો અને દેવેંદ્રો પણ નિરંતર તેની ભક્તિ કરવામાં નિજાત્માનું ધન્યપણું માને છે. એટલા માટે પણ વીતરાગદેવને દેવાધિદેવ અથવા મહાદેવ કહેવા યોગ્ય છે.

" यः पूज्यः सर्वदेवानां, यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां, महादेवः स उच्यते ॥ "–શ્રી હરિભદ્રાચાર્યજીકૃત અષ્ટક.

આ દેવવંદ્યપણું એ મહાદેવત્વસિદ્ધિમાં ગૌણ કારણ છે, પ્રધાન-મુખ્ય કારણ તો પૂર્વોક્ત ગુણસહિતપણું અને દોષરહિતપણું એ બે છે; કારણ કે—

'देवागमनभोयान-चामरादिविभूतयः।मायाविष्वपि दृश्यंते,नातस्त्वमसि नो महान्॥'

શ્રી સમંતભદ્રાચાર્યજીવિરચિત આપ્તમીમાંસા.

અર્થાત્—'દેવોનું આવવું, આકાશગમન, તથા ચામરાદિ વિભૂતિઓ માયાવી-ઇંદ્રજાળીઆમાં પણ દેખાય છે; એથી કરીને તું કાંઈ અમારે મન મોટો નથી.'

# પ્રભાવિક પુરુષો

## – પ્રભવસ્વામી –

" નાયક ! શું હજી તમારી પલ્લી દૂર છે ? લગભગ નગરની ભાગોળથી તો આપણે ગાઉ ઉપરાંત માર્ગ કાપ્યો અને એ માર્ગ પણ વાંકીચૂંકી પગથી-વાળો. કોઈવાર ઊંચા ટેકરા ઉપર તો કોઈવાર ઊંડી ખાઇ વચ્ચેથી નિકળતો, ભલભલા પગેરુને પણ મૂંઝવણ ઊભી કરે તેવો, કેટલાક વળાંક તો એવી નિબિડ ઝાડીથી છવાયેલાં છે કે એમાં અંશુમાલિ-(સૂર્યદેવ)ના કિરણોનો પ્રવેશ તો જાણે અશક્ય છે જ પણ ભલભલા શૂરવીરને પણ ભય પેદા કરે તેવા છે, અને આ છેલ્લું કોતર, જે હમણાં વટાવી ચૂકયા, એ તો જાણે ધરતીના પેટાળમાં પેઠા જેવું છે. આ જાતની સાવચેતી કેવળ નૃપતિની આંખથી બચવા માટે જ ને ?"

" ગુરુદેવ ! આપનું અનુમાન સાચું છે અને જે રસ્તો વટાવી ચૂકયા છીએ એનું વર્ણન પણ યથાર્થ છે. જીવ સૌને વહાલો હોય છે. ચોરી અને ધાડ મારફતે જીવન-નિર્વાહ કરનારા અમો આખરે તો માનવ-સંતાન ને ? પકડાયા કે ફાંસીનો માચડો સામે જ ખડો હોય, એટલે સંરક્ષણમાં જેટલી સાવચેતી રાખી શકાય અને પીછો પકડનારને જેટલી ભૂલભૂલામણીમાં પાડી શકાય, તેટલી યુક્તિઓ કામે લગાડવી એ ફરજ તો ખરી ને ? હું સમજું છું કે આપ જેવાને આ માર્ગ અઘરો ને

---

અથવા તો દેવવંદ્યપણું એ બહિરંગ મહત્તા છે; અંતરંગ મહત્તા તો વીતરાગ-નિર્વિકાર ભાવમાં રહેલી છે. અને તે નિર્વિકાર-વીતરાગ ભાવની પ્રતિકૃતિ જિનમુદ્રામાં પણ સુપ્રતીત થાય છે જે વીતરાગમુદ્રાનું દર્શન થતાં વેંત જ, પ્રજ્ઞાનિધાન શ્રી ધનપાલ કવીશ્વરના સ્વાભાવિક અંતરોદ્ગાર નીકળી પડયા છે કે—

" प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नम्, वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसंबंधवन्ध्यम्, तदसि जगति देवो वीतरागस्त्वमेव॥"

અર્થાત્ તારું નેત્રયુગલ પ્રશમરસમાં નિમગ્ન થયેલું છે, તારું મુખકમલ પ્રસન્ન છે, તારો ઉત્સંગ-ખોળો સ્ત્રીસંગથી રહિત છે, અને તારું કરયુગલ પણ શસ્ત્રના સંબંધ વિનાનું છે ( આમ અન્ય સર્વ દેવોથી વિલક્ષણ એવું તારું સ્વરૂપ છે ), તેથી કરીને જગતમાં વીતરાગ દેવ તું જ છે, અથવા વીતરાગ એવો તું જ જગતમાં દેવ છે.

આમ સર્વ પ્રકારથી જેનામાં અર્હદ્દેવ નામનું ઘટમાનપણું સાર્થક જણાય છે, એવી તે જિનની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

કંટાળાભરેલો લાગતો હશે. વળી એમાં સાધુજીવનના આચાર પાળીને ગમન કરવામાં અગવડ પણ આવતી હશે. કદાચ ફસાઈ જવાની ભીતિ પણ સંભવે."

"નાયક! તમારી સમજફેર થાય છે. ફિકરની ફાકી કરનાર, કાયાની માયા મેલી પરિષહ સહન કરવા અર્થે પોતાની ઇચ્છાથી બહાર પડનાર અને જેની પાસે ગુમાવવા જેવું કંઇ છે જ નહિં એવા મને ભીતિ કેવી? આથી પણ કપરા માર્ગે જવામાં શ્રમણને વાંધો ન હોય. એના હૃદયમાં તો એક જ ધ્વનિ ઊઠતો હોય અને તે એ જ કે—

परोपकाराय सतां विभूतयः।

મેં પ્રશ્ન તો એટલા સારુ કર્યો કે આપણે નીકળ્યા ત્યારે મને ગુરુદેવે સિદ્ધિયોગની યાદ આપી હતી. એવા શુભ મુહૂર્તમાં કરવામાં આવતું કાર્ય સફળ થવામાં શંકા રહેતી નથી. કોઈ પણ હિસાબે એ શુભ વેળા વ્યતીત થઈ ન જાય."

"મહારાજ સાહેબ! આપની વાત તદ્દન સાચી છે. મને પણ જ્યોતિષ પર પૂર્ણ વિશ્વાસ છે. કેટલીક વાર ગ્રહ, લગ્ન યાને મુહૂર્ત, ચોઘડિયાનો એવો તો સુન્દર યોગ સધાય છે કે જે કાર્ય સધાવું કપરું ધારવામાં આવતું હોય તે પલકારામાં સિદ્ધ થઈ જાય છે. મારો વિચાર પ્રથમ તો એવો હતો કે મારે આપના મુખે પેલા કથાનકો શ્રવણ કરવા અને મારા સાથીદારોમાં એ વર્ણવી બતાવવા. પણ મેં એ વાતનો જ્યાં ઇસારો માત્ર પલ્લીમાં કર્યો ત્યાં ઘણાના દિલમાં એક જ ઊર્મિ ઊઠી કે એ સૌભાગી કુમારના પગલાં અહીં કરાવાય તો વધુ સારું. એમના દર્શનથી જ આ દૂષિત ધરતી પાવન બનશે અને પૂનિત ભૂમિ પર વસનારા માનવીઓના હૃદયની મલિનતા જરૂર ધોવાઇ જશે. પરિણામ સારું આવશે. મને પણ એ વાતમાં તથ્ય જણાયું. દરમિયાન આપની દીક્ષા થઈ ચૂકી, અને આજે અમારી કામના સિદ્ધ કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે. મનમાં શંકા થતી કે આપ સરખા પવિત્ર આત્મા ચાલી ચલાવીને અમારી ટીકાપાત્ર પલ્લીમાં, પગ મૂકવામાં આનાકાની કરશે. કદાચ આપની ઇચ્છા હશે તો પણ ગુરુદેવ આજ્ઞા નહીં આપે. સમાજબંધારણ કયાં તો આડે આવશે અગર તો સંઘ કે મહાજન અંતરાય ઊભો કરશે, પણ અમારા સદ્‌ભાગ્યે એ શંકાનું વાદળ વિખરાઇ ગયું છે. વિનાવિલંબે કરુણાથી પ્રેરાઈ આપ આવ્યા છો. આપ સાહેબને કષ્ટ પડવામાં ન્યૂનતા નથી રહી, પણ હવે ઝાઝું દૂર નથી જવાનું. પેલા ઢોળાવ ઊતર્યા કે ઝાડની ઘેરી ઘટા દેખાવાની અને ત્યાં જ આપણે જવાનું. એ જ અમારી પલ્લી. ચોરોના વાસમાં આપ જેવા સંતનું આતિથ્ય યથાર્થ રીતે ન થાય, તેથી આપને ખોટું તો નહિ લાગે ને?"

"અરે નાયક! આવી કલ્પના કરવાનું તમને કંઈ જ કારણ નથી. પ્રભુ શ્રી મહા-

વીરદેવના શ્રમણોને માન યા અપમાનની લાલસા હોય જ નહીં. સ્વકલ્યાણ સાધનામાં રક્ત રહેવું એ તેમની પ્રથમ ફરજ અને યથાશક્તિ અન્ય આત્માઓનું કલ્યાણ કરવામાં નિમિત્ત બનવું એ બીજી ફરજ.

**રાય ને રંક સરિખા ગણે રે,**
**ઉદ્યોતે શશિ સૂર;**
**ગંગાજળ તે બેહુતણા રે,**
**તાપ કરે સવિ દૂર.**

એ કથન અનુસાર ઉપદેશ સમયે એ સંતો નથી તો ચોર શાહુકારનો ભેદ ગણતા કે નથી તો આ મહાજનનો મહેલ છે કિંવા ચોરોની પલ્લી છે એવો વિચાર આણતાં. પરમાર્થ દૃષ્ટિથી શક્તિ અનુસાર વીતરાગના વચન સમજાવે છે. ચોર, ડાકુ કે લૂંટારા અથવા જેમનામાં અજ્ઞાન અને વહેમના થર બાઝ્યા છે એવા માણસોને પાપપ્રવૃત્તિના માઠાં ફળ સમજાવી, ધર્મ શી વસ્તુ છે એ ઓળખાવી સન્માર્ગ પર વાળવા એ તો તેમનું દૈનિક કાર્ય છે, માટે એ સંબંધમાં તારે રંચમાત્ર મૂંઝવણ ન ધરવી."

આમ વાત કરે છે ત્યાં તો રણશીંગાનો અવાજ કર્ણપટ પર અથડાયો અને સંખ્યાબંધ માનવીઓ સામે આવતાં નજરે પડ્યા. જ્યાં પરસ્પર આંખો મળી ત્યાં તો અનેરું દૃશ્ય ખડું થયું. વૃક્ષોની ગાઢી છાયામાં-જેણે ગાંડ કુમાર અવસ્થાના પ્રાંગણમાં હજુ તો પ્રવેશ કર્યો છે એવા જંબૂમુનિના ચરણમાં-વયે અને વ્યવસાયે, પર્યાયે અને અનુભવે વૃદ્ધ એવા પાંચસો માનવીઓએ દંડવત્ પ્રણામ કર્યા. એ સર્વની ભૂમિ તરફ નમેલી નીચી દૃષ્ટિ તે જાણે વર્ષોના પાતિકોને અંતરના પસ્તાવારૂપી વારિથી પ્રક્ષાલન ન કરતી હોય એમ જણાવા લાગ્યું. એ વૃંદની વચમાં સાધુ એવા જંબૂકુમાર અનુપમ રીતે શોભી રહ્યા છે. પાયે પડેલાના ઉદ્ધારનો જાણે માર્ગ ન શોધી રહ્યા હોય એમ લાગે છે. આવું હૃદય વલોવી નાખે તેવું દૃશ્ય કેટલીયે પળો સુધી ચાલુ રહ્યું.

આખરે,મુનિ જંબૂ બોલ્યા: "ભાઇઓ! જે કારણે હું અહીં આવ્યો છું એમાં આપણે ચિત્ત પરોવવું ઘટે. **અંજલી જળ સમ આયુ ઘટત હૈ**-એ કવિવચન યાદ રાખી, સત્વર આશયપૂર્તિમાં લાગી જવું જોઇએ."

**પિંગળ**-"ભાઇઓ! પૂજ્ય ગુરુદેવની વાણી સાંભળવાને આપ સૌ ઉત્સુક હશો. વળી આપણે એ સંબંધમાં અન્ય કંઇ તૈયારી પણ કરવાની નથી. આપણો વ્યવસાય ધર્મ અને નીતિના ધોરણે એટલો હલકો અને નિંદ્ય છે કે જેથી જનસમૂહમાં આપણે ઊજળા મુખે નથી ફરી શકતા કે નથી તો આપણા જીવનમાં અન્ય માનવીઓના જેવો જ આત્મા વસે છે અને સુખ-દુઃખની જે લાગણીઓ તેમને થાય છે તેવી જ આપણને પણ સંભવે છે એ બતાવી શકતા. આપણામાં પણ સ્ત્રીજાતિનું સન્માન અને અપત્યપ્રેમ હોય છે છતાં એ સર્વ ઉમદા લાગણીઓ ચોરવૃત્તિના

પડદા હેઠળ ઢંકાઇ જતી હોવાથી અને ભલેને આપણે જીવનની જરૂરિયાતો સારુ અથવા તો કેવળ આ નાનકડા ઉદરનો ખાડો પૂરવા સારુ આ જાતના નિંદ્ય માર્ગનું અવલંબન ગ્રહી રહ્યા છીએ એ હેતુ સ્પષ્ટ હોવા છતાં જનસમૂહના મોટા ને અતિ વિશાળ ભાગથી હડધૂત થયા કરીએ છીએ તેમજ તિરસ્કાર તથા ધિક્કારનું ભાજન બની રહ્યા છીએ. આવા કોઇ વિરલ સંતના અંતરમાં કરુણાનો અંકુર ફૂટે છે અને તેથી જ તેઓ દયાના પરિણામથી પ્રેરાઇ આપણા આવા કલુષિત ગણાતા સ્થાનમાં પધારી મદદ કરે છે. આપણા બધા તરફથી પૂજ્ય સંતનો હું ઉપકાર માનું છું અને આપણા જીવનમાં આ જાતનો સુવર્ણ પ્રસંગ આણવામાં નિમિત્ત સમા-આપણા નાયક પ્રભવના ચારિત્રનું ટૂંકમાં ધ્યાન કરું છું કે જેથી આપણી સમક્ષ પધારેલા ગુરુજીને ખબર પડે કે અમારા જીવનમાં જે રીતે ચૌરવૃત્તિ ઊતરી છે તે રીતે નાયકમાં તે નથી ઊતરી પણ એમનું કારણ તો તદ્દન નિરાળું છે. હવે તે કથાનક સાંભળો—

જયપુર નગરના રાજવી વિંધ્યને **પ્રભવ** અને **પ્રભુ** નામના બે કુમારો રાજ્યધુરાને વહન કરવા લાયક થયા. ઉભયમાં ક્ષત્રિયોચિત પરાક્રમ હોવા ઉપરાંત જે એક વિલક્ષણતા તરી આવતી તે એ હતી કે પ્રભવ પહેલેથી જ સાહસિક હોઈ, સ્વઆત્મબળ પર મુસ્તાક રહેનારો હતો. પિતાનું બહુમાન કરવાનો પુત્રનો ધર્મ એ જાણતો હતો, પણ 'હાજીહા' કરવાની વૃત્તિવાળો નહોતો. પ્રભુની વૃત્તિ એથી તદ્દન વિપરીત હતી. દરેક બાબતમાં એ પિતાની નજરે જોતો. એને માટે પિતાની પ્રસન્નતા એ સર્વસ્વરૂપ હતી. શ્રીપાળ મહારાજાના કથાનકમાં શરૂઆતની ભૂમિકા ભજવતા પ્રજાપાળ રાજા અને મયણાસુંદરી તથા સુરસુંદરીના સંવાદનું દૃશ્ય ઉપરનો પ્રસંગ વિચારતાં સહજ ચક્ષુ સામે તરવરતું. સારાંશરૂપે કહીએ તો જેટલું અંતર સ્વમંતવ્ય અંગે તે ઉભય કુમારિકાઓમાં હતું તેટલું જ પ્રભવ અને પ્રભુ વચ્ચે હતું. નતિજો એ આવ્યો કે નૃપતિ વિંધ્યનું વલણ પ્રભુ પ્રત્યે સવિશેષ ઢળતું રહેવા લાગ્યું. વાતવાતમાં પ્રભવનું અપમાન થવા માંડયું. આમ છતાં પ્રભવે એ તરફ આંખ આડા કાન કરી કેવળ પોતાનું ચિત્ત પુરુષ જાતિને ખાસ મહત્ત્વની બહોંતેર કળાના શિક્ષણમાં પરોવ્યું. સંસારના વિલાસમય જીવનમાં લપસવા કરતાં, એનું મન વધુ ને વધુ પ્રમાણમાં વિદ્યાભ્યાસંગી બનતું ગયું. આચાર્યની સાનિધ્યમાં રહી એ જાતજાતની વિદ્યાઓ શિખ્યો, જેમાં તાલોદ્ઘાટની અને અવસ્વાપિની મુખ્ય હતી. એ ઉપરાંત જ્યોતિષ અને સ્વરોદય સંબંધી જ્ઞાન પણ એણે મેળવ્યું. આ જાતની એકમાર્ગી લયલીનતાથી જુદા જુદા રાજ્ય તરફથી આવેલાં લગ્ન સંબંધી માગાં રાજવી વિંધ્યને પાછા ઠેલવા પડ્યા. જો કે એક

પણ પ્રસંગે પ્રભવકુમારે લગ્ન કરવાની સમૂળગી ના પાડી નહોતી છતાં રાજાએ જુદો જ અર્થ તારવ્યો. મૂળમાં પ્રભુ તરફ એમનો સ્નેહ વધુ પ્રમાણમાં હતો જ એમાં પોતાની વૃદ્ધાવસ્થાનું કારણ આગળ આણી, એક નૃપની કન્યા સાથે કુમાર પ્રભુના લગ્ન કરી દઈ, તરતજ એને જયપુરની ગાદી પર બેસાડી દીધો આ કાર્યો એવી ઝડપથી ઊકેલી લેવાયા કે વિદ્યાસક્ત જીવનવાળા પ્રભવકુમારને તેની ગંધ સરખી પણ ન આવી.

પ્રભુ રાજા થતાં પાટવીકુંવર તરિકેનો પોતાનો હક્ક ચાલ્યો જાય એ ક્ષત્રિય સંતાન મુગે મોઢે કેમ સહી શકે ? અપમાનનો કડવો ઘુંટડો ગળે ન ઊતરતાં પ્રભવકુમાર રીસાઇને ત્યાંથી નીકળી ગયો. રાજ્ય સામે બહારવટું ખેલવાના વિચાર તેને આવ્યા. પિતાએ કરેલ અપમાન અને અન્યાયનું વેર લેવાનું મન પણ થયું અને હૃદયમાં જો નીતિ-શાસ્ત્રના શ્લોક રમણ કરતાં ન હોત તો સાચે જ આજે જયપુરની ગાદી પ્રભવના હાથમાં હોત. આખરે એ ભૂમિ ત્યજી જવાના નિશ્ચય પર કુમાર પ્રભવ આવ્યો અને માતૃભૂમિને દુઃખાતા અંતરે છેલ્લા રામ રામ કર્યા

એ પ્રભવ કુમાર તે જ આ આપણા નાયક પ્રભવ છે. આપણી માફક એ કંઇ કચરાઇ, રીબાઇ કે આજીવિકાના દુઃખના કારણે આ વ્યવસાયમાં નથી પડ્યા. આજે પણ એમની નસમાં ક્ષત્રિયોચિત રક્ત વહન કરી રહ્યું છે. આપણા આગ્રહથી જ એ પલ્લીના સ્વામી બન્યા. એમની સર-દારી નીચે આપણે આપણા વર્તનમાં ઘણા પલટા આણ્યા. નાની ચોરીઓ કે સામાન્ય જનતાની લૂંટ આપણે તદ્દન છોડી દીધી. બાળકો કે સ્ત્રીજાતિને પીડવાનું કાર્ય આપણે નાયકના ઉપદેશ પછીથી મૂકી જ દીધું. ચોરીના ધનમાંથી પણ અશક્ત, અપંગ અને ધનના અભાવે જેના કંઠે પ્રાણ આવ્યા હોય છે એવા દુખિયારાને સહાય કરવાનું આપણને તેમણે જ શિખવ્યું. તેમના આગમન પછી એક રીતે કહીએ તો આપણે માટીમાંથી માનવ બન્યા. તેમની નેતાગીરી સ્વી-કાર્યા પછી એક વાર પણ આપણે નથી તો ધારેલી મુરાદ બર આવવામાં પાછા પડયા કે નથી તો કોઇ રાજ્યની આંખે ચડયા. એ તેમની દીર્ઘદર્શિતા અને દોરવણીને આભારી છે.

એમનો જ્યોતિષ સંબંધી અભ્યાસ આપણને ડગલે ને પગલે કામ લાગ્યો છે. આજે આપણે સુખેથી આજીવિકા ચલા-વીએ છીએ, રાજના ભયમાંથી મુક્ત બન્યા છીએ અને 'પેટવરામાં પુન્યવરા' જેવી કહેવતનું પાલન કરી રહ્યા છીએ તે તેમની સલાહને આભારી છે. આમ આપણા પર નાયક પ્રભવનો ઉપકાર ઓછો નથી. એ જાહેર કરવાની આ તક જતી ન કરાય.

આજના પ્રસંગની ગોઠવણ-ગુરુદેવનું ઉપદેશ અર્થે આગમન એ આપણા નાય-

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૪ થી )

૧૭૫. શાસ્ત્ર, ગુરુનો વિનય, ક્રિયા અને આવશ્યક એ સર્વને વ્યવહારને વિષે નિપુણ પુરુષોએ સંવરના અંગરૂપ એટલે સાધનપણે કહ્યા છે પણ સંવરરૂપ કહ્યા નથી.

૧૭૬. વાણી, શરીર અને મનના પુદ્ગલો એટલે પરમાણુ સમૂહો ( સ્કંધો ) આણીના સંબંધમાં સ્વભાવથી વિલક્ષણ હોય છે. તેઓ એટલે પૂર્વે કહેલી બાહ્ય ક્રિયામાં પરિણામ પામેલા પુદ્ગલો કર્મનિરોધરૂપ ફળને વહન કરનારા-પ્રાપ્ત કરનારા થતા નથી, પણ આત્માના સ્વભાવરૂપ જ્ઞાનાદિક-જ્ઞાન, દર્શન, નિવૃત્તિ, ક્ષમા વિગેરે ભાવો એટલે ચેતનના પરિણામો સંવરપણાને એટલે કર્મના નિરોધમાં કારણપણાને પામે છે.

૧૭૭. અનંતી વાર ચારિત્ર પ્રાપ્ત કરવાથી જે નિર્જરા થઈ છે તે ઉપલક ભાવે-થઈ છે કે જે ભાવ અબાધક નથી. વળી કર્મ ક્ષય થાય તેવી નિર્જરા થઈ નથી. જો તેવી થઈ હોત તો આ પ્રમાણે સંસારમાં પરિભ્રમણ કરવાનું બનત નહીં.

૧૭૮ જગતમાં જીવોની અનંતાનંત રાશિ છે, એમાં મનુષ્યસંખ્યા તો અતિ અલ્પ છે, તે નાની હોવા છતાં સર્વ પર્યાયોમાં મુખ્ય છે. આ જ પર્યાયમાં જીવ પોતાની શક્તિનો વિકાસ સાધીને અનાદિ સંસારના બંધનજન્ય મર્મભેદી દુઃખોનો સમૂળો નાશ કરી અનંત સુખોના આધારરૂપ પરમપદને મેળવી શકે છે સંયમગુણની પૂર્ણતા પણ આ જ પર્યાયમાં સધાય છે જે પરમપદના હેતુરૂપ છે.

૧૭૯. પાંચ કારણો મળે ત્યારે કાર્યસિદ્ધિ થાય, તે પાંચ કારણોમાં મુખ્ય પુરુષાર્થ છે. અનંતા ચોથા આરા મળે પણ પોતે જો પુરુષાર્થ કરે તો જ મુક્તિ પ્રાપ્ત થાય. જીવે અનંતા

---

કના વ્યક્તિત્વને આભારી છે. તેઓ એક કાળે રાજપુત્ર હતા, પછી આપણા પલ્લીપતિ બન્યા અને ઉપદેશ-શ્રવણ પછી આપણો નિરધાર ગમે તે થાય છતાં એ તો પૂજ્ય સંતના ચરણકિંકર બનવાનો નિશ્ચય કરી ચૂક્યા છે, એ જેવા તેવા અભિનંદનનો વિષય ન ગણાય. અંતમાં એટલી જ સૂચના કરી લઉં કે સાચા સાથીદારો તે કહેવાય કે જે નાયકને પગલે ચાલે. એને માટે 'જો' 'તો' ની ગણત્રી કરવા કરતાં નાયકનો ઇસારો જ વધુ વજનદાર હોય."

આશ્ચર્ય મહદ્ આશ્ચર્ય ! ગણધરદેવના વચનમાં જબરું ગાંભીર્ય. અત્યાર પર્યંત હું જે વ્યક્તિને સામાન્ય ગણતો હતો તે તો રાજબીજ છે. અહા ! કેવો સુંદર યોગ-ક્ષત્રિયની પાટે બ્રાહ્મણ અને તેની પાટે વણિક,-પુનઃ ક્ષત્રિય ........

ચોકસી

કાળથી પુરુષાર્થ કર્યો નથી, બધાં ખોટા આલંબનો લઈ આડા વિઘ્નો નાખ્યાં છે. એ પુરુષાર્થ મનુષ્ય પર્યાયમાં જ સાધી શકાય છે. જીવને જ્યારે સાચી કલ્યાણવૃત્તિ જાગે ત્યારે ભવસ્થિતિ પાકી છે એમ જાણવું.

૧૮૦. અનાદિ કાળના અજ્ઞાનને લીધે જેટલો કાળ ગયો તેટલો કાળ મોક્ષને પ્રાપ્ત કરવા માટે જોઈએ નહીં; કારણ કે પુરુષાર્થનું બળ કર્મના પ્રાબલ્ય કરતાં વધુ છે. કેટલાક જીવો બે ઘડીમાં કલ્યાણ કરી ગયા છે. સમ્યગ્દષ્ટિ જીવ ગમે તે રીતે આત્માને ઊંચો લાવે અર્થાત્ સમ્યક્ત્વ પ્રાપ્ત થયે જીવની દૃષ્ટિ ફરી જાય છે.

૧૮૧. વાદળા વિગેરેના ચિહ્નો ઉપરથી વર્ષાદનું અનુમાન થાય છે, તેમ આ જીવની આ ભવની ચેષ્ટા ઉપરથી તેના પૂર્વભવો કેવા હોવા જોઈએ તે પણ થોડેઘણે અંશે સમજી શકાય છે.

૧૮૨. અનાદિ કાળથી આપણી દૃષ્ટિ અશુભ નિમિત્તોની પ્રબળતાને લઈને પરાધીનતા તરફ ધસી રહી છે. પરપદાર્થોનાં નિમિત્તપણાને લીધે જે ઇષ્ટાનિષ્ટ કલ્પનાઓ આપણા ઉપર સ્વારી કરીને બેસી જાય છે તેનો નાશ કરવો, તેવા નિમિત્તોને દૂર કરી આત્મદ્રવ્યની શુદ્ધ દૃષ્ટિ વિકસાવવી એ જ સાચો મોક્ષમાર્ગ છે.

૧૮૩. અનાદિ કાળના અતથ્ય વિચારોએ આત્માને એવો છૂંદી નાંખ્યો છે કે હવે એને પોતાની તરફ મોં ફેરવવાની શુદ્ધબુધ રહી નથી. પરકીય પદાર્થોની પરિણતિમાંથી છૂટા થવું એ જ અંતરતત્ત્વ પ્રાપ્ત કરવા બરાબર છે.

૧૮૪. કોઈ પણ પદાર્થને વિષે ઇચ્છાની પ્રવૃત્તિ અને કોઇ પણ પરપદાર્થના વિયોગની ચિંતા તેને શ્રી જિનેશ્વરદેવ, આર્તધ્યાન કહે છે.

૧૮૫ ઇંદ્રિયોના નિગ્રહનું ન હોવાપણું, કુળધર્મનો આગ્રહ, માનશ્લાઘાની કામના, અમધ્યસ્થપણું એ સર્વ કદાગ્રહરૂપ છે. તે કદાગ્રહ જ્યાંસુધી જીવ ન મૂકે ત્યાંસુધી તેનું કલ્યાણ થાય નહીં. નવ પૂર્વ ભણ્યો તો પ રખડ્યો! ચૌદ રાજલોકનું સ્વરૂપ જાણ્યું પણ દેહમાં રહેલા આત્માને ન ઓળખ્યો.

૧૮૬. પોતાના આત્માની સ્થિતિ આ જગતમાં કેવી છે તેનું પહેલી તકે જ્ઞાન મેળવવાની મનુષ્યને જરૂર છે.

૧૮૭. એક બે પૈસાની હાંડલી લેવી હોય તો પણ ચારે તરફ ટકોરા મારી તેની પરીક્ષા-તપાસ કરવામાં આવે છે, તો આ લોક પરલોકના સુખનું અદ્વિતીય સાધન એવા ધર્મની પિછાન માટે પૂરી તપાસ કેમ ન કરવી?

૧૮૮. જે વસ્તુ સકળઋદ્ધિ, દિવ્યસિદ્ધિ અને આત્મશુદ્ધિને આપનાર છે તે ધર્મનું શું સ્વરૂપ છે? તેનો વિચાર કરવો જોઇએ. તે વિચાર કોઇ પણ જાતિનો પક્ષપાત રાખીને કે ઉપલક બુદ્ધિથી કરવાનો નથી, પણ નિષ્પક્ષપાતપણે તાત્ત્વિક બુદ્ધિવડે કરવાનો છે. (ચાલુ)

# " વ્યવહારુ દૃષ્ટિ "

**"આપણા જાતિભાઇઓ સામે હાથ નહીં લંબાવવાથી તેઓ દુઃખી થઇ ગરીબ હાલતમાં રખડે છે તે આપણને પોતાને જ નીચું જોયા બરાબર છે, માટે ગરીબો તરફ હાથ લંબાવી તેને સ્થિર કરો એ જ અંતરની ઇચ્છા "**

ઉપરનું વાક્ય આજની આપણી કમાણીમાંથી શું સુકૃત્ય કર્યું ? કેના દુઃખ ટાળ્યાં ? કેટલાકને દાન દીધાં ? કેનાં આંસુ લૂંછ્યા ? કેની ફીકિયારી બંધ કરી ? કઇ વિધવા બહેનનું દુઃખ વિસાર્યું ? અને જાતિભાઇના દુઃખનો અંત લાવવા શું કોશીશ કરી ? વિગેરે પ્રશ્નો સ્વજાતિને પૂછવા માટે છે.

હે ભાઇ ! તારા જાતિબન્ધુ, તારા પાડોશીના બાલુડાં, તારી વિધવા બહેનો, વહુ દીકરીઓ તેમ જ અન્ય ગરીબ સ્થિતિવાળાના દુઃખનું સરવૈયું કોઇ દિવસ કાઢવાનો વિચાર કર્યો છે ?

કદાચ કર્યો હશે તો પણ ન કર્યા જેવો જ હશે, કારણ કે તેનું ઉપલકિયું દુઃખ જ સામે તપાસ્યુ હશે કે આ માણસ ગરીબ છે, આનું કુટુંબ તકલીફમાં છે, ફલાણી બહેન–વહુ–દીકરી દુઃખાયેલી છે વિગેરે વિગેરે; પરંતુ તેના હૈયાની બળતરાથી તેના ચક્ષુદ્વારા નીકળતા ઊના પાણીના બિન્દુ તરફ લક્ષ આપેલ નહીં હોય.

તમારા આડોશીપાડોશીના બાલબચ્ચાં ભૂખ્યા હોય, દુઃખે તડફડતા હોય, તેની ભૂખ ટાળવા કોશીશ નહીં કરી હોય.

તમારા આંગણે માગવા આવેલ દીન–દુઃખી–ગરીબ યા ભિખારીને તમારા એઠાંજૂઠાં આપી પાછા કાઢ્યા હશે પણ સંતોષ્યા નહીં હોય.

આમ પોતાના જ બંધુઓ–પોતાના દેશના વતની ઉપર અનેક પ્રકારના આવી પડેલા દુઃખો જોવા જો દરેક ભારતવાસીઓ તૈયાર થાય તો સહેજે ભારતભૂમિ ઉપર થતો દુઃખનો પોકાર ઓછો થઇ જાય.

ભાઇ ! તમારી પાસે જો પૈસા હોય તો તેને તેજુરી કે બેન્કમાં મૂકી નહીં દેતાં તેનાવડે તમારાથી બની શકે તેટલા ગરીબો પર રહેમ કરો. તેનું નામ જ દયા–દાન સમજજો. ફંડમાં રકમો ભરી છાપાદ્વારા નામ પ્રકટ કરાવવા માત્રથી દાનનો આશય પૂરો સરતો નથી.

દાન તો ગુપ્તપણે પોતાની કીર્તિની આશા રાખ્યા વિના, ગરીબ ભાઇભાંડુ, દુઃખી આડોશીપાડોશી કે વિધવા બહેનો કે અનાથ બાલબચ્ચાંઓને સહાય કરવી તેનું નામ જ દાન. દાન આપતી વખતે નાદાનપણું છોડી તેમજ દયાને દિલમાં રાખી દાન આપવું. અગાઉ તીર્થંકરો જેવાએ પણ વર્ષીદાન એટલે કે એક વરસ સુધી દરરોજ સવારના સવાક્રોડ સોનામહોરો વરસાદની માફક એકધારાએ વરસાવી જગતના ભૂખ–દુઃખ ટાળ્યા પછી જ દીક્ષા ગ્રહણ કરેલ છે, માટે હે ભાઇ ! તમે હમેશાં ગરીબો પર દયા–રહેમ રાખો. બીજાને ગરીબ કરી, છેતરી–લૂંટી ગરીબ બનવાની ઇચ્છા રાખશો નહીં.

પારેખ રાયચંદ મૂળજી

Reg. No. B. 156

# પંચસંગ્રહ

## ગુજરાતી ભાષાંતર ભાગ બીજો

### પૂ. આચાર્ય શ્રીમાન્ ચંદ્રર્ષિએ બનાવેલ મૂળ અને
### આચાર્ય શ્રીમાન્ મલયગિરિજીએ કરેલ ટીકાનું ગુજરાતી ભાષાંતર.

આ ગ્રંથમાં કર્મપ્રકૃતિમાં વર્ણવેલ બંધન સંક્રમણાદિ આઠ કરણનું સ્વરૂપ અને સપ્તતિકા (છઠ્ઠા) કર્મગ્રંથનું સવિસ્તર સ્વરૂપ આપવામાં આવ્યું છે. ભાષાંતરના પહેલા ભાગમાં પાંચમા કર્મગ્રંથનું તથા ઉદય અને સત્તાનું સ્વરૂપ પૂર્ણ રીતે આપવામાં આવ્યું છે. એટલે આ ગ્રંથરત્નમાં છએ કર્મગ્રંથ અને કર્મપ્રકૃતિ તદુપરાંત તેને લગતા બીજા અનેક વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કર્મગ્રંથના અભ્યાસીને આ બન્ને ભાગ બહુ ઉપયોગી છે. ગ્રંથ સરળ થાય તે માટે ઉપયોગી ટીપ્પણો પણ આપ્યા છે. પહેલા ભાગના રોયલ આઠ પેજી સાઇઝના ૮૧ ફરમા છે. બીજા ભાગના ૯૧ ફરમા છે. કિંમત પંચસંગ્રહ ભાષાંતર ભાગ પહેલાની **રૂા. ૪-૮-૦ ભાગ બીજાની રૂા. ૫-૦-૦** રાખવામાં આવી છે. બન્ને ભાગ સાથે લેનારને આઠ રૂપિયામાં આપવામાં આવશે.

**પ્રજ્ઞાપના સૂત્ર** મૂળ, મૂળ તથા શ્રીમદાચાર્ય મલયગિરિજીવિરચિત ટીકાના અનુવાદ સહિત પત્રાકારે ત્રણ ભાગમાં સંપૂર્ણ. કિં. રૂ. ૧૬-૦-૦

**સમરાદિત્યકથા** પ્રથમ ખંડ શ્રી હરિભદ્રાચાર્ય વિરચિત. સંસ્કૃત છાયા સહિત છ.ભ્રત. પત્રાકારે કિ. રૂ. ૬-૦-૦. દ્વિતીય ખંડ થોડા સમયમાં બહાર પડશે.

**વિક્રમચરિત્ર** શ્રી શુભશીલગણિવિરચિત પત્રાકારે સંપૂર્ણ. કિં. રૂ. ૫-૦-૦

પ્રાપ્તિસ્થાન:-હીરાલાલ દેવચંદ શાહ, જૈન સોસાયટી નં. ૧૫, એલીસબ્રીજ અમદાવાદ.

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી
# જૈન ધર્મ પ્રકાશ

અંક ૧૦ મો

પુસ્તક ૫૭ મું




પોષ

વિક્રમ સંવત્ ૧૯૯૮
વીર સંવત્ ૨૪૬૮

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૭ મું
અંક ૧૦ મો

પોષ

વીર સં. ૨૪૬૮
વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका



### ગ્રાહકોને ખાસ નિવેદન

આ માસિકનો હવે પછીનો માહ માસનો ૧૧ મો અંક માહ વદ ૧૦ મંગળવાર તા. ૧૦ ફેબ્રુઆરીના રોજ પ્રગટ થશે અને ફાગણનો ૧૨ મો અંક ફાગણ વદ ૮ મંગળવાર તા. ૧૦ માર્ચના રોજ પ્રગટ થશે. હવે પછી દરેક અંક અંગ્રેજી મહિનાની દશમી તારીખે બહાર પડશે.

### નવા કાર્તિકી જૈન પંચાંગ

અમારા કાયમના રિવાજ પ્રમાણે પર્વોની તિથિ ને પર્વ બતાવનાર જૈન પંચાંગ 'સરસ્વતી' ના સુંદર ફોટા સાથે અમે છપાવ્યા છે. કિં. છૂટક નકલ ૭ પાઇ. સો નકલના રૂ ૨॥




પુસ્તક ૫૭ મું
અંક ૧૦ મો.

પોસ

વીર સં. ૨૪૬૮
વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## श्रीपार्श्वनाथस्तवनम्

( शालिनीवृत्तम् )

गौडीग्रामे स्तम्भने चारुतीर्थे, जीरापल्यां पत्तने लोद्रवाख्ये ।
वाणारस्यां चापि विख्यातकीर्तिं, श्रीपार्श्वेशं नौमि शंखेश्वरस्थम् ॥१॥
इष्टार्थानां स्पर्शने पारिजातं, वामादेव्यानन्दनं देववंद्यम् ।
स्वर्गे भूमौ नागलोके प्रसिद्धं, श्रीपार्श्वेशं नौमि शंखेश्वरस्थम् ॥२॥
भित्त्वाऽभेद्यं कर्मजालं विशालं, प्राप्यानन्तं ज्ञानरत्नं चिरत्नम् ।
लब्धामन्दानंदनिर्वाणसौख्यं, श्रीपार्श्वेशं नौमि शंखेश्वरस्थम् ॥३॥
विश्वाधीशं विश्वलोके पवित्रं, पापागम्यं मोक्षलक्ष्मीकलत्रम् ।
अम्भोजाक्षं सर्वदा सुप्रसन्नं, श्रीपार्श्वेशं नौमि शंखेश्वरस्थम् ॥४॥
वर्षे रम्ये अंगदोर्नागचन्द्रे, संख्ये मासे माधवे कृष्णपक्षे ।
प्राप्तं पुण्यैर्दर्शनं यस्य त च, श्रीपार्श्वेशं नौमि शंखेश्वरस्थम् ॥५॥

सं० मुनिराजश्री विद्यानंदविजयजी

---

### दोहा.

ब्रह्मचर्य पालो सदा, मन वचन अरु काय ।
रोग शोक व्यापे नहीं, सुरपति लागे पाय ॥ १ ॥
अष्ट सिद्धि नव निधि हो, ब्रह्मचर्यसे ज्ञान ।
आत्मशक्ति प्रकटे सदा, भद्रानंद असमान ॥ २ ॥

---

# ત્રીજી સંસાર ભાવના

દોહરા.

ૐ અર્હં પરમેશ્વરા, પ્રણમું શ્રી મહાવીર;
શાસનનાયક શિવકરુ, સાગર સમ ગંભીર. ૧
જેની આણા આદરે, તે શ્રી સંઘ ઉદાર;
ભાવે અહનિશિ ભાવના, ત્રીજી આ સંસાર. ૨

(રાગ–શિયાનો કાનરો–તાલ દીપચંદી.)

સજ્જન મનમાં જોજો વિચારી, આ સંસાર ભયંકર ભારી;
દ્રવ્ય ક્ષેત્ર કાળાદિક યોગે, વાત વિચિત્ર ગહન અતિ ન્યારી. સ૦ ૧
મચ્છગળાગળ ન્યાય નિહાળી, કરવી વિરક્ત દશા મતિ સારી;
માત હોય તે બ્હેન બને વળી, સાસુ સુતા વળી તેહીજ નારી. સ૦ ૨
પુત્ર પિતા બને બંધવ સસરો, એમ અનંત સંબંધ વધારી;
ભટકે ભવમાં જીવ અનાદિ, સર્વ સ્થળે કુળ જાતિ સ્વીકારી. સ૦ ૩
જ્યાંથી જન્મ્યો ત્યાં થયો લંપટી, ભોગવે અંધ બની અવિચારી;
મર્દન કરતો હર્ષ ધરે છે, જે સ્તનથી પયપાન સ્વીકારી. સ૦ ૪
અતિશય મૂઢપણું આજ જણાયે, શું સદ્બુદ્ધિ બધી પરવારી ?;
સાર વિનાના આ સંસારે, સુખની ભ્રાંતિ મહા દુઃખકારી. સ૦ ૫
શિશુને કર અંગૂઠે સ્તનની, જેમ વળી મૃગતૃષ્ણા વિકારી;
'આમ કર્યું મેં આમ કરીશ હું', ફોગટ એમ ગયો ભવ હારી. સ૦ ૬
છે આ સ્વપ્નના જેવો તમાસો, મૂર્ખ મમત્વે મરે અવિચારી;
સ્ટેશનમાં જેમ પંથીનો મેળો, ટ્રેન જતાં જુઓ શૂન્ય છે કારી. સ૦ ૭
તેમ આપણા સર્વ સંબંધી, ઉપનય ભાવે ભવ્ય સુધારી;
જૈન સેવક થવું જિન આણાયુત, સર્વથકી એ વાત છે સારી.
સજ્જન મનમાં જોજો વિચારી, આ સંસાર ભયંકર ભારી. ૮

રચયિતા સ્વ૦ સદ્દ્ગુ૦ કર્પૂરવિજયજી મહારાજ

---

(દોહરા.)

નિત્ય નિયમ પ્રમાણમાં, ઊણપ કરી શકાય;
રંગ જેટલો નાખીએ, તેવું પટ રંગાય.
ચાકર અલ્પ પગારનો, હોય ન ચોખી ચાલ;
જરૂર જાણો જગતમાં, મૂલ પ્રમાણે માલ.
અરિહંત સિદ્ધ સમરું સદા, આચારજ ઉવઝાય;
સાધુ સકલના ચરણમાં, વંદું શિશ નમાય.

## प्रतिमापूजन

( तर्ज–धरम को भूल गये प्यारे भाई )

जिनवर की पूजा, भूल गये जैनी कहलानेवाले ॥

पूर्वाचार्योंने बतलाया, प्रतिमापूजन खास ।
श्रावक होकर जो नहिं पूजे, मन में आवे हांस ॥ जिनवर० १ ॥
बाप दादोंने जिसको पूजी, उसको क्यों हम लोपे ?
लोंकाशाह के हैं भरमाये, सत्य मार्ग क्यों गोपे ? ॥ जिनवर० २ ॥
दर्शनशुद्धि इससे होती, जगती आतम ज्योति ।
मोक्षप्राप्ति का उत्तम साधन, पापराशि सब खोती ॥ जिनवर० ३ ॥
प्रतिमापूजा सौख्यदायिनी, कष्टहारिणी मानो ।
कल्पलता सम चिंतित फल की, दात्री उसको जानो ॥ जिनवर० ४ ॥
आनंद आर्द्रकुमारने भी, बोध इसीसे पाया ।
बिन आलबंन मुक्ति न होती, भगवंतने फरमाया ॥ जिनवर० ५ ॥
अविचल पद की इच्छा हो तो, प्रतिमापूजन करले ।
पक्षपात को त्याग भद्रानंद, बात हृदय में धरले ॥ जिनवर० ६ ॥

## झूठा जगत का खेल

( राग–भगवान महावीर जो भारत न आते )

सब स्वार्थ का सम्बन्ध है, यह जान तुं मन में ।
इक दिन सभी को छोड़ के, तुं जायगा छन में ॥ टेर ॥
क्यों व्यर्थ मोहजाल में, कुटुम्ब के पड़ा ?
कुछ भी पता तुझ को नहीं, सिर काल आ खड़ा ॥ सब स्वार्थ० १ ॥
है नहीं तेरा कोई, अब तुं नहीं किसका ।
ये अन्त धोखा देयंगे, विश्वास है जिसका ॥ सब स्वार्थ० २ ॥
क्यों देहका गरुर कर, मगरुर तुं होता ।
मिट्टी का पूतला है, अन्त मिट्टी में सोता ॥ सब स्वार्थ० ३ ॥
सब हाड मांस खून मज्जारूप है सही ।
इसमें ही भूल कर के, तुं मशगूल हो नहीं ॥ सब स्वार्थ० ४ ॥
यह जान धर्मध्यान तुं, इक चित्त से कर ले ।
कहता है भद्रानंद, इसी मंत्र को धरले ॥ सब स्वार्थ० ५ ॥

–भद्रानंद

श्रीविजयपद्मसूरिविरचिताजितशान्तिस्तववृत्तानुसारि

# श्रीसिद्धचक्रस्तोत्रं

( સ્પષ્ટાર્થ સહિત )

સ્તોત્રકાર-મંગલ કરે છે—

॥ आर्यावृत्तम् ॥

पणमिय परमिट्ठिपए, गुणगुरुगुरुणेमिसूरिमंतपए ।
सिरिअजियसंतिथवगं, रएमि सिरिसिद्धचक्कथवं ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**—પાંચ પરમેષ્ઠીપદોને [ શ્રી અરિહંતાદિક પાંચ પદોને ] નમસ્કાર કરીને અને વિશુદ્ધ શીલ વિગેરે ઘણા સદ્ગુણોવડે ગૌરવવાળા એવા મારા ગુરુ મહારાજ સુગૃહીતનામધેય પરમોપકારી આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરરૂપ મંત્રપદોને ( એટલે ગુરુમહારાજના નામરૂપી મંત્રપદોને ) નમસ્કાર કરીને શ્રી અજિતશાન્તિ સ્તવના રાગને અનુસારે હું ( વિજયપદ્મસૂરિ ) શ્રી સિદ્ધચક્રનું પ્રાકૃત સ્તોત્ર રચું છું [ અજિતશાન્તિ સ્તવની જે નંબરવાળી ગાથા જે છંદમાં છે તેજ છંદમાં આ સ્તોત્રની પણ રચના કરી છે. ] ॥ ૧ ॥

સ્તોત્રકાર પાંચ ગાથાવડે શ્રી અરિહંતપદની સ્તવના કરે છે—

## શ્રી અરિહંત પદનું સ્તોત્ર.

[ राग–अजिअं जिअसव्वभयं ]

परमे परमग्गदए, बुद्धे परबोहगे पुरिससीहे ।
नियगुणपुण्णरमणए, वंदे सययं जिणवई हं ॥ गाहा ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**—શ્રી અરિહંત મહારાજા-સર્વ દેવોમાં **परमे**=ઉત્કૃષ્ટ છે, અને **परमग्गदए**=ઉત્તમ સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને આપનારા છે. તથા **बुद्धे**=( પોતાની મેળે ) બોધ પામેલા છે, તેમજ **परबोहगे**=પરજીવોને બોધ પમાડનારા ગણધરાદિમાં શ્રેષ્ઠ છે, **पुरिससीहे**=પુરુષોમાં સિંહ સમાન છે અને **नियगुणपुण्णरमणए**=પોતાના આત્મિક ગુણોમાં સંપૂર્ણ રીતે પવિત્ર આત્મરમણ કરવારૂપ ગુણને ધારણ કરનારા એવા **जिणवई**=શ્રીજિનેશ્વર અરિહંત ભગવંતોને, **हं**=હું, **सययं**=હરરોજ, **वंदे**=વાંદું છું એટલે વંદના કરું છું. આ શ્લોકોમાં " जिनपति " પદ વિશેષ્ય છે અને બાકીના છ પદો તેના વિશેષણ તરીકે જાણવા.

परा=उत्कृष्टा, मा=लक्ष्मीर्यस्य सः परमः, तान् परमान् એટલે લક્ષ્મી બે પ્રકારની છે: ૧–દ્રવ્યલક્ષ્મી અથવા બાહ્યલક્ષ્મી. ૨–ભાવલક્ષ્મી અથવા અભ્યંતર

લક્ષ્મી. તેમાં અશોકવૃક્ષ વગેરે આઠ મહાપ્રાતિહાર્યો વિગેરે દ્રવ્યલક્ષ્મી કહેવાય, તે જ બાહ્યલક્ષ્મી પણ કહી શકાય. અને કેવલજ્ઞાન-ચારિત્ર વિગેરે ભાવ (અભ્યંતર)-લક્ષ્મી કહેવાય. આ બંને પ્રકારની લક્ષ્મીને પામેલા શ્રીઅરિહંત ભગવંતોને હું વાંદું છું, એમ દરેક વિશેષણના સ્વરૂપમાં સમજવું.

શ્રીઅરિહંત પરમાત્મા શ્રેષ્ઠમાર્ગને એટલે નિર્મલ દર્શન, જ્ઞાન, ચારિત્રની સાધનારૂપ મોક્ષમાર્ગને દેનારા છે એટલે દેશના દઇને ભવ્યજીવોને સમજાવે છે; માટે જ તે પ્રભુ શ્રેષ્ઠ ઉપદેશક કહેવાય છે. એટલે નિઃસ્પૃહભાવે ધર્મનો ઉપદેશ કરનારા તમામ પુરુષોમાં અરિહંત દેવ અગ્રેસર ગણાય છે. તેઓ બીજા ભવ્ય-જીવોને ધર્મનો ઉપદેશ આપે, પરન્તુ પોતે ત્રણ જ્ઞાનના ધારક હોવાથી તેમને બીજાના ઉપદેશની અપેક્ષા રહેતી નથી, માટે જ તેઓ સ્વયંબુદ્ધ કહેવાય છે. આ વાત જણાવવાને (**बुद्धे**) પદ આપ્યું છે. જેમ સિંહના પ્રભાવથી હાથીઓ ભાગી જાય છે તેમ શ્રીઅરિહંત મહારાજા જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં સવાસો યોજનમાં રોગાદિ ઉપદ્રવોરૂપી હાથીઓ નાશ પામે છે. આ વાત સમજાવવાને (**पुरिससीहे**) આ વિશેષણ આપ્યું છે. મોહનીયાદિ ચાર ઘાતિકર્મોનો નાશ થયો હોય, તો જ નિર્મળજ્ઞાનાદિ ગુણોમાં સંપૂર્ણ રીતે રમણતા-તલ્લીનતા થઇ શકે છે. આવી સ્થિતિ તેરમા સયોગી કેવળી ગુણસ્થાનકે શ્રીઅરિહંત પ્રભુને હોય છે. તેમની વિવિધ પ્રકારે, વિધિપૂર્વક, નિયાણાનો ત્યાગ કરીને પૂજા-ધ્યાન કરનારા ભવ્ય જીવો સંપૂર્ણ નિજ-રમણતાને પામે છે. આ અપેક્ષાએ છઠ્ઠા વિશેષણમાં એમ જણાવ્યું કે શ્રીઅરિહંત પ્રભુ નિજગુણમાં રમણ કરવારૂપ ઉત્તમ લાભને દેનારા છે. આવા શ્રી અરિહંત પ્રભુને દરરોજ પરમ ઉલ્લાસથી હું વંદના કરું છું.

આ શ્લોકની રચના "**गाथा**" નામના છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—(૧) क ગણ. (૨) च ગણ. (૩) ट ગણ. (૪) त ગણ. (૫) प ગણ. આ પાંચ ગણ સમજવા. તે દરેક ગણ અનુક્રમે બે, ત્રણ, ચાર, પાંચ અને છ માત્રાના પ્રમાણ-વાળા હોય છે. એટલે જેમાં બે માત્રા હોય તે क ગણ કહેવાય. એમ બાકીના ચાર ગણની પણ વ્યાખ્યા સમજી લેવી. શ્લોકનો ચોથો ભાગ તે પાદ કહેવાય. અહીં પહેલા બે પદમાં ચાર-ચાર માત્રાવાળા ૭ ट ગણ અને છેવટનો અક્ષર ગુરૂ હોય છે. એટલે પહેલા પાદમાં ૧૨ અને બીજા પાદમાં ૧૮ માત્રા ગોઠવવી જોઇએ. આ સાત ट ગણમાં પહેલો, ત્રીજો, પાંચમો અને સાતમો ट ગણ 'વિષમ' કહેવાય ને બાકીના ત્રણ બેકી સંખ્યાવાળા ट ગણ 'સમ' કહેવાય. તેમાં વિષમ ट ગણમાં ज ગણ ન હોવો જોઇએ. ત્રણ અક્ષરનો ગણ કહેવાય. જેમાં આજુબાજુના એકેક અક્ષર લઘુ હોય, ને વચલો અક્ષર ગુરુ હોય તે 'જ' ગણ કહેવાય. પિંગલ-શાસ્ત્રમાં ज ગણની સ્થાપના (।ऽ।) આ પ્રમાણે જણાવી છે. અહીં ઊભી લીટીથી લઘુ અક્ષર અને ऽ આવા અવગ્રહથી ગુરૂ અક્ષર જાણવો. આ પ્રમાણે દરેક ગણની સ્થાપના થઇ શકે છે. તથા ત્રણ અક્ષરવાળા છઠ્ઠા ट ગણમાં વચલો

અક્ષર क ગણુવાળો એટલે બે માત્રાવાળો ( ગુરૂ ) જ હોય અને ત્રીજા ચોથા (બે) પાદમાં પાંચ ट ગણુની પછી લઘુ અક્ષર આવે. તે પછી પહેલા બે પદમાં જણાવ્યા મુજબ એક ट ગણુ અને છેવટે ગુરૂ અક્ષર આવે. ગુરૂ લઘુ અક્ષરોની ગણત્રી પ્રમાણે જે જે છંદો રચાયા છે તેમાં એમ કહી શકાય કે-ત્રણુ અક્ષરનો ગણુ થાય, પણુ માત્રાની ગણત્રીએ જે જે છંદો બને છે તેમાં ट ગણુની ચાર માત્રામાં લઘુ અક્ષર ચાર પણુ આવે છે. જેમ " नियगुण " વિગેરે, ત્રણુ અક્ષર-વાળા ट ગણુનું દષ્ટાંત-परमे વિગેરે, બે અક્ષરવાળા ट ગણુનું દષ્ટાંત बुद्धे વિગેરે-આથી સાબિત થાય છે કે અહીં ગણુમાં ત્રણુ જ અક્ષર આવે, એવો એકાંત ( ખાસ ) નિયમ નથી. આ પ્રમાણે બીજા શ્લોકમાં પણુ સમજી લેવું, કારણુ કે તે પણુ ગાથા છંદમાં છે. ॥ ૧ ॥

॥ राग—ववगयमंगुलभावे० ॥

**अणुवममंगलगेहे, इंदाइपयरसमच्चसुहदेहे ॥**
**मयदवपसंति मेहे, वंदे जिणए पणिण्णेहे ॥ गाहा ॥ २ ॥**

સ્પષ્ટાર્થ—શ્રી અરિહંત મહારાજા-अणुवम=ઉપમા ન આપી શકાય એવાં ઉત્તમ मंगल=મંગલિકોના એટલે આત્મગુણુરૂપ-૧૫શ્ચર્યાદિરૂપ ભાવમંગળોના गेहे=ઘરરૂપ છે, તથા इंदाइपयर=ઇન્દ્રાદિકોના સમૂહવડે समच्च=સમ્યક્ પ્રકારે અર્ચ્ય-પૂજા કરવા લાયક છે. सुहदेहे=ઉત્તમ એટલે જેમના શરીરની પૂજા મેરુપર્વત વિગેરે સ્થળે ઇન્દ્રાદિ દેવોએ જન્માદિ કલ્યાણુકોના પ્રસંગે કરેલી છે એવા છે, તથા मयदव=મદ એટલે આઠ પ્રકારના મદ અને ઉપલક્ષણુથી કષાયાદિ અંતરંગ શત્રુઓરૂપી ભયંકર ધગધગતા વનના અગ્નિને पसंति=પ્રશાન્ત કરવામાં ( બુઝવવામાં ) मेहे=મેઘની જેવા છે, તથા पणिण्णेहे=અતિશય નિઃસ્નેહ (નિરાગ) છે, એવા जिणए=શ્રી જિનેશ્વરોને એટલે અરિહંત ભગવંતોને वंदे=વંદના કરું છું.

આ શ્લોકનું રહસ્ય એ છે કે—શ્રી અરિહંત વિગેરે નવપદોમાં પ્રથમ નંબરે રહેલા અરિહંત મહારાજાનું સ્વરૂપ નવપદની ઓળીમાં પહેલે દિવસે વિચારવાનું છે. તેમાં ભવ્ય જીવો એમ વિચારે છે કે-આજે મને મહાભાગ્યના ઉદયથી શ્રી અરિહંત પદને આરાધવાનો અવસર મળ્યો છે. હે જીવ ! તે અરિહંત રાજા અનુપમ મંગળના ઘર છે. એટલે વ્યાવહારિક દૃષ્ટિએ ગોળ, દહીં, અક્ષત, શ્રીવત્સ વિગેરે દ્રવ્યમંગળ કહેવાય, અને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપશ્ચર્યા વિગેરે એકાંત આત્માને હિતકારી જે જે સાધનો શ્રી જિનશાસનમાં જણાવ્યા છે તે બધા ભાવમંગળ તરીકે જાણુવા. અરિહંતપદનો આરાધક તેવા મંગળોને જરૂર પામી શકે છે. બીજા વિશેષણુમાં શ્રી અરિહંત મહારાજાનો દેહ શુભ કહ્યો, તેનું કારણુ એ છે કે-તેને લઇને પ્રભુએ પરોપકારાદિ પુષ્કળ પવિત્ર કાર્યો કર્યાં છે, માટે જ ઈંદ્રાદિક ભવ્યજીવો તેમની પૂજના-સ્તવનાદિ કરે એમાં

નવાઈ શી ? ત્રીજા વિશેષણમાં પ્રભુ મેઘની જેવું કામ કરે છે, માટે તેમને મેઘની જેવા કહ્યા છે. જેમ મેઘ અગ્નિને ઠારે છે, તેમ પ્રભુના સ્વરૂપની ચિંતવના કરવાપૂર્વક પૂજનાદિ કરનારા ભવ્ય જીવો મદ વિગેરે અંતરંગ શત્રુઓને હરાવે છે, દૂર કરે છે. સર્વથા સ્નેહનો ત્યાગ કરીએ, તો જ અરિહંતપણું પ્રાપ્ત થાય. આ રહસ્ય ચોથા વિશેષણમાં જણાવ્યું છે. 'जिनप' એ અરિહંતનું નામ છે. હું આવા ગુણોને ધારણ કરનાર પ્રભુ શ્રી અરિહંતને વંદના કરું છું. આ શ્લોક 'ગાથા' નામના છંદમાં છે, તેનું લક્ષણ પહેલા શ્લોકના સ્પષ્ટાર્થમાં જણાવ્યું છે ॥ ૨ ॥

॥ राग-सव्वदुक्खप्पसंतीणं० ॥

मव्वचारित्तलीणाणं, केवलीणं महेसीणं ॥

तिलोयसरणिज्जाणं, णमो जिणगणेसाणं ॥ सिलोगो ॥ ३ ॥

**સ્પષ્ટાર્થ**—શ્રી અરિહંત મહારાજા मव्वचारित्तलीणाणं=ઉત્તમ (યથાખ્યાત-ક્ષાયિક) ચારિત્રમાં લીન થયેલા છે. केवलीणं=કેવળજ્ઞાની છે, महेसीणं=મહર્ષિ-મહામુનિ છે; માટે જ तिलोयसरणिज्जाणं=ત્રણે લોકના જીવોને શરણ કરવા યોગ્ય અથવા સ્મરણ કરવા યોગ્ય છે એવા जिणगण=જિનગણ એટલે અવધિજ્ઞાની અને મનઃપર્યવજ્ઞાની તથા સામાન્ય કેવલીના ईसाणं=નાયક શ્રી તીર્થંકર ભગવંતોને णमो=મારો નમસ્કાર થાઓ.

આ ગાથા 'શ્લોક' નામના છંદમાં બનાવી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું-જેના ચારે પદમાં પાંચમો અક્ષર લઘુ હોય, અને બીજા તથા ચોથા પદમાં સાતમો અક્ષર લઘુ હોય તેમ જ ચારે પદમાં છઠ્ઠો અક્ષર ગુરૂ હોય તે શ્લોક નામનો છંદ કહેવાય. ॥ ૩ ॥

॥ राग-अजिअजिणसुहप्पवत्तणं० ॥

भुवणगुरु ! पयत्थभासणं, विजयपयं पहु ! तुज्झ सासणं ॥

सयलवियडविग्घणासणं, बहुभयमोहपसत्तुतासणं ॥ मागहिया ॥४॥

**સ્પષ્ટાર્થ**—હે ત્રણ ભુવનના ગુરુ !, पहु !=હે પ્રભુ ! तुज्झ सासणं=તારું પ્રવચન, पयत्थभासणं=ત્રણે જગતના પદાર્થોને કહેનારું-દર્શાવનારું છે, विजयपयं=વિજય મેળવવામાં કારણ છે એટલે પરવાદીઓને જીતાવનારું છે. (મોહ વિગેરે અંતરંગ શત્રુઓને જીતાવનારું છે). सयलवियडविग्घणासणं=સર્વ પ્રકારનાં વિકટ-વિષમ વિઘ્નોનો નાશ કરનારું છે, અને बहुभयमोहपसत्तु=ઘણા પ્રકારના ભયને આપનાર મોહરૂપી ઉત્કટ શત્રુને तासणं=ત્રાસ આપનારું છે. એટલે ભય આપનાર મોહશત્રુને સામો ભય પમાડનારું (તારું શાસન) છે.

સ્તોત્રકારે આ શ્લોકની રચના मागधिका નામના છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જેના પહેલા અને ત્રીજા પદમાં બે ट ગણ, લઘુ क ગણ,

લઘુ क ગણુ આવે, અને બીજા તથા ચોથા પદમાં प ગણુ, ट ગણુ, લઘુ क ગણુ, લઘુ क ગણુ આવે તે માગધિકા છંદ કહેવાય. ॥ ૪ ॥

॥ राग—किरियाविहिसंचिअ० ॥

अरिहंतपयं विभयं गयसंसइभंतिहरं ।
वरसत्तियमोयसमुद्दविवड्ढणचंदयरं ॥
परभावणिरोहगमिट्ठपयाणसुरद्दुवरं ।
पणमामि कसायचउक्कपतावजलप्पयरं ॥ आलिंगणयं ॥५॥

સ્પષ્ટાર્થ—આ પહેલું અરિહંતપદ કેવું છે ? તે કહે છે—अरिहंतपयं= પહેલું "श्री अरिहंत" પદ विभयं=સાત ભયને દૂર કરનાર છે તથા गयसंसइ= તમામ જાતના રોગની પીડાને, મનના સંશયને, તથા भंति=અનેક પ્રકારની ભ્રાંતિ-ભ્રમણાઓ કે જે છદ્મસ્થપણાના કારણથી ઉત્પન્ન થાય છે તેને અને સંસારની રખડપટ્ટીને हरं=હરનારું છે-નાશ કરનારું છે. તથા वरसत्तियमोय=ઉત્તમ સાત્ત્વિક પ્રમોદ એટલે પરમ આત્માનંદ તે રૂપ समुद्द=સમુદ્રને विवड्ढण=વૃદ્ધિ પમાડવામાં-ઉલ્લાસ પમાડવામાં અથવા વધારવામાં चंदयरं=ચન્દ્રના કિરણોના જેવું છે. તથા परभाव=આત્મિકભાવ સિવાયના વિભાવ સ્વભાવો કે જે જડ પુદ્ગલના સંયોગે આત્મામાં અનાદિકાળથી છે, તેનો णिरोहगं=રોધક-રોકનાર છે. એટલે આત્માની સ્વભાવદશાને પ્રગટાવનારું છે. તથા અરિહંત પદ इट्ठपयाण=ઇષ્ટ વસ્તુઓને આપવામાં सुरद्दुवरं=શ્રેષ્ઠ કલ્પવૃક્ષના જેવું છે, તથા कसायचउक्कपताव=ચાર કષાયોના ઉકળાટને શાન્ત કરવામાં जलप्पयरं=પાણીના સમુદાય જેવું ( અરિહંત પદ ) છે, આવા મહાપ્રભાવિક એ પ્રથમ શ્રી અરિહંત પદને हं=હું सइ=નિરન્તર-વારંવાર पणमामि=પ્રણામ કરું છું.

આ શ્લોકની રચના 'આલિંગનક' નામના છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું-જેના દરેક પદમાં શરૂઆતના બે અક્ષર લઘુ હોય ને ત્રીજો અક્ષર ગુરૂ એટલે બે માત્રાવાળો હોય. આ રીતે ત્રણ અક્ષરવાળા ૬ ट ગણ હોય-એટલે ૧૮ અક્ષરવાળા ચાર પદ જે( છંદ )ના હોય અને જેમાં પહેલા પદની સાથે ત્રીજા પદનો અને બીજા પદની સાથે ચોથા પદનો યમક ( સરખા અક્ષરનો અનુપ્રાસ ) હોય. તે આલિંગનક છંદ કહેવાય.

આ પાંચ શ્લોકમાં અરિહંત પદની બીના ટૂંકામાં જણાવી. વિશેષ હકીકત 'श्री सिद्धचक्रनी तात्त्विक भावना' નામના ગ્રંથમાં જણાવી છે. અહીં અરિહંત પદની હકીકતને જણાવનારો પહેલો પ્રકાશ પૂરો થયો. ॥ ૫ ॥

इति अरिहंतपदवर्णनाभिधानः प्रथमः प्रकाशः ॥

—આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિ



# શ્રી મહાવીરસ્વામી અને ગૌતમસ્વામી

લે૦ મૌક્તિક

**પર્યુષણ અને શ્રી મહાવીર જીવન—**

પર્યુષણ પર્વમાં શ્રી મહાવીર પરમાત્માના જીવનના જુદા જુદા પ્રસંગો લઈ તે પર વિવેચન કરવાનો મારો આગ્રહ સુપ્રસિદ્ધ છે. એક દષ્ટિએ પર્યુષણા પર્વને આપણે મહાવીર જયંતિનું સપ્તાહ કહી શકીએ. જો કે પર્યુષણા પર્વમાં પરસ્પર ખમતખામણા અને વાર્ષિક દુષ્કૃત્યની ક્ષમાપના તેમજ આલોચનાની મુખ્યતા છે, પણ સેંકડો વર્ષથી કલ્પસૂત્રનું વાંચન–અતિ મહત્ત્વનો જ્ઞાનવિભાગ પર્યુષણ પર્વનું અંગ બની ગયેલ છે અને કલ્પસૂત્રમાં શ્રી મહાવીર ચરિત્ર તેનો ઘણો ભાગ રોકે છે તેથી આપણે પ્રત્યેક વર્ષે શ્રી મહાવીર જીવન પર વિચારણા કરી, એની અનેક દષ્ટિબિન્દુથી પર્યાલોચના કરીએ તો એથી પર્યુષણ પર્વારાધનનું સાર્થક્ય આપણે સાધી શકીએ. એટલા માટે મારો આ સંભાષણશ્રેણીના સંચાલકોને શરૂઆતથી આગ્રહ છે કે પર્યુષણમાં વિદ્વાન વિચારક પ્રત્યેક વક્તાએ મહાવીર જીવનના કોઈ કોઈ પ્રસંગો લઈ તેને બહલાવવા અને એ ધોરણનો સ્વીકાર થાય તો થોડા વખતમાં આપણે મહાવીર જીવન પર પ્રચૂર સાહિત્ય એકઠું કરી જનતાને જ્ઞાનદષ્ટિએ મોટો ફાળો આપી શકીએ. આપણા આસન્નઉપકારી શ્રી વીરપરમાત્માના જીવનને, એમના પૂર્વભવોને, એમના વિકાસમાર્ગોને, એમની ઉપદેશપદ્ધતિને, એમણે સમાજમાં કરેલા મહાપરિવર્તનોને અને એમના અસાધારણ વ્યક્તિત્વે સમસ્ત આર્યાવર્તમાં પાડેલી ભવ્ય છાપને આપણે જોઈએ તેટલો ન્યાય આપ્યો હોય એવું ઘણા વિચારકોને લાગતું નથી. આપણે આ તકનો લાભ લઈ સર્વ સમજી શકે તેવી સાદી ને સરલ ભાષામાં શ્રી વીર પરમાત્માના વિકાસને બહલાવીએ તો સાહિત્ય અને ધર્મની નજરે આપણે ઉપયોગી સેવા કરી ગણાય. આ મારી માન્યતાને અંગે આ શ્રેણીની શરૂઆતથી શ્રી વીર ચરિત્રને અંગે હું દરેક વર્ષે કાંઈક બોલતો આવું છું.

**શ્રી ગૌતમ ચરિત્રમાં આગમસાર—**

શ્રી વીરપરમાત્માના મુખ્ય શિષ્ય શ્રી ઈંદ્રભૂતિ–ગૌતમ ગણધરને અંગે આજે આપની સમક્ષ કાંઈક બોલવાના સંકલ્પથી અત્ર ઉપસ્થિત થયો છું. મૂળ આગમોમાં શ્રી વીરભગવાન અને ગૌતમસ્વામીના પ્રશ્નોત્તરો એવી રીતે સાંકળી દીધા છે કે આખા જૈન આગમનો સાર એમાં આવી જાય. આ સર્વ હકીકત અત્યારે કહી શકાય તેટલો સમય પણ નથી અને મારી તે માટે તૈયારી પણ નથી. મને શ્રી ગૌતમસ્વામીના સમસ્ત પ્રસંગોમાં જૈનધર્મના મૂળ સ્વરૂપનું ભાન થતું દેખાય છે, અને એમના અષ્ટાપદ ગમનમા યોગ છુપાયલો જણાય છે અને મને એમના ભગવાન પ્રત્યેના રાગમાં લાક્ષણિક જૈન તત્ત્વનું સ્વરૂપ ભાસે છે. એમનું આખું જીવન ભારે વિચિત્રતાઓ અને વિશિષ્ટતાઓથી ભરપૂર છે. એક જાણીતા સુભાષિતમાં કહ્યું છે કેઃ—

अभिमानोऽपि बोधाय, विषादो गुरुभक्तये ।
रागो केवलज्ञानाय, गौतमस्याद्भूतम् त्रयम् ॥

એમને અભિમાન થયું તો પરિણામે તેમાંથી બોધ થયો, એમને વિષાદ થયો તો પરિણામે ગુરુમહારાજની ભક્તિ થઇ, એમને ગુરુ તરફ રાગ થયો તો પરિણામે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. આવી રીતે રાગ, વિષાદ અને અભિમાન જેવા મલિન મનોવિકારો-પણ જેમને હિત કરનાર થઇ પડ્યા તેમને માટે એટલું જરૂર કહી શકાય કે તેમનું ચરિત્ર વિચિત્ર છે, અનોખું છે, જુદી જ ભાત પાડે તેવું છે. આપણે આ ગૌતમસ્વામીનું ચરિત્ર જરા આંતરદૃષ્ટિથી સમજી લઇએ અને તે દ્વારા આપણી પ્રગતિના માર્ગોને શોધીએ.

### પ્રચલિત સંસ્કૃતિઓ—

શ્રી ગૌતમ-ઇંદ્રભૂતિના ચરિત્ર પરથી જણાય છે કે તે વખતે **શ્રમણ સંસ્કૃતિ** અને **બ્રાહ્મણ સંસ્કૃતિના** પ્રવાહો પૂર જોસથી આર્યાવર્તમાં વહેતા હતા. બન્નેના આદર્શોમાં ફેરફારો હતા, પણ એકંદરે જીવનનું ધ્યેય આત્મોન્નતિદ્વારા કરવાનું સાધ્ય હતું. તે વખતે **બૌદ્ધ સંસ્કૃતિ** પણ ડોકિયાં કરી રહી હતી, પણ એનો હજુ બાલ્યકાળ હતો અને એના વિસ્તાર કરનારનો જન્મ થયો ન હતો. બ્રાહ્મણ સંસ્કૃતિમાં યજ્ઞયાગાદિની મુખ્યતા ક્રિયામાર્ગમાં હતી, જ્યારે જૈન સંસ્કૃતિનો પાયો અહિંસા, સંયમ અને તપ પર રચાયો હતો. શ્રી મહાવીર અને ગૌતમનો મેળાપ અતિ વિરલ રીતે થાય છે અને તે આખો પ્રસંગ ખૂબ વિચારણા માગે છે.

### મીલાપ અને સ્વીકાર—

ભગવાન મહાવીરને કૈવલ્ય થયા પછી તેઓ **મધ્યમાપાપા** નગરી તરફ આવવા નીકળ્યા. ત્યાં દેવોએ સમવસરણની રચના કરી. તે વખતે તે જ ગામમાં **સોમિલ** નામના બ્રાહ્મણે મહાયજ્ઞ માટે અતિ વિદ્વાન બ્રાહ્મણોને એકઠા કર્યા હતા. ઇંદ્રભૂતિ અતિ વિદ્વાન ચૌદ વિદ્યા પારંગત, ચાર વેદના પ્રખર અભ્યાસી પોતાના પાંચસે શિષ્ય સાથે ત્યાં યજ્ઞમાં ભાગ લેવા આવ્યા હતા. હજારો બ્રાહ્મણો મોટા પાયા પર યજ્ઞ કરાવી રહ્યા હતા અને મોટી ધમાલ થઇ રહી હતી. ત્યાં આકાશમાર્ગે હજારો દેવોને સમવસરણ તરફ જતાં જોઇ ઇંદ્રભૂતિને અભિમાનની જાગૃતિ થઇ. જ્યારે તેણે જાણ્યું કે અન્ય કોઇ 'સર્વજ્ઞ' નજીકમાં આવેલ છે અને આ દેવો ત્યાં જાય છે ત્યારે પોતાની અપૂર્વ વિદ્વત્તા પાસે અન્ય કોઇ સર્વજ્ઞપણાનો દાવો પણ કેમ કરી શકે ? એવો એને પ્રશ્ન થયો. પ્રાણી વિદ્વાન ગમે તેટલો હોય, પણ અભિમાન ઉપર વિજય મેળવવો આકરો છે. અને મનોવિકારની ભૂમિકા ક્રોર છે. એની પાસે જનાર દેવતાઓ પણ 'અક્કલ વગરના જ હશે' એમ ધારી પોતે સહજ શાંત થયા, પણ જ્ઞાનનું અભિમાન અતિ માઝા મૂકી ગયું અને મહાવીરના સર્વજ્ઞપણાનો નાશ કરવા જાતે ચાલ્યા. એમના શિષ્યોએ ઘણા સમજાવ્યા કે તેમને જાતે તસ્દી લેવાની જરૂર નથી, આપનો એક શિષ્ય પણ સામાને નિરુત્તર કરે તેવો છે, પણ ઇંદ્રભૂતિને લાગ્યું કે આ નવો સર્વજ્ઞ મહાઆડંબરી છે, એટલે પોતે પાંચસો શિષ્યના પરિવાર સાથે ચાલ્યા સમવસરણમાં પેઠા એટલે શ્રી મહાવીર ભગવાને તેમને 'ઇંદ્રભૂતિ ! ગૌતમ ! તું ભલે આવ્યો !' એમ કહ્યું, એટલે આ પોતાનું નામ પણ જાણે છે એમ જાણી જરા પાછા પડ્યા, પણ પાછો અભિમાને તેમના પર કાબૂ મેળવ્યો અને પોતાની પ્રસિદ્ધિ જગજાહેર હોવાનું તે કારણ હશે એમ માની લીધું. શ્રી વર્ધમાને તેમને તુરત કહ્યું કે 'તમને (ગૌતમને) જીવ છે કે નહિ ? એવી શંકા છે' પણ વેદનો

અર્થ એ સંબંધમાં તમે અવળો કરો છો, એમ કહી ચિત્તચૈતન્યવિજ્ઞાનથી તે જાણી શકાય એ સર્વ હકીકત વેદના વાક્યોથી કહી બતાવી ગૌતમની શંકાનું નિવારણ કર્યું તેમજ જીવ છે એવી સ્થાપના કરી બતાવી. નિરાકરણમાં અપૂર્વ વિદ્વત્તા ભરેલી હતી, માત્ર દિશા ફેરવવાની જરૂર હતી અને જ્યારે વેદવાક્યથી શંકા નિવારણ થાય ત્યારે બાકી શું રહે? તુરત ઇંદ્રભૂતિ ગૌતમમાં જાગૃતિ આવી ગઇ અને તે ભગવાનના શિષ્ય થઈ ગયા. તેમની સાથે આવેલ તેમના ૫૦૦ શિષ્યો પણ દીક્ષિત થયા. આ રીતે ગૌતમસ્વામીના શ્રમણ જીવનનો પ્રારંભ થયો.

અગિયાર ગણધરો—

ગોબર ગામના એ રહેવાસી હતા. પિતા વસુભૂતિ અને અને માતા પૃથ્વીના પુત્ર હતા. તેઓ જૈન સંસ્કૃતિમાં જોડાયા એટલે તેમના સગાભાઇ અગ્નિભૂતિ બહાર પડ્યા. તેમને 'કર્મ છે કે નહિ?' એવી શંકા હતી. મૂર્તિમાન કર્મ અમૂર્તિમાન જીવ સાથે કેમ બંધાય? એ શંકાનું નિવારણ વેદવાક્યોથી પ્રભુએ કર્યું એટલે તેઓ પણ જૈન સંસ્કૃતિમાં જોડાયા–તેમણે જૈન દીક્ષા સ્વીકારી.

એ જ વખતે ભગવાનના કુલ અગિયાર મુખ્ય શિષ્યો થયા. અંદરખાને એ દરેકને જુદી જુદી શંકાઓ હતી એનું વેદવાક્યોથી ભગવાને નિરાકરણ કર્યું. એ અગિયારના શંકાના વિષયો અત્યારે કે તે કાળમાં મતભેદના ખાસ વિષયો છે અને એના પર ભારે ચર્ચાઓ ચાલી રહેલી છે. એમની શંકા સંબંધી સંક્ષિપ્ત નિરૂપણ આ પ્રમાણે છેઃ—

૧. ઇંદ્રભૂતિ—'જીવ છે કે નહિ?' એ સંદેહ.

૨. અગ્નિભૂતિ—'કર્મ છે કે નહિ?' અમૂર્તિમાન જીવને મૂર્તિમાન કર્મો કેમ લાગે? એ સંદેહ.

૩. વાયુભૂતિ—'જીવ અને શરીર જુદા છે કે બન્ને એક જ છે?' એ સંદેહ.

આ ત્રણે સગા ભાઇઓ હતા. ગૌતમ ગોત્ર હતું. પિતા વસુભૂતિ અને માતા પૃથ્વીના ત્રણે પુત્રો હતા. ત્રણેની સાથે ૫૦૦ પાંચસે શિષ્યો હતા. દરેક અતિ વિદ્વાન હતા.

૪. વ્યક્ત—'સર્વ શૂન્ય છે? પંચ મહાભૂતો છે કે નહીં?' એવા સંશયવાળા હતા. કોલ્લાકગ્રામે એ અધ્યાપક હતા. એમના પાંચસે શિષ્ય એમની સાથે હતા.

૫. સુધર્મા—'જેવો આ ભવમાં તેવો પરભવમાં,' પશુ મરીને પશુ થાય. કારણ તેવું કાર્ય. શાળ વાવી હોય તો તેમાંથી જવ કેમ થાય? આ સંદેહ. એઓ અધ્યાપક હતા. ૫૦૦ શિષ્ય સાથે હતા.

૬. મંડિક—'બંધ અને મોક્ષ છે કે નહીં?' એ સંદેહ. મૌર્યગ્રામે વિજયા તથા ધનદેવના પુત્ર. ૩૫૦ શિષ્યના અધ્યાપક.

૭. મૌર્ય—'દેવતાઓ છે કે નહીં?' એ સંદેહ. વિજયાદેવી–વિધવાના પુત્ર. ૩૫૦ શિષ્યનો પરિવાર, અધ્યાપકનો ધંધો.

૮. અકંપિત—'નારકી ન હોવી જોઇએ, કેમકે તે દેખાતી નથી.' એ સંદેહ. વિમળાપુરીના અધ્યાપક. ૩૦૦ શિષ્યનો પરિવાર.

૯. **અચલભ્રાતા**—'પુણ્ય ને પાપ છે કે નહીં?' એ સંદેહ. કોશલાનગરીના અધ્યાપક. ૩૦૦ શિષ્યના ગુરુ.

૧૦. **મેતાર્ય**—'પરલોક છે કે નહીં?' એ સંદેહ. વત્સદેશમાં તુંગિક ગ્રામના અધ્યાપક. ૩૦૦ શિષ્યના પરિવારવાળા.

૧૧. **પ્રભાસ**—'મોક્ષ છે કે નહીં?' એ સંદેહ. રાજગૃહ નગરે બલ તથા અતિભદ્રાના પુત્ર. ૩૦૦ શિષ્યનો પરિવાર. અધ્યાપક.

આ સર્વ પ્રશ્નો દરેક ધર્મશાસ્ત્રોએ ચર્ચ્યા છે, યુક્તિગમ્ય અને શબ્દપ્રમાણગમ્ય છે. ન્યાયની કોટિથી પણ ગ્રાહ્ય છે. આટલા પ્રશ્નો સમજે તો તત્ત્વજ્ઞાનને અંગે કોઇ વાત ભાગ્યે જ બાકી રહે તેમ છે. આ અગિયારે શિષ્યો ખૂબ ભણેલા હતા, સુપ્રસિદ્ધ અધ્યાપકો હતા, તૈયાર હતા; માત્ર એમને સમ્યગ્ રીતે સમજાવીને રસ્તા પર લઇ આવવાના હતા. આવા અગિયાર શિષ્ય વસ્તુબોધપૂર્વક થયા અને તેમને શ્રી મહાવીરે ગણધર બનાવ્યા. આ ભગવાનના તીર્થનો પ્રથમ મોટો વિજય થયો. અગિયારને દીક્ષા આપી મુખ્ય શિષ્ય બનાવ્યા. તેમની સાથે કુલ ૪૪૦૦ શિષ્યો હતા તે પણ દીક્ષિત થયા.

**ત્રિપદી—**

મુખ્ય ૧૧ શિષ્યોને ભગવાને ત્રિપદી આપી. **उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा** ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, ધ્રુવ છે–આ ત્રણ શબ્દના પરમાર્થ પર દરેક શિષ્યે વિચાર કર્યો, સત્ શું છે? એ વિચાર્યું, સત્ત્વ–સત્તાનો ભાવ સમજ્યા અને તેની સાથે પરમાર્થતત્ત્વનું તેમને ભાન થયું. દરેકે પોતપોતાની દ્વાદશાંગી બનાવી. કુલ નવ વાચના થઇ, પણ મૂળ બાબતમાં જરાપણ ફેરફાર નહિ. શાસ્ત્રવિસ્તાર ગમે તેટલો હોય, પણ મૂળ વાત અને મુદ્દો એક સરખા હોય તો 'રચનાભેદે સ્વરૂપભેદ થતો નથી એ મહાસત્ય સમજનાર હતા અને સ્યાદ્વાદ–અનેકાંતનું સ્વરૂપ પામી ગયા હતા. આ ગણધર સાથેની ચર્ચા એ આખા જૈન દર્શનનું સ્વરૂપ છે એની એક એક બાબત પર દિવસો સુધી ચર્ચા કરી શકાય તેવા તે રહસ્યભરપૂર તત્ત્વજ્ઞાનના મહાપ્રશ્નો છે. ગણધરવાદ વખતે એનો થોડો ભાગ સમજવા માટે ટીકાકારે એને કલ્પસૂત્રનો ભાગ બનાવ્યો છે, એના પર વિશેષાવશ્યક ભાષ્યમાં ૪૦૦ પાના જેટલો વિસ્તાર છે અને મૂળસૂત્રોમાં એ પ્રત્યેક વિષયનું ખૂબ વિવેચન અનેક દ્રષ્ટિબિન્દુથી કરવામાં આવ્યું છે.

**જનતાના વિજ્ઞાન માટે પ્રશ્નપરંપરા—**

શ્રી ઇંદ્રભૂતિ-ગૌતમ મુખ્ય ગણધર થયા. જ્યારે જ્યારે ભગવાન સમવસરણમાં બિરાજે ત્યારે ગૌતમ ગણધર અનેક સવાલો પૂછે અને શ્રી વીર તેની મીઠી ભાષામાં જવાબ આપે. એક ભગવતી સૂત્રમાં એવા ૩૬૦૦૦ પ્રશ્ન અને ઉત્તરો નોંધાયેલા છે. લોકોને બોધ થાય તેટલા માટે કેટલાક તદ્દન સાદા સવાલો પણ કર્યા છે અને કેટલાક વિશ્વવ્યવસ્થાના, કેટલાક વિધિમાર્ગના અને યોગ સંબંધી પણ અનેક પ્રશ્નો કર્યા છે, જૈન દર્શનના દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ અને ગણિતાનુયોગના અતિ વિસ્તૃત સવાલ જવાબો થયા છે અને કથાનુયોગને પણ વિસરવામાં આવ્યો નથી. આ પ્રશ્નો કરતી વખતે ગૌતમસ્વામી

ભગવાનની સામે બેસતા હતા, જ્યારે ભગવાન સમવસરણમાં પાદપીઠ પર પગ મૂકી સિંહાસન પર બિરાજમાન થઇ પ્રશ્નના જવાબ આપતા હતા અને સામાન્ય દેશના દેતા હતા.

ગૌતમસ્વામી ઇંદ્રભૂતિએ મોટું અભિમાન કર્યું, પોતાના જેવો કોઇ બુદ્ધિશાળી ન હોઇ શકે એવો ઘમંડ કર્યો અને જીતવા જતાં જીતાઇ ગયા એટલે અગાઉના શ્લોકમાં કહેવાયું છે કે એમને તો અભિમાન પણ બોધનું કારણ બન્યું. સામાન્ય રીતે અભિમાન કરાય તો સંસારમાં પાત કરાવે છે, ત્યારે ગૌતમસ્વામીને તો અભિમાન પણ લાભદાયક થયું એ એમની વિશિષ્ટતા છે.

**તેમની યોગલક્ષ્મી—**

ગૌતમસ્વામી મહાયોગી હતા, એમને અનેક યોગસિદ્ધિ મળી હતી અને યોગના અચિંત્ય પ્રભાવથી લબ્ધિ તેમજ સિદ્ધિ પ્રાપ્ત થાય તેમાં નવાઇ નથી, પણ એમના સંબંધમાં એક વાત નોંધાયલી છે એ ભારે વિસ્મય કરે તેવી છે. તે અકસ્માત જ હતો, પણ નોંધવા જેવો પ્રસંગ છે. અને તે એ છે કે શ્રી ગૌતમસ્વામી જેને દીક્ષા આપે તેને કેવળજ્ઞાન જરૂર થાય. પોતાને કેવળજ્ઞાન નહિ અને શિષ્યને જરૂર થાય, એટલે જે વસ્તુ પોતાની પાસે નથી તેનું તે દાન આપનાર થયા એ નવાઇ જેવી નોંધાયલી હકીકત છે અને ભારે આશ્ચર્ય ઉત્પન્ન કરનાર છે. **'આપ કને અણહુંત, ગોયમ દીજે દાન ઇમ.'** આમ ગોયમ પોતાની પાસે ન હોય તેવી વસ્તુનું દાન કરતા હતા. આગળ તાપસનો પ્રસંગ આવશે ત્યારે આ વાતની સ્પષ્ટતા થશે.

**યોગમાં વધ્યા પણ કેવળ ન આવે—**

એક વખત ગૌતમસ્વામીએ દીક્ષા આપેલ મુનિને તે જ દિવસે કેવળજ્ઞાન થયું. ગૌતમસ્વામીને આનંદ સાથે વિષાદ થયો કે પોતે આવું નિરતિચાર ચારિત્ર પાળે અને પોતાને કેવળજ્ઞાન ન થાય અને આ એક દિવસની દીક્ષાપર્યાયવાળાને કેવળજ્ઞાન થાય એ તો ભારે નવાઇની વાત ! કેવળજ્ઞાનમાં તો ભૂત, ભવિષ્ય અને વર્તમાનના સર્વ ભાવો જાણી દેખી શકાય અને તદ્દભવે સર્વ કર્મથી મુક્તિ પ્રાપ્ત કરી ભવાટવીના ફેરા ટળી જાય, એટલે એ વિષાદનું કારણ શ્રી વીરપ્રભુને જણાવી પોતાને કેવળજ્ઞાન થશે કે નહિ ? એ બાબતનો સવાલ પૂછયો. સ્વામીએ સંક્ષેપમાં જવાબ આપ્યો—' ગોયમ ! સંતાપ ન કર. છેવટે આપણે બન્ને સરખા થશું.' આ જવાબથી ગૌતમસ્વામી સંતોષ તો પામ્યા, પણ એના મનમાં સર્વજ્ઞપણું અને મુક્તિપ્રાપ્તિની તમન્ના જાગી. ત્યારપછી પોતાના શિષ્ય શાલ મહાશાલને કૈવલ્યપ્રાપ્તિની હકીકત જાણી ત્યારે એમની કૈવલ્યપ્રાપ્તિ માટેની તમન્ના વધી. અપૂર્વ વિદ્વત્તા અને ખૂદ તીર્થંકરનો પ્રસંગ તેમજ પ્રસાદ હોય છતાં કેટલીક વાર પ્રાણી પોતાની પ્રાપ્તિની મર્યાદા અથવા તેને અંગે આવતા પ્રત્યવાયો સમજી શકતા નથી. જે રાગ અંગત સ્વરૂપ પકડે તે પ્રશસ્ત પ્રકારનો હોય છતાં વ્યક્તિગત હોય તો તે પરભાવનું સ્વરૂપ જ ધારણ કરે છે એ વાત ઘણા વખત સુધી તેમના ધ્યાનમાં જ ન આવી. વાત નવીન નહોતી, પણ એના ઉપર લક્ષ્ય જ ગયું નહિ, એટલે યોગપ્રગતિમાં ઘણા આગળ વધ્યા છતાં શ્રી વીર પરમાત્મ તરફ તેમનું અંગત આકર્ષણ ચાલુ જ રહ્યું.

**અષ્ટાપદ-મેખલામાં તાપસો—**

એવામાં ભગવાને એક પ્રસંગે દેશના દરમ્યાન કહ્યું કે 'જે પોતાની શક્તિથી

અષ્ટાપદ પર્વત પર જાય તે તે જ ભવે મોક્ષે જાય ' આ હકીકત સાંભળીને તેમની ઇચ્છા અષ્ટાપદ ભેટવાની થઈ આ અષ્ટાપદનો આખો પ્રસગ યોગસાધના બતાવે છે અને તેમા ઘણુ ઊંડાણુ અને રહસ્ય ભરેલુ છે તે પર હુ મારી દૃષ્ટિએ આગળ વિવેચન કરીશ પ્રથમ સ્થૂળ નજરે એ વાત રજૂ કરું છુ

ભગવાનની અનુજ્ઞા લઇ ગૌતમ ઇંદ્રભૂતિ અષ્ટાપદ તરફ ચાલ્યા. ત્યા કુડિન્ન નામના કુળપતિના આશ્રયતળે પાચસો તાપસો એક ઉપવાસ કરી, પારણામા માત્ર આર્દ્ર-કંદ ખાઇ આત્મપ્રગતિ કરતા અષ્ટાપદની પહેલી મેખલા સુધી પહોચ્યા હતા, દિન્ન નામના કુળપતિના આશ્રય નીચે પાચસો તાપસો બે ઉપવાસને પારણે ખરી પડેલ સુકા પાદડાનુ ભોજન કરી ઉગ્ર તપ કરી રહ્યા હતા અને અષ્ટપદની બીજી મેખલા સુધી પહોચ્યા હતા સેવાલ નામના કુળપતિના આશ્રય નીચે પાચસો તાપસો ત્રણ ઉપવાસને પારણે સુકી સેવાળ ( મીઠા પાણી ઉપરની લીલ )નુ ભોજન કરી મહા ઉગ્ર તપ કરી રહ્યા હતા અને અષ્ટાપદ પર્વતની ત્રીજી મેખલા સુધી પહોચ્યા હતા. આ સર્વ તાપસોનો પ્રયત્ન અષ્ટાપદના શિખરે પહોચવાનો હતો.

એ તાપસોએ ગૌતમસ્વામીને આવતા જેયા, એમનુ દૃઢ હૃષ્ટપુષ્ટ શરીર જેયુ અને પોતે આકરો તપ કરી કૃશ ( દુર્બળ ) થઇ ગયા છે તો પણ અષ્ટાપદને શિખરે પહોચી શકતા નથી તો આ કેવી રીતે પહોચશે ? એમ વિચારતા હતા, ત્યા તો સૂર્યના કિરણનુ અવલબન લઇ ગૌતમસ્વામી સડસડાટ અષ્ટાપદને શિખરે ચઢી ગયા અને તાપસો તો એને જેઇ જ રહ્યા એમને વિચાર થયો કે ' અષ્ટાપદ ચઢવામા માત્ર તપ કરતાં કાઇ વિશિષ્ટ વસ્તુની જરૂર છે અને તે શુ છે ? તે ગૌતમસ્વામી પાછા આવશે ત્યારે તેને પૂછશું અને તેના શિષ્ય થશુ ' ( અપૂર્ણ )

## શ્રી સુપાર્શ્વજિન પદ

( રાગ-યમન કલ્યાણ )

ઐસે સામી સુપાસસેં દિલ લગા, દુ:ખ ભગા સુખ જગા જગતારણા;
રાજહંસકું માનસરોવર, રહેવા જળ જ્યું વારણા. ઐસે૦ ૧
મોરકુ મેહ ચકોરકું ચંદા, મધુ મનમથી ચિત્ત હારણા;
ફૂલ અમૂલ ભમરકો, અંબ હી કોકિલકું સુખકારણા. ઐસે૦ ૨
સીતાકું રામ કામ જ્યુ રતિકું, પંથીકું ઘર બારણા,
દાનીકુ ત્યાગ યાગ બ્રહ્મનકુ, યોગીકું સંજમ ધારણા. ઐસે૦ ૩
નંદનવન જ્યું સુરકું વલ્લભ, ન્યાયીકું ન્યાય નિહારના;
ત્યું મેરે મન તુંહિ સુહાયો, ઓર તો ચિત્તસેં ઉતારણા. ઐસે૦ ૪
શ્રી સુપાસ દરિશન પર તેરે, કીજે કોડી ઉવારણા;
શ્રી નયવિજય વિબુધ સેવકકું, દિયો સમતારસ પારણા. ઐસે૦ ૫

# ઘડિયાળ

**મનુષ્યના** જીવનને અથવા સર્વ જીવોના જીવનને ઘડિયાળ સાથે અનેક પ્રકારે ઘટાવવા યોગ્ય છે. ઘડિયાળના ચક્રો અથવા કાંટાઓ જેમ અવિચ્છિન્ન પરિભ્રમણ કર્યા જ કરે છે, એક સેકન્ડ માત્ર પણ વિસામો લેતા નથી તેમ આ જીવ પણ સંસારના ચક્રમાં અવિચ્છિન્નપણે પરિભ્રમણ કર્યા કરે છે. તેમાં મનુષ્ય, દેવ, નારક અને તિર્યંચ ગતિમાં અનેક રૂપો લે છે ને ત્યજે છે, તિર્યંચગતિમાં તો એકેંદ્રિયપણે, બેઇંદ્રિયપણે, તેઇંદ્રિયપણે, ચૌરિંદ્રિયપણે, પંચેંદ્રિયપણે અનેક જાતિનાં રૂપો ધારણ કરે છે. એ દરેક જાતિમાં પાછા જુદા જુદા રૂપ ધારણ કરે છે. એક ભવમાંથી બીજા ભવમાં જતાં વચ્ચે ક્ષણમાત્ર પણ તે વિસામો લેતો નથી–લઈ શકતો નથી.

આ બધું ચક્રભ્રમણ જેમ ઘડિયાળમાં તેની ચાવીને આધીન છે તેમ જીવોનું પરિભ્રમણ કર્મને આધીન છે. કર્મ પ્રમાણે તે જુદી જુદી ગતિમાં નવા નવા રૂપ ધારણ કરે છે અને પૂર્વકર્માનુસારે સુખદુઃખનો અનુભવ કરે છે. એક રીતે વિચારીએ તો તે કર્મને વશ હોવાથી પરવશ છે, પરંતુ તે પરવશપણું પોતાની કૃતિથી જીવે પ્રાપ્ત કરેલ છે.

કેટલીક ઘડિયાળ ઉતાવળી ચાલે છે, કેટલીક ધીમી ચાલે છે, કેટલીક ચાલતાં અટકી પડે છે, કેટલીક બરાબર ચાલે છે. તેમ જ અનેક ઘડિયાળો જોતા તે એકસરખો ટાઇમ બતાવતી નથી. તેવી જ આ જીવની સ્થિતિ છે. જુદા જુદા જીવો પરત્વે વિચારીએ તો કોઇ જીવો શુભકર્મના ઉદયથી અનેક પ્રકારના સુખમાં આગળ વધે છે. કેટલાક જીવો અશુભ કર્મના ઉદયથી દુઃખમાં આગળ વધે છે. કેટલાક અશુભ કર્મના ઉદયથી બીજા જીવો કરતાં પાછા પડી જાય છે અને ધારેલી ધારણામાં ફળિભૂત થતા નથી. કેટલાક ધારેલી ધારણામાં ફતેહ મેળવે છે. કેટલાક અટકી ગયેલ ઘડિયાળની જેમ વ્યાધિ વિગેરે કારણથી સ્તબ્ધ–મૂઢ–વિચારશૂન્ય બની જાય છે. તેમ જ કાર્યાકાર્યનો કે કૃત્યાકૃત્યનો વિચાર કરી શકતા નથી. આ બધો કર્મજન્ય વિકાર ને વિચિત્રતા છે.

ઘડિયાળો જેમ અનેક પ્રકારની આકૃતિવાળી હોય છે તેમ આ જીવો પણ સંસ્થાન ને સંઘયણનામકર્મના ઉદયથી અનેક પ્રકારની આકૃતિ ધારણ કરે છે. વર્ણાદિચતુષ્કમાં પણ કર્મજન્ય ફેરફાર થયા કરે છે.

આ બધી બાબતમાં પોતે કર્મવશ હોવા છતાં 'હું આમ કરું છું, અને હું આમ કરી શકું છું' ઇત્યાદિ અભિમાન આ જીવ ધરાવે છે. એનું પરવશપણું એટલું બધું થઇ ગયું છે કે તે શેકેલો પાપડ પણ ભાંગી શકતો નથી, છતાં હજુ પોતામાં અંતરાયકર્મના ઉદયથી શક્તિનો કેટલો હ્રાસ થયો છે તેનું તેને ભાન થતું નથી.

આ બધી વિચારણા કરવાનો ખાસ હેતુ એ છે કે સુજ્ઞ મનુષ્યોએ પોતાની સ્થિતિ શું છે? તેનો પૂરો વિચાર કરી લેવો જોઇએ અને તેવી સ્થિતિ

પ્રાપ્ત થવાનું કારણ શું છે ? તે વિચારવું જોઇએ. તે સાથે એ સ્થિતિ શી રીતે સુધરે તેના ઉપાયો ચિંતવવા જોઇએ. વર્તમાન પરિસ્થિતિમાં જો ફેરફાર કે સુધારો કરવો હોય-તેવી જરૂર જણાતી હોય તો તે મનુષ્યજિંદગીમાં જ થઈ શકે તેમ છે, પરંતુ આ જીવ અજ્ઞાન ને મોહના આવરણથી એ સંબંધી કાંઇ વિચાર જ કરતો નથી તેમ જ કાંઇ વિચારણા થાય તો તેની સુધારણા માટે એટલું દીર્ઘસૂત્રીપણું વાપરે છે કે વિચારમાં ને વિચારમાં જિંદગી પૂરી થઇ જાય છે.

કોઇપણ મનુષ્યને જ્યારે પોતાની વ્યવહારુ જિંદગી સુધારવાની ઈચ્છા તીવ્ર થાય છે ત્યારે તે એને માટે, અનેક પ્રકારના અવિચ્છિન્ન પ્રયાસો કરે છે. કોઇવાર કોઇ પ્રયત્નમાં ન ફાવે તો પણ કંટાળીને પોતાનો પ્રયાસ તજી દેતો નથી, પરંતુ મંડ્યો જ રહે છે કે જેથી તેને પરિણામે તે જરૂર સારી સ્થિતિ મેળવી શકે છે. જીવની પરિસ્થિતિ બદલવા માટે તો તે કરતાં અનેકગણો પ્રયાસ કરવો પડે તેમ છે, કારણ કે અત્યારની પરિસ્થિતિ પૂર્વના અનેક ભવમાં સંચય કરેલા કર્મના પરિણામરૂપ છે, પરંતુ તેથી નાસીપાસ થવા જેવું નથી; કારણ કે એવી પરિસ્થિતિમાં આવેલા અનેક જીવો તેને સુધારી શક્યા છે.

એક મહાપુરુષે કહ્યું છે કે 'આ જીવને સંસારમાં પરિભ્રમણ કરતાં જેટલો કાળ ગયો તેટલો કાળ તેની સુધારણા માટે જોઇએ તેમ નથી. આત્મા બળીયો થાય તો એક અંતર્મુહૂર્તમાં તેને પલટાવી શકે છે.' પરંતુ તેટલું પ્રબળ ન હોય તેવા જીવો સુધરી શકતા નથી. જો જીવ ધારે અને પ્રયાસ કરે તો પરિમિત કાળમાં તેનો સુધારો કરી શકે છે.

ઘડિયાળ નારી જાતિ છે. તેણે સ્ત્રી જેમ પુરુષને તાબે કરે તેમ અનેક મનુષ્યોને પોતાને તાબે કર્યા છે. ઘડિયાળ ટકોરા કરે તે પ્રમાણે માણસ વર્તે છે-વર્તવું પડે છે. છ ટકોરા કરે એટલે ઊઠવું જ પડે, સાત ટકોરા કરે એટલે દંતધાવન વિગેરે કરવું જ પડે, નવ ટકોરા કરે એટલે દુકાને જવું જ પડે, બાર ટકોરા કરે એટલે જમવા જવા ઊઠવું જ પડે, બે ટકોરા કરે એટલે પાછું દુકાને જવું પડે, પાંચ કે છ ટકોરા કરે એટલે પાછું જમવા ઊઠવું પડે, આઠ ટકોરા કરે એટલે દેવદર્શન કરવા જવું પડે, દશ કે અગ્યાર ટકોરા કરે એટલે દુકાનેથી ઊઠી ઘરે જવું પડે, ત્યાં ઊંઘ આવે કે ન આવે પણ સૂઇ જવું પડે. આવી અનેક બાબતો ઘડિયાળના ટકોરાના હુકમથી કરવી પડે છે. રેલવેની મુસાફરી થતાં તો તેને બહુ જ આધીન થવું પડે છે.

આ બધી હકીકતનો સાર એ છે કે-ઘડિયાળના ટકોરા એ કાળના ટકોરા છે. તેનો છેલ્લો એવો ટકોરો થાય છે કે જીવ માત્રે આ દેહ છોડીને અન્ય દેહ ગ્રહણ કરવા માટે ચાલ્યા જવું પડે છે. બીજા બધાની આધીનતામાંથી કોઇ પણ પ્રકારે છૂટી શકાય છે, પરંતુ કાળની આધીનતા તો સ્વીકારવી જ પડે છે. તે વખતે આપણે ધારેલા કામ પૂરા કર્યા હોય કે અધૂરા હોય, ધારેલી ધારણાઓ પાર પડી

હોય કે બાકી હોય, સાંસારિક અનેક કામો બાકી રહ્યા હોય, મકાન ચણાવતાં અધૂરું રહ્યું હોય, છતાં ચાલ્યા જવું પડે છે. આ બધી બાબતની સાથે મનુષ્યજન્મમાં કરવાનાં સત્કાર્યો કર્યાં હોય કે ન કર્યાં હોય પણ કર્મપરિણામ રાજાનો કાળ-પરિણતિ રાણી મારફત સંદેશ આવે કે તરત તેને આધીન થવું પડે છે; માટે સુજ્ઞ ગણાતા મનુષ્યોએ બીજા બધા કાર્યો કરતાં મનુષ્યની જિંદગી વિના ન થઇ શકે એવા ધર્મકાર્યો-દયા, દાન, ત્યાગ, તપ, સંયમ વિગેરે જેમ બને તેમ વહેલા કરી લેવા જોઇએ, એને માટે વાયદા ન કરવા જોઈએ અને મુલતવી રાખવાની ટેવ છોડી દેવી જોઈએ. શ્રી ચિદાનંદજી મહારાજે એક પદમાં કહ્યું છે કે—

**'અવસર બીત જાય, પીછે પછતાવો થાય;**
**ચિદાનંદ પ્યારે અબ, માન કહ્યા મેરા રે.'**

આ વાક્યનું વારંવાર સ્મરણ કર્યા કરવું અને ધર્મકાર્યમાં પ્રમાદ ન કરવો.

કુંવરજી

## धर्म का मर्म

( तर्ज-विना प्रभु पार्श्वके देखे मेरा दिल बेकरारी है )

धर्म के मर्म को समझो, इसी में सार भारी है।
विना समझे मरम के तो, धरम बहु दुःखकारी है॥ टेर॥

धरम के नाम पर लडते, झगडते वाद बहु करते।
मगर नहिं तत्त्व को पाते, नहीं यह नेक चारी है॥ धर्म० १॥

मतों का गच्छ का झगडा, धरम में है नहीं रगडा।
भरे क्यों कर्म का छकडा?, असल दिल में विचारी है॥धर्म० २॥

धरम तो प्रेम सिखलाता, सरल सत्पंथ दिखलाता।
शत्रु के दिलको पिगलाता, कहुं यह बात धारी है॥ धर्म० ३॥

क्षमा और सरलता धरना, लोभ अरु मानसें डरना।
अहिंसा सत्य को वरना, यही जग सौख्यकारी है॥ धर्म० ४॥

धरम के पंथ है न्यारे, परंतु तत्त्व इक सारे।
कथन भद्रानंद का धारे, निकट ही मोक्षनारी है॥ धर्म० ५॥

—भद्रानंद

## જ્યાં ત્યાં, જેમ તેમ, જ્યારે ત્યારે, જે તે ખાય તો

## પશુ ને મનુષ્યમાં તફાવત શું ?

પશુઓ **જ્યાં ત્યાં** મોઢું નાખ્યા જ કરે છે. શુદ્ધ ભૂમિ હોય કે અશુદ્ધ હોય, સ્મશાનભૂમિ હોય કે રાજમાર્ગ હોય. રાજમહેલ હોય કે ગરીબનું ઝુંપડું હોય, ગમે ત્યાં મોઢું ઘાલી ખાવાનો પ્રયાસ કરે છે.

પશુઓ **જેમ તેમ** સૂતા, ઊભા, બેઠા, ગમે તે સ્થિતિમાં ખાવાનું મળે તો ખાધા કરે છે. એની બેઠકનો નિયમ હોતો નથી.

પશુઓ **જ્યારે ત્યારે** રાત્રિ હોય કે દિવસ હોય, સવાર હોય કે સાંજ હોય, પ્રભાતકાળ હોય કે મધ્યાહ્ન હોય પરન્તુ જ્યારે ત્યારે ખા ખા કર્યા જ કરે છે. એને યોગ્યાયોગ્ય કાળ સંબંધી વિચાર હોતો નથી.

વળી પશુઓ **જે તે** પદાર્થ ખાય છે. ઘાસ ખાય છે ને મીઠાઇ પણ ખાય છે, પવિત્ર વસ્તુ ખાય છે અને અશુચિમાં પડેલ અપવિત્ર વસ્તુ પણ ખાય છે તેને ભક્ષ્યાભક્ષ્યનો અંશ માત્ર પણ વિવેક હોતો નથી.

એ જ પ્રમાણે અજ્ઞાની-અવિવેકી, ત્યાગવૃત્તિ વિનાના, ક્ષુધાતુર તેમજ ખાવું ખાવું ને ખાવું કરી રહેલા મનુષ્યો પણ જ્યાં ત્યાં એટલે ઘરમાં કે બહાર, હોટેલમાં કે લોજમાં, હિંદુને ત્યાં કે મુસલમાનને ત્યાં, ભાણે ખપતા ઘરે કે જેના તેના ઘરે-જો ખાધા કરે, તેમાં વિવેક ન રાખે તો તેને પશુ ગણવા કે મનુષ્ય ગણવા ?

વળી મનુષ્ય જેમ તેમ સૂતા, બેઠા કે ઊભા અને ભાણામાં લઇને કે હાથમાં લઇને, પાત્રમાં કે પાત્ર વિના જો ખાધા જ કરે તો તેને પશુ ગણવો કે મનુષ્ય ગણવો ? કારણ કે સુજ્ઞ મનુષ્યો જેમ તેમ ખાતા નથી.

વળી પશુઓ જ્યારે ત્યારે ખાધા કરે છે તેની જેમ જો મનુષ્ય પણ જ્યારે ત્યારે ખાય, દિવસ કે રાત્રિ ન જુએ, દિવસ ઊગ્યો છે કે નહીં ? સૂર્યાસ્ત થઇ ગયો છે કે નહીં ? તે ન જુએ અને ખાવાની ઇચ્છા થઇ એટલે ખાય તો પછી પશુમાં ને તેનામાં શું ફેર સમજવો ?

વળી પશુની જેમ મનુષ્ય પણ જ્યાં ત્યાં જે તે પદાર્થ, ભક્ષ્ય કે અભક્ષ્ય, ખાવા યોગ્ય કે ન ખાવા યોગ્ય, પથ્ય કે અપથ્ય, શુદ્ધ કે સડેલો, સારો કે નરસો, દેશી કે પરદેશી, જાણીતો કે અજાણીનો પદાર્થ જો ખાય તો પછી તેનામાં ને પશુમાં શું ફેર સમજવો ?

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—ભાઈ દેવચંદ કરશનજી-રાંધણપુર )

**પ્રશ્ન ૧**—ભાષા ચાર પ્રકારની છે તે બોલવા માટે ગ્રહણ કરવાની ભાષા-વર્ગણા જુદી જુદી જાતની હોય છે કે એક જ જાતની હોય છે?

**ઉત્તર**—ભાષાવર્ગણામાં ફેરફાર હોતો નથી, પરંતુ જીવ તેને ગ્રહણ કરીને બોલવા માટે યોગ્ય રીતે પરિણમાવીને મૂકે છે એટલે બોલે છે ત્યારે ફેરફાર થાય છે.

**પ્રશ્ન ૨**—મનના પણ સત્યાદિક ચાર પ્રકાર કહ્યા છે, તેની મનોવર્ગણાઓ જુદા જુદા પ્રકારની છે કે એક જ પ્રકારની છે?

**ઉત્તર**—મનોવર્ગણા તો એક જ પ્રકારની કહેવાય છે પણ તેના અનંતા ભેદ હોય છે. તેને ગ્રહણ કરીને પરિણમાવવાથી તેમાં ફેરફાર થાય છે.

**પ્રશ્ન ૩**—બેઇંદ્રિયથી પંચેંદ્રિય સુધીના જીવો બોલે છે તેને માટે ભાષા-વર્ગણા જુદા જુદા પ્રકારની હોય કે કેમ?

**ઉત્તર**—જીવ સ્વયોગ્ય વર્ગણા જ ગ્રહણ કરે છે તેથી તેના ગ્રહણમાં જ ફેર પડે છે. તે બધી ભાષાવર્ગણા જ કહેવાય છે.

**પ્રશ્ન ૪**—અનેક જીવોને ભાષા બોલવામાં ફેરફાર થાય છે તે શાથી થાય છે?

**ઉત્તર**—તે ફેરફાર પરિણમાવીને મૂકવાથી થાય છે.

**પ્રશ્ન ૫**—સત્યાદિક ચારે ભાષા દ્રવ્યથી ને ભાવથી શી રીતે સમજવી?

**ઉત્તર**—દ્રવ્યભાષા ભાષાવર્ગણારૂપ સમજવી અને ભાવભાષા બોલાય તે સમજવી.

**પ્રશ્ન ૬**—સત્યાદિક ચારે પ્રકારનું મન દ્રવ્યથી ને ભાવથી શી રીતે સમજવું?

**ઉત્તર**—દ્રવ્યમન મનોવર્ગણારૂપ જાણવું અને ભાવમન વિચારણારૂપ અથવા જ્ઞાનરૂપ જાણવું.

---

આ ચારે બાબત સારી રીતે વિચારવા યોગ્ય છે. તેને અંગે વિદ્વાન વક્તા કે લેખક ઘણું કહી કે લખી શકે છે. અહીં તો માત્ર એક જ સવાલ છે કે-તારે મનુષ્ય રહેવું છે કે પશુ બનવું છે? તેનો વિચાર કરીને યોગ્ય લાગે તેમ વર્તજે.

કુંવરજી

પ્રશ્ન ૭—ચૌદ ગુણસ્થાનકના ચાર નિક્ષેપા શી રીતે સમજવા ?

ઉત્તર—એ બાબત બહુશ્રુત મુનિને મળીને પૂછશો

પ્રશ્ન ૮—દ્રવ્યથી ને ભાવથી ઉપશમશ્રેણી કેવી રીતે જાણવી ?

ઉત્તર—ઉપશમશ્રેણીના દ્રવ્યભાવ એવા ભેદ જાણ્યા નથી.

પ્રશ્ન ૯—ક્ષપકશ્રેણી દ્રવ્યભાવથી કેવી રીતે જાણવી ?

ઉત્તર—તેના પણ દ્રવ્યભાવ એવા ભેદ જાણ્યા નથી.

પ્રશ્ન ૧૦—જ્ઞાનાવરણીય કર્મની પાંચ પ્રકૃતિ છે તેનો બંધ જુદો જુદો પડે છે?

ઉત્તર—જીવ પ્રત્યેક સમયે સાત આઠ કર્મ બાંધે છે, જે સમયે આયુષ્ય બાંધે ત્યારે આઠ ભાગ પડે છે; નહિતર સાત ભાગ પડે છે. તેમાંથી જ્ઞાનાવરણીયના ભાગમાં જે કર્મવર્ગણા આવે તેમાંથી સર્વઘાતી રસના પુદ્ગળો કેવળજ્ઞાનાવરણીયને મળે છે, અને દેશઘાતી રસવાળી વર્ગણાના ચાર ભાગ પડે છે, તે ચારે પ્રકારના મત્યાદિ જ્ઞાનાવરણીયને મળે છે. આમ પ્રત્યેક સમયે થયા કરે છે.

પ્રશ્ન ૧૧—આઠે કર્મના નામાદિ ચાર નિક્ષેપા શી રીતે સમજવા ?

ઉત્તર—એ બાબત પણ બહુશ્રુત મુનિથી સમજવા યોગ્ય છે.

પ્રશ્ન ૧૨—આઠે કર્મની દરેક પ્રકૃતિની ઉદીરણા થઇ શકે ?

ઉત્તર—એને માટે કર્મગ્રંથ ને કર્મપ્રકૃતિમાંથી ઉદીરણા પ્રકરણ વાંચવું. તેમાંથી ઘણું જાણવાનું મળશે.

પ્રશ્ન ૧૩—ઉપદેશકમાં કયા કયા ગુણો હોવા જોઇએ ?

ઉત્તર—એને માટે શ્રાદ્ધવિધિ વાંચો. એમાં તે ગુણો બતાવેલા છે.

પ્રશ્ન ૧૪—શરીરમાં કાંઇ બળતરા થતી હોય તો ઘી વિગેરે ચોપડવાથી શાંત થાય છે તો તે વખતે અસાતા મટીને સાતાનો ઉદય થાય છે ?

ઉત્તર—અસાતા ને સાતાનો ઉદય જીવને એક સાથે હોય છે અને તેમાં ફેરફાર પણ થાય છે. એ બધી કર્મની વિચિત્રતા સમજવાની છે.

પ્રશ્ન ૧૫—જે જીવ કર્મ બાંધે છે તે જ જીવ કર્મ ભોગવે છે કે તેમાં બીજા કારણોને લઇને ફેરફાર થાય છે?

ઉત્તર—જે જીવ કર્મ બાંધે છે તે જ ભોગવે છે, પરંતુ તેનો ઉદય થતાં અનેક પ્રકારના કારણોને લઇને ફેરફાર થાય છે. એવા પ્રસંગે અન્ય જીવો એવા ફેરફારમાં નિમિત્તભૂત થાય છે. ભોગવનાર તો એક જ હોય છે.

પ્રશ્ન ૧૬—બે દેવલોક સુધીમાં દેવદેવી બંને ઉત્પન્ન થાય છે, તેને ઉપજવાની શય્યા જુદી જુદી હોય છે કે કેમ?

ઉત્તર—ઇંદ્રાદિક મુખ્ય દેવદેવીની ઉત્પાદ શય્યા જુદી જુદી હોય છે. સાધારણ દેવો એક શય્યામાં વધારે પણ આંતરે આંતરે ઉપજે છે. અપરિગ્રહિતા દેવીને ઉપજવાના તો વિમાનો જ ખાસ જુદા છે.

પ્રશ્ન ૧૭—ત્રીજા દેવલોકથી દેવોનું શરીર ઘટતું જાય છે તો તેમને ઉપજવાની શય્યા પણ તે પ્રમાણમાં જ હશે કે કેમ?

ઉત્તર—તે પ્રમાણમાં જ હોય છે.

પ્રશ્ન ૧૮—નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનમાં રહેલા શાશ્વત ચૈત્યોમાં રહેલ પ્રતિમાના દર્શન ને તેની પૂજા ત્યાંનાં દેવો કરતા હશે?

ઉત્તર—ત્યાંનાં દેવો શય્યામાં સૂતેલા જ રહે છે, તે ભાવપૂજા કરે છે, દ્રવ્યથી દર્શન કે પૂજા કરતા નથી-કરવા જતા નથી.

પ્રશ્ન ૧૯—સૌધર્મ વિગેરે સર્વ ઇંદ્રોની શરીરશક્તિ, કાંતિ વિગેરે જે જે નવા ઇંદ્ર તે સ્થળે ઉપજે તે સર્વની એક સરખી જ હોય કે કેમ?

ઉત્તર—પ્રાયે એક સરખી જ હોય, સહજ તરતમતા હોય તો તે છદ્મસ્થ જાણી શકે નહીં. ઉપરના ઇંદ્રોની શરીરશક્તિ, કાંતિ વિગેરે વિશેષ વિશેષ હોય.

પ્રશ્ન ૨૦—ચારે નિકાયના દેવોની અને દરેક ભુવનમાં ને વિમાનમાં રહેતા દેવોની સંખ્યા ત્રણે કાળમાં સરખી જ હોય કે વત્તી ઓછી હોય?

ઉત્તર—પ્રાયે સરખી જ હોય. સહજ ઘટવધ થાય તે ન ગણાય.

પ્રશ્ન ૨૧—ભુવનો ને વિમાનો શાશ્વતા છે તે કાયમ એક સરખા જ રહે કે તેના પ્રમાણ વિગેરેમાં કાંઇ વધારોઘટાડો થાય?

ઉત્તર—શાશ્વત પદાર્થના પ્રમાણમાં ઘટવધ થતી નથી.

પ્રશ્ન ૨૨—જ્યોતિષમાં તારાના વિમાનો તો મોટી સંખ્યામાં છે તો તે વિમાનોના ને તારાના નામ એક સરખા હશે કે જુદા જુદા હશે?

ઉત્તર—જે નામ તારાનું તે જ નામ તેના વિમાનનું હોય છે. દરેક તારાના નામ જુદા જુદા હોય છે.

પ્રશ્ન ૨૩—બધા તારા એક સરખા શક્તિ ને કાંતિવાળા હોય કે તેમાં તરતમતા હોય? વળી તેમાં જુદી જુદી જાતિ હોય?

ઉત્તર—શક્તિ ને કાંતિમાં તરતમતા હોય. જાતિ પણ તેમાં ઘણી જુદી

જુદી હોય છે તેનું વર્ણન શાસ્ત્રાંતરથી જાણવું. બધા તારા એક સરખા આકારના ને એક જાતિના હોતા નથી.

પ્રશ્ન ૨૪—દરેક ચંદ્રના પરિવાર તરીકે ૨૮-૨૮ નક્ષત્રો હોય છે તો તેઓના નામ પ્રમાણે જ તેઓના વિમાનના નામ હોય છે કે જુદા હોય છે ?

ઉત્તર—જે નામ નક્ષત્રનું તે જ નામ તેના વિમાનનું હોય છે.

પ્રશ્ન ૨૫—નવ ગ્રહમાં સૂર્ય ચંદ્ર આવે છે ને જ્યોતિષીના બે ઇંદ્ર સૂર્ય ચંદ્ર નામના છે તે એક જ સમજવા કે જુદા જુદા સમજવા ?

ઉત્તર—નવ ગ્રહના પૂજનમાં એ બે નામ આવે છે, પરંતુ ૮૮ ગ્રહમાં તે નામ નથી, તેથી તે બેને જ્યોતિષીના ઇંદ્ર જ સમજવા; જુદા ન સમજવા.

પ્રશ્ન ૨૬—નવ ગ્રૈવેયકના દેવોને ચાર ધ્યાન પૈકી કેટલા ધ્યાન હોય ?

ઉત્તર—શુકલધ્યાન સિવાયના ત્રણ ધ્યાન સંભવે છે.

પ્રશ્ન ૨૭—પાંચ અનુત્તર વિમાનના દેવોને કયા ધ્યાન હોય ?

ઉત્તર—શુકલધ્યાન તો મુનિને જ હોવાથી તેને ન હોય. વળી તે સમકિત-દૃષ્ટિ જ હોવાથી આર્ત્તરૌદ્રધ્યાન મંદ હોય ને ધર્મધ્યાન ગુણસ્થાન યોગ્ય વિશિષ્ટ હોય.

પ્રશ્ન ૨૮—દેવોને અને નારકીને ભવધારણીય વૈક્રિય શરીર ઉત્પત્તિથી ચ્યવન પર્યંત એકસરખું હોય કે કેમ ?

ઉત્તર—ચ્યવન પર્યંત એકસરખું હોય.

પ્રશ્ન ૨૯—હેતુવાદોપદેશિકી વિગેરે ત્રણ સંજ્ઞામાં સંજ્ઞા શબ્દ શું વાચક છે ?

ઉત્તર—સંજ્ઞા શબ્દ બોધ—જ્ઞાનવાચક છે. હેતુવાદોપદેશિકી સંજ્ઞા વિકલેંદ્રિયને જ હોય, દીર્ઘકાલિકી સંજ્ઞા સંજ્ઞી પંચેંદ્રિયને હોય અને દૃષ્ટિવાદોપ-દેશિકી સંજ્ઞા સમકિતી જીવોને હોય.

પ્રશ્ન ૩૦—દેવો ઉત્પન્ન થતાં પ્રથમ આહાર ગ્રહણ કરે છે તે વૈક્રિય પુદ્ગળોનો જ કરે કે કેમ ? અને તે પુદ્ગળો કયાં રહેલાને ગ્રહણ કરે ?

ઉત્તર—વૈક્રિયવર્ગણા જ ગ્રહણ કરે અને તે જયાં ઉપજે ત્યાં જ-તે આકાશપ્રદેશે રહેલી વર્ગણાને જ ગ્રહણ કરે.

પ્રશ્ન ૩૧—નારકી જીવોને ઉપજવાના એક સ્થાનમાં અનેક નારકી જીવો ઉપજતા હશે ?

ઉત્તર—તે વિષે સ્પષ્ટતા જાણવામાં નથી.

**પ્રશ્ન ૩૨**—જીવ વિગ્રહગતિમાં અપર્યાપ્તો કહેવાય ?

**ઉત્તર**—કહેવાય. પણ અપર્યાપ્ત ને પર્યાપ્ત બંને પ્રકારના જીવો વિગ્રહગતિમાં હોય.

**પ્રશ્ન ૩૩**—જીવ અપર્યાપ્ત ક્યાં સુધી કહેવાય ?

**ઉત્તર**—સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી ન કરે ત્યાં સુધી અપર્યાપ્ત કહેવાય.

**પ્રશ્ન ૩૪**—દેવો ને નારકી છ પર્યાપ્તિ કરે તેમાં કેટલી પર્યાપ્તિ વૈક્રિય-વર્ગણાવડે કરે ?

**ઉત્તર**—પ્રથમ વૈક્રિય પુદ્ગળો ગ્રહણ કરી આહારપર્યાપ્તિ કરે, પછી તે પુદ્ગળોમાંથી શરીર બાંધી શરીરપર્યાપ્તિ કરે અને પછી તેમાંથી ઇંદ્રિયો નીપજાવીને ઇંદ્રિયપર્યાપ્તિ કરે. ત્યારપછીની ત્રણ પર્યાપ્તિમાં તો શ્વાસોશ્વાસ, ભાષા ને મનોવર્ગણા ગ્રહણ કરે છે.

**પ્રશ્ન ૩૫**—ઉત્કૃષ્ટ કાળે ૧૭૦ તીર્થંકરો થાય તેમાં વીશ વિહરમાન આવી જાય ?

**ઉત્તર**—પાંચ મહાવિદેહની એકસો ને સાઠ વિજયમાં એકેક તીર્થંકર થાય છે તેથી વીશ વિહરમાન તે કાળે જુદા હોતા નથી.

**પ્રશ્ન ૩૬**—વિહરમાન તીર્થંકર જે પાંચ મહાવિદેહમાં થાય છે તેમાં અને દશ ક્ષેત્રમાં થનારા તીર્થંકરોમાં કાંઇ ફેર હોય છે ?

**ઉત્તર**—શરીરના માનમાં ને આયુષ્યમાં ફેરફાર હોય છે; બીજો કાંઇ ખાસ ફેરફાર હોતો નથી.

**પ્રશ્ન ૩૭**—મહાવિદેહમાં થનાર તીર્થંકરોનું શરીર ૫૦૦ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું જ હોય કે ઓછું વધતું હોય ?

**ઉત્તર**—તેટલું જ હોય ઓછું વધતું ન હોય.

**પ્રશ્ન ૩૮**—શ્રી જિતવિજયજીકૃત શ્રી અરનાથજિનના સ્તવનમાં ૪૮ તજવાનું કહ્યું છે તે શું સમજવું ?

**ઉત્તર**—પાંચ ઇંદ્રિયના ૨૩ વિષય ને કષાય તેમજ નોકષાય મળીને ૨૫ એ પ્રમાણે કુલ ૪૮ તજવાનું સમજવું.

**પ્રશ્ન ૩૯**—દરેક રોમરાયે પોણા બબ્બે રોગ કહ્યા છે તે યુગલિકને હોય ?

**ઉત્તર**—યુગલિકને પ્રાયે રોગ જ થતા નથી તેથી તેને ન હોય.

**પ્રશ્ન ૪૦**—કાગડાને એક આંખ કહે છે તે શી રીત હોય ?

**ઉત્તર**—કાગડાને નેત્રનાં બે છીદ્રો હોય ને ડોળો એક હોય તે ફર્યા કરે. એ રીતે એક આંખ સમજવી.



કુંવરજી

# ચાર વસ્તુનું અપૂર્વપણું

સુભાષિતકારો જણાવે છે :—

**नास्ति मेघसमं तोयः, नास्ति चात्मसमं बलम् ।**
**नास्ति चक्षुःसमं तेजो, नास्ति धान्यसमं प्रियम् ॥ १ ॥**

**અર્થાત્**—મેઘ સમાન જળ નહિ, ને આપ સમાન બળ નહિ,
આંખ સમું તેજ નહિ, ને અન્ન સમું પ્રિય નહિ

× × ×

સમુદ્રના જળ, સ્થળના વિસ્તારથી ઘણા મોટા ભાગમાં ફેલાયેલ હોવા છતાં-એટલો અસિમ જળરાશિ પણ મનુષ્યના જીવનનિર્વાહ માટે તો તદ્દન વ્યર્થ છે, કારણ કે તે જળ મીઠું નથી, ખારું છે. અને તેથી ભૂલેચૂકે પણ તે જળના થોડા બિન્દુઓ મોઢામાં ગયા હોય તો માણસો થૂ-થૂ કરી તેને થૂંકી નાખે છે. આ રીતે સમુદ્રને બાદ કરતાં જળ-પાત્રરૂપ વસ્તુઓમાં જળવાહક નદીઓ, જળભરપૂર કૂવા, વાવ અને તળાવો બાકી રહે છે. તેમાં નદીઓ તો ગ્રીષ્મના તાપમાં શુષ્ક બની જાય છે. વાવ-કૂવા પણ જમીનમાં જળનો કસ હોય ત્યાંસુધી પાણી આપે જાય છે અને સરોવર પણ પુરાંતમાં રહેલ જળ પૂર્ણ થતાં તળિયું બતાવે છે. છેવટે માનવનજર મેઘરાજા ઉપર પડે છે, તેનું વરસાવેલું જળ જ બધી રીતે ઉપયોગી બને છે. તે જળ જગત આખાને નવપલ્લવિત બનાવે છે. ધાન્ય અને ઘાસ-જે મનુષ્ય અને પશુના ખોરાકરૂપ હોઇ જીવનરૂપ છે તે ઉત્પન્ન થાય છે. નદીઓ પોતાના પટમાં જળને વહેવા માંડે છે. કૂવાઓ પણ સજીવન થાય છે. ચાતકની તૃષા પણ મેઘથી પૂર્ણ થાય છે. આમ સમગ્ર સૃષ્ટિને પરમ ઉપકારરૂપ મેઘનું જળ સર્વશ્રેષ્ઠ હોય એમાં શું આશ્ચર્ય ?

**नास्ति चात्मसमं बलम्–અર્થાત્** આપ સમાન બળ નહિ. અન્યનું બળ ક્યાં સુધી કામનું ? અન્ય પાસે દ્રવ્યબળ, બાહુબળ, સંગઠનબળ, શસ્ત્રબળ, મનબળ, વચનબળ, કાયબળ ઇત્યાદિ બળ હોય તો તે સર્વ તેને પોતાને કામના છે, પરંતુ એ બધા કરતાં વિશેષ આપ બળ જેટલું હશે તેટલું જ દરેક પ્રસંગે ઉપયોગી છે. આમ જાણ્યા પછી એ પણ કર્તવ્યરૂપ છે કે આધ્યાત્મિક તેમ જ આધિભૌતિક એ બન્ને બાબતમાં આગળ વધવા માટે બનતે ઉપાયે આત્મબળ અને આપબળ વધારવા-સંવર્ધન કરવા મનુષ્યે પ્રયત્નશીલ રહેવું ઘટે. અન્યની વાત તો બાજુએ રાખીએ પણ સગા ભાઇમાં કોઇ પ્રકારની શક્તિ હોય તો તે પણ ક્યારેક-અરે ! ઘણીવાર કામમાં નથી આવતી. તેથી " પારકી આશ સદા નિરાશ " સમજી, પરલોક માટે કહેવાયેલી પ્રસિદ્ધ કહેવતને આલોક અને પરલોક બન્નેના હિતસાધન અર્થે ઘટાવી લેવી કે ' હાથે તે સાથે '.

સાથે સાથે આ પણ યાદ રાખવા જેવું છે કે અન્યમાં કોઇ પણ પ્રકારની આશ્ચર્યકારક શક્તિ જોવામાં આવે તો તેથી કદી અંજાઇ જવું નહિ કે આ ન જ પ્રાપ્ત થાય તેવી વસ્તુ છે એમ કદી માનવું નહિ. આટલું નિશ્ચય લખી રાખવું કે ખંત અને ધીરજથી સત્પ્રયત્ન

**કરનારને કાંઇ પણ મુશ્કેલ નથી.** આલ્પ્સ જેવો પર્વત ઓળંગવો એ જ્યારે જગતને મન હાંસીરૂપ હતું ત્યારે નેપોલિયન ખંત અને ધીરજથી આલ્પ્સ પર્વત ઓળંગી ગયો હતો.

આપણાથી શું થાય ? એવો નિર્બળ વિચાર ક્યારે ય-સ્વપ્નમાં પણ લાવવા જેવો નથી. એવા વિચારો છતી શક્તિને પણ આવરી દે છે, જ્યારે ઉત્સાહના વિચારો નવી શક્તિ પ્રગટાવે છે. ઉત્સાહી મનુષ્ય અંધકારમાં પણ પ્રકાશ ભાળે છે.

**नास्ति चक्षुःसमं तेजो**—ચક્ષુ સમાન અન્ય કોઇ તેજ નથી. જ્યોતિષમંડળના આભૂષણરૂપ સૂર્ય-ચંદ્રો આખા જગતને પ્રકાશનો પૂંજ સમર્પે છે, કે જે દ્વારા જગવ્યવહાર સુલભતાથી ચાલે છે, વર્તમાનમાં આવિષ્કાર પામેલ અનેક સાધનોમાં એક વિદ્યુત્ યાને વિજલીક રોશની પણ છે. તેનો ૧૦૦, ૨૦૦ કે ૩૦૦ કેન્ડલ પાવરનો ગ્લોબ ચડાવવામાં આવે તો રાત્રે પણ દિવસની ભ્રાંતિ કરાવનાર તેજઃપૂંજ પથરાય છે, અનેક પ્રકારના પ્રકાશવંતા બહુમૂલ્ય રત્નો અને હીરાઓ પણ તેજસ્વી તરીકે જગજાહેર છે. આ સર્વ અપૂર્વ તેજદાયી વસ્તુઓ વિદ્યમાન છતાં જો ચક્ષુ જ ન હોય તો એ સર્વ તેજઃપૂંજ ચક્ષુહીન વ્યક્તિ માટે વ્યર્થ છે. આથી એ નિશ્ચિત થાય છે કે ચક્ષુ હોય તો જ એ તેજરાશિ તેને સહાયકારક થાય છે-ચક્ષુના તેજને સાથ આપે છે પણ ચક્ષુનો ગુણ અવરાયેલ હોય તો એ સર્વ અપૂર્વ તેજદાયી વસ્તુઓ નિરર્થક નીવડે છે. મતલબ કે સર્વ ચીજોથી પણ આંખોની કિંમત વધી જાય છે-એ હોઇને બધાનું મૂલ્ય છે. એક કવિએ ટૂંકમાં ઘણું કહ્યું છે કેઃ—**આંખ વિના અંધારું રે, આંખ વિના અંધારું.**

**नास्ति धान्यसमं प्रियम्**—ધાન્ય સમાન અન્ય કોઇ વસ્તુ પ્રિય નથી. આ વાકયમાં ઘણું સત્ય ભરેલું છે એમ વિચારતાં જણાશે.

મનુષ્યને અનેક વસ્તુઓ વહાલી હોય છે. ધન, ધરા, યૌવન, ઝૂલે ઝૂલતી પત્ની, નાના ભુલકાઓ, મહાલય, બાગ-બગીચા, ફરનીચર, પુસ્તકો વિગેરે અનેક વસ્તુઓ પ્રિય હોઇ શકે છે. દરેકમાં સ્વત્વ હોઇ તેનું આકર્ષણ સ્વાભાવિક છે. અને એમાંની કેટલીક વસ્તુઓ, તો પ્રાણપ્રિય પણ ગણાય છે, પરંતુ જરા લાંબી નજરે જોઈશું તો સ્પષ્ટ જણાશે કે એ સર્વથી પણ ધાન્ય વધુ પ્રિય અને વધુ જરૂરી છે. પેટમાં ખાડો પડ્યો હોય-અનાજ પેટમાં ન ગયું હોય તો આંખો ઊંડી ઊતરી જાય છે, પગનું બળ ઓછું થઇ જાય છે, મુખ નિસ્તેજ બની જાય છે, મગજ ભમે છે તથા કાંઇપણ ગમતું નથી તેમજ રોજની પ્રિય વસ્તુઓ ત્યારે રાગરહિત થઇ જાય છે. જ્યારે અન્નદેવ ઉદરમાં જાય છે ત્યારે ક્ષીણ થયેલ પ્રત્યેક શક્તિઓ ઝડપથી વિકાસ પામે છે અને તત્પશ્ચાત્ અન્ય મનપસંદ ચીજો સુખદાયી જણાય છે. આ ઉપરથી જણાશે કે પ્રિયતાનું મૂળ ધાન્ય-અનાજ છે, એમાં જરાપણુ ખોટું નથી. અન્નના અભાવમાં અનેક પાપો થાય છે. દુષ્કાળોએ એ સાબિત કરી આપ્યું છે. અન્યથા વહાલના ભંડાર સમી માતા બાળકને વેચે ? કે પતિ પોતાની સ્ત્રીને છોડી ચાલ્યો જાય ? ક્ષુધાતુરના માન અને લજ્જા પણ ચાલ્યા જાય છે. એક ટૂંકો પ્રસંગ છે કે એક કવિ કોઈ રાજા પાસે માગવા જાય છે, કાંઇ મળે છે, ફરીથી જવા જરૂર પડે છે અને જાય છે. રાજા બીજી વાર આવવાનું કારણ પૂછે છે. જવાબમાં કવિ કહે છે—

# સત્સંગનું સ્વરૂપ.

विना गुरुभ्यो गुणनीरधिभ्यो, जानाति धर्मं न विचक्षणोऽपि ।
आकर्णदीर्घोज्ज्वललोचनोऽपि, दीपं विना पश्यति नांधकारे ॥१॥

**અર્થ**—ગુણનિધિ ગુરુ વિના વિચક્ષણ મનુષ્ય પણ ધર્મને જાણી શકતો નથી, કારણ કે મોટી અને ઉજ્જવલ આંખોવાળો મનુષ્ય પણ દીવા વિના અંધકારમાં જોઈ શકતો નથી.

असहायः समर्थोऽपि, तेजस्वी किं करिष्यति ? ।
निर्वाते ज्वलितो वह्निः, स्वयमेवोपशाम्यति ॥ २ ॥

**અર્થ**—સમર્થ અને તેજસ્વી પુરુષ પણ સહાય વિના શું કરી શકે ? જુઓ ! વાયુ ન હોય તો સળગાવેલ અગ્નિ પણ સ્વયમેવ શાન્ત થઈ જાય છે

यद्यपि निर्गतभावस्तथाप्यसौ रक्ष्यते सद्भिरन्यैः ।
वेणुर्विलूनमूलोऽपि, वंशगहने महीं नैति ॥ ३ ॥

**અર્થ**—મનુષ્ય કદાચ ભાવ રહિત બન્યો હોય તો પણ બીજા ધર્મી પુરુષોથી તેની રક્ષા થાય છે, જુઓ ! કોઈ વાંસ મૂળ વિનાનો થયો હોય તો પણ વાંસના સમૂહમાં રહેવાને લીધે પૃથ્વી પર તે પડી જતો નથી.

उत्तमजणसंसग्गी, सीलदरिद्दं पि कुणइ सीलड्ढम् ।
जह मेरुगिरिविलग्गं, तणं पि कणगत्तणमुवेइ ॥ ४ ॥

**અર્થ**—ઉત્તમ જનની સોબત વ્યભિચારીને પણ શીલવાન બનાવે છે, જેમકે મેરુપર્વતમાં રહેલ તૃણ-ઘાસ પણ સુવર્ણપણાને પામે છે.

---

हृदि लज्जोदरे वह्निः, स्वभावादग्निरुच्छिखः ।
तेन मे दग्धलज्जस्य, पुनरागमनं नृप ! ॥ १ ॥

હે રાજન્ ! હૃદયમાં લજ્જા છે અને ઉદરમાં ( હૃદયની નીચે ) અગ્નિ પ્રગટ્યો છે તે (ક્ષુધાનો) અગ્નિ સ્વભાવથી જ ઊર્ધ્વશિખાવાળો હોવાથી-પેટમાં લાગેલ ભૂખના અગ્નિએ તેની ઉપર રહેલ હૃદયગત લજ્જાને બાળી નાખી છે તેથી હું પુનઃ આવ્યો છું.

આ કથન યુક્તિપુરસ્સર હોવા સાથે વાસ્તવિક પણ છે. જીવનનિર્વાહમાં ત્રણ ચીજો. હવા, પાણી અને ખોરાક(અન્ન)ની જરૂર હોય છે. તેમાં અન્ન વિના હવા-પાણીથી કેટલાક દિવસ જીવી શકાય છે પરંતુ એ પણ શારીરિક નિર્બળતા વધારનાર તો થાય જ છે. જ્યારે અન્ન એ મનુષ્યની શક્તિ અને રૂપરંગને વધારનાર અને ટકાવી રાખનાર છે. મારા વૃદ્ધ માતાને મોઢે નાનપણમાં ઘણીવાર મેં સાંભળેલ કે 'અન્નમાં પ્રાણ' આ કથન યથાર્થ જણાય છે.

—રાજપાળ મગનલાલ વ્હોરા



माता पिता स्वसुगुरुश्च तत्त्वात्, प्रबोध्य यो योजति शुद्धमार्गे ।
न तत् स यो ही क्षिपते भवाब्धौ, यो धर्मविघ्नादिकृतेश्च जीवं ॥ ५ ॥

અર્થ—જે બીજા જીવોને પ્રતિબોધ કરીને શુદ્ધ ધર્મના માર્ગે જોડે છે તે જ ખરી રીતે માતા, પિતા અને પોતાના સદ્‌ગુરુ મનાય છે; પરંતુ જે ધર્મમાં વિઘ્નાદિક કરીને જીવને સંસારસમુદ્રમાં નાંખે છે તે તેવા સંબંધી ગણવા યોગ્ય નથી.

कलिबुद्धिः कुरुक्षेत्रे, यथा स्नेहवतामपि ।
तथा स्याद्धर्मशालाया–मधमस्यापि धर्मधीः ॥ ६ ॥

અર્થ—જેમ સ્નેહીઓને પણ કુરુક્ષેત્રમાં કલેશની બુદ્ધિ થાય છે તેમ ધર્મની શાળામાં અધમ પ્રાણીઓને પણ ધર્મબુદ્ધિ થાય છે.

वरं वाही वरं मच्चू, वरं दारिद्दसंगमो ।
वरं अरण्णवासो अ, मा कुमित्ताण संगमो ॥ ७ ॥

અર્થ—વ્યાધિ, મૃત્યુ, દારિદ્રનો સંગ તેમ જ અરણ્યવાસ એ સર્વે શ્રેષ્ઠ છે, પરંતુ કુમિત્રનો સંગ શ્રેષ્ઠ નથી.

निवारयति पातकात्, दिशति मार्गमत्युज्ज्वलम् ।
न मर्म वदति क्वचित्, प्रकटयत्यशेषान् गुणान् ॥ ८ ॥

समुद्धरति संकटात्, वहति हर्षमभ्युन्नतौ ।
सह त्यजति जीवितं, स्फुरति मित्रकृत्यं हृदः ॥ ९ ॥

અર્થ—સુમિત્ર પાપથી નિવારે છે, વિશુદ્ધ માર્ગ બતાવે છે, કદાપિ મર્મને જાહેર કરતો નથી, સમગ્ર ગુણોને જ પ્રકટ કરે છે, સંકટમાંથી બચાવે છે અને અભ્યુદય–ઉન્નતિમાં જ આનંદ માને છે. અવસરે જીવિતનો પણ સાથે ત્યાગ કરવા તૈયાર થાય છે—આ લક્ષણો સુમિત્રનાં મનાય છે.

वरं पर्वतदुर्गेषु, भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसंपर्कः, सुरेन्द्रभवनेष्वपि ॥ १० ॥

અર્થ—પર્વતના દુર્ગોમાં વનવાસી સાથે ફરવું એ ઉત્તમ છે, પરંતુ દેવેન્દ્રના ભુવનમાં પણ મૂર્ખજનનો સંગ સારો નથી.

यत्र विद्यागमो नास्ति, यत्र नास्ति धनागमः ।
यत्र चात्मसुखं नास्ति, न तत्र दिवसं वसेत् ॥ ११ ॥

અર્થ—જ્યાં વિદ્યાનું આગમન હોય નહિ, જ્યાં ધનનું આગમન હોય નહિ અને જ્યાં આત્મસુખ હોય નહિ ત્યાં એક દિવસ પણ વસવું નહિ.

दुर्जनः परिहर्तव्यो, विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितस्सर्पः, किमसौ न भयंकरः ? ॥ १२ ॥

અર્થ—કોઇ દુર્જન મનુષ્ય ભલે વિદ્યાલંકૃત હોય તો પણ તે ત્યાગ કરવા લાયક જ છે, કારણ કે-કોઇ સર્પના મસ્તકે મણિ હોય છતાં તે શું ભયંકર નથી ?

वरमेको गुणी पुत्रो, न च मूर्खशतान्यपि ।
एकश्चन्द्रस्तमो हन्ति, न च तारागणोऽपि च ॥ १३ ॥

અર્થ—સો મૂર્ખ પુત્રો કરતાં એક ઉત્તમ પુત્ર લાભદાયી છે, જેમકે અનેક તારાઓમાં જે શક્તિ નથી તે એક ચંદ્રમામાં હોઈ તે જ અંધકારને દૂર કરી શકે છે.

जह लोहसिला अप्पंपि, बोलए तह विलग्गपुरिसंपि ।
इय सारंभो य गुरू, परमप्पाणं च बोलेइ ॥ १४ ॥

અર્થ—જેમ લોહશિલા પોતે બૂડે છે અને તેના આશ્રિતોને પણ બુડાડે છે તેમ સારંભી અને પરિગ્રહી સાધુ પોતે બૂડવા સાથે તેના ઉપાસકને પણ ભવસમુદ્રમાં ડુબાડે છે.

महानुभावसंसर्गः, कस्य नोन्नतिकारकः ? ।
गंगाप्रविष्टरथ्याम्बु, त्रिदशैरपि वंद्यते ॥ १५ ॥

અર્થ—ઉત્તમ પુરુષનો સંસર્ગ કોની ઉન્નતિ કરતો નથી ? ગંગા નદીમાં મળેલ શેરીઓનું પાણી દેવતાઓથી પણ વંદાય છે.

स्तोकोऽपि गुणिसंसर्गः, श्रेयसे भूयसे भवेत् ।
लवणेन किमल्पेन, स्वादु नान्नमजायत ? ॥ १६ ॥

અર્થ—ગુણી-સજ્જન પુરુષોનો અલ્પ પણ સંગ મહાકલ્યાણને માટે થાય છે. શું થોડા લવણ( મીઠા )વડે પણ અન્ન સ્વાદિષ્ટ બનતું નથી ? અર્થાત્ બને છે.

काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीं द्युतिम् ।
तथा सत्सन्निधानेन, मूर्खो याति प्रवीणताम् ॥ १७ ॥

અર્થ—સુવર્ણના સંબંધી-સુવર્ણના આભરણમાં જડાવાથી કાચ પણ મરકતમણિ જેવી કાંતિને ધારણ કરે છે. તેજ પ્રમાણે સત્પુરુષના સંગદ્વારા મૂર્ખ માણસ પણ નિપુણતાને પ્રાપ્ત કરે છે.

दृष्ट्वा चन्दनतां यातान्, शाखोटादीनपि द्रुमान् ।
मलयाद्रौ ततः कार्या, महद्भिः सह सङ्गतिः ॥ १८ ॥

અર્થ—મલયાચલ પર્વત પર ( ચંદન વૃક્ષના સંગથી ) બીજાં સાગ આદિ સામાન્ય વૃક્ષો પણ ચંદન જેવા સુગંધયુક્ત બની જાય છે. આ દૃષ્ટાંતને અનુસરીને માણસોએ સજ્જન પુરુષની અવશ્ય સોબત કરવી. સં૦ મુનિ પ્રેમવિમળજી



# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

( ૭ )

( ગતાંક પૃષ્ઠ ૩૧૨ થી )

હવે પ્રકારાંતરે, રૂપક અલંકારથી મહાદેવપણું સૂચવે છેઃ—

ચામર છંદ.

જ્ઞાન જાહ્નવી વહે અનંત જેહની શિરે,
ભાલનો વિશાલ ચંદ્ર શાંતિની સુધા ઝરે;
જે ત્રિનેત્ર પ્રાપ્ત કેવલાખ્ય નેત્ર વ્યક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૨૯

**શબ્દાર્થ:**—જેની જ્ઞાનરૂપ ગંગા શિરોભાગે વહી રહી છે, જેનો ભાલરૂપ વિશાલ ચંદ્ર શાંતિરૂપ સુધા–અમૃત ઝરી રહ્યો છે, અને કેવલ નામક જ્ઞાન–નેત્રના પ્રગટ થવાથી જે ત્રિનેત્ર છે, એવા તે, વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ શ્રી અરિહંતદેવને હું વંદું છું.

**વિવેચન—**

લૌકિક મતમાં મનાય છે કે શિવના શિરોભાગમાં ગંગા વહે છે, ચંદ્રમા શોભે છે અને કપાળમાં ત્રીજું લોચન ચમકે છે. એ માટે કહ્યું છે કે—

" चूडापीडकपालसंकुलगलन्मन्दाकिनीवारयो,
विद्युत्प्रायललाटलोचनशिखिज्वालाविमिश्रत्त्विषः ।
पान्तु त्वामकठोरकेतकशिखासंदिग्धमुग्धेन्दवो,
भूतेशस्य भुजंगवल्लिवलयस्रङ्नद्धजूटा जटाः ॥ "

જુઓ મહાકવિ ભવભૂતિપ્રણીત માલતીમાધવ.

ઉક્ત સ્વરૂપનું—કંઇક પ્રકારાંતરે—અરિહંતમાં ઘટમાનપણું અત્રે રૂપક અલંકારથી બતાવ્યું છે. શિરોભાગમાં એટલે જગતમાં સર્વોત્કૃષ્ટપણે–સર્વમુખ્યપણે જ્ઞાનરૂપ ગંગાનો પ્રવાહ શ્રી વીતરાગદેવમાં પ્રવહી રહ્યો છે, તેમના જ્ઞાનનો જગતમાં જોટો નથી. તેમનો વિશાલ લલાટપ્રદેશ શાંતિરૂપ અમૃતનું સ્રવણ કરી રહ્યો છે.

" આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ લાલ રે;
વદન તે શારદ ચંદલો, વાણી અતિ હી રસાળ લાલ રે "

—શ્રીમદ્ યશોવિજયજી

" અમીયભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નીરખત તૃપ્તિ ન હોય...વિમલજિન૦ "

—શ્રીમાન્ આનંદઘનજી

અને કેવલજ્ઞાન નામનું દિવ્ય લોચન-કે જે લોકાલોકના પદાર્થ માત્રનું દર્શન કરવાને પરિપૂર્ણ સમર્થ છે,-તેનું ઉન્મીલન થવાથી, તે ત્રિલોચન કહી શકાય છે. વીતરાગદેવનું આ ત્રીજું લોચન લૌકિક શંકરના તૃતીય લોચનથી અત્યંત વિલક્ષણ છે; કારણ કે વીતરાગનું આ દિવ્ય લોચન જગતને સુખપ્રદ, શિવરૂપ અને કલ્યાણકર નીવડે છે; જ્યારે ઇતર લોચન તો જગતને દુઃખદાયી, અશિવરૂપ અને અકલ્યાણકર થઇ પડે છે, કારણ કે તે ઊઘડતાં જગતનો સંહાર થાય છે એમ તેમના શાસ્ત્રમાં જ કહ્યું છે:—

'यस्मिन्ब्रह्मांडमीपद्विघटितमुकुले कालयज्वा जुहाव।'—શ્રી. ભવભૂતિ.

આવું વિલક્ષણ શંકરપણું જેમાં દૃષ્ટિગત થાય છે, એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. ૨૯

હવે અનંગવિજયને અંગે શંકરાદિ સાથે તુલના કરે છે:—

મન્મથે મથેલ શંકરાદિ રંક કિંકરા,
જે અનંગ બાળવા જતાં સ્વયં બળી ગયા!
તેહ જાસ ધ્યાન અગ્નિમાં લહે તૃણત્વને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૦

શબ્દાર્થ:—મન્મથથી-કામથી મંથાયેલા શંકર આદિ રંક કિંકર થઇને, જે અનંગને-કામને બાળવા જતાં પોતે જ તેનાથી બળી ગયા,-એવો અનંગ જેના ધ્યાનરૂપ અગ્નિમાં તૃણપણાને પામી ગયો, એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

## વિવેચન—

કામ-વેદોદય એ મહામોહ મહારાજાના દળમાં અત્યંત પ્રબળ યોદ્ધો છે. ચારિત્રધર્મ સાથેના સનાતન યુદ્ધમાં જ્યાંસુધી એ ઉદ્ભટ સુભટ વિદ્યમાન હોય છે ત્યાંસુધી મોહરાજાને પોતાના પક્ષના જય સંબંધી સર્વથા નિર્ભયતા રહે છે. અને આ મહાનુભાવ (!) યોદ્ધાને પણ પોતાના સામર્થ્યનું એવું આત્મભાન હોય છે કે તે પોતાને જગત્ત્રયૈકવીર માની; કુસુમબાણ જેવા કોમળ શસ્ત્રોના પ્રયોગથી પણ અખિલ જગતને મોહમૂર્છિત કરી નાંખે છે, અને ઇંદ્ર-ચંદ્ર-નાગેંદ્ર-શંકર આદિ ભલભલા મહાજનોને પણ પોતાના રંક કિંકર-દીન-દાસ બનાવી પાણી ભરાવે છે. તે એટલે સુધી કે શંકરે કામને બાળવાનો પ્રયોગ કરવાનું અભિમાન કર્યું, પણ તે તો અનંગ થઇને પણ તેના અંગમાં જ વ્યાપી ગયો.

"क्रोधं प्रभो! संहर संहरेति, यावद्गिरः खे मरुतां चरन्ति।
तावत्स वह्निः भवनेत्रजन्मा, भस्मावशेषं मदनं चकार॥"

મહાકવિ શ્રી કાલિદાસકૃત કુમારસંભવ.

"હે પ્રભુ! ક્રોધ સંહરી લ્યો! સંહરી લ્યો!" એવી દેવોની વાણી જ્યાં આકાશમાં ફેલાવા લાગી ત્યાં તો તે શંકરના નેત્રમાંથી જન્મેલા અગ્નિએ મદનને-કામને ભસ્માવશેષ કર્યો.

મદનને ભસ્માવશેષ કર્યાની-બાળી નાંખ્યાની આ લોકો જે પ્રશંસા કરે છે, તેની મહાકવિ ધનપાલે નીચેના શ્લોકમાં કટાક્ષપૂર્ણ ઉપહાસ વચનોથી હાંસી કરી છે:—

" स एव भुवनत्रयप्रथितसंयमः शंकरो,
विभर्ति वपुषाधुना विरहकातरः कामिनीम् ।
अनेन किल निर्जिता वयमिति प्रियायाः करं,
करेण परिताडयन्जयति जातहासः स्मरः ॥ "

" તે જ આ-ભુવનત્રયમાં જેનો સંયમ પ્રસિદ્ધ છે એવા શંકર છે, જે વિરહથી કાયર હોઇ કામિનીને હમણાં પોતાના દેહ સાથે ધારણ કરી રહ્યા છે ! ખરેખર, આપણે આનાથી જીતાયેલા છીએ ! !-એમ કહી પ્રિયાને તાળી દઇને હાસ્ય કરતો કામ જયવંતો વર્તે છે. "

એવા જ પ્રકારે અન્ય પણ, લોકપ્રસિદ્ધ ચરિતવાળા બ્રહ્માદિ મહાજનોના દર્પને ઊતારી નાંખનાર કંદર્પ, દર્પોદ્ધુર બનીને, જગતનો દિગ્‌વિજય કરવા પ્રવૃત્ત થતાં, મોહરાજા પ્રત્યે વદે છે કે—

" मयि जीवति भृत्याणौ किमेवं तात खिद्यते ?
खिद्यतां च तव द्वेपिवृंदं वन्दीकृतं मया ॥
अनंगोऽपि जगज्जेतुं त्वत्प्रसादादहं क्षमे ॥ "

—શ્રી જયશેખરસૂરિકૃત પ્રબોધચિન્તામણિ.

અર્થાત્—હું આપનો ભૃત્યાણુ-અદનો સેવક જીવતો છું ત્યાં લગી હે તાત ! આપ આમ ખેદ કેમ કરો છો ? ખેદ તો આપનો વૈરિવર્ગ કરે, કે જેને મેં બંદી કર્યો છે. હું અનંગ છું છતાં આપના પ્રસાદથી જગતને જીતવા સમર્થ છું.

આવી બડાઇ હાંકી, જગતને જે તણખલાને તોલે ગણનારો છે, તે કંદર્પ પોતે પણ શ્રી વીતરાગના શુક્લધ્યાનરૂપ પ્રચંડ અગ્નિમાં તણખલારૂપ થઇ ગયો છે ( બળી ગયો છે ), જે ઉગ્ર ધ્યાનાનલમાં અનંત કર્મકાષ્ઠ ભસ્મસાત્ થઇ ગયા ત્યા એ તણખલાનો હિસાબ શો ? 'જે જળથી અગ્નિ બુઝાઇ જાય છે, તે જ જળ શું વડવાનલથી પી જવાતું નથી ?'

" यस्य च शुक्लपरमतपोग्नि-ध्यानमनंतं दुरितमधाक्षीत् ।

—શ્રી સમંતભદ્રાચાર્યજી.

" यस्मिन्हरप्रभृतयोऽपि हतप्रभावाः, सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ।
विध्यापिता हुतभुजः पयसाथ येन, पीतं न किं तदपि दुर्धरवाडवेन ॥ "

—શ્રી કલ્યાણમંદિર.

આમ જે મન્મથનું પણ ઉન્મથન કરનારા છે, એવા તે, વિશ્વની વિશિષ્ટ અને ઉત્કૃષ્ટ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતને હું વંદન કરું છું. ( અપૂર્ણ )

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા



# પ્રભાવિક પુરુષો

## પ્રભવસ્વામી (૨)

કાફલામાંથી છૂટો પડેલ એક મુસાફર, માર્ગ ભૂલી ભયંકર અટવીમાં આવી ચઢ્યો. ચોતરફ નજર નાંખે છે ત્યાં સામેથી એક મત્ત ગજેન્દ્રને પોતાની તરફ દોડતો આવી રહેલ જોયો. માર્ગ ભૂલ્યાના દુઃખ સાથે આ નવીન સંકટ જોતાં જ એના ગાત્ર ઢીલાં થયાં. સમિપમા રક્ષણ માટે દૃષ્ટિપાત કરતાં એક કૂવો જણાયો. ગજરાજથી બચવા સારુ એણે કૂવાનું શરણું લેવું ઉચિત ધાર્યું, પણ અંદર નજર કરે ત્યાં અતિ ઊંડાણ જણાયું વ્યાઘ્રતટી ન્યાય જેવી સ્થિતિ થઇ. બહાર રહે છે તો મત્ત માતંગનું ભક્ષ્ય બને છે અને અંદર ભૂસકો મારે છે તો પાણી વગરના અવટ કૂવામાં એટલો ઊંડો ગબડી જાય છે કે જ્યાંથી પાછું નીકળવું અસંભવિત જણાય છે. ઉભય કાર્યમાં યમરાજનાં ડોળા સામે ડોકિયાં કરતા દૃષ્ટિગોચર થાય છે કૂવાના છેડે ઊગેલા એક વિશાળ ને ભરાવદાર વડની વડવાઇઓ ચોતરફ વિસ્તરેલી છે અને એમાંની એકાદ બે લાંબી થઇ કૂવામાં ઊંડે ઊતરેલી છે. એ તરફ ધ્યાન જતાં એક આશાના બિંદુનો ઝાંખો અને ટમટમતો પ્રકાશ એના મગજમાં પથરાયો.

सर्वनाशे समुत्पन्ने, अर्धं त्यजति धीमतः એ નીતિકારના વચનનો સધિયારો ગ્રહણ કરી, જ્યાં વિકરાળ હાથીના મુખમાં કોળિયો થઇ પડવાની ઘડીઓ ગણાઇ રહી છે એ અસહ્ય વેળા ધ્યાનમાં લઇ, ભાગ્યયોગે વડવાઇ હાથમાં આવી જાય તો મરણભય પચાસ ટકા દૂર ઠેલાય એ વાત પર મીંટ માંડી, મુસાફરે કૂવામાં પોતાના દેહને એવી રીતે પડતો મૂકયો કે તે એકદમ તળિયે ન જતાં પેલી વડવાઇઓની વચ્ચે લટકી પડ્યો. કુદરતની સાનુકૂળતાએ લક્ષ્ય સધાયું. ઉભય હાથમાં વડની શાખામાંથી લાંબી વિસ્તરેલ બે વડવાઇઓ આવી ગઇ. આમ પ્રથમ તબક્કે મૃત્યુભય ટળી ગયો.

પણ જ્યાં સ્વસ્થ બની નીચે નજર કરે છે ત્યાં હાંજાં ગગડાવી મૂકે તેવું ભયંકર દૃશ્ય જોયું. કૂવાકાંઠેથી જે ઊંડાઇ ગહન ભાસતી હતી તે કરતાં એની વધુ વિકરાળતા તો હવે જ જણાઇ. એક ભયંકર અને કાળનું જાણે મૂર્તિમંત સ્વરૂપ હોય એવા અજગરને મુખ ફાડીને બેઠેલો જોયો. વળી જાણે એમાં કંઇ ન્યૂનતા હોય એમ ચોતરફ ફુંફાડા મારતા ચાર કાળા સર્પો નિરખ્યા. એ જોતાં જ સમજાયું કે નીચેનો ભય સામાન્ય નથી. વડવાઇનું બંધન ઢીલું પડ્યું કે ખેલ ખલાસ! તરત જ ત્યાંથી દૃષ્ટિ ખેંચી લઇ જ્યાં વડવાઇના મૂળ પ્રતિ નેત્ર દોર્યા તો ત્યાં પણ કરાળ કાળની કરામત ચાલુ જ જોઇ. કરવત સરખા તીક્ષ્ણ દાંતોથી એ શાખાના મૂળને તોડવાનું કામ કરી રહેલા બે મોટા ઉંદર જોયાં.

પણ આની આશા તો હજી અધૂરી હતી! जहा लाहो तहा लोहो જેવું થયું હતું. બિંદુના વધારા સાથે એ વધુ પડે એવી વૃત્તિ જોર પકડતી હતી. એમ કરતાં ચારે તરફ જેના પંજા વિસ્તરેલા છે એવો કાળ કોળિયો કરી જશે એ વાત તદ્દન વીસરી ગયો હતો! 'Hope is deep ravial' અર્થાત્ 'આશા એક ઊંડી ખાઇ છે, એ કદી પૂરાતી નથી' એ ટંકશાળી વચન આ મુસાફરના કાને પડ્યું નહોતું, કદાચ પડ્યું હશે તો મધુબિંદુના આસ્વાદમાં એ યાદ આવતું નહોતું. વિદ્યાધરે કહ્યું–"ભોળા માનવી! મહાત્માઓના મુખેથી બહાર પડેલ નિમ્ન શ્લોકનો ભાવ વિચાર.

घनेपु जीवितव्येपु भोगेपु आहारकर्मसु ।
अतृप्ता प्राणिनःसर्वे,याता यास्यन्ति यान्ति च.

બિલાડી દૂધના કચોળાને જુવે છે પણ પાછળ ઉગામેલી ડાંગ જોઈ શકતી નથી એમ તું મૂર્ખ બની કેવળ આ મધુબિંદુને ન જો. એની પાછળ અમાપ ભય ઝઝૂમી રહ્યો છે એનો વિચાર કર. જો આટલાં ટીપાં પડ્યા છતાં તૃપ્તિ ન થઇ તો એકાદ બે ટીપા વધુ પડવાથી તે કેવી રીતે થવાની છે? સાચી તૃપ્તિ વસ્તુનું ભક્ષણ ચાલુ રાખવામાં નથી પણ સમજપૂર્વક એ ભક્ષણવૃત્તિ પર અંકુશ મૂકવામાં છે અર્થાત્ ઇચ્છાપૂર્વકના ત્યાગમાં છે. હું કંઇ વધુ સમય અહીં થોભી શકું નહીં, માટે સત્વર ચાલ."

"મહાશય! મારા પર થોડી વધુ મહેરબાની કરો. જુઓ! પેલું બિંદુ પડવાની તૈયારીમાં છે. એટલી વાર થોભો."

વિદ્યાધર કંટાળીને ચાલ્યો ગયો. 'મધુબિંદુ'નું દૃષ્ટાન્ત સાંભળી હે રાજપુત્ર પ્રભવ અને અન્ય મહાનુભાવો! તમે સર્વ વિચાર કરીને કહો કે એ મુસાફરને કેવો સમજવો?

**પ્રભવ**–ગુરુદેવ! એમાં વિશેષ વિચારનું પ્રયોજન જ ક્યાં છે? આવી વિષમ આપત્તિમાં માત્ર એક મધુબિંદુના લાભથી જે ટીંગાઇ રહ્યો અને જીવનની ફનાગીરી વહોરી લીધી એને ડાહ્યો કેમ કહી શકાય? એને તો મૂર્ખશેખર જ કહેવો ઘટે.

**જંબૂસ્વામી**–ઉત્તર તો સાચો જ છે. મહાનુભાવો! એ મુસાફરના જેવી ભૂલ તમે સર્વ કરી રહ્યા છો. એની મૂર્ખાઇ પર હસનારા તમે પોતે ક્યાં ઊભા છો એ નથી જોઇ શકતા?

**ચોરગણ**–પ્રભો! એ કેવી રીતે?

**જંબૂસ્વામી**–મહાનુભાવો! મધુબિંદુના દૃષ્ટાંતનો ઉપનય યાને સાર સાંભળો.

અટવી એટલે આ સંસાર અને મુસાફર તે સંસારી જીવ સમજવો. મહાન્ ગજેન્દ્ર તે મૃત્યુ અને કૂવો તે મનુષ્યભવ સમજવો. મુસાફર જે શાખાનું અવલંબન ગ્રહી રહ્યો હતો તે આયુષ્યરૂપી દોરી સમજવી. ભયંકર અજગર તે નરકગતિ અને ચાર કાળા નાગ તે ક્રોધ, માન, માયા અને લોભરૂપ કષાયની ચોકડી સમજવી.

મુસાફરના દેહને વળગેલી માખીઓ તે રોગશોકની પીડાઓ. શાખાને સતત કરડી રહેલા ઉંદરો તે આયુષ્યરૂપ શાખાનું ભક્ષણ કરવામાં અસ્ખલિતપણે કામ કરતાં શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ સમજવા. મધુના બિંદુઓને વિષયો જાણવા, કે જે જીવને સુખનો સ્વાદ આપી રહ્યા છે, એની મોહિનીમાં આકંઠ ડૂબેલ જીવ, ચારે તરફ વીંટળાઈ વળેલી કષ્ટપરંપરા નથી જોઈ શકતો. પાછળ આવનારા દારુણ દુઃખોને પણ નથી જોઈ શકતો, માત્ર વિષયની મીઠાશમાં મોહીને જિંદગી વેડફી નાંખે છે! **'અંજલી જળ-જ્યું આયુ ઘટત હૈ'** એ કિંમતી વચન એ વેળા એને સમજાતું નથી. વિદ્યાધર તે ધર્મના જ્ઞાતા-પરમાર્થવૃત્તિએ ખેંચાયેલા-શ્રમણ સમજવા. એ સમિપ આવીને પેલા જીવના કાનમાં વસ્તુસ્વરૂપ-સૂચક શબ્દો રેડે છે. ગળે વળગાડી દીધેલી અને એમાં જ સુખની કલ્પેલી ભ્રાન્તિને સાચા સ્વરૂપમાં રજૂ કરી, એમાંથી છટવાનો ઉપાય બતાવે છે, પણ પેલા સ્વાદલોલુપીને તેની ગમ પડતી નથી, એને એમ સમજાતું નથી કે મધુબિંદુના સ્વાદથી સાચી તૃપ્તિ થનાર નથી કેમકે એની પાછળ પહોળું મુખ રાખી ટીંગાવાનું દુઃખ અને એના અભાવમાં કંઠશોષ રહેલાં છે, તેમ જ સતત જેના પર દાંતના ઘા પડી રહ્યા છે એ શાખા મોડીવહેલી તૂટવાની જ છે અગર માતંગના ઝપાટાએ કંપી રહેલ ઝાડ ઉખડી જવાનું છે. એ વેળા એનો સ્વાદ કે એ દ્વારા મેળવેલ સુખ નહિં જેવું બની જઈ કયાં તો અજગરના પેટમાં કે નાગના ડંશમાં સદાની સુષુપ્તિ સાંપડવાની છે. ચોરાશીના ભ્રમણમાં માનવ-જીવન હારી જવાનું છે.

હે આત્માઓ! એક કાળે હું પણ એ મધુબિંદુઇચ્છુ મુસાફર જેવી ભૂલ કરવાની અણી પર હતો, પણ ગણધર મહારાજા સુધર્માસ્વામીનો મને યોગ થયો અને એમની હૃદયસ્પર્શી દેશનાથી મારી આંખ ખુલી ગઇ. મારા સૌભાગ્યરાત્રિના વાર્તાલાપથી પ્રથમ તમારા નાયકને આશ્ચર્ય થયું, પણ જ્યારે એમાં રહેલ તથ્ય સમજાયું ત્યારે તેમની પણ આંખ ખુલી ગઈ.

તમે પણ આ દૃષ્ટાંતનો સાર યથાર્થ-પણે ગ્રહણ કરો. તમારા જીવન સાથે એના અંકોડા મેળવો અને એ ઉપરથી લાભાલાભનું તોલન કરો. જિંદગીના જે વર્ષો ગયાં એ પાછા આવવાના નથી. એમાં ઉદરપૂર્તિ અર્થે જે કંઇ કરણી કરી એ તો ઉધાર પાસે નોંધાઇ ચૂકી છે, જો એની સામે જમે પાસુ તદ્દન ખાલી રાખશો તો દીવાળુ નીકળવાનું એ નિઃશંસય વાત છે. તો પછી જાગ્યા ત્યાંથી સવાર કેમ ન ગણવી? જીવનનો જે કાળ હાથમાં રહ્યો છે એનો ઉપયોગ કેમ બરાબર સમજીને ન કરવો?

પિંગળચોર-ગુરુજી! તમારી વાત તો સોના જેવી છે, પણ અમારે પલ્લે ગંઠાયેલા બાયડી છોકરાંનું શું? એમને પાછળ કકળાવવા એ ઠીક ગણાય? આપ

સાહેબ તો જંજાળ વળગે તે પૂર્વે જ સમજી ગયા એટલે દેખવું કે દાઝવું સંભવે જ નહિં. અમારા નાયક પણ એ જાતની ઉપાધિથી મુક્ત છે. એટલે એમનો મારગ પણ કાંટાળો નથી. પણ અમારે તો એથી ઊલટી જ સ્થિતિ છે. કોઇને બે છોકરાં છે તો કોઇને ત્રણ ચાર છે. ઘણાખરાને રોજ ચારથી પાંચ જીવના પેટ ભરવાની ચિંતા કરવી પડે છે. થોડાંક છોકરા વિનાના છે તો એમના શિરે નાના ભાઇ ભાંડરડા કે વૃદ્ધ માબાપની આજીવિકાની ચિંતા ચોટેલી છે. કોઇને રાંડેલી બહેન કે ઘરડી માને સંભાળવાની છે. અમારા મોટા ભાગનું જીવનગાડું સીધા ચીલા પર નથી. શું એ બધાને છેહ દઇ, રઝળતા મૂકી, લોહીના સંબંધને અવગણી ફકીર થઇ જવું? એમાં ભગવાન રાજી રહે?

જંબૂસ્વામી—ભાઇ પિંગળ! તમારી મુશીબત વિચારણીય છે.એનાથી થઇ રહેલી મૂંઝવણ સંસારસ્થ જીવ માટે સહજ છે. પરંતુ કાદવમાં પગ ખરડીને પછી ધોવા નીકળવું તે કરતાં ખરડવા નહિ એ સારું છે. અમે એ માર્ગ લીધો એ પણ સાચું છે. તમારા બધાનો પ્રશ્ન એથી નિરાળો છે એ પણ એટલું જ સાચું છે, છતાં લક્ષ્ય આપવા જેવી વાત તો એ છે કે કર્મરાજના ફાંસલામાં પૂર્ણપણે જકડાયેલા જીવો લોહીનો સંબંધ કેટલા કાળ સુધી જાળવી શકવાના? જ્યાં ભવની ગણત્રીની ચોકસાઇ નથી ત્યાં પુત્ર, ભાઇ, ભગિની કિંવા માતાપિતાના સંબંધો કેટલી ય વાર બંધાયા અને કેટલીવાર છોડવા પડ્યા એની નોંધ છે ખરી?

' ચાર ગતિ વેદના, ભેદના, છેદના
સ્વજનના વરહને થાય તેવા '

એ કવિવચન યાદ કરવા જેવું છે. એ સારુ અઢાર સગપણ–સંબંધની કથા કહું છું તે ધ્યાન દઇને સાંભળો. ચોકસી

## ઉપદેશક પદ.

ભજન બિનું જીવિત જેસે પ્રેત, મલિન મંદ મતિ ડોલત ઘર ઘર;
ઉદર ભરન કે હેત ॥ ભ૦ ॥ ૧ ॥

દુર્મુખ વચન બકત નિત નિંદા, સજ્જન સકલ દુઃખ દેત;
કબહું પાપકો પાવત પૈસો, ગાડે ધુરિ મેં દેત ॥ ભ૦ ॥ ૨ ॥

ગુરુ બ્રહ્મન અચુત જન સજ્જન, જાત ન કવણ નિવેત;
સેવા નહિં પ્રભુ તેરી કબહુ, ભુવન નીલકો ખેત ॥ ભ૦ ॥ ૩ ॥

કથે નહિં ગુન ગીત સુજસ પ્રભુ, સાધન દેવ અનેત;
રસના રસ વિગારી કહાં લોં, બુડત કુટુંબ સમેત ॥ ભ૦ ॥ ૪ ॥

સંગ્રાહક—સ્વ૦ કર્પૂરવિજયજી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૭ ના આસો તથા સં. ૧૯૯૮ કાર્ત્તિક તથા માગશર માસની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા વિગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. કા. શુ. ૧ ના રોજ સવારમાં નવસ્મરણ ભણ્યા હતા. કાર્તિક શુ. ૫ ના રોજ સંસ્થાની 'કાંતિલાલ' લાયબ્રેરીમાં જ્ઞાનરચના કરવામાં આવી હતી. કા. શુ. ૧૫ તથા મા. વ. ૧૦ ના રોજ યાત્રાર્થે સૌ ગયા હતા. માગશર વદિ ૧૨ ના રોજ ભાવનગરવાળા શ્રીયુત ચુનીલાલ દુર્લભદાસ પારેખ તરફથી સૌને આયંબીલ તેમજ, વળતા દિને પારણું કરાવવામાં આવ્યું હતું.

| આવક | સં. ૧૯૯૭ આસો. | સં. ૧૯૯૮ કાર્તિક | માગશર |
|---|---|---|---|
| મકાન ફંડ | રૂા. ૭૧૦૪–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ |
| દેરાસર ફંડ | રૂા. ૨૦૪૬–૮–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ |
| જ. નિર્વાહ ફંડ | રૂા. ૩૩૫–૮–૦ | ૨૬૩–૮–૦ | ૯૬–૪–૦ |
| વાર્ષિક મદદ ફંડ | રૂા. ૧૦૨૪–૦–૦ | ૧૧–૦–૦ | ૦–૦–૦ |
| ભોજન ફંડ | રૂા. ૨૪૦–૮–૦ | ૧૧૫–૦–૦ | ૨૯૪–૦–૦ |
| દૂધ ફંડ | રૂા. ૧૦૧–૦–૦ | ૦–૦–૦ | ૩૦૨–૦–૦ |
| આંગી ફંડ | રૂા. ૧૦૧–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ |
| દેરાસર સા. ફંડ | રૂા. ૭૩–૮–૦ | ૪–૦–૦ | ૧–૦–૦ |
| સ્વ૦ ટ્રસ્ટ ફંડ | રૂા. ૭૫૨–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ |
| કેળવણી ફંડ | રૂા. ૨૭૫–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ |

**વ્યાયામશાળા:**—ઘણા વર્ષો સુધી ઉકત સંસ્થાના સ્થાનિક સેક્રેટરી તરીકે તન, મન, ધનથી ખરો ભોગ આપી અમૂલ્ય સેવા આપનાર ભાવનગરનિવાસી સ્વ૦ શ્રીયુત્ કુંવરજી મૂળચંદ શાહનું સ્મારક રાખવાના હેતુથી તેમના નામ સાથે જોડાયેલ વ્યાયામશાળાનું ફંડ એકત્ર કરતાં રૂા. ૧૦૮૩–૦–૦ થયા છે. સ્ટેટની મંજૂરી મળ્યા બાદ ટૂંક સમયમાં વ્યાયામશાળા ઊભી કરવામાં આવશે.

**જમણ:**—સં. ૧૯૯૭ આસો તથા સં. ૧૯૯૮ ના કાર્તિક તથા માંગશરમાં નીચે મુજબ ગૃહસ્થોના જમણ કરવામાં આવ્યા હતા.

| | | |
|---|---|---|
| ૧. શેઠ રવચંદ ત્રિભુવન. | પુના | આસો |
| ૨. શ્રી માંડલ જૈન સંઘ. | માંડલ | ,, |
| ૩. બાબુ હનુમાનસીંગજી લક્ષ્મીસીંગજી | કલકત્તા | કાર્તિક |
| ૪. શેઠ ચુનીલાલ છગનલાલ. | વીસનગર | ,, |
| ૫. શેઠ રતિલાલ જમનાદાસ. | અમદાવાદ | ,, |
| ૬. શેઠ ભાઈચંદ અમુલખ. | મુંબઈ | ,, |
| ૭. શેઠ માણેકચંદ પાનાચંદ. | માટુંગા | માગશર |
| ૮. શેઠ ચીનુભાઈ લાલભાઇ. તેમના પુત્ર તથા પુત્રીના લગ્નપ્રસંગે | અમદાવાદ | ,, |
| ૯. શેઠ મણિલાલ હીરાભાઇ. | મુંબઈ | ,, |
| ૧૦. શેઠ મનસુખલાલ ચીમનલાલ. | મુંબઇ | ,, |
| ૧૧. શેઠ કાંતિલાલ ઈશ્વરલાલ મોરખીયા, | મુંબઈ | ,, |
| ૧૨. પારેખ ચુનીલાલ દુર્લભદાસ | ભાવનગર | ,, |

ભેટઃ—ગાંધી જમનાદાસ અમરચંદ ભાવનગર-પી. ત્રાસ ૧, તથા ચેવડા પેંડાનો નાસ્તો, બાઈ ધનકુંવર ગુલાબચંદ હા. શાંતાબેન પાનાચંદ, ઉજળા-બૈરાંની પૂજાની જોડ ૧, જ. સિ. રકેબી, કળશ, વાટકો, વાટકી એકેક, સુખડ કટકો ૧, અમદાવાદના જુદા જુદા દહેરાસરોમાંથી કેસર તો. ૨૩ાા, સુખડ કટકો ૧, શેઠ આ. ક. ની પેઢી અમદાવાદ તરફથી કેસર તોલા ૧૦, સુખડ શે. ૫, શેઠ ચીમનલાલ નાનચંદ મરોલી-બૈરાંની પૂજાની જોડ ૧, મુનિ શ્રી મણિવિજયજી મહારાજ, પાલીતાણા-ધાર્મિક ચોપડીઓ ૯, પારેખ ભાણજી સુંદરજી, વરસડા-પેંડા, ગાંઠીઆ મણ ૦ા, બાલાબાઇ લલ્લુભાઈ, અમદાવાદ-રૂપેરીવરગ થો. ૧, કેસર તો. ૦ા, બાદલું સોનેરી રૂપેરી તોલા ૯, શેઠ માણેકચંદ પાનાચંદ, મુંબઇ-ઉનની માળ ૧, શેઠ મનસુખલાલ જીવાભાઇ, પાલીતાણા-જ. સિ. લોટો ૧, વાટકો ૧, થાળી ૧, વાળાકુંચી ૧, બૈરાંની પૂજાની જોડ ૧, સુખડ કટકો ૧, શાહ માણેકચંદ પાનાચંદ, મુંબઇ-બૈરાંની પૂજાની જોડ ૧, શેઠ મનસુખલાલ ચીમનલાલ, મુંબઇ-બૈરાંની પૂજાની જોડ ૧, શેઠ નાનાલાલ અમીચંદ, મુંબઇ-બૈરાંની પૂજાની જોડ ૧, શેઠ નરોત્તમદાસ મોતીલાલ જુદાભાઇ ભાવનગર-જ. સિ. કુંડી ૧, કળશ ૧, વાટકો ૧, ખુમચો ૧, આરીસો ૧, સુખડ કટકો ૧, વાળાકુંચી ૧, પૂજાની જોડ ૧, અંગલુછણું ૧.

મુલાકાતઃ—વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની-ઘોઘા, શ્રી વિનાયક કુંવરજી શાહ ભાવનગર, શાહ હરિચંદ માણેકચંદ માટુંગા, શાહ માણેકચંદ

પાનાચંદ માટુંગા, શ્રી ત્રાપજસંઘ હા. અંબાબાઇ, મણિલાલ વનમાળી શેઠ મુંબઇ, શેઠ ફતેચંદ ઝવેરભાઇ ભાવનગર, શેઠ રસિકલાલ માણેકલાલ અમદાવાદ, શેઠ દામોદર જીણાભાઇ છત્રાસા, મહેતા દલપતરાય વિઠ્ઠલદાસ રાંધનપુર, ડૉ. ઉમેદચંદ વી. દોશી વઢવાણુ કેમ્પ, શેઠ છોટાલાલ છગનલાલ મુંબઇ, શેઠ મગનલાલ ઉમાજી, શેઠ ચીમનલાલ ઉમાજી, શેઠ મૂળચંદભાઇ ઉમાજી માલવાડાવાળા–મુંબઇ, ચતુર્ભુજ મોતીલાલ ગાંધી, વીરચંદ પાનાચંદ શાહ મુંબઇ, નરોત્તમદાસ બી. શાહ મુંબઇ, શેઠ નાનાલાલ હરિદાસ માધવદાસ મુંબઇ, માલવાડા અંગ્રેજી સ્કુલના ચાલીશ વિદ્યાર્થીઓ તથા શિક્ષકો, મોરબી સ્ટેટ કાઉન્સિલના મેમ્બરો તથા પેલેસ સેક્રેટરી સાહેબ, શેઠ મનસુખલાલ રતનચંદ, શેઠ નાનાલાલ અમીચંદ, મુંબઇ. શેઠ ચુનીલાલ દુર્લભદાસ પારેખ ભાવનગર, શ્રી અમરચંદ કુંવરજી શાહ ભાવનગર.

**નૂતનવર્ષ બોણી:**—ચાલુ વર્ષે ભાવનગર, મુંબઇ, પાલીતાણા તથા શીહોર–આ સ્થળોમાંથી સંસ્થાને દિવાળી તથા નૂતનવર્ષની બોણીની દરસાલ મુજબની યોગ્ય રકમ મળી છે. દાતાઓ પ્રતિવર્ષ એ રીતે ચાલુ રાખશે તેવી વિનંતિ છે.

**સંઘનું સન્માન:**—ત્રાપજથી સ્વ૦ શેઠ ધરમશી ઝવેરભાઇ વારૈયાના પત્ની બાઇ અંબાબેન અત્રે સંઘ લઇને આવતાં સંસ્થાની મુલાકાતે પધાર્યાં હતા. સંઘમાં આવેલ સૌ ભાઇબહેનોએ ચા પાણી વિ૦ લીધા બાદ સંસ્થાની મુલાકાત લીધી હતી તેમજ તેમને હારતોરા અર્પણ કર્યા બાદ સૌ વિદાય થયા હતા.

**મુલાકાત અને મદદ:**—માલવાડાવાળા–હાલ મુંબઇનિવાસી શેઠ ચીમનલાલ ઉમાજીએ ઉપધાન તપ કરતાં તેમની માળ ઉપર તેમના ભાઇશ્રી મૂળચંદભાઇ ઉમાજી તથા મગનભાઇ ઉમાજી વિ૦ પધારતાં સંસ્થાની મુલાકાત લીધી હતી. તેમજ ઘણો સંતોષ પ્રદર્શિત કરી યોગ્ય મદદ આપી હતી.

**સ્ટેટમાં લગ્નપ્રસંગ:**—અત્રેના ના૦ ઠાકોર સાહેબ શ્રી સર બહાદુરસિંહજી કે. સી. એસ. આઇ. કે. સી આઇ. ઇ.ને ત્યાં એમના મોટા કુંવરી શ્રી ઇંદિરાબાના શુભ લગ્ન પ્રસંગે સંસ્થાના મકાનને ધ્વજ વાવટાથી શણગાર્યું હતું. તથા લગ્નપ્રસંગના કામમાં પાંચ વિદ્યાર્થીઓ સ્વયંસેવકો તરીકે ગયા હતા.

" સ્વા૦ ટ્રસ્ટ ફંડની હજુ ઘણી તિથિઓ ખાલી છે. સિદ્ધક્ષેત્રમાં અમરનામ કરવાની આ યોજના જરૂર લક્ષમાં લેશોજી. "



# લાઇબ્રેરી શોભાવે તેવા પુસ્તકો ખાસ ખરીદો

| ક્રમ | પુસ્તક | કિંમત |
|---|---|---|
| ૧ | શ્રી સમવાયાંગ સૂત્ર મૂળ–મૂળ ને ટીકાના અર્થ યુક્ત | ૩–૦–૦ |
| ૨ | શ્રી હરિવિક્રમ ચરિત્ર પદ્યબંધ સંસ્કૃત | ૨–૦–૦ |
| ૩ | શ્રી પાંડવચરિત્ર ( મલધારી દેવપ્રભસૂરિકૃત ) ભાગ ૧–૨ દરેકના | ૪–૦–૦ |
| ૪ | શ્રી ઉપાસગદશાંગ સૂત્ર મૂળ, ટીકા, મૂળનો અર્થ ને ટીકાનો અર્થ (ભગવાનદાસ) | ૨–૦–૦ |
| ૫ | „ મૂળ ટીકા સહિત „ | ૧–૪–૦ |
| ૬ | શ્રી શાંતસુધારસ ભાષાંતર. વિવેચન યુક્ત. ભાગ ૧ લો | ૧–૦–૦ |
| ૭ | શ્રી ચોસઠપ્રકારી પૂજા અર્થ વિવેચન કથાઓ યુક્ત | ૧–૦–૦ |
| ૮ | શ્રી શાંતિનાથ ચરિત્ર મૂળ ગદ્ય | ૪–૦–૦ |
| ૯ | શ્રી અંતગડદશાંગ તથા અનુત્તરોવવાઇ સૂત્ર મૂળ–મૂળ ને ટીકાના અર્થયુક્ત | ૧–૮–૦ |
| ૧૦ | શ્રી નિરયાવલી સૂત્ર ( પાંચ ઉપાંગ ) મૂળ–મૂળ ને ટીકાના અર્થયુક્ત | ૧–૮–૦ |
| ૧૧ | શ્રી બૃહત્સંગ્રહણી પ્રકરણ મૂળ–અર્થ–વિવેચનયુક્ત | ૧–૦–૦ |
| ૧૨ | શ્રી વર્ધમાનદેશના. પ્રાકૃત. સંસ્કૃત છાયા સાથે. ભાગ ૧ લો રૂા. ૩) ભાગ ૨ જો રૂા. ૨) | |
| ૧૩ | પ્રકરણરત્નસંગ્રહ ( પંદર પ્રકરણો સાર્થ ) | ૧–૪–૦ |
| ૧૪ | પ્રકરણરત્નસંગ્રહ ભાગ ૨ જો | ૦–૮–૦ |
| ૧૫ | „ ભાગ ૩ જો | ૦–૫–૦ |
| ૧૬ | શ્રી હેમચંદ્રાચાર્યચરિત્ર ( લેખક–મૌક્તિક ) | ૦-૧૨-૦ |
| ૧૭ | શ્રી પીસ્તાલીશ આગમની પૂજા ( વિસ્તૃત હકીકત, અર્થસહિત કથા સાથે ) | ૦–૨–૦ |
| ૧૮ | શ્રી પાર્શ્વનાથ પંચ કલ્યાણક પૂજા ( અર્થ યુક્ત ) | ૦–૨–૦ |
| ૧૯ | શ્રી અષ્ટપ્રકારી પૂજા ( અર્થ સહિત ) | ૦–૧–૬ |
| ૨૦ | શ્રી નવપદજીની પૂજા ( નવપદ આરાધનની વિસ્તૃત વિધિયુક્ત–ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત સાર્થ ) | ૦–૩–૦ |
| ૨૧ | સંવેગમાળા ( પ્રભાવના માટે ઉપયોગી ) અર્થ સહિત | ૦–૨–૦ |
| ૨૨ | શ્રી આચારદિનકર ભાગ ૧ લો તથા બીજો એના મળીને | ૧૦-૦-૦ |
| ૨૩ | અનેકાર્થરત્નમંજૂષા અષ્ટલક્ષી વિગેરે ( દે. લા. ) | ૩–૦–૦ |
| ૨૪ | ઉપદેશરત્નાકર મૂળ તથા ભાષાંતર ભાગ ૧ લો ( મઢેલા ) | ૨–૦–૦ |
| ૨૫ | ઉપદેશપદ ભાષાંતર ( મઢેલા ) | ૨–૦–૦ |
| ૨૬ | ઉપદેશચિંતામણિ. મૂળ. હી હં. ભા. ૧ થી ૪ ભેગા મૂળ કિંમત રૂા. ૧૯ના | ૧૦-૦-૦ |
| ૨૭ | જિનવાણી ( લે. સુશીલ ) | ૧–૦–૦ |
| ૨૮ | કલિંગનું યુદ્ધ „ | ૦-૧૨-૦ |
| ૨૯ | શ્રી મહાવીર ચરિયમ્ પ્રાકૃત ( દે. લા. ) | ૪–૦–૦ |
| ૩૦ | શ્રી ઋષભપંચાશિકા સટીક ( દે. લા. ) | ૪–૦–૦ |
| ૩૧ | બાર વ્રતની પૂજા અર્થસહિત ( પં. વીરવિજયજીકૃત ) | ૦–૨–૦ |
| ૩૨ | પંચકલ્યાણકની પૂજા ( પં. રૂપવિજયજીકૃત ) સાર્થ | ૦–૨–૦ |

श्रीविजयलक्ष्मीसूरिविरचित

## श्री उपदेशप्रासाद भाषांतर

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાંચે ભાગની કિંમત રૂા. ૨ાા-૨-૨-૨ાા-૨ાા-કુલ રૂા. ૧૧ાા થાય છે. તેના પાંચે ભાગ ભેળા મંગાવનાર પાસેથી રૂા. ૧૦ ) લેવામાં આવે છે. આ ગ્રંથ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાન-વાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે. કર્તાએ પ્રયાસ બહુ સારો કર્યો છે.

## શ્રી આત્મપ્રબોધ ગ્રંથ

પંડિત શ્રી જિનલાભસૂરિકૃત સસ્કૃત ગદ્યબંધ. આ ગ્રંથ બહુ જ ઉપયોગી છે. એમાં સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ તથા પરમાત્મસ્વરૂપદર્શક ચાર પ્રકાશ પાડેલા છે. કિંમત રૂા. ૧-૮-૦, પોસ્ટેજ સાત આના. ખાસ વ્યાખ્યાનમા વાચવા લાયક ગ્રંથ છે. શ્રોતા-વર્ગને બહુ લાભ આપે તેવો છે.

## શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર

આ સસ્કૃત પદ્યબંધ ચરિત્રના કર્તા શ્રી સિદ્ધર્ષિ છે. ચરિત્ર ઘણું રસિક છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. કિંમત એક રૂપિયો, પોસ્ટેજ પાચ આના. આયંબિલ વર્ધમાનતપના માહાત્મ્ય અને પ્રભાવ માટે આ ચરિત્ર ખાસ ઉપયોગી છે

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર

### ભાગ ૧-૨-૩-૪.

પ્રથમના ૩ ભાગમા આખા ગ્રથનું ભાષાતર સંપૂર્ણ આવે છે. આ પણ એક અપૂર્વ અને અજોડ ગ્રંથ છે. ત્રણે ભાગ ગણીને કિંમત રૂ.૯ાા છે. ચોથા ભાગ તરીકે તે ગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણિનું ચરિત્ર ઘણું વિસ્તારથી આપવામાં આવ્યું છે. તેની કીંમત રૂા ૩) છે. ચારે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા ૧૨ાા ના રૂ ૧૦ાા લેવામાં આવે છે. જરૂર મગાવો ને વાંચો.

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૧ થી ૧૦ : વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે અમે તેનુ ભાષાતર જુદા જુદા પાચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨- શ્રીઋષભદેવ, અજિતનાથ વિગેરેનાં ચરિત્ર. કિં. રૂ. ૩-૪-૦

૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રી સંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો. કિં.૩-૪-૦

૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મું ( જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર ) કિં. રૂા. ૧-૮-૦

૪ ચોથો ભાગ-પર્વ ૮-૯ શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વિગેરેનાં ચરિત્ર કિં ૩-૦-૦

૫ પાચમો ભાગ-પર્વ ૧૦ મું શ્રી મહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિં. રૂા. ૧૩-૮-૦ થાય છે. તેના પાચે ભાગ લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

Reg. No. B. 156



મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઈ—શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।



# જૈન ધર્મ પ્રકાશ



અંક ૧૧ મો

પુસ્તક ૫૭ મું



માહ

વિક્રમ સંવત્ ૧૯૯૮
વીર સંવત્ ૨૪૬૮

પ્રકટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

Reg. No. B. 156




પુસ્તક ૫૭ મું
અંક ૧૧ મો

માહ

વીર સં. ૨૪૬૮
વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# ચોથી એકત્વ ભાવના

દોહરા

ૐ અર્હં મહાવીર પ્રભુ, શાસનનાયક દેવ,
સુર નર જે પ્રભુની કરે, સાચા દિલથી સેવ ૧
તેના શાસનમા વસે, સઘ ચતુર્વિધ સાર,
ભાવે ચોથી ભાવના, એક આત્મ નિરધાર ૨

( ચાલ ઊઠ તુ ચેતન માળી, જા કામે લાગ–એ રાગ )

આત્મ એકલો છતો ભૂલીને, મમત્વ કરતો,
સ્વજન્ય સુણથી ભ્રષ્ટ દૃષ્ટિથી, વિપરીત આચરતો. આ૦ ૧
પરમમહુ પોતાનો માન્યો, બહુ દુઃખ દેઈ જતો,
પાપ પુન્ય ફળ દુઃખ સુખ ભેડી, આત્મા ભોગવતો આ૦ ૨
ન્યાય વિચારે એકપણામા, સુખને સદ્દહતો,
ધન્ય ધન્ય **નમિરાજર્ષિ** તે, ઝટ સંબંધ ત્યજતો આ૦ ૩
ચારે ગતિમા ભમે એકલો, વિભાવ નહિ વમતો,
બીજા માટે અધમ અનંતું, દુઃખ એમ ખમતો આ૦ ૪
અદીનભાવે શુદ્ધ ભાવના, એકત્વે ચડતો,
જૈન સેવક ગુણસ્થાને શિવ ઝટ, આત્માથી વરતો આ૦ ૫

સ્વ૦ સદ્‌૦ કર્પૂરવિજયજી મહારાજ

# प्रतिमा माहात्म्य

प्रतिमा महा सुखदायिनी औ आर्त्तशमनी जान लो ।
सब लोक मन आनंदिनी अरु इष्ट फलदा मान लो ॥
फिर कल्पलतिका सम इसे श्री शास्त्रकारोंने कहा ।
मन ध्यान धर इसका मनुज आनंद पाता है महा ॥ १ ॥

मूर्ति श्री जिनराजकी अद्भुत सुधाकी स्यंदिनी ।
संसारसागर के तरन हित नौ समान विनंदिनी ॥
जिनबिंब को जिनवत् समझ दर्शन करो प्रभु का सदा ।
सर्वज्ञता जब तक नहीं त्यागो न जिनपूजा कदा ॥ २ ॥

स्वर्गापवर्ग प्रदायिनी औ दुष्ट ध्येय विनाशिनी ।
जगजीवमंगलकारिणी औ आर्त्तजन आधारिणी ॥
ऐसी अलौकिक गुणवती तीर्थंकरों की मूर्तियां ।
दर्शन करी पावन हुए जागी हृदय में स्फूर्तियां ॥ ३ ॥

चिंतामणिवत् चिंतितार्थ प्रदायिका जिनमूर्ति है ।
फिर स्मरण पूजन मनन से तो शीघ्र भव की पूर्ति है ॥
आनन्द आर्द्रकुमार के सद्बोध का कारण यही ।
ताते करो तुम भक्ति भद्रानन्द पाओगे सही ॥ ४ ॥

## म....म....ता

ममतारूप पिशाचिनी, करे जीव संहार ।
समता परशु से करो, भद्रानंद प्रहार ॥ १ ॥

मूर्च्छा ममता एक है, यही परिग्रहरूप ।
इसके वश हो जीव सब, पड़े दुःख के कूप ॥ २ ॥

ममता नारी विकट है, सुंदर इसका रूप ।
परिणामे किंपाक सम, भद्रानंद विरूप ॥ ३ ॥

सुंदरता में लुब्ध हो, संचय करो न कर्म ।
इस जाली को छेदने का, उपाय है धर्म ॥ ४ ॥

दान शील तप जो करे, मन में ममता धार ।
फल उसका सामान्य है, कहुं सुख की सार ॥ ५ ॥

मुनि भद्रानन्द

## જિહ્વાને ઉપદેશ

( દેશી સજ્ઝાયની )

અરે ! ઓ જીભલડી ! કાં તું નવિ બોલે મીઠું ?
અરે ! ઓ બાપલડી ! કાં તું નવિ બોલે સાચું ? ટેક
તું જે બોલે છે અણદીઠું, તે દુર્જનને લાગે મીઠું;
પણ સજ્જન જનને લાગે ધીઠું, અરે ! ઓ જીભલડી !૦ ૧
તું પરનિંદાથી નથી ડરતી, જેમ આવે તેમ વાતો કરતી;
તું ભમે સદાય લવારો કરતી, અરે ! ઓ જીભલડી !૦ ૨
તુંને માનપાન કોઇ નવ આપે, તારા દુઃખડાં કોઈ નવ કાપે;
'એ આવી કૂતરી' એમ ભાખે, અરે ! ઓ જીભલડી !૦ ૩
તુજથી તો કોયલડી સારી, જે હંમેશ મીઠું ગાનારી;
ભલે હોય તે તિર્યંચ-નારી, અરે ! ઓ જીભલડી !૦ ૪
તુજ વાણીમાં અમૃત વરસે, તેવી વાણી સુણવા જન તરસે;
તેવી વાણીથી સહુના મન હરસે, અરે ! ઓ જીભલડી !૦ ૫
તુજને પ્રભુનામ નથી ગમતું, નથી ભજનમાં તુજ ચિત્ત ઠરતું;
તુજ ઘર રહે સદા ય બળતું, અરે ! ઓ જીભલડી !૦ ૬
તું કડવા વેણ તજી દેને, મિથ્યા દોષથી સદા તું દૂર રહેને;
તું સમતાથી પ્રભુ ભજી લેને, અરે ! ઓ જીભલડી !૦ ૭
તું નરકતણી અધિકારી બને, લક્ષ ચોરાશીમાં તું ભમ્યા કરે;
બહુ બકવાદથી તુંને લાર ઝરે, અરે ! ઓ જીભલડી !૦ ૮
તુજને મનુષ્યનો દેહ મળ્યો; સત્સંગનો તુજને જોગ મળ્યો;
પ્રભુ ભજવાનો અવસર મળ્યો, અરે ! ઓ જીભલડી !૦ ૯
જે સદા ય જીભને વશ કરશે, તે આ જગમાં કીર્તિ વરશે;
ભવસાયર ફેરી દૂર થશે, અરે ! ઓ જીભલડી !૦ ૧૦
આ જગમાં તું જશ લેતી જા, ગુણી જનના ગુણ તું ગાતી જા;
કહે રાયચંદ શીખ લેતી જા, અરે ઓ જીભલડી ! કાં તું નવિ બોલે મીઠું? ૧૧

રાયચંદ મૂળજી પારેખ

### શિક્ષાપ્રદ દુહા

બૂરા બૂરા સબકું કહે, બૂરા ન દિસે કોય;
જો ઘટ શોધું માહરો, તો મુજસે બૂરા ન કોય. ૧
તેલ તુલ્ય અંતર તપે, મૂકે વળી વઘાર;
બળતાને બાળે બહુ, એ પણ એક ગમાર. ૨
જેના સંગે બહુ દુઃખ થયું, ફરી સાથ વસનાર;
અવગુણ ભૂલ્યો તેહનો, એ પણ એક ગમાર. ૩

श्रीविजयपद्मसूरिविरचिताजितशान्तिस्तववृत्तानुसारि

# श्रीसिद्धचक्रस्तोत्रं

( સ્પષ્ટાર્થ સહિત )

( ગતાંક પૃષ્ઠ ૩૨૬ થી )

હવે સ્તોત્રકાર પાંચ શ્લોકમાં શ્રી સિદ્ધપદની તાત્ત્વિક બીના ટૂંકામાં જણાવે છે-

राग-पुरिसा जइ दुरकवारणं०

अपुणब्भवसुरकसंतई, ववगयदेहविहावसंगई ॥
विमले सिद्धे नमामि हं, परमगुणे सययं पसंतिए ॥ मागहिया ॥ ६ ॥

**સ્પષ્ટાર્થ**—શ્રી સિદ્ધભગવંત-अपुणब्भव=મોક્ષના सुरकसंतई=સુખની સંતતિ-પરંપરાવાળા એટલે પ્રતિસમય નિજગુણરમણતાના અપૂર્વ આનંદથી ભરેલા મોક્ષસુખને અનુભવનારા છે, તથા देहविहाव=શરીર અને ઉપલક્ષણથી કર્મ વિગેરે સ્વરૂપ વિભાવપરિણતિની संगई=સંગતિને ववगय=દૂર કરનારા છે. ( એટલે પાંચ શરીર વિગેરે સ્વરૂપ જડ વસ્તુના સંગ રહિત હોવાથી પરમશુદ્ધ આત્મદ્રવ્ય સ્વરૂપ છે ), તથા રાગાદિસ્વરૂપ મલ રહિત હોવાથી विमले=નિર્મળ છે, આત્માનો સર્વોત્કૃષ્ટ ગુણ અનન્તજ્ઞાનાદિ પ્રાપ્ત કરવાથી परमगुणे=ઉત્કૃષ્ટ ગુણવાળા છે, તથા કર્માગ્નિ રહિત થવાથી पसंतिए=અત્યન્ત શાન્તિને પામેલા છે અને આરાધક ભવ્ય જીવોને ઉત્તમ શાંતિ દેનારા છે એવા सिद्धे=શ્રી સિદ્ધભગવંતોને हं=હું नमामि=નમસ્કાર કરું છું. આ **માગધિકા** છંદનું લક્ષણ ચોથી ગાથાના સ્પષ્ટાર્થમાં જણાવ્યું છે. ૬

राग-अरइरइतिमिरविरहिय०

विगयमरणुवगयपरमसुहगणनियरमणे ।
थिरसुहपरिणइतइबलविअलियभवभमणे ॥
तिहुअणपसरियविमलजसपयरवरगइए ।
णमामि सइ निरुवमपसुहगुहवए विइयपयठिए ॥ संगययं ॥ ७ ॥

**સ્પષ્ટાર્થ**—તે શ્રીસિદ્ધ ભગવંતો કેવા છે ? તે કહે છે—विगयमरण=મરણ રહિત છે, તથા उवगय=પ્રાપ્ત થયેલ છે परमसुहगण=પરમ સુખનો સમુદાય જેમને એટલે જન્મમરણાદિ દુઃખો રહિત અને સ્વસ્થતા વિગેરે પરમ સુખને પામેલા છે. તથા नियरमणे=પોતાના જ્ઞાનાદિ ગુણોમાં રમણતા કરનારા છે. તથા थिरसुहपरिणइ=સ્થિર અને ઉત્તમ પરિણતિના तइ=તતિ-સમુદાયના बल=બળથી विअलिय=નાશ પામ્યું છે (ચૂર્ણ થયું છે) भवभमणे=ભવભ્રમણ જેમનું એવા શ્રીસિદ્ધ

ભગવંતો છે; તથા **तिहुअण**=ત્રણે ભુવનમાં **पसरिय**=પ્રસાર પામેલો-ફેલાયલો છે **विमलजस**=નિર્મળ યશનો **पयर**=સમૂહ જેમનો અને **वरगइय**=આરાધક જીવોને ઉત્તમ ગતિને આપનારા છે. એટલે સિદ્ધિપદ પામેલા આત્માઓનો સુયશ ત્રણે ભુવનમાં અત્યંત વિસ્તાર પામે છે અને સિદ્ધિના સુખને આપે છે. તથા **निरुवम**= ઉપમા રહિત (અનુપમ) **पसुह**=ઉત્કૃષ્ટ સુખને પમાડનારા **अणुहवय**=અનુભવ જ્ઞાનને દેનારા છે. આવા **विइयपय**=બીજા સિદ્ધપદમાં **ठिय**=રહેલા તે ( પૂર્વે જણાવેલા સ્વરૂપવાળા ) શ્રી સિદ્ધભગવંતોને **सइ**=વારંવાર **णममि**=નમસ્કાર કરું છું.

આ શ્લોકની રચના '**સંગતક**' નામના છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

જેમાં પાંચ લઘુ અક્ષરોનો એક તગણ થાય. આવા ચાર તગણ શરૂઆતમાં ક્રમસર હોય ને છેવટે એક ગુરુ અક્ષર આવે. આ રીતના પહેલાં ત્રણ પાદ હોય અને ચોથા પાદમાં અનુક્રમે બે તગણ, પછી બે ટગણ, એક તગણ, છેવટે ગુરુ અક્ષર હોય તે અનુપ્રાસવાળો संगतक નામનો છંદ કહેવાય. જેમાં કોઈ પણ સ્વરવાળો વ્યંજન-એકાદિ અક્ષરની પછી વારંવાર આવે, તે અનુપ્રાસ કહેવાય. ૭

राग-तं च जिणुत्तमुत्तम०

सारयचंदसमुज्जलणिक्कलभावमए, झाणविसिट्ठकिवाणपणासियमोहगए ॥
केवलनाणपलोइयसव्वपयत्थणए, मुत्तिदए समरामि सया सुहसिद्धिगए ॥
सोवाणयं ॥ ८ ॥

**સ્પષ્ટાર્થ**—તે શ્રી સિદ્ધભગવંતો **सारयचंद**=શરદ ઋતુના ચન્દ્રમાના **सम**= જેવા **उज्जल**=ઉજ્જવળ અને **णिक्कल**=કળા રહિત (અંશ રહિત-સંપૂર્ણ) **भावमए**= જ્ઞાનાદિ સ્વરૂપવાળા, એટલે શરદ ઋતુના ચન્દ્રની ઉજ્જવળતા તે (ચંદ્રમા) સકલ-કળાવાળો-અંશવાળો હોવાથી અસંપૂર્ણ છે પરન્તુ સિદ્ધ ભગવંતો તો સંપૂર્ણ ઉજ્જવળ ભાવ(સ્વરૂપ)વાળા છે, તથા **झाण**=ભવસ્થ કેવલીપણે હતા ત્યારે શુક્લધ્યાનરૂપી **विसिट्ठ**=શ્રેષ્ઠ **किवाण**=કૃપાણવડે-તરવારવડે **पणासिय**=વિનાશ પમાડેલ **मोहगए**= મોહરૂપી હાથી જેમણે એવા છે. એટલે મોહનીય કર્મ રહિત થયેલા અને મોહ-નીયનો નાશ કરતાં અનુક્રમે સર્વ કર્મ જેમનાં નાશ પામ્યાં છે એવા છે, તથા **केवलनाण**=કેવળજ્ઞાનવડે **पलोइय**=સંપૂર્ણ રીતે જાણ્યા છે **सव्वपयत्थणए**=સર્વ પદાર્થોના નય એટલે સ્વભાવ જેમણે એવા, તથા **मुत्तिदए**=આરાધક જીવોને મુક્તિસુખ આપનારા, અને **सुहसिद्धिगए**=ઉત્તમ સુખને પામેલા એટલે સર્વ પ્રકારે સુખી એવા શ્રી સિદ્ધ ભગવંતોને હું હંમેશાં **समरामि**=યાદ કરું છું.

અહીં **સોપાનક** નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

જેમાં દરેક પાદમાં એક ગુરુ અક્ષરની પછી બે લઘુ અક્ષરવાળા પાંચ ટગણ શરૂઆતમાં હોય, ને છેવટે એક ગુરુ અક્ષર હોય. તે સોળ અક્ષરવાળો સોપાનક નામનો છંદ કહેવાય. ૮

राग--सावत्थिपुव्वपत्थिवं०

देहाउकम्मजोणिजम्मरसवण्णगंधफरिसप्पखेयप्पणासगे ।
विमलभावरत्ते सुरवइसुख्खाइसाइयपहाणसुक्खपमोअमोइए पुण्णपुण्णए ॥
नाणदिट्ठिजोगरुद्धमणवयणतणुबहुगइजोगए कणयवण्णझाणविसए नमामि सिद्धे।
नयगमवियारिए निरुवमसमपत्तमुणिरायचित्तपसोहियपवरविगयजरे॥ वेढ्ढओ॥९॥

**સ્પષ્ટાર્થ**—તે શ્રી સિદ્ધ પરમાત્મા-देहआउकम्मजोणिजम्म=વળી પાંચ પ્રકારનાં શરીર રહિત છે, ચારે આયુષ્ય રહિત છે, આઠ કર્મ રહિત છે, યોનિ રહિત છે અને જન્મ રહિત તથા रसवण्णगंधफरिस=શરીર નથી માટે પાંચ રસ રહિત છે, પાંચ વર્ણ રહિત છે, બે ગંધ રહિત છે, આઠ સ્પર્શ રહિત છે, અને प्पखेय=અતિશય ખેદના प्पणासगें=વિનાશ કરનારા છે, એટલે સર્વથા ખેદ રહિત, તથા विमलभाव=આત્માના નિર્મળ સ્વભાવમાં रत्ते=રક્ત-રમણુ કરનારા છે. તથા सुरवइ=દેવેન્દ્રોનાં सुक्ख=સુખોથી પણ अइसाइय=ચઢીઆતા पहाण= પ્રધાન-ઉત્તમ सुक्खपमोअ=સુખોથી ઉપજતા આત્મિક પ્રમોદવડે ( આત્મિક આનંદવડે ) मोइए=પ્રમુદિત સ્વભાવવાળા ( પરમાનંદ સ્વભાવવાળા ) છે, તથા पुण्ण=પૂર્ણ-સંપૂર્ણ पुण्णए=પૂર્ણતા ગુણવાળા છે. તથા नाणदिट्ठि=જ્ઞાન અને દર્શનના जोग=ઉપયોગે રહીને रुद्ध=રોકયા છે मणवयणतणु=મન, વચન, કાયાની बहुगइ=બહુ ગતિવાળા-ઘણી પ્રવૃત્તિઓવાળા जोगए=યોગ જેમણે એવા છે, તથા कणयवण्ण=સુવર્ણ સરખા રક્ત વર્ણથી झाणविसए=ધ્યાનના વિષય છે. [ એટલે સિદ્ધપદનું ધ્યાન રક્ત વર્ણે થાય છે]. એવા सिद्धे=સિદ્ધ ભગવંતોને नमामि=નમસ્કાર કરું છું. વળી તે સિદ્ધ ભગવંતો नयगम=સાત નયથી અને અનેક ગમથી અપેક્ષાવાદોથી સિદ્ધાન્તમાં वियारिए=વિચારાએલા છે. તથા निरुवमसमपत्त=અનુપમ સમતાને પામેલા मुणिराय=મુનિ મહાત્માઓના चित्तपरिसोहिय=ચિત્તમાં શોભી રહ્યા છે, માટે જ તે સિદ્ધ પરમાત્મા पवर=શ્રેષ્ઠ છે. અને विगय=દૂર કર્યા છે जरे=ઘડપણના દુઃખ જેમણે એવા શ્રી સિદ્ધ ભગવંતોને હું નમસ્કાર કરું છું.

આ વેષ્ટક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

જેમાં—ક્રમસર તગણ, ચગણ, પગણ, તગણ, ટગણ બે, તગણ બે, પગણ, ટગણ ચાર, તગણ, ચગણ, તગણ ત્રણ, એક લઘુ અક્ષર, પછી એક ગુરુ અક્ષર હોય, તે પછી ચગણ બે, ટગણ, ચગણ ચાર, ટગણ, ચગણ બે, તગણ, ચગણ ત્રણ, ટગણ અગિઆર, અને છેવટે ગુરુ અક્ષર હોય-તે વેષ્ટક નામનો છંદ કહેવાય. ૯

राग—अजिअं जिआरिगणं०

**सरणे भवाहिहरे, कयकिच्चगणे सहावरए ॥**
**वरसत्तियभावमए, सिद्धे पणमामि णिच्चमहं ॥ रासालुद्धओ ॥१०॥**

**સ્પષ્ટાર્થ**—તે શ્રી સિદ્ધ ભગવંતો સર્વ જીવોને **सरणे**=શરણ કરવા લાયક છે. તથા **भवाहि**=ભવરૂપી સર્પનો એટલે સર્પના વિષના અથવા સંસારની આધિઓનો ( ચિંતાઓનો ) **हरे**=નાશ કરનાર છે. તથા **कयकिच्चगणे**=કૃતકૃત્ય-કૃતાર્થ એવા સાધ્યા છે આત્મહિતકર તમામ કાર્યો જેમણે એવા છે, કારણ કે સિદ્ધ ભગવંતને હવે કોઇ કાર્ય કરવાનુ બાકી રહ્યું નથી, તથા **सहावरए**=સ્વભાવમાં રક્ત એટલે આત્માના સ્વરૂપમાં રમણતા કરનારા છે અને **वर**=ઉત્તમ **सत्तिय**=સાત્વિક **भावमए**=ભાવવાળા છે એવા **सिद्धे**=શ્રી સિદ્ધ ભગવંતોને, **अहं**=હું, **णिच्चं**=દરરોજ **पणमामि**=પ્રણામ-નમસ્કાર કરું છું

આ **રાસાલુબ્ધક** છંદ છે. તેનુ લક્ષણ આ પ્રમાણે જાણવું—

જે છંદના પહેલા પાદમા બે ટગણની પછી અનુક્રમે એકેક લઘુ-ગુરુ અક્ષર હોય, ને બીજા પાદમાં ત્રણ ટગણ, પછી ક્રમસર એકેક લઘુ-ગુરુ અક્ષર હોય, તથા ત્રીજા પાદમાં ત્રણ ટગણ હોય, તેમજ ચોથા પાદમાં ત્રણ ટગણ હોય તે રાસાલુબ્ધક નામનો છંદ જાણવો. ૧૦

અહીં બીજા સિદ્ધપદની હકીકત પૂરી થાય છે. શ્રી સિદ્ધચક્ર પૂજામાંથી વિશેષ વૃત્તાંત જાણવો.

॥ ઇતિ સિદ્ધપદવર્ણનો નામ દ્વિતીયઃ પ્રકાશઃ ॥

# મનની ભ્રમણા કેમ ટળે ?

મન તારી ભ્રમણા કયું ન ટળે ? તને શિવસુખ કયું ન મળે ?
મન તારી ભ્રમણા કયું ન ટળે ? ટેક
રડવડીઓ રે તું ચાર ગતિમાં, અબ દુઃખ તારાં કયું ન ટળે ? મન૦ ૧
અહીં સુખ મળશે તહીં સુખ મળશે, એમ અનંતા ભવ રઝળ્યા કરે. મન૦ ૨
ભ્રમણા કરતો તું ભમે રે સંસારમાં, તું દેહ અનંતા ધરે. મન૦ ૩
દાન શિયળ તપ ભાવના ભાવી, અબ તું તપ જપ કયું ન કરે ? મન૦ ૪
ભ્રમણા ટાળી દયાને પાળી, અબ તું શિયળ વ્રત કયું ન ધરે ? મન૦ ૫
શુભ અવસરે તુને મળિયા રે જિનવર, અબ તું ભક્તિ કયું ન કરે ? મન૦ ૬
કહે **રાયચંદ** તું જિનવર ભજી લે, તબ ભ્રમણા તારી ટળે. મન૦ ૭

**રાયચંદ મૂળજી પારેખ**

# શ્રી મહાવીરસ્વામી અને ગૌતમસ્વામી

( લે૦ મૌક્તિક )

( અનુસંધાન પૃષ્ઠ ૩૩૨ થી )

પુંડરીક અધ્યયન—

ગૌતમસ્વામી અષ્ટાપદના શિખરે પહોંચી ગયા. ત્યાં ચોવીશ તીર્થંકરની સ્વસ્વકાય-પ્રમાણ મૂર્તિઓને વંદન કર્યું અને બાજુમાં અશોકવૃક્ષની નીચે રાત્રિવાસો કર્યો. ત્યાં એક નોંધવા જેવો બનાવ બન્યો. તે પ્રસંગ ખાસ યાદ રાખવા લાયક હોવાથી તેની વિગતમાં ઊતરવા જેવું છે. અહીં પુંડરીક અધ્યયન શ્રવણનો ઐતિહાસિક બનાવ બન્યો છે, તે આ પ્રમાણેઃ—

વૈશ્રવણ સૌધર્મેંદ્રના લોકપાળના સેવકો પૈકી એક તિર્યગ્જૃંભક દેવ ત્યાં ગૌતમસ્વામીને નમવા આવ્યો. એણે ગુરુમહારાજની દેશના સાંભળી. એણે સાંભળ્યું કે સાધુઓનાં શરીર ઉગ્ર તપને પરિણામે કૃશ થઇ ગયેલાં હોય છે અને માત્ર તેમનાં હાડ અને ચર્મ બાકી રહે અને સાંધા શિથિલ થઇ જાય તેવાં તેમનાં શરીર હોય છે. જે શંકા અષ્ટાપદની નીચે રહેલા તાપસોને થઈ હતી તેને મળતો અત્ર પ્રસ્તાવ બની ગયો. શ્રી ગૌતમસ્વામીનું દેદીપ્યમાન પુષ્ટ શરીર તે દેવે જોયું, તેને ગૌતમસ્વામીની દેશના અને યથાર્થ આંખ સામેની પ્રચલિત વસ્તુસ્થિતિમાં વિસંવાદ લાગ્યો. તેને જે શંકા થઇ તેનું નિવારણ કરતાં શ્રી ગૌતમસ્વામીએ જણાવ્યું કેઃ—" મુનિપણામાં શરીરની કૃશતા એ કાંઇ પ્રમાણભૂત નથી. મુદ્દાની બાબત શુભ ધ્યાનવડે આત્માના નિગ્રહની વાત છે. તે પર એક કથા છે તે નીચે પ્રમાણેઃ—

" પુંડરીકિણી નગરીમાં મહાપદ્મ રાજા અને પદ્માવતી રાણીને પુંડરીક અને કંડરીક નામના બે પુત્ર હતા. રાજાએ સદુપદેશને પરિણામે મોટા પુત્ર પુંડરીકને રાજ્યગાદી આપી પોતે સંયમ સ્વીકાર્યો અને શુભ ધ્યાનધારાએ જીવન ગાળી કર્મમુક્ત થયા.

એક પ્રસંગે પિતાને ઉપદેશ આપનાર તે જ ગુરુ ફરી વાર તે નગરમાં આવી ચઢ્યા. તેની સુંદર દેશના સાંભળી પિતાને પગલે ચાલવાનો પુંડરીકને વિચાર થયો. નાના ભાઈ કંડરીકને રાજ્ય સંભાળવા આગ્રહ કર્યો. કંડરીકને પણ વૈરાગ્ય જાગ્યો હતો એટલે તેણે ભાઈને કહ્યું કે—' જે સંસારના ભયથી પોતે દૂર થવા ઇચ્છે છે તે જ સંસારમાં પડવાનું અને (કંડરીકને) કેમ કહે છે ? ' આખરે ખૂબ વાતચીત થયા પછી કંડરીકે દીક્ષા લીધી અને પુંડરીક ભાવમુનિ થઈ વિરાગભાવે રાજ્ય ચલાવતા રહ્યા. કંડરીકે ખૂબ આકરી ત્યાગઆરાધના કરી, ભારે તપ કરવો ચાલુ રાખ્યો અને પોતાનું શરીર તદ્દન કૃશ કરી નાખ્યું. કંડરીક મુનિને ઓળખવા પણ મુશ્કેલ થઇ પડે એવા એ મહાતપને પરિણામે દુર્બળ થઇ ગયા.

બીજી બાજુ પુંડરીક વિરાગભાવે રાજ્ય પાળતા ભાવયતિ થઈને રાજ્ય તરફની પોતાની ફરજ બજાવતા રહ્યા. કંડરીક મુનિ આકરા તપથી સાધુવર્ગને પણ ખૂબ પ્રિય થઈ પડ્યા. એકદા વસંત ઋતુ આવતાં એને ચારિત્રમોહનીય કર્મ જાગૃત થયું. એને સંસારમાં રસ જાગ્યો, એને સંસારમાં પાછા જઇ રાજ્ય ભોગવવાના મનોરથ થયા એટલે એ દીક્ષા છોડી

પુંડરીક પાસે આવ્યા. વર્ષો સુધી સંયમ પાળી ઓળખી પણ ન શકાય એવા દુર્બળ દેહને ધારણ કરનાર કંડરીકને મોટા ભાઈ ઓળખી ગયો. એ ઉદ્યાનમાં લીલાં પાંદડાં પર આળોટતા હતા, એણે સાધુપણાની ઉપધિ ( રજોહરણ ) વિગેરે ઝાડ સાથે લટકાવી દીધી હતી, એની આંખમાંથી સંયમનું તેજ ઓસરતું જતું હતું. મહાપુણ્યપ્રાપ્ત થયેલ ચેતનાવાળા પુંડરીક મહારાજા વસ્તુસ્થિતિ સમજી ગયા. મંત્રીને બોલાવી કંડરીકને રાજ્ય પર બેસારવાની પોતાની ઘણા કાળની ઇચ્છા વ્યક્ત કરી અને તેની જ ઉપધિ લઇ કંડરીકને રાજ્ય સોંપી, પોતે સાધુવેશે સ્વયં દીક્ષિત થઈ ગુરુમહારાજ પાસે પાછી દીક્ષા લેવા ચાલી નીકળ્યા.

કંડરીકને ઉપશમ થયેલો સંસારરાગ જાગ્યો અને પ્રથમ તો સારું સારું ખાવાની ઇચ્છા થઈ. ઠાંસી ઠાંસીને ખાવા માંડ્યું. લોકો પણ 'ખાવા સારુ' એણે મહાવ્રત ભંગ કર્યાં એમ કહી એની ટીકા કરવા લાગ્યા. એને ખાવાનો ચસકો લાગ્યો અને ખાનપાન પર એણે ધસારો ચલાવ્યો. 'આ બધા ટીકા કરનારની સવારે ખબર લઇશ' એમ વિચારી ખાવાનું ઠાંસવા માંડ્યું. ઘણે કાળે ખાવાનું મળ્યું. દીપક અગ્નિ હતો, પણ પાચકશક્તિ મંદ થઇ ગઈ હતી. મિષ્ટાન્ન ભોજન એણે તો આરોગવા જ માંડ્યા. વિષયભોગ અને અપથ્ય ભોજનથી મહાવિસૂચિકા થઇ. તેની તરફ બેદરકાર રહેતા અધિકારીઓને અને હાસ્ય કરનાર પ્રજાજનોને સવાર પડતાં સજા કરવાના વિચારમાં ઉગ્ર દુર્ધ્યાન કરી ખાઉં ખાઉં કરતો અને ન-છીપાતી તૃષાનો ભોગ બનેલો કંડરીક પ્રાતઃકાળમાં જ મરણ પામી સાતમી નરકે ગયો. આ રીતે એના તપ અને ત્યાગ સર્વ નિરર્થક ગયા અને સંસારવાસનાઓએ અંતે એના પર સામ્રાજ્ય પાથર્યું જેની ઝડપમાં એ ઝડપાઇ ગયો.

પુંડરીક તો ગુરુની શોધમાં ગયા. એણે તે માટે મોટું પ્રયાણ કર્યું. સાધુવેશે જ એ ગુરુ પાસે જવા આગળ વધવા લાગ્યા. કદી ચાલેલ નહિ, નિરસ આહાર ખાધેલ નહિ અને કષ્ટ ભોગવવાની ટેવ પાડેલ નહિ, પણ શુભ ધ્યાનધારાએ ચઢી ત્રીજે દિવસે કાળ કરી ગયા અને સીધા સર્વાર્થસિદ્ધ વિમાને દેવપણે ઉત્પન્ન થયા.

શ્રી ગૌતમસ્વામી તિર્યગ્જૃંભકદેવને આ આખું ચરિત્ર સંભળાવીને જણાવે છે કે— 'શરીરનું કૃશપણું કે પુષ્ટપણું એ સુકાની શાશ્વત કે પ્રમાણભૂત બાબત નથી, શુભ ધ્યાન અતિ મહત્ત્વની વસ્તુ છે.' આ પ્રમાણે શ્રી ગૌતમસ્વામીએ બાહ્યભાવ અને ધ્યાનધારાના યોગ પર વાત કરી, એ સાંભળીને તે દેવને ખૂબ આહ્લાદ થયો, એને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ.

### તાપસોની દીક્ષા-લબ્ધિનો પ્રયોગ—

બીજી પ્રભાતે જ્યારે ગૌતમસ્વામી અષ્ટાપદથી નીચે ઉતરવા લાગ્યા ત્યારે પેલા ૧૫૦૦ તાપસો તેમને મળ્યા. તેઓએ શ્રી ગૌતમસ્વામીને ગુરુ બનાવ્યા, તેની પાસે દીક્ષા લીધી. પંદરસોના પરિવારથી આગળ ચાલતાં એક ગામ આવ્યું. ભિક્ષામાં એક પાત્ર ભરાય તેટલી ખીર ( પાયસાન્ન ) મળી. ગૌતમસ્વામીએ અક્ષીણમહાનસ લબ્ધિનો પ્રયોગ કરી એટલી ખીરથી સર્વ તાપસોને પારણું કરાવ્યું. આ યોગસિદ્ધિનો ચમત્કાર છે. પાત્રમાં આંગળી રાખી મૂકે તો અંદરની વસ્તુ પીરસતાં જાય, પણ પાત્ર ભરાયલું જ રહે, કદી

ખૂટે નહિ મહાયોગથી આ લબ્ધિ પ્રાપ્ત થાય છે. યોગીઓ પ્રાપ્ત થયેલ લબ્ધિસિદ્ધિનો પ્રયોગ અસાધારણ લાભના કારણ વગર કરતા નથી, લબ્ધિનો ઉપયોગ કરવો એ પ્રમાદભાવ છે, યોગદૃષ્ટિએ પ્રમાદને પતન ગણવામાં આવે છે. આવા યોગસિદ્ધિવાળા ગુરુ મળ્યા તેથી પોતાને ધન્ય માનતાં સેવાળભક્ષી પાંચસે તાપસોને શુભ ધ્યાનને યોગે પારણું કરતાં કરતાં જ કૈવલ્યજ્ઞાન ઉત્પન્ન થયું, સર્વજ્ઞપણાની સિદ્ધિ પ્રાપ્ત થઇ, આત્મજ્યોતિ જાગૃત થઈ ગઈ.

### ગુરુના ગુરુનું દૂરથી દર્શન—

તાપસના પરિવાર સાથે ગૌતમ ઇંદ્રભૂતિ આગળ વધ્યા. તાપસોને ખબર પડી કે શ્રી ગૌતમસ્વામી સાથે તેઓ ગુરુના ગુરુ શ્રી વર્ધમાનસ્વામી પ્રત્યે પ્રયાણ કરી રહ્યા છે. તેઓ પૈકી પાંચસો તાપસ વિચાર કરવા લાગ્યા કે આપણા ગુરુ આવા અદ્‌ભુત યોગી છે, તો પછી એના ગુરુ તો વળી કેવાએ હશે? દૂરથી સમવસરણ જોયું, આઠ પ્રાતિહાર્ય જોયા, લાખો દેવતા સેવા કરતા નજરે પડ્યા અને ધર્મચક્રની રચના જોતાં પાંચસે દ્વિજ તાપસોને કૈવલ્યપ્રાપ્તિ થઇ.

### વીરવાણીનો પ્રભાવ—

સમવસરણ પાસે આવતાં પ્રભુની ધીર ગંભીર પાંત્રીશ ગુણયુક્ત વાણીનો ઘોષ સાભળી, અને સર્વ સમજી શકે એવી તેની સરળતા વિચારી, એની ગંભીર ભાવના ભાવતાં બાકીના કુંડિન્ન નામના પાંચસે તાપસોને કૈવલ્યપ્રાપ્તિ થઈ.

### ગૌતમને વિષાદ—

આ રીતે પંદરસે તાપસોનો ઉદ્ધાર થયો, ગૌતમસ્વામી પોતે છદ્મસ્થ હતા. શિષ્યો એની યોગશક્તિના સ્વાનુભવથી કેવળી થયા. જ્યારે તેઓ કેવળીની પર્ષદા તરફ ચાલવા લાગ્યા ત્યારે શ્રી ગૌતમસ્વામીએ તેમને પ્રભુને વંદના કરવા કહ્યું, એટલે પ્રભુએ તેમને વાર્યા. તેથી ખબર પડી કે એ સર્વને લોકાલોકપ્રકાશક કેવળજ્ઞાન થયું છે. એ વખતે શ્રી ગૌતમસ્વામીને જરા વિષાદ પણ થયો. એને પરિણામે એમણે ગુરુભક્તિ–વીરસેવા વધારે કરી.

### અષ્ટાપદનો યોગ—

આ અષ્ટાપદના આખા પ્રયોગમાં મને યોગપ્રગતિનો ઉલ્લેખ જણાય છે, યોગનું માહાત્મ્ય દેખાય છે, યોગસ્વરૂપની ઝાંખી થાય છે. બાહ્યક્રિયા અને ધ્યાનયોગમાં કેટલો તફાવત છે તે બતાવનારું દૃષ્ટાંત પંદરસે તાપસોની બાબત પૂરું પાડે છે. ચોથ, છઠ્ઠ અને અઠ્ઠમે પારણાં કરનાર અને પારણામાં પણ સૂકાં લૂખાં પાંદડાં વિગેરે ખાનાર તાપસો ગમે તેટલો ત્યાગ છતાં ધ્યાનયોગમાં પૂરતા આગળ વધેલા નહોતા એટલે સમ્યગ્બોધ વગરની બાલક્રિયાને કેટલું સામાન્ય સ્થાન હોય છે તે ઉપમાદ્વારા જણાવ્યું છે. અષ્ટાપદની ત્રણ મેખલા એટલે યોગપ્રગતિની ત્રણ જુદી જુદી પરિસ્થિતિઓ. યોગપ્રગતિમાં સ્થાનકો ( stages ) હોય છે. થોડા વધેલા, આગળ વધેલા, તેથી આગળ ગયેલા–આવા યોગીઓ બાલ ત્યાગમાં

ઘણીવાર ખૂબ એઠ હોય છે પણ આંતરયોગ વગર, સ્વપરના વિવેચન વગર, પરિણતિની નિર્મળતા વગર, વિશિષ્ટ બાહ્ય ત્યાગ પણ એને અષ્ટાપદના મૂળ ચૈત્યોનું દર્શન કરાવતો નથી.

સર્વના સાધ્યસ્થાનમાં અષ્ટાપદ પર રહેલા ચોવીશે તીર્થંકરના સ્વકાયપ્રમાણ બિંબોનું દર્શન રહેલું છે. એમને સર્વને સ્વરૂપદર્શન કરવું છે, એમને તીર્થંકરના આત્મસ્વરૂપનું સ્વકાયપ્રમાણ સ્વરૂપ નીરખવું છે, એને માટે એ પ્રયાણ કરે છે. કોઈ એક મેખલા સુધી પહોંચ્યા છે, કોઇ બે સુધી અને કોઇ ત્રણ સુધી પહોંચ્યા છે, પણ બધા ફાંફાં મારે છે, કોઇને ખરું આત્મદર્શન થયું નથી; પરંતુ કરવાની ભાવના છે, કરવાનો આદર્શ છે અને એ કરવામાં સ્વરૂપસિદ્ધિ છે એમ માને છે. એને માટે બાહ્ય ત્યાગની અગત્ય છે જ, ઇંદ્રિયો પરનો સંયમ આવશ્યક છે જ, પણ એ પૂરતો નથી. ત્યાગ ઉપરાંત ધ્યાન-એકતાની જરૂર છે અને તે માટે પરિશ્રમ સેવી રહેનાર પંદરસે તાપસોનો પ્રયાસ પ્રશસ્ત હોવા છતાં સ્થૂળ છે એ બતાવનાર આખી ઉત્પ્રેક્ષા છે, આલંકારિક રૂપક છે, ભવ્ય આત્મકથા છે, આત્માની પ્રગતિના પ્રસ્થાનોનું દિગ્દર્શન છે.

### સ્વરૂપાનુસંધાન—

તાપસો સ્વરૂપાનુસંધાન કરવા–આત્મદર્શન કરવા ભારે પ્રયાસ કરે છે પણ હજુ બાહ્ય કક્ષામાં છે; ત્યાગી છે પણ ધ્યાની થયા નથી; તપસ્વી છે પણ યોગી થયા નથી; રસ્તે ચઢ્યા છે પણ સાધ્યના માર્ગે હજુ આંટા મારતા થયા છે. શ્રી ગૌતમસ્વામી તો પ્રગત આત્મા હતા, એને સ્વરૂપજ્ઞાન થયું હતું, સ્વ-પરનું વિવેચન થયું હતું, પરિણત આત્મા હતા. પંદરસે તાપસ જોઇ રહ્યા અને આ તો સ્વરૂપદર્શન કરી આવ્યા. અષ્ટાપદનો આ મહાયોગ છે, આત્મદર્શન કરવાનો વિરલ પ્રસંગ છે, સ્વરૂપપ્રાપ્તિ કરવાની આદર્શસિદ્ધિનો, ભીષ્મ પ્રયોગ છે. એમાં–અષ્ટાપદ ચઢવામાં કડે હાથ દેવાની જરૂર નહોતી કે ડોળીમાં બેસવાની જરૂર નહોતી, સૂર્યનાં કિરણનાં દોરડાં બનાવવાં પડે તેમ નહોતું કે વિમાનની સહાય લેવી પડે તેમ નહોતું. અષ્ટાપદ સન્મુખ થયા અને આંખ મીંચી એકાગ્રતા કરી એટલે સ્વરૂપદર્શન થયું. ભાવના સ્થાને રહેલ ચોવીશે તીર્થંકરના સ્વકાયપ્રમાણ દર્શન થાય અને તે સર્વની મધ્યમાં પોતાને–ચેતનરાજને બેઠેલા દેખે. '**અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે!**' આ નમન કરવા યોગ્ય વ્યક્તિ, પોતે જાતે, ચેતનરાજ અષ્ટાપદના યોગના ઉચ્ચ સ્થાને બેઠેલા છે, ચોવીશ તીર્થંકરની મૂર્તિ આગળ બેઠા છે, એ મૂર્તિ વચ્ચે બેઠા છે અને એના દર્શન કરવા તાપસો વલવલે છે, પણ હજુ મેખલાઓ વટાવતા જાય છે ત્યારે આ સિદ્ધયોગી તો અષ્ટાપદને શિખરે પહોંચી જાય છે.

### ત્યાગના પ્રકારનું રહસ્ય—

આ અષ્ટાપદના યોગમાં બાહ્યક્રિયા કે બાહ્યત્યાગનો સંબંધ આત્મપ્રગતિ સાથે કેટલો છે? તેની સ્પષ્ટતા કરવા માટે શ્રી ગૌતમસ્વામીના મુખમાં આખું પુંડરીક અધ્યયન મૂક્યું છે. એ પુંડરીક અધ્યયનમાં કંડરીકનો બાહ્ય ત્યાગ વર્ષો સુધી ચાલ્યો, પણ એને અંદરની વાસના ભીડી નહોતી, જ્યારે પુંડરીક માત્ર એક રાત્રિ ચારિત્ર પાળવાની હૃદયપૂર્વક ભાવના

કરી, પણ એનો ત્યાગ હૃદયપૂર્વકનો હતો એ વાત પણ યોગપ્રગતિમાં બાહ્ય ત્યાગ અને અંતરંગ ત્યાગ વચ્ચેનો આંતરો બતાવે છે. આખી વાર્તા તો ઘણી ટૂંકી છે, પણ એની અંદરનો મુદ્દો ભારે ચમત્કારિક છે. એ આખો મુદ્દો અષ્ટાપદના યોગને રૂપક રીતે વર્ણવવા સાથે દૃષ્ટાંત રૂપે મૂળ વાતને વધારે પાકી કરે છે. તાપસો મહાત્યાગી હતા, એક, બે કે ત્રણ ઉપવાસને પારણે તદ્દન વિરસ આહાર કરનારા હતા, બરાબર બાહ્ય ત્યાગી હતા, પણ એમાંના કોઇને સ્વરૂપાનુસંધાન થયું નહોતું, એટલે આવો મહાન્ ત્યાગ હોવા છતાં સાધ્યના દ્વારની નજીક પણ નહોતા આવ્યા. મેખલા એ યોગપ્રગતિનાં સ્થાનો સૂચવે છે. આવા પ્રકારનાં ત્યાગની સાથે સમ્યગ્ બોધ હોય તો કામ થઇ જાય. બાકી વસ્તુસ્વરૂપ સમજ્યા વગર માત્ર ઉપરઉપરનો ત્યાગ કરવામાં આવે તો તેથી કદાચ સ્વર્ગ કે બીજી સગવડો મળી જાય, પણ આખરે એ પણ સોનાની બેડી જ છે. આ યોગની વાત બરાબર સમજવા જેવી છે. ત્યાગની વાત કાઢી નાખવા જેવી નથી, પણ જ્યાં સુધી એ સમજણપૂર્વકનો ન હોય, અંદરથી સાચી તમન્નાપૂર્વક જાગૃત થયેલ ન હોય ,અને માત્ર ઉપરઉપરનો હોય તો સંપૂર્ણ કાર્યસિદ્ધિની અપેક્ષાએ એ લગભગ કાંઇ નથી, વ્યવહારથી એ માન, પ્રતિષ્ઠા કે સુખ-સગવડ અપાવે છે, પણ નિશ્ચયથી એ એક ખાડામાંથી બીજામાં રખડાવનાર નીવડે છે. ત્યાગની કિંમત ઓછી કર્યા સિવાય એને સમજીને હૃદયપૂર્વક કરવાનો અત્રે આગ્રહ છે. યોગપ્રગતિમાં આ અતિ અગત્યની બાબત છે.

પ્રગતયોગી ગૌતમ—

ગૌતમસ્વામીનો આત્મા પ્રગત હતો. એમને અનેક લબ્ધિ પ્રાપ્ત થઈ. લબ્ધિનો પ્રયોગ ખાસ કારણ વગર તો યોગી કદી કરે નહિ પણ કરે ત્યારે એનું એટલા પૂરતું યોગદૃષ્ટિએ 'મૃત્યુ' થાય છે, કારણ કે લબ્ધિનો પ્રયોગ પ્રમાદ છે અને પ્રમાદ એ પતન છે. તાપસો મહાત્યાગી હતા, એમને વાસ્તવિક દૃષ્ટિ પ્રાપ્ત થઇ નહોતી, સ્વરૂપદર્શન થયું નહોતું, પણ ગૌતમસ્વામીનો સુમેળ થતાં તેમને આત્મદર્શન થયું, એમાં અક્ષીણમહાનસ લબ્ધિનો પ્રયોગ કે સમવસરણદર્શન તો નિમિત્ત માત્ર હતું, અંદર આત્મા જાગૃત થતો જતો હતો અને જેવું એમને આત્મદર્શન થયું કે કૈવલ્યપ્રાપ્તિ થઈ ગઈ.

શ્રી ગૌતમસ્વામી જે વાતને ઉપદેશી રહ્યા હતા તે તેમને હૃદયમાં જામી નહોતી, એમને ભગવાન શ્રી મહાવીરસ્વામી ઉપર રાગ હતો અને તે આત્મિક નહીં, પણ અંગત હતો અને ત્યાં સુધી તેમનો ભારે પ્રયત્ન છતાં તેમને સ્વરૂપસાક્ષાત્કાર થયો નહોતો. આ આખા અષ્ટાપદયોગમાં સ્વરૂપદર્શનની અદ્ભુત ચાવીઓ સાંપડે છે. એમાંથી યોગમાર્ગની નાની મોટી શેરીઓના માર્ગો જડે છે અને આત્મદર્શન કરવા માટે ક્રિયા અને જ્ઞાનનો સહકાર સાધવા સાથે અંતરંગ મનોવિકારના ત્યાગના લાક્ષણિક પાઠો પ્રાપ્ત થાય છે.

( અપૂર્ણ )

પં. શ્રી જિનવિજયજીવિરચિત રહસ્યપૂર્ણ

# શ્રી અરનાથ જિન સ્તવન

( રહસ્યાર્થ સાથે )

( રાગ–મેં તો ન્યારા રહેસ્યાંજી–એ દેશી. )

મ્હેં તો આણ વહેશ્યાં જી, મારા રે સાહિબરી મ્હેં તો આણ વહેશ્યાં જી.

આણ વહેશ્યાં, ભક્તિ કરેશ્યાં, રહેશ્યાં નયણ હજૂર;
અરજિન આગળ અરજ કરંતા, લહશ્યાં સુખ ભરપૂર. મ્હેં તો૦ ૧
એકને છંડી, બેને ખંડી, તીનશું તોડી નેહ;
ચાર જણા શિર ચોટ કરેસ્યું, પણનો આણી છેહ. મ્હેં તો૦ ૨
છ સત અડ નવ દશને ટાળી, અજુવાળી અગ્યાર;
બાર જણાનો આદર કરશું, તેરનો કરી પરિહાર. મ્હેં તો૦ ૩
પણ અડ નવ દશ સત્તર પાળી, સત્તાવીશ ધરી સાથ;
પચવીશ જણશું પ્રીત કરેશ્યું, ચાર ચતુર કરી હાથ. મ્હેં તો૦ ૪
બત્રીશ તેત્રીશ ને ચોરાશી, ઓગણીશ દૂર નિવારી;
અડતાળીનો સંગ તજશ્યું, એકાવન દિલ ધારી. મ્હેં તો૦ ૫
વીશ આરાધી બાવીશ બાંધી, તેવીશનો કરી ત્યાગ;
ચોવીશ જિનના ચરણ નમીને, પામશું ભવજળતાગ. મ્હેં તો૦ ૬
ધ્યાતા ધ્યેય ને ધ્યાન સરૂપે, તન મન તાન લગાય;
ક્ષમાવિજય કવિ પદકજ મધુકર, સેવક જિન ગુણ ગાય. મ્હેં તો૦ ૭

આ સ્તવનમાં જે અંકો બતાવ્યા છે તેમાં હેતુ શો છે તે અલ્પજ્ઞ મનુષ્યોની સમજણ માટે આ નીચે દર્શાવ્યો છે.

અર્થઃ—હું તો શ્રી અરનાથ પ્રભુની આજ્ઞાનું વહન કરીશ–આણ વહીશ, ભક્તિ કરીશ અને તેમના નેત્રની પાસે જ રહીશ. આ પ્રમાણે અરજિનની પાસે અરજ કરવાથી મહામૂલ્યવાળું મોક્ષસુખ લઈશ. ૧.

એક અસંયમને છંડી(તજી), બે રાગ દ્વેષને ખંડી–તેનું ખંડન કરી, ત્રણ દંડ, ત્રણ વેદ, તેમજ ત્રણ ગારવ, ત્રણ અશુભ લેશ્યા ને ત્રણ શલ્યની સાથે સ્નેહ તોડી નાખીને, ચાર કષાય ને ચાર સંજ્ઞાને મસ્તકે ચોટ કરીને–તેનો નાશ કરીને, પાંચ મિથ્યાત્વ તથા ઇંદ્રિયો અથવા પાંચ અવ્રતોનો છેહ કરશું–ત્યાગ કરશું.૨.

છ કાયની વિરાધના, સાત ભય, આઠ મદ, નવ નોકષાય અથવા નવ નિયાણા અને દશ કામની અવસ્થા તથા સંજ્ઞાને ટાળી દઈને–તજી દઈને અગ્યાર શ્રાવકની પ્રતિમાને અજવાળશું. બાર શ્રાવકના વ્રત અથવા બાર મુનિની પડિમા તેમ જ બાર ભાવનાનો આદર કરશું અને તેર કાઠીયા( ચોર )નો પરિહાર કરશું. ૩.

# ચાર પ્રત્યેકબુદ્ધનું સમાનત્વ

ચાર પ્રત્યેકબુદ્ધના રાસમાં ઉપાધ્યાય શ્રી સમયસુંદરજીએ ચોથા ખંડની આઠમી ઢાળમાં ચારે વ્યક્તિઓનું જે અનેક પ્રકારનું સરખાપણું બતાવ્યું છે તે ખાસ વિચારણીય તેમજ સમજવા જેવું લાગવાથી અહીં ઉધ્ધૃત કર્યું છે.

કરકંડુ, દુમુહ, નમિ ને નિગ્ગઈ નામના ચારે પ્રત્યેકબુદ્ધ છત્રપતિ રાજા હતા, ચારે ગુણોવડે ગંભીર હતા, ચારે ચતુર હતા, ચારે સકળ કળાના જાણ હતા, ચારે અમૃત સરખી વાણીવાળા હતા, ચારે સુલક્ષણવાળા હતા, ચારે પુરુષપ્રધાન હતા, ચારે ન્યાયનિપુણ હતા, ચારેએ ઘણા વર્ષો સુધી પ્રજાને પાળી હતી, ચારે ઇંદ્ર જેવા સ્વરૂપવાળા હતા, ચારે જુદા જુદા ચાર નિમિત્તથી પ્રત્યેકબુદ્ધ થયા હતા, ચારેએ રાજ્ય ને રમણીનો ત્યાગ કર્યો હતો, ચારેએ સ્વયમેવ ચારિત્ર લીધું હતું, ચારે જાતિસ્મરણ જ્ઞાન પામ્યા હતા, ચારેએ સાધુવેષ ગ્રહણ કર્યો હતો, ચારે એકાકીપણે ભૂતલ પર વિચર્યા હતા, ચારે પંચમહાવ્રતધારી હતા, ચારે પરમ દયાળુ હતા, ચારે સમિતિ ગુપ્તિને ધારણ કરનારા હતા, ચારે બ્રહ્મચર્યને પાળનારા હતા, ચારે શીલાંગરથના ધોરી હતા, ચારે નિર્મળ ગાત્રવાળા હતા, ચારે ઉત્કૃષ્ટ ક્રિયાના કરનારા હતા, ચારે શુદ્ધ ચારિત્ર-

---

પાંચ મહાવ્રત, આઠ પ્રવચન માતા, નવ બ્રહ્મચર્યની ગુપ્તિ, દશ પ્રકારનો યતિધર્મ અને સત્તર પ્રકારે સંયમ પાળીને સત્તાવીશ સાધુના ગુણને સાથે રાખીને-તેનો સાથ કરીને, પચવીશ પાંચ મહાવ્રતની ભાવના સાથે પ્રીતિ કરીને તેમ જ ચતુર એવા ચાર પ્રકારના દાનાદિ ધર્મ તથા ચાર મૈત્રી આદિ ભાવના અને ચાર અનુયોગને હાથમાં લઈને-સ્વીકારીને, બત્રીશ ગુરુવંદનના તથા સામાયિકના દોષ, તેત્રીશ ગુરુની આશાતના, ચોરાશી જિનચૈત્યની આશાતના અને ઓગણીશ કાઉસગ્ગના દોષને દૂર નિવારીને તિર્યંચના અડતાલીશ ભેદોનો સંગ તજશું અને એકાવન પાંચ જ્ઞાનના ભેદ તેને દિલમાં ધારણ કરીને, વીશ સ્થાનકનું આરાધન કરીને, બાવીશ પરિસહને બાંધી લઈને ( સહન કરીને, જીતીને), પાંચ ઈંદ્રિયના ત્રેવીશ વિષયનો ત્યાગ કરીને ચોવીશ તીર્થંકરના ચરણકમળમાં નમસ્કાર કરીને આ ભવસમુદ્રનો તાગ ( પાર ) પામશું. ૪-૫-૬.

ધ્યાતા, ધ્યેય ને ધ્યાનથી એકતા કરીને-તનમનથી તેમાં તાન લગાવીને ક્ષમાવિજય કવિના ચરણકમળમાં મધુકર( ભ્રમર ) જેવા તેમના શિષ્ય શ્રી જિનવિજય આ પ્રમાણે જિનેશ્વરના ગુણોનું ગાન કરે છે. ૭. કુંવરજી

પાત્ર હતા, ચારે સર્વ માયાને તજીને નિર્ગ્રંથ થયેલા હતા, ચારે મદમત્સરને તજનારા હતા, ચારે મુનિમાર્ગના પ્રવાસી હતા, ચારે ઇંદ્રિયોને વશ કરનારા હતા, ચારે લોભને તજનારા હતા, ચારે ચંચળ મનને દમનારા-વશ કરનારા હતા, ચારેએ દેહવિભૂષાને તજી દીધી હતી, ચારે ગોચરી કરવાવડે નિર્દોષ આહારના લેનારા હતા, ચારે જિહ્વા-રસના ત્યાગી હતા, ચારે શરીરના આધાર માટે જ આહાર લેનારા હતા, ચારે આતાપના લેતા હતા, ચારે કાયોત્સર્ગના કરનારા હતા, ચારે શીતતાપાદિ પરિસહને સહન કરનારા હતા, ચારે અનેક પ્રકારના ઉપસર્ગોને પણ સહન કરનારા હતા, ચારે ચારિત્રના ખપી હતા અને ચારે નિર્મળ જ્ઞાનના ધારક હતા, ચારે તપ-જપમાં અગ્રણી હતા, ચારે શુભ ધ્યાનને ધ્યાનારા હતા, ચારે ક્ષમાને ધારણ કરનારા હતા, ચારે સમુદ્ર જેવા ગંભીર હતા, ચારે ગુણરૂપ મણિના રોહણાચળ જેવા હતા, ચારે મેરુપર્વત જેવા ધૈર્યવાન હતા, ચારે તેજમાં સૂર્ય સમાન હતા, ચારે શીતળતામાં ચંદ્ર સમાન હતા, ચારે વૃષભ સમાન ધુરંધર હતા, ચારે શંખની જેવા નિરંજન હતા, ચારે હાથી જેવા શૌર્યવાળા હતા, ચારે આકાશની જેવા નિરાશ્રયી હતા, ચારે ચરમશરીરી હતા, ચારે વાયુની જેવા અપ્રતિબદ્ધવિહારી હતા, ચારે સમુદ્રના જળ જેવા નિર્મળ અંતઃકરણવાળા હતા, ચારે કમળપત્ર સમાન નિર્લેપ હતા, ચારે કાચબાની જેવા ગુપ્તેંદ્રિય હતા, ચારે ગેંડાના શૃંગની જેવા એકાકી-વિરક્તભાવવાળા હતા, ચારે ભારંડપક્ષી જેવા અપ્રમત્ત હતા, ચારે સિંહની જેવા મોહાદિકને દુર્ધર્ષ્ય હતા, ચારે પંખીની જેવા પરિગ્રહથી વિપ્રમુક્ત હતા, ચારે અનંતગુણને સાધ્ય કરવાના પ્રયત્નવાળા હતા, ચારેએ પોતાના જન્મને સફળ કર્યો હતો, ચારેની ઇદ્રો પણ પ્રશંસા કરતા હતા, ચારેએ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, ચારે અજરામર પદને પામ્યા હતા, ચારે અચળ ઋદ્ધિને પામ્યા હતા, ચારે એક સમયે દેવલોકથી ચ્યવીને આવેલા હતા, ચારે એક સાથે જન્મ્યા હતા, ચારેએ એક વખતે દીક્ષા લીધી હતી અને ચારે એક વખતે જ કેવળજ્ઞાન પામ્યા હતા.

કરકંડુ રાજા વૃષભની વૃદ્ધાવસ્થા દેખવાથી, દુમુહ રાજવી ઇંદ્રધ્વજની શોભા રહિત સ્થિતિ નિહાળવાથી, નમિ રાજર્ષિ એક વલયના નિઃશબ્દપણાથી અને નગાઈ ભૂપ આમ્રવૃક્ષની પત્ર-પુષ્પાદિક રહિત સ્થિતિ નીહાળીને વૈરાગ્યવાસિત બન્યા હતા. લઘુકર્મી જીવો આવા સહજ નિમિત્તને પ્રાપ્ત કરીને સંસારની અસારતા વિચારી તેનો સર્પકંચુકવત્ ત્યાગ કરીને આત્મશ્રેય સાધે છે.

કુંવરજી

## શ્રી સોલાપુરનિવાસી જૈન બંધુના

## પ્રશ્નોના ઉત્તરો.

૧. શ્રી ઋષભદેવના જીવે પૂર્વભવમાં ખેડૂતને બળદને મોઢે સીંકલી બાંધવાનું કહ્યું તેમાં ખેડૂત પરની કૃપા ખરી પણ તેથી થનારી બળદના જીવની વ્યથાનો વિચાર ન કર્યો તેથી અંતરાયકર્મ બાંધ્યું.

૨. ઈચ્છામિ ખમાસમણો એ સૂત્રમાં ક્ષમાશ્રમણ શબ્દથી અરિહંતાદિ પાંચે પરમેષ્ઠિ લેવા; માત્ર ગુરુ ન લેવા.

૩. વિદ્યાચારણ મુનિ નંદીશ્વર દ્વીપે યાત્રા માટે જાય છે. કેવળજ્ઞાન પામેલા મુનિ જતા નથી. કેવળી લબ્ધિ ફેરવે જ નહીં.

૪. ભરત ઐરવતના વૈતાઢ્ય પર્વત ઉપર વિદ્યાધરો હશે, પરંતુ તેની વિદ્યામાં મંદતા જણાય છે. શત્રુંજય પર આવતા જણાતા નથી. એરોપ્લેનવાળા મનુષ્યને વિદ્યાધર ન જાણવા.

૫. ચૌદપૂર્વી મુનિ મરણ પામીને પૂર્વધરપણું વર્તતા તો દેવગતિમાં જ જાય, પણ પૂર્વનું વિસ્મરણ થાય, ચારિત્રમાં શિથિલ થાય, પ્રમાદમાં પડી જાય તો ત્યાંથી મરણ પામીને નિગોદમાં પણ જાય.

૬. બાદરનિગોદ વ્યવહારરાશિમાં ગણાય છે. અનંતકાળથી તે પ્રમાણે સ્થિતિ છે.

૭. પૂર્વ લખવા માટે જે હાથીનું પ્રમાણ કહ્યું છે તે હાથીના તોલ ઉપર નહીં પરંતુ હાથીના શરીરપ્રમાણ શાહીનો ઢગલો સમજવો.

૮. અભવ્ય જીવો નવ પૂર્વ સુધી અભ્યાસ કરી શકે.

૯. ગંગા ને સિંધુ બે નદી શાશ્વતી કહી છે, પરંતુ તે અત્યારે હિંદુસ્થાનમાં છે તે ન સમજવી; તે તો બહુ દૂર છે.

૧૦. વાદળા એ પુદ્‌ગળોનો સ્વાભાવિક સંયોગ છે.

૧૧. ગર્જના તે શબ્દના પુદ્‌ગળો છે. તે ગર્જના સ્વાભાવિક થાય છે અને દેવોના કરવાથી પણ થાય છે.

૧૨. વીજળી અગ્નિકાયના પુદ્‌ગળો છે તે વીજળી સ્વાભાવિક થાય છે ને દેવોના કરવાથી પણ થાય છે.

૧૩. આકાશમાંથી તારા જેવા પુદ્‌ગળો ખરતા દેખાય છે તે અગ્નિકાયના પુદ્‌ગળો સમજવા. શાશ્વતા તારા છે તે ખરતા જ નથી.

૧૪. આકાશમાં ઇંદ્રધનુષ્ય થાય છે તે સ્વાભાવિક થાય છે. અને પુદ્ગળોના મળવાથી બને છે.

૧૫. તક્ષશિલા તો એક નગરીનું નામ છે. તે બહલી દેશમાં હતી.

૧૬. કોટીશિલા મગધદેશમાં હતી. તે વાસુદેવો ઉપાડતા હતા. તેની ઉપર ક્રોડો મુનિઓ સિદ્ધિપદને પામ્યા છે. અત્યારે તે શિલાનું સ્થાન જણાતું નથી.

૧૭. સિંધાલુણ સચિત્ત છે. ૧૮. સંચળ અચિત્ત છે.

૧૯. દોગુંદુક દેવ એકાંત સુખનિમગ્ન દેવને કહેવાય છે. તે વૈમાનિકમાં હોય છે. ત્રાયસ્ત્રિંશ જાતિના ગુરુસ્થાનકીયા દેવોને માટે એ શબ્દ વપરાય છે. તેઓ દેવ સંબંધી કોઇ પણ જાતની ખટપટમાં ઊતરતા નથી. સુખમગ્ન જ હોય છે.

૨૦ આ અવસર્પિણી હુંડા અવસર્પિણી કહેવાય છે. એમાં હુંડા શબ્દ અત્યંત અશુભ કાળ માટે વપરાયેલ છે. એવી અવસર્પિણી અનંતકાળે આવે છે.

૨૧. માંડવી એટલે શીંગ, તે જમીનમાં થાય છે, છતાં તેમાં અનંતકાયનું એક પણ લક્ષણ ન હોવાથી તે અનંતકાયમાં ગણાતી નથી. વળી પૃથ્વીમાં થાય તે બધા અનંતકાય ન કહેવાય. તેમ જ બહાર થાય તે બધી પ્રત્યેક વનસ્પતિ ન કહેવાય. એ સમજવાને માટે સાધારણ વનસ્પતિકાયમાં ગણેલી વસ્તુઓના નામો વિચારી જવા.

૨૨. ગંગાદેવી, સરસ્વતી ને ચક્રેશ્વરી દેવી વ્યંતરજાતિની સંભવે છે. લક્ષ્મીદેવી ભવનપતિ નિકાયની છે. તેનું એક પલ્યોપમનું આયુષ્ય છે, વ્યંતરદેવીનું પલ્યોપમનું આયુષ્ય હોતું નથી. ચક્રેશ્વરી તો યક્ષણી કહેવાય છે. યક્ષનિકાય વ્યંતરમાં જ છે.

૨૩. તીર્થંકરને પારણું કરાવનારને ત્યાં પંચદિવ્ય પ્રગટ થતાં જે દ્રવ્યપ્રાપ્તિ થાય છે તે તેના પૂર્વભવનો અંતરાય તૂટવાથી થાય છે. આ ભવના તેના સુપાત્રદાનના પુણ્યની તો સીમા નથી. આ ફળ તેની પાસે અતિ અલ્પ છે.

૨૪. કોઇ વૃક્ષ નીચે માણસ બે કલાક વિશ્રામ લેય તેને સાતા ઉપજે તે કારણથી વૃક્ષના જીવને પુણ્ય બંધાય એમ જાણ્યું નથી. તેને માત્ર અવ્યક્ત કાયયોગ જ છે; બીજા બે યોગ હોતા નથી.

૨૫. કોસમાંથી વહેતું પાણી કોઇ મુસાફર પીવે તો તેથી કોસવાળાને વિચારણા વિના પુણ્ય શી રીતે બંધાય ?

૨૬. નાગના જીવને પાર્શ્વપ્રભુએ સેવકદ્વારા નવકાર સંભળાવ્યો તેથી તે ધરણેંદ્ર થયો, તેમાં તેનું પૂર્વ પુણ્ય હોવું જોઇએ. નવકારમંત્રનું શ્રવણ નિમિત્ત-કારણ થયેલ છે, બાકી નવકારમંત્રનો પ્રભાવ પણ અચિંત્ય છે.

# શ્રી હીરપ્રશ્નમાંથી કેટલાક પ્રશ્નોના ઉત્તરો

૧. છઠ્ઠા કર્મગ્રંથના કર્ત્તા ચંદ્રમહત્તર આચાર્ય છે. ચંદ્રમહત્તરા સાધ્વી નથી.

૨. શુદિ કે વદિ ૧૦નું આંબેલ કરનાર કે રોહિણી તપ કરનારને મિથ્યાત્વી સમજવા નહિ.

૩. અષ્ટાપદ પર્વત ઉપર તપસંયમવડે ઉત્પન્ન થયેલી લબ્ધિથી જે ચડી શકે તેને તદ્‌ભવસિદ્ધ સમજવા.

૪. મંડિક ને મૌર્યપુત્ર નામના બે ગણધરની જેમ આર્યમહાગિરિ ને આર્યસુહસ્તિસૂરિ પણ ભિન્ન ગોત્રી બંધુ હતા.

૫. સુર્યાભદેવનું આયુ ચાર પલ્યોપમનું છે.

૬. ઉત્સર્ગથી અપવાદને બળવાન્ સમજવો એ અપેક્ષાવચન છે.

૭. શ્રી ભગવતી સૂત્રનું નામ વિવાહપન્નત્તિ છે. તેનો અર્થ વિબાધ એટલે આત્માને બાધા કરનાર રાગ દ્વેષાદિને પ્રજ્ઞપ્તિ-પ્રગટ કરનાર-સમજાવનાર સૂત્ર સમજવું.

૮. મહાવિદેહ ક્ષેત્રમાં જ્યારે એક તીર્થંકર છદ્મસ્થપણે કે કેવળીપણે વિચરતા હોય ત્યારે બીજા તીર્થંકરનો જન્મ ન થાય. જુઓ હીરપ્રશ્ન પૃષ્ઠ ૪ (અત્યારે પાંચ મહાવિદેહમાં ૨૦ તીર્થંકરો કેવળીપણે વિચરે છે, તે નિર્વાણ પામ્યા પછી બીજા ૨૦ તીર્થંકરો ગર્ભમાં આવશે એ આ કથનનું રહસ્ય છે.)

૯. બ્રહ્મદત્ત ચક્રી સ્વલ્પાયુવાળા છતાં ભરતક્ષેત્રના છ ખંડ સાધી શક્યા તે દિવ્યાનુભાવથી સમજવું.

૧૦. આહારકશરીર કરીને મુનિ અન્ય ક્ષેત્રમાં જાય ત્યારે ઔદારિક ને આહારક શરીરના અંતરમાં રહેલા આત્મપ્રદેશો પણ પ્રત્યેક સમયે આહાર

---

૨૭. મરુદેવા માતા સૂક્ષ્મનિગોદમાંથી નીકળી, કેળમાં ઉપજીને મરુદેવા થયા છે. તેમણે બીજા ભવો કર્યા નથી. આ પ્રમાણે કવચિત્ જ બને છે.

૨૮. નવકારમંત્રના નવે પદ ને ૬૮ અક્ષર અનાદિ શાશ્વત છે.

૨૯. શ્રી શાંતિનાથનું સ્ત્રીરત્ન પણ મરણ પામીને છઠ્ઠી નરકે જ ગયું છે.

૩૦. નવ લોકાંતિક દેવોને એકાવતારી કહ્યા છે તે મધ્યના એક વિમાનવાળા જાણવા. બીજા આઠ વિમાનવાળા દેવોને તો વધારે ભવ પણ કહ્યા છે. એમાં કારણ એણે સંસારપરિત્ત કરેલો તે છે.

૩૧. દેવોમાં દેવી બત્રીશગણી છે, મનુષ્યમાં સ્ત્રીઓ સતાવીશગણી છે અને તિર્યંચમાં તિર્યંચણી ત્રણગણી છે. એકેક દેવને ત્રણ ત્રણ દેવી હોય એવું અઢીદ્વીપના નકશાની હકીકતની બુકમાં લખેલું નથી. કુંવરજી

લે છે તે બે શરીરમાંથી જે શરીરના સંબંધવાળા હોય તે તેવી વર્ગણા આહારપણે ગ્રહણ કરે.

૧૧. પરમાધામી ભવ્ય ને અભવ્ય બંને જાતિના હોય છે.

૧૨. વીર પ્રભુનુ ૭૨ વર્ષનું આયુષ્ય કિંચિત્ ન્યૂનાધિકને પૂર્ણ માનીને સમજવું ( કેટલાક લેખકોએ બરાબર ૭૨ વર્ષ પૂર્ણ સમજાવવા પ્રયાસ કર્યો છે, પરંતુ તે બરાબર બંધબેસતો થયેલ નથી. )

૧૩. સંસારશ્રેણીમાં એક જીવ ચક્રીત્વ ને ઇંદ્રત્વ કેટલીવાર પામે તેની સંખ્યા વાંચવામાં આવી નથી.

૧૪. એક મતમાં પૃષ્ઠ ૩૦ ની નોટમાં ' ભરતક્ષેત્રમાં અત્યારે જેમ આપણી જાણીતી ભૂમિમાં મુનિઓ છે તેમ અન્યત્ર પણ છે એવું શાસ્ત્રાદિ અનુસારે જણાય છે.' આવું લખ્યું છે. શ્રી હીરસૂરિ મહારાજ આ સંબંધના પ્રશ્નના ઉત્તરમાં લખે છે કે-ભરતક્ષેત્રમાં જે સ્થળો આપણે જાણીએ છીએ ત્યાં જ મુનિઓ સંભવે છે, બીજે સંભવતા નથી; તો પણ તેવા અક્ષરો સ્પષ્ટ દીઠા વિના એકાંતે કહી શકાય તેમ નથી કે બીજે સ્થાને મુનિઓ નથી જ.

૧૫. જે ઘરે પુત્ર-પુત્રીનો પ્રસવ થયો હોય તે ઘરના પાણીવડે સ્નાન કરીને જિનપૂજા ન થાય એવા અક્ષરો શાસ્ત્રમાં જોયા નથી; તથા તે ઘરે સાધુને વહોરવાને આશ્રીને જે દેશમાં જેવો લોકવ્યવહાર હોય તેને અનુસારે વર્તવું. તેને માટે દશ દિવસનો પ્રતિબંધ શાસ્ત્રમાં જાણ્યો નથી.

આ ગ્રંથ પૂર્ણ થયા બાદ પાંચ વિચારો આપેલા છે તે ખાસ મનનપૂર્વક વાંચવા યોગ્ય છે. ૧ પરંપરાપ્રામાણ્ય વિચાર, ૨ સૂત્રાદર્શો બલીયાનિતિ વિચાર, ૩ આચીર્ણપ્રામાણ્ય વિચાર, ૪ નમસ્કારે હવઈ પદપ્રામાણ્ય વિચાર, ૫ પાનીયમાશ્રિત્યષડાકાર વિચાર. આ પાંચ વિચારના લેખકમહાશયનું નામ પ્રસ્તાવનામાં પણ આપેલ નથી, પરંતુ કોઈ વિશિષ્ટ વિદ્વાન સંભવે છે.

એ પાંચ વિચારો પૈકી ત્રીજા વિચારમાં પાંચ પ્રકારના આચાર અથવા વ્યવહાર બતાવ્યા છે. ૧ આગમવ્યવહાર, ૨ શ્રુતવ્યવહાર, ૩ આજ્ઞાવ્યવહાર, ૪ ધારણાવ્યવહાર ને ૫ જીતવ્યવહાર. તેમાં આગમવ્યવહાર ચૌદપૂર્વી હોય ત્યાં સુધી પ્રવર્તે છે. શ્રુતવ્યવહાર દશપૂર્વી હોય ત્યાં સુધી પ્રવર્તે છે. આજ્ઞાવ્યવહાર પૂર્વનું જ્ઞાન હોય ત્યાં સુધી ( દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ સુધી ) પ્રવર્તે છે. ધારણાવ્યવહાર માટે કાળનો નિયમ નથી. અત્યારે પાંચમો જીતવ્યવહાર પ્રવર્તે છે. જીત એટલે આચરિત, ગીતાર્થોએ કરેલી મર્યાદા પ્રમાણે અશઠ ( પંડિત ) પુરુષોએ આચરેલો વ્યવહાર તે જીતવ્યવહાર. આ સંબંધમાં સદરહુ ગ્રંથની પ્રાંતે આપેલા વિચારમાં બહુ વિસ્તારથી સમજાવેલ છે તે વાંચીને અવધારણ કરવા યોગ્ય છે.

સં. કુંવરજી

## શ્રી હીરપ્રશ્નમાંથી કેટલાક પ્રશ્નોના ઉત્તરો

૧. છઠ્ઠા કર્મગ્રંથના કર્તા ચંદ્રમહત્તર આચાર્ય છે. ચંદ્રમહત્તરા સાધ્વી નથી.

૨. શુદિ કે વદિ ૧૦ નું આંબેલ કરનાર કે રોહિણી તપ કરનારને મિથ્યાત્વી સમજવા નહિ.

૩. અષ્ટાપદ પર્વત ઉપર તપસંયમવડે ઉત્પન્ન થયેલી લબ્ધિથી જે ચડી શકે તેને તદ્ભવસિદ્ધ સમજવા.

૪. મંડિક ને મૌર્યપુત્ર નામના બે ગણધરની જેમ આર્યમહાગિરિ ને આર્યસુહસ્તિસૂરિ પણ ભિન્ન ગોત્રી બંધુ હતા.

૫ સુર્યાભદેવનું આયુ ચાર પલ્યોપમનું છે.

૬. ઉત્સર્ગથી અપવાદને બળવાન્ સમજવો એ અપેક્ષાવચન છે.

૭. શ્રી ભગવતી સૂત્રનું નામ વિવાહપન્નત્તિ છે. તેનો અર્થ વિબાધ એટલે આત્માને બાધા કરનાર રાગ દ્વેષાદિને પ્રજ્ઞપ્તિ-પ્રગટ કરનાર-સમજાવનાર સૂત્ર સમજવું.

૮. મહાવિદેહ ક્ષેત્રમાં જ્યારે એક તીર્થંકર છદ્મસ્થપણે કે કેવળીપણે વિચરતા હોય ત્યારે બીજા તીર્થંકરનો જન્મ ન થાય. જુઓ હીરપ્રશ્ન પૃષ્ઠ ૫૪ (અત્યારે પાંચ મહાવિદેહમાં ૨૦ તીર્થંકરો કેવળીપણે વિચરે છે, તે નિર્વાણ પામ્યા પછી બીજા ૨૦ તીર્થંકરો ગર્ભમાં આવશે એ આ કથનનું રહસ્ય છે.)

૯. બ્રહ્મદત્ત ચક્રી સ્વલ્પાયુવાળા છતાં ભરતક્ષેત્રના છ ખંડ સાધી શકયા તે દિવ્યાનુભાવથી સમજવુ.

૧૦. આહારકશરીર કરીને મુનિ અન્ય ક્ષેત્રમાં જાય ત્યારે ઔદારિક ને આહારક શરીરના અંતરમાં રહેલા આત્મપ્રદેશો પણ પ્રત્યેક સમયે આહાર

---

૨૭. મરુદેવા માતા સૂક્ષ્મનિગોદમાંથી નીકળી, કેળમાં ઉપજીને મરુદેવા થયા છે. તેમણે બીજા ભવો કર્યા નથી. આ પ્રમાણે કવચિત્ જ બને છે.

૨૮. નવકારમંત્રના નવે પદ ને ૬૮ અક્ષર અનાદિ શાશ્વત છે.

૨૯. શ્રી શાંતિનાથનું સ્ત્રીરત્ન પણ મરણ પામીને છઠ્ઠી નરકે જ ગયું છે.

૩૦. નવ લોકાંતિક દેવોને એકાવતારી કહ્યા છે તે મધ્યના એક વિમાનવાળા જાણવા. બીજા આઠ વિમાનવાળા દેવોને તો વધારે ભવ પણ કહ્યા છે. એમાં કારણ એણે સંસારપરિત્ત કરેલો તે છે.

૩૧. દેવોમાં દેવી બત્રીશગણી છે, મનુષ્યમાં સ્ત્રીઓ સતાવીશગણી છે અને તિર્યંચમાં તિર્યંચણી ત્રણગણી છે. એકેક દેવને ત્રણ ત્રણ દેવી હોય એવું અઢીદ્વીપના નકશાની હકીકતની બુકમાં લખેલું નથી.

કુંવરજી

અહીં જે 'જીવન્મુક્ત' વિશેષણ આપવામાં આવ્યું છે તે અત્યંત સાર્થક છે. તે અંગે કહ્યું છે કે—

"સર્વ કાળનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા.
"દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત; તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત."

—શ્રીમદ્ રાજચંદ્રજી

એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું. હવે રૂપકથી વિષ્ણુપણું-પુરુષોત્તમપણું વર્ણવે છે:—

શુદ્ધ ચેતનાબ્ધિમાં, અશેષ બોધ-સેજમાં,
ભેટી મુક્તિ-લક્ષ્મી જે સૂતા સદા ય મોજમાં;
પુરુષોત્તમાખ્ય જે ધરે અનંત શક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૨

**શબ્દાર્થ**—શુદ્ધ ચૈતન્યરૂપ સમુદ્રને વિષે, અશેષ બોધરૂપ શય્યામાં, મુક્તિ-લક્ષ્મીને આલિંગન કરી જે નિરંતર આનંદમાં સૂતા છે, એવા જે 'પુરુષોત્તમ' નામ ધરાવનારા વિષ્ણુ અનંત શક્તિ ધારણ કરે છે,—એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

## વિવેચન—

લૌકિક મતમાં વિષ્ણુના સ્વરૂપની આ પ્રમાણે કલ્પના કરવામાં આવી છે કે—વિષ્ણુ સમુદ્રમાં શેષનાગની શય્યા પર લક્ષ્મી સાથે સૂતા છે. તે ઉપરથી અત્રે રૂપક ઘટના કરવામાં આવી છે કે—

શુદ્ધ ચૈતન્યરૂપ સમુદ્ર છે. ત્યાં અશેષ બોધરૂપ શય્યા છે, વિષ્ણુ તો શેષશાયી છે, પણ અત્રે વિલક્ષણતા એ છે કે અશેષ ( શેષ નહિં એવી, બીજો અર્થ સકલ ) બોધરૂપ-સકલ જ્ઞાનરૂપ-કેવલજ્ઞાનરૂપ શય્યા છે, અને તેમાં મુક્તિરૂપી લક્ષ્મીને આલિંગીને ભગવાન સદા આનંદમાં સૂતા છે.

" ज्ञानलक्ष्मीघनाश्लेषप्रभवानन्दनंदितम् ।
निष्ठितार्थमजं नौमि परमात्मानमव्ययम् ॥ "

—શ્રી. શુભચંદ્રાચાર્યજીપ્રણીત જ્ઞાનાર્ણવ

અત્રે વિવક્ષાવશે ચૈતન્ય-જ્ઞાન-મુક્તિ આદિ ભેદ કલ્પનાકૃત છે. વાસ્તવિક રીતે તો શુદ્ધ ચૈતન્ય અને જ્ઞાનમાં કંઇપણ ભેદ નથી, કારણ કે આત્મા-શુદ્ધ ચૈતન્ય કેવલજ્ઞાનમય જ છે. અને શુદ્ધ ચૈતન્ય તથા મુક્તિમાં પણ કંઇ ભેદ નથી, કારણ કે શુદ્ધ ચૈતન્ય એ જ સ્વયં ભાવથી મુક્તિસ્વરૂપ છે. અત્રે ભાવમુક્તિ વિવક્ષિત છે, અને તે તો થઇ જ ચૂકી છે,—દ્રવ્યમુક્તિ ચરમદેહ છૂટતાં થશે.

" नमः समयसाराय, स्वानुभूत्या चकासते।
चित्स्वभावाय भावाय, सर्वभावान्तरच्छिदे ॥ "

—તાત્ત્વિકશિરોમણિ શ્રી અમૃતચંદ્રાચાર્યજી

" શ્રી સમયસારને-( શુદ્ધ ચૈતન્યને ) નમસ્કાર હો !-જે સ્વાનુભૂતિથી પ્રકાશે છે, જે ચિત્સ્વભાવી છે, જે ભાવ છે, અને જે સર્વ ભાવાન્તરનો પરિચ્છેદ કરે છે. "

આવા શુદ્ધ ચૈતન્યના સ્વામી હોવાથી શ્રી અરિહંતરૂપ વિષ્ણુને ' પુરુષોત્તમ ' નામ પણ સાન્વયાર્થપણે બરાબર છાજે છે, કારણ કે ' पुरि शेते इति पुरुषः । ' પુર્ એટલે શુદ્ધ ચૈતન્યમાં જે સૂતા છે તે પુરુષ, અને તેમાં પણ ઉત્તમ તે પુરુષોત્તમ, પરમપુરુષ.

' अस्ति पुरुषश्चिदात्मा '—શ્રી અમૃતચંદ્રાચાર્યજીપ્રણીત પુરુષાર્થસિદ્ધિઉપાય

અને આવા પુરુષોત્તમ હોઈ જે અનંત શક્તિના સ્વામી છેઃ—

" વીર્ય શક્તિ અપ્રયાસતા, શુદ્ધ સ્વગુણ ઉપભોગ હો."—મુનિવર્ય શ્રી દેવચંદ્રજી

એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

હવે ભગવાન્ અરિહંતદેવનું ગોપાલપણું તથા ત્રૈલોક્યગુરુપણું દર્શાવે છેઃ—

દર્શનો છ ધેનુ આત્મ ગોચરે ચરાવતા,
વિશ્વપાલ ગોપ નામ તેથી જે ધરાવતા;
પ્રાપ્ત જે પિતામહા ત્રિલોકના ગુરુત્વને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૩

**શબ્દાર્થ**—આત્મારૂપ ગોચરમાં અથવા પોતાના ગોચરમાં જે ષડ્દર્શનરૂપ ધેનુઓને ચરાવે છે, અને તેથી જે ગોપાલ અને વિશ્વપાલ નામ ધરાવે છે; તથા ત્રણે લોકના ગુરુપણાને પ્રાપ્ત થયેલા જે ત્રિલોકના પિતામહ–દાદા છે,–એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

## વિવેચન—

શ્રી જિનેશ્વરનું આત્મદર્શન એવું સુવિશાલ પરમ ઉદાર સ્યાદ્વાદમય છે, કે તેના એક દેશમાં સર્વ વિશ્વદર્શનો સરલતાથી–સુગમતાથી સમાવેશ પામી શકે છે. હાથીના પગલામાં જેમ બીજાં પશુનાં પગલાં સમાય છે, સાગરમાં જેમ સરિતાઓ સમાય છે, માળામાં જેમ મણકાઓ સમાય છે તેમ અનેકાંત એવા જૈન દર્શનમાં સમગ્ર દર્શનો સમાઈ જાય છે. આત્માનું સ્વરૂપ પણ એવું સ્યાદ્વાદમય છે.

" જિનવરમાં દર્શન સઘળા છે, દર્શને જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે.
ષડ્દર્શન જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જે સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ્દર્શન આરાધે રે. "

—શ્રીમાન્ આનંદઘનજી

# ચોથું અવિરતિસમ્યગ્દૃષ્ટિ અને પાંચમું દેશવિરતિ ગુણસ્થાન

અવિરતિસમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ ગુણસ્થાનમાં કેવા ઉચ્ચ ગુણોનો સમાવેશ થાય છે, તે બહુ ટૂંકામાં જણાવવાનો આ લેખનો હેતુ છે. તે ગુણો હોય તો જ ૪ થું અને ૫ મું ગુણસ્થાન કહી શકાય છે. જે પૂર્વપૂર્વના ગુણસ્થાનમાં ગુણો હોય તે ઉત્તર-ઉત્તર ગુણસ્થાનોમાં હોય જ એમ દરેક સ્થાને સમજી લેવું.

**ચોથું અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન—**

સંપૂર્ણપણે પાપવ્યાપારથી જેઓ વિરમ્યા હોય તે વિરત કે વિરતિ કહેવાય છે, અને જેઓ પાપવ્યાપારથી બીલકુલ વિરમ્યા નથી તે અવિરત કે અવિરતિ કહેવાય છે. પાપવ્યાપારથી સર્વથા નહિ વિરમેલા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ 'અવિરતિ સમ્યગ્દૃષ્ટિ' કહેવાય છે. આ સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અવિરતિ નિમિત્તે થતાં દુરંત નરકાદિ દુઃખ જેનું ફળ છે એવા કર્મબંધને જાણતા છતાં અને પરમ મુનીશ્વરોએ પ્રરૂપેલ સિદ્ધિરૂપ મહેલમાં ચડવાની નિસરણી સમાન વિરતિ છે એમ પણ જાણતા છતાં વિરતિનો સ્વીકાર કરી શકતા નથી તેમ પાલન માટે પ્રયત્ન પણ કરી શકતા નથી; કારણ કે તેઓ અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી દબાયલા હોય છે. તે કષાયો અલ્પ પણ પચ્ચખ્ખાણને રોકે છે. ( છતાં અહીં યમ-નિયમના સ્વીકારનો બાધ નથી કારણ કે અવિરતિસમ્યગ્દૃષ્ટિ આત્માને ઉપાધ્યાયજીકૃત આઠ

---

"ભિન્ન ભિન્ન મત દેખીએ, ભેદદૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ." —શ્રીમદ્ રાજચંદ્રજી

એ અંગે અત્રે રૂપક આપ્યું છે કે સ્યાદ્વાદમય આત્મતત્ત્વરૂપ ગૌચર ( ગાયોને ચરવાની ભૂમિ ) છે-અથવા જિનવરનું નિજદર્શનરૂપ ગૌચર છે તેમાં ૭ દર્શનરૂપ ધેનુ યથેચ્છ ચરે છે; અને તેના ચરાવનારા, પાળક-રક્ષક, ગોપાલ શ્રી જિન અરિહંત છે. 'ગોપ' નો બીજો અર્થ વિશ્વનો પાલક થાય છે, માટે તે વિશ્વપાલ પણ કહી શકાય છે.

વળી ભગવાન્ 'गुरूणां गुरुः आचार्याणां आचार्यः' ગુરુઓના ગુરુ, આચાર્યોના આચાર્ય, મહંતોના મહંત, શ્રીમંતોના શ્રીમંત, ધીમંતના ધીમંત, વંદ્યના વંદ્ય, પૂજ્યના પૂજ્ય છે, એટલા માટે તે ત્રિભુવનગુરુ કહેવાય છે. અને એવા પરમગુરુ હોવાથી તે વિશ્વના પિતામહ-દાદા એવા નામને પાત્ર છે.

એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

આમ થોડા શ્લોકમાં, બ્રહ્મા-વિષ્ણુ-મહેશના યથાર્થ સ્વરૂપનું, તેમજ તદ્વાચક કેટલાક નામોનું, શ્રી અરિહંતમાં ઘટમાનપણું કંઈક વિલક્ષણપણે વર્ણવવામાં આવ્યું. (અપૂર્ણ)

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા



દૃષ્ટિની સજ્ઝાયમાં તેમ જ યોગદૃષ્ટિસમુચ્ચયમાં તેનો સ્વીકાર માનેલો છે. મિથ્યાદૃષ્ટિ તથા અભવી જીવોને પણ યમ-નિયમ હોય છે તો પછી સમ્યગ્દૃષ્ટિને તે હોય તેમાં શું કહેવું? કોઇક જ શ્રેણિકાદિક જેવા આત્માને તે ન પણ હોય.) તથા અવિરતિનિમિત્તક કર્મબંધને અને રાગદ્વેષજન્ય દુઃખને જાણતા છતાં તેમ જ વિરતિથી થતાં સુખને ઇચ્છતા છતાં પણ વિરતિ ધારણ કરવા માટે અસમર્થ થાય છે. પોતાના પાપકર્મને નિંદતા એવા જેણે જીવ-અજીવતું, જડ-ચેતનનું સ્વરૂપ જાણ્યું છે, જેની શ્રદ્ધા અચળ છે અને જેણે મોહને ચલિત કર્યો છે, એવો આ અવિરતિસમ્યગ્દૃષ્ટિ આત્મા હોય છે. આ અવિરતિ આત્માને અંતરકરણના કાળમાં જેનો સંભવ છે તે 'ઉપશમસમ્યક્ત્વ' અથવા વિશુદ્ધ દર્શન મોહની-સમ્યક્ત્વ મોહની ઉદયમાં છતાં જેનો સંભવ છે તે 'ક્ષાયોપશમિક સમ્યક્ત્વ' અથવા દર્શનમોહનીયનો સર્વથા ક્ષય થવાથી ઉત્પન્ન થતું 'ક્ષાયિક સમ્યક્ત્વ'-આ ત્રણ સમ્યક્ત્વમાંથી કોઇપણ સમ્યક્ત્વ હોય છે. આ ગુણના પ્રભાવથી આત્મા સ્વપરની વહેંચણ કરી શકે છે અર્થાત્ દેહ અને આત્માના ભેદજ્ઞાનને પ્રાપ્ત કરે છે. આ ભેદજ્ઞાનની દુર્લભતા વિષે ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીકૃત 'જ્ઞાનસાર'ના વિવેકાષ્ટકમાં કહ્યું છે કે—

देहात्माद्यविवेकोऽयं, सर्वदा सुलभो भवे।
भवकोट्याऽपितद्भेदविवेकस्त्वतिदुर्लभः॥

સંસારમાં શરીર, આત્મા આદિ શબ્દથી વચન અને ચિત્તનો અવિવેક-અભેદ એ સદા સુલભ છે, પરંતુ તે દેહાત્માદિનું ભેદપરિજ્ઞાન-આત્માની એકતાનો નિશ્ચય કોટિજન્મોવડે પણ અત્યંત દુર્લભ છે. સંસારમાં બધાય ભવસ્થ જીવો શરીર અને આત્માની અભેદ વાસનાથી વાસિત જ હોય છે, ભેદજ્ઞાની કોઈક જ હોય છે. સમયપ્રાભૃતમાં પણ કહ્યું છે કે—

सदपरिचिदाणुभूता सव्वस्स वि कामभोगबंधकहा।
एगन्तसुलभो णवरि ण सुलभो विभत्तस्स॥

સર્વ જીવોને પણ કામભોગાદિ બન્ધની કથા સાંભળવામાં આવી છે, પરિચયમાં આવી છે અને અનુભવમાં આવેલી છે તેથી સુલભ છે, પરંતુ વિભક્ત-શરીરાદિથી ભિન્ન એવા આત્માની એકતા સાંભળવામાં આવી નથી, પરિચયમાં આવી નથી અને અનુભવમાં આવી નથી તેથી સુલભ નથી.

સમ્યગ્દૃષ્ટિને આવું ભેદજ્ઞાન હોય છે. તેનો સંસાર તરફનો તીવ્ર આસક્તિભાવ ઓછો થાય છે, તે પૂર્વના અશુભ કર્મના ઉદયથી કદાચ પાપક્રિયામાં પ્રવર્તે તો પણ પશ્ચાત્તાપપૂર્ણ હૃદયે પ્રવર્તે છે અને આત્માને હિતકારી પ્રવૃત્તિમાં ઉલ્લાસપૂર્ણ હૃદયે પ્રવર્તે છે. તેના ગુણોના સ્વરૂપભેદને અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહે છે. નીચેના ગુણસ્થાનની અપેક્ષાએ અહીં અનંતગુણવિશુદ્ધિ હોય છે અને પાંચમા દેશવિરતિ ગુણસ્થાનકની અપેક્ષાએ અહીં અનંતગુણહીનવિશુદ્ધિ હોય છે.

**પાંચમું દેશવિરતિ ગુણસ્થાન—**

જે સમ્યગ્દૃષ્ટિ આત્મા સર્વવિરતિની ઇચ્છા છતાં પણ પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી હિંસાદિ પાપવાળી ક્રિયાઓનો સર્વથા ત્યાગ કરી શકતો નથી, પરંતુ દેશથી-અંશતઃ

ત્યાગ કરી શકે છે તે 'દેશવિરતિ' કહેવાય છે. તેમાં કોઇ એક વ્રતવિષયક સ્થૂલ સાવદ્ય યોગનો ત્યાગ કરે છે, કોઇ બે વ્રત સંબંધી યાવત્ કોઇ સર્વવ્રતવિષયક અનુમતિ વર્જીને સાવદ્ય યોગનો ત્યાગ કરે છે.

અનુમતિ ત્રણ પ્રકારે છે: ૧ પ્રતિસેવનાનુમતિ, ૨ પ્રતિશ્રવણાનુમતિ અને ૩ સંવાસાનુમતિ. તેમાં જે કોઇ પોતે કરેલા કે બીજાએ કરેલા પાપકાર્યને વખાણે તથા સાવદ્યારંભથી તૈયાર કરેલા ભોજનને ખાય ત્યારે '**प्रतिसेवनानुमति**' દોષ લાગે છે તથા પુત્રાદિએ કરેલા હિંસાદિ સાવદ્ય કાર્યને સાંભળે-તેને સંમત થાય પણ તેનો નિષેધ ન કરે ત્યારે '**प्रतिश्रवणानुमति**' દોષ લાગે છે; અને હિંસાદિ સાવદ્ય કાર્યમાં પ્રવૃત્ત થયેલા પુત્રાદિકમાં માત્ર મમત્વ રાખે, પરંતુ તેના પાપકાર્યને સાંભળે નહિ, વખાણે પણ નહિ ત્યારે તેને '**संवासानुमति**' દોષ લાગે છે. તેમાં જે 'સંવાસાનુમતિ' સિવાય સર્વ પાપવ્યાપારનો ત્યાગ કરે તે ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક કહેવાય છે અને સંવાસાનુમતિનો પણ જ્યારે ત્યાગ કરે ત્યારે તે યતિ-સર્વથા પાપવ્યાપારથી વિરમેલો સાધુ કહેવાય છે. કહ્યું છે કે-"સમ્યગ્દર્શન સહિત પોતાની શક્તિના પ્રમાણમાં વિરતિને ગ્રહણ કરતો એક વ્રતથી માંડી છેવટે સંવાસાનુમતિ સિવાય સર્વથા પાપવ્યાપારનો ત્યાગી દેશવિરતિ કહેવાય છે. તે દેશવિરતિ આત્મા પરિમિત વસ્તુનો ઉપયોગ કરતો, અપરિમિત અનંત વસ્તુનો ત્યાગ કરતો પરલોકને વિષે અપરિમિત અનંત સુખ પામે છે. આ દેશવિરતિપણું અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ક્ષયોપશમ થવાથી પ્રાપ્ત થાય છે. આ ગુણસ્થાનકે અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકની અપેક્ષાએ અનંતગુણી વિશુદ્ધિ હોય છે અને તેના જઘન્યથી માંડી ક્રમશઃ ચડતા ચડતા અસંખ્યાતા સ્થાનકો કહ્યા છે. કહ્યું છે કે-'તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ઉત્તરોત્તર વધતી વિશુદ્ધિને પ્રાપ્ત કરતો પૂર્વક્રમે વિશુદ્ધિના અનેક સ્થાનો પર આરૂઢ થાય છે-ચઢે છે, અને અપ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ક્ષયોપશમ કરે છે તેથી તેને અલ્પ અલ્પ પાપવ્યાપારનો ત્યાગ કરવાની બુદ્ધિ થાય છે' અહીં પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ઉદય હોવાથી સર્વથા પાપવ્યાપારનો ત્યાગ હોતો નથી. કહ્યું છે કે-' સર્વથા પ્રકારે પાપવ્યાપારનો ત્યાગ કરવાની ઇચ્છા છતાં પણ તેને દબાવે છે તેથી પ્રત્યાખ્યાનાવરણીય કહેવાય છે.'

એ રીતે દેશવિરતિના સ્વરૂપવિશેષને દેશવિરતિ ગુણસ્થાન કહે છે. મુનિ પુણ્યવિજયજી

## જ્ઞાન-મહિમા

પ્રભુ તેરો ગુન જ્ઞાન, કરત મહામુનિ ધ્યાન;<br>
સમસ્ત આઠો જામ, હૃદેમેં સમાયો હે. પ્ર૦ ॥ ૧ ॥<br>
મનમંજન કરે લાયો, શુદ્ધ સમકિત ઠહરાયો;<br>
વચન કાય સમઝાયો, એસે પ્રભુકું ધ્યાયો હે. પ્ર૦ ॥ ૨ ॥<br>
ધ્યાયો સહી પાયો રસ, અનુભવ જાગ્યો જસ;<br>
મિટ ગયો ભ્રમકો રસ, ધ્યાતા ધ્યેય સમાયો હે. પ્ર૦ ॥ ૩ ॥<br>
પ્રગટ ભયો મહાપ્રકાસ, જ્ઞાનકો મહા ઉલ્લાસ;<br>
એસો મુનિરાજ તાજ, જસ પ્રભુ ગાયો હે. પ્ર૦ ॥ ૪ ॥

# પ્રભાવિક પુરુષો

## પ્રભવસ્વામી (૩)

સૌરીપુરનિવાસી બે વણિકમિત્રો પ્રાતઃકાળે સરિતા કાલિંદીના કિનારે લટાર મારતા ને પોતાના વ્યવસાય સંબંધી વાર્તાલાપ કરતા, એકાંત પ્રદેશ તરફ જઈ રહ્યા હતા. ઉભય બાલ્યાવસ્થાના મિત્રો હતા. અભ્યાસમાં સાથે હતા અને પિતાના વ્યવસાયમાં પણ સાથે જ પડ્યા હતા. લગભગ બન્નેની વય ચાર દાયકા વટાવી ચૂકી હતી ખાધેપીધે સુખી હતા તેમ લક્ષ્મી પણ સારા પ્રમાણમાં સંપાદન કરી હતી, પરન્તુ સંસારમાં જેનો સુખ તરીકે ઉલ્લેખ થાય છે એવા સંતાન-સુખથી ઉભય વંચિત હતા. એ જ માત્ર ચિંતાનો વિષય હતો આમ છતાં જૈન ધર્મના સંસ્કારે પોષાયેલા હોવાથી 'अपुत्रस्य गतिर्नास्ति' જેવા વાક્યમાં ન હતો તેમને કંઇ વિશ્વાસ કે ન હતી એની લોલુપતા. દેવ-ગુરુભક્તિમાં જ પ્રતિદિન તત્પર રહેતા. દાનધર્મનું યથાશક્તિ પાલન કરતા. ભાગ્ય પર વિશ્વાસ રાખી માનવ-જીવન સંતોષપૂર્વક વ્યતીત કરતા. શીત ઋતુમાં સવારે દરરોજ તેઓ નદીકિનારે ફરવા આવતા. આજે પણ એ નિયમનું પાલન કરી, થોડો સમય સવારની તાજી હવાનું સેવન કરી, જ્યાં નિયત કરેલા સ્થળે બેસવાનો વિચાર કરે છે ત્યાં સરિતાના પ્રવાહમાં તણાઈ આવતી એક મંજૂષા તેમની નજરે પડી. સમીપમાં આવતાં જ ઉભય પૈકી એકે ડુબકી મારી, એને ઉપાડી લઇ, કિનારે આણી અને જ્યાં કૌતુકદૃષ્ટિથી એ ઊઘાડે છે ત્યાં જન્મ્યા પછી માંડ જેમને પૂરો મહિનો પણ ગયો નહીં હોય એવા બાળક-બાળિકાના એક યુગલને જોયું. પ્રથમ વિચાર આવ્યો કે આવા સુંદરાકૃતિ બાળકોને આમ કોણે પાણીમાં વહેતી પેટીમાં મૂકયા હશે ? પણ સંસારમાં ચાલતી વિચિત્રતાઓ અને ખેલાઈ રહેલા અવનવા દંભો યાદ આવતાં એ વાત પર ઝાઝો વિચાર ન કરતાં બન્ને કુદરતી રીતે પ્રાપ્ત થયેલ આ જોડકાને લઇ પ્રસન્નતાપૂર્વક ઘેર આવ્યાં. એકે બાળક લીધો ને બીજાએ બાળિકા લીધી. પોતાની પત્નીઓને એ સુપ્રત કરી અને જીવનમાં સંતાનસુખની જે એક માત્ર ઊણપ હતી તે આમ અકસ્માત પૂરી થવાથી એ દિનને ઉત્સવરૂપ માન્યો.

જુદા જુદા ઘરે એ બાળકો વૃદ્ધિ પામતા યૌવનાવસ્થાના આંગણે આવી ઊભા. રૂપ, દેહ અને સ્વભાવમાં સામ્યતા ધરતાં આ બન્નેનું વણિકમિત્રોએ સગપણ કર્યું. જૂના મિત્રો આ રીતે વહેવાઈ-પણાના નવા નાતાથી જોડાયા. શુભ મુહૂર્તે લગ્ન પણ કરી દીધા.

નવપરિણીત યુગલનો મિલન અવસર હતો. રજનીના આગમન ટાણે ઝરુખામાં બેસી ઉભય શેતરંજ રમી રહ્યાં

હતાં. પ્રણયની મધુરી વાણીમાં પરસ્પરના આનંદની વૃદ્ધિ થઇ રહી હતી. જોરથી પાશા નાંખતાં કુમારની મુદ્રિકા આંગળીમાંથી સરી પડી અને તરુણીએ તરત જ એ ઉપાડી લીધી. પોતાની વીંટી જેવી જ આ મુદ્રિકાને જોઇ ઘડીભર તેણીને આશ્ચર્ય ઉપજ્યું. ફેરવી જોતાં એ પર 'કુબેરદત્ત' એવું નામ વાંચ્યું. તરત જ પોતાની મુદ્રિકા કાઢી, એ પર જોયું તો 'કુબેરદત્તા' એવું નામ જણાયું. એ વાંચતાં જ એ આભી બની ગઇ. હાથમાંના પાશા ફેંકી દીધા. 'ઘણું જ ખોટું થયું' એમ કહી ઊભી થઇ ગઇ. કુમારને પણ એકાએક વીંટીઓની મેળવણીથી શું બન્યું ને હસતી-રમતી પ્રિયા એકાએક કેમ રીસાઇ ગઇ એ જાણવાનું કુતુહળ થયું. કુમારે પ્રશ્ન કર્યો-" એવું તે વીંટીમાં શું જાદુ ભર્યું છે કે જેનાવડે ચાલુ રમતમાં ભંગ પાડ્યો અને તને આવો પરિતાપ ઉદ્ભવ્યો ? "

તરુણીએ વીંટીઓ કુમારના હાથમાં આપી જણાવ્યું કે-" એના પર કોતરેલા નામોથી એ વાત તો દીવા જેવી જણાય છે કે આપણે બન્ને એક જ માતાના ઉદરે જન્મેલા સહોદર-ભાઇબહેન છીએ. તમારું નામ કુબેરદત્ત અને મારું નામ કુબેરદત્તા છે. આપણા ચહેરા મેળવતાં પણ એ વાતમાં રહેલું તથ્ય ઊડીને આંખે વળગે છે, છતાં આશ્ચર્યની વાત તો એ છે કે આપણાં બન્નેના લગ્ન કરવામાં આવ્યા છે અને વીંટીનો અકસ્માત ન થયો હોત તો જે પતિ-પત્નીના સંબંધથી જોડાણ કરવામાં આવેલું છે તે સંપૂર્ણપણે દંપતીજીવનમાં પરિણમ્યું હોત. મહાન્ અનર્થ થયો હોત. ધર્મ અને નીતિથી વિરુદ્ધ એવું અધમ આચરણ થયું હોત. કયાં તો આપણા લગ્ન સાંધનાર માતાપિતા આ મુદ્રિકાની વાતથી અજાણ હોય, કિંવા લગ્નનો લ્હાવો માણવા જાણીબુઝીને સંબંધ બાંધવા પ્રેરાયા હોય. બાકી એટલું તો સ્પષ્ટ પૂરવાર થાય છે કે તે આપણા સાચા માતાપિતા નથી જ. આપણ ઉભયને જન્મ દેનારી માતા કોઇ નિરાળી છે અને ગમે તે કારણથી આપણને તેનો વિરહ થયો છે."

કુબેરદત્તાએ જે રીતે વાતના અંકોડા જોડ્યા એ એટલા બંધ બેઠા કે હવે એમાં કુબેરદત્તથી કંઇ જ ભૂલ શોધાય તેવું ન રહ્યું. તે એટલું જ બોલ્યો કે-" હાથ કંકણને આરસીની શી જરૂર ? મારા મા-બાપ તો નીચેના કમરામાં બેઠેલા છે, તેમને પૂછીને ખુલાસો મેળવીએ." તરત જ ઉભય નીચે આવ્યા. કુબેરદત્તે આગ્રહ કરી પોતાના જન્મસંબંધની સત્ય વાત પૂછી અને એ રીતે યમુનાનદીમાંથી મળી આવેલી પેટી પરનો પડદો ઉચકાયો.

દંપતીજીવનની વાત પર હરતાલ દઇ, ઉભય સાચા ભાઇબહેન બની રહ્યા. કુબેરદત્ત વ્યવહારીયાને છાજે તેવા વેપારમાં રક્ત બની દિવસ વ્યતીત કરવા લાગ્યો અને કામમાં વીંટીવાળા બનાવને લગભગ ભૂલી પણ ગયો. પણ કુબેરદત્તા તો નારી હતી, અંગુલી પરની

મુદ્રિકાઓ પર દૃષ્ટિ પડતાં જ તેણીની કોમળ લાગણીઓ નાચી ઊઠતી. પોતાનાથી અજાણપણે કેવું અકૃત્ય થઇ જાત એ વિચાર આવતાં જ ગાત્ર ઢીલા થઇ જતાં ઘડીભર મનમાં થઈ જતું કે એમ થવામાં નિમિત્ત કારણ સમી એ નિષ્ઠુર જનનીને એક વાર શોધવી તો ખરી, પણ વિશાળ જગતમાં નારીહૃદય માટે એ કેવી રીતે શકય બને ? તરત જ મન પાછું પડતું. ઘણી વખત આવા વિચાર-મંથનોએ એના મગજમાં એક વાત નિશ્ચિત કરી કે 'જ્ઞાનદીપકની સહાય હોય તો જનનીને શોધી શકાય અને એ દીપક પ્રગટાવવાનુ એક માત્ર સાધન તે ભાગવતી દીક્ષા. સંસારીજીવનની પ્રથમ સંધ્યાએ ભગ્નાશ થયેલ તરુણી માટે સંસાર તો ખારો થઇ ચૂકયો હતો જ એટલે સંયમનો રાહ એને સુખકર ભાસ્યો. એમાં એને હૃદયસંચિત જિજ્ઞાસાની તૃપ્તિનો, તેમ જ આત્મશ્રેયનો સંભવ જણાયો અને સૌની સંમતિપૂર્વક એક દિવસ એ સંસાર છોડી સાધ્વી બની ચાલી પણ નીકળી. પરિગ્રહની ગાંઠ તોડતાં વિલંબ ન થયો. આનંદ-વિલાસ માણવાના સાધનોને લાત મારતાં પણ વિલંબ ન થયો, છતાં પેલી મુદ્રિકા-દ્વય તો એણે વસ્ત્રના છેડે બાંધી રાખી.

પ્રભવચોરની પલ્લીમાં ચોરાના મધ્ય ભાગે બિરાજમાન થયેલ શ્રી જંબૂમુનિએ સ્વજનનો સંગ કેમ ત્યજી શકાય એવી ચોરવૃંદ તરફથી રજૂ કરવામાં આવેલ દલીલના જવાબમાં 'અઢાર નાતરા (સંબંધ)' તરિકે ઓળખાતાં ઉદાહરણનો ઉપર પ્રમાણે પૂર્વાર્ધ સમાપ્ત કરી જણાવ્યું કે-

"હે ભવ્ય આત્માઓ ! સંસારની વિચિત્રતા કેવી છે ? તે તમે ઉપરના બનાવથી જોઇ શકો છો. માત્ર વીંટી પર કોતરેલા નામોથી રંગમાં ભંગ કેમ પડ્યો એ તમોએ સાંભળ્યું પણ એ પાછળનો ભેદી વૃત્તાન્ત તો હવે આવે છે જે શ્રવણ કરતાં 'અજ્ઞાનતા' માનવીને કેવા નીચ કૃત્યો કરાવે છે, અને કેવી રીતે એ ઊંધાપાટાના જોરે માનવી પશુનું જીવન જીવે છે તેનો સાચો ખ્યાલ આવશે. ભાઇ પિંગળ કહે છે કે 'પુત્ર, પ્રિયા, દુહિતા કે ભગિની કિંવા માતા અને પિતા વિગેરેના સંબંધોને એકદમ છોડી દેવાય શી રીતે ?' પણ એ સંબંધને યમરાજ ટકવા દેતો નથી એ આપણા અનુભવનો વિષય છે. જ્ઞાનીપુરુષો એ માટે જ કહે છે કે-

यथा काष्ठं च काष्ठं च, समेयातां महोदधौ ।
समेयातां व्यपेतां च, तद्वत् भूतसमागमः ॥

મોટા સમુદ્રમાં જુદી જુદી દિશામાંથી તરી આવતાં લાકડા એકઠા થાય છે અને એ લાકડાઓ થોડો સમય સાથે તરે છે. પછી વળી પાછા જુદી દિશામાં વિખરાઇ જાય છે. એવો આ માનવસમાગમ છે. સંસારમાં કર્મના કાયદામાં ફસેલ જીવો જુદા જુદા સંબંધથી એકત્ર થાય છે અને થોડો કાળ સાથે રહ્યાં ન રહ્યાં ત્યાં તો કાળનું આમંત્રણ મળવા માંડે છે અને કરેલ કરણીના ફળ લણવા તેમને ચાલી નીકળવું પડે છે. તેથી સમજુ

આત્માઓએ પ્રાપ્ત થયેલ સંયોગોનો આત્મશ્રેય માટે ઉપયોગ કરવો.

**यो ध्रुवाणि परित्यज्य, अध्रुवं परिसेवते ।**
**ध्रुवाणि तस्य नश्यन्ति, अध्रुवं नष्टमेव च ॥**

અર્થાત્ જે વ્યક્તિ નિશ્ચિત વસ્તુ ચક્ષુ સામે છે તેને વીસરી જઇ, માત્ર સ્નેહની જાળમાં મૂંઝાઇ, કલ્પિત તરંગોમાં મ્હાલે છે, તે પેલી નિશ્ચિત વસ્તુ ગુમાવે છે અને તરંગજાળ તો નશ્વર હોવાથી નષ્ટ થયેલ જ હોય છે.

"હે ભવ્યાત્માઓ! તેથી જ સમયને ઓળખવાની જરૂર છે. કથાનો ઉત્તરાર્ધ ધ્યાનપૂર્વક શ્રવણ કરો, એ પર બરાબર વિચાર કરો, તમારા જીવન સાથે એનો તાલો મેળવો અને પરમાત્મા શ્રી મહાવીર દેવના વચનમાં લાભ જણાય તો એનો અમલ કરવા માટે કમર કસો.

"પ્રવજ્યા અંગીકાર કરી ચાલી નીકળેલા સાધ્વી કુબેરશ્રી ગુરુણીના સમાગમમાં રહી, કાયાને-અને ઇંદ્રિયોને તપથી દમવા લાગ્યા અને આત્માને જ્ઞાનના સંચયથી વિકસ્વર બનાવતા રહ્યા. કર્મના ક્ષયથી આવરણ નષ્ટ થવા માંડ્યા. સમય જતાં તેમને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. એ જ્ઞાનના બળથી તે જોઇ શકયા કે પોતે કોની પુત્રી હતા અને પેલી મુદ્રા પરથી તારવેલું અનુમાન સો ટકા સાચું હતું એ સાથે બીજું પણ જોયું અને આત્મા ઘડીભર એ દશ્યના જોરે અતિ ગ્લાન અનુભવવા લાગ્યો. એકાએક બોલાઈ ગયું: 'આ અધમતા! ભાઈ એવા કુબેરદત્ત સાથે પત્ની તરિકેનો ભાગ ભજવતા માંડ હું બચી અને ભયંકર પાપથી ઉભયનો છૂટકારો થયો, એ જ-કુબેરદત્ત પોતાની જનનીનો પતિ થયો! અરે! વિષય ભોગવવામાં વર્ષો ગાળ્યાં છતાં નેત્ર સામે બંધાયેલ પડલથી કોઈની આંખ ઉઘડી નહીં. સંસાર માણવાના ફળરૂપે તેમને ત્યાં પુત્રનો જન્મ પણ થયો છે. આ કરતાં ભયંકર વિકૃતિ બીજી કઇ સંભવે? આથી વિરૂપ ચિત્ર બીજું કયું હોય? પરંતુ 'મારે તેમની આંખ ખોલવાનો—એ ભૂલેલા માનવીઓની સાન ઠેકાણે આણવાનો યત્ન કરવો.' એવો નિરધાર કરી, ગુરુણીની આજ્ઞા મેળવી, સાધ્વી કુબેરશ્રી જ્યાં ઉપર વર્ણવેલી દશા વર્તી રહી હતી એવી મથુરાનગરીમાં આવ્યા અને એ દંપતી પાસે નજીકનું મકાન રહેવા સારુ માગી લઈ ત્યાં ચારિત્રધર્મનું પાલન કરવાપૂર્વક નિવાસ કર્યો દઢમનોબળી માટે સ્થાન કે વસવાટ સંબંધી યોગ્યતાનો વિચાર ગૌણ બની જાય છે એ વેળા દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવરૂપ મહત્ત્વના ચાર પદ અગ્રભાગ ભજવે છે.

કેવળ પૌદ્‌ગલિક વિષયમાં ક્રીડા જેવું જીવન વીતાવતાં, કુબેરસેના અને કુબેરદત્ત આમ તો ધર્મનો પડછાયો પણ લેતાં નહીં. 'આ ભવ મીઠા, પરભવ કોણે દીઠા' જેવું તેમનું આચરણ હતું. વળી એ વેશ્યાવાસમાં ચાલી ચલાવીને ભાગ્યે જ કોઈ સંત ઉપદેશ દેવા આવતો, એટલે ત્યાંનું વાતાવરણ તો 'રમા અને

રામાતણા, રાગ વિષે સહુ લીન' જેવું જ હતું. પણ કુબેરશ્રી તપસ્વિની ચાલી ચલાવી ત્યાં આવી રહ્યા હતા. અવારનવાર ગોચરી લેવા પણ કુબેરસેનાને ત્યાં આવતાં એટલે તેને ધર્મબુદ્ધિથી નહિં તો વ્યવહારદષ્ટિથી તેમની પાસે દિવસમાં એકાદ વાર આવવું પડતું. કેટલીક વાર નાના બાલુડા સાથે તે સાધ્વી પાસે આવીને બેસતી. તેમના પવિત્ર જીવનમાં અને ચારિત્રધર્મમાં જરા પણ સ્ખલના ન પહોંચે એવી વૃત્તિથી અલગ રહેતી. જાગ્રત દશાની સુવાસ કુબેરસેનાને કાંઇક સ્પર્શવા લાગી હતી. નાનો બાળક કેટલીકવાર ઘરમાં રડીને માતાપિતાને સખ્ત ઉદ્વેગ ઉપજાવતો. થાકીને માતા સાધ્વી સન્મુખ તેડીને આવતી. ત્યાંના શાંત વાતાવરણથી કે પૂર્વભવના સ્નેહસંબંધથી ગમે તે કારણે ત્યાં પગ મૂકતાં જ પેલો રડતો બાળક છાનો રહી, તપસ્વીની પ્રતિ એકીટશે જોઇ રહેતો, એટલે કુબેરસેના રડતા બાળકને લઇ અવારનવાર ત્યાં આવતી.

એક દિવસ મધ્યાહ્નનો સમય થઇ ગયો છે. ભોજનથી પરવારી જ્યાં પિતા આડે પડખે થવાની તૈયારી કરે છે અને માતા પણ પાન ખાઇ, આરામ અર્થે આડી ઢળવા ઇચ્છે છે ત્યાં પેલા અર્ભકે એકાએક રૂદન આરંભી દીધું બહુ બહુ સમજાવ્યો પણ કોઇપણ પ્રકારે છાનો જ ન રહે. માબાપ કવેળાના આ કકળાટથી કંટાળી ગયા. નાઇલાજે કુબેરસેના એ રડતા બાળકને લઇ, સાધ્વી સન્મુખ આવી.

તકની માર્ગપ્રતીક્ષા કરતા સાધ્વી કુબેરશ્રીને આ સમય ઘટસ્ફોટ કરવા માટે યોગ્ય જણાયો. રડતાં બાળકપ્રતિ હસ્ત પ્રસારી તે બોલી ઊઠ્યા—

'હે બાળક! તું મારો ભાઇ, પુત્ર, દિયર, ભત્રિજો, કાકો અને પૌત્ર થાય છે. એ નાતાથી હું કહું છું કે તું છાનો રહે.

હે બાળક! તારો પિતા મારો ભાઇ, પિતા, પિતામહ, ભર્તાર, પુત્ર અને સસરો થાય છે માટે છાનો રહે.

હે બાળક! તારી માતા મારી માતા, પિતામહી, ભાભી, વધુ, સાસુ અને શોકય થાય છે, માટે છાનો રહે.

આવી રીતે અઢાર પ્રકારના સંબંધોથી સંકળાયેલી હું તને રડવાની મના કરું છું.'

મોટા સ્વરેથી બાળકને સંભળાવતા સાધ્વીના શબ્દો કુબેરદત્તના કાને પડ્યા, એમાં રહેલી વિચિત્રતા આંખે ચડી અને કર્ણને કટુ પણ લાગી તેથી તે ત્યાં શીઘ્ર દોડી આવ્યો. કથન પૂરું સાંભળતાં એનો પિત્તો ઉછળ્યો. એ ગર્જી ઊઠ્યો:—

'હે સાધ્વી! આવું વિપરીત કેમ બોલો છો? જો જાતે કુંદન છો તો કેમ કોઇ વસતી આપનાર ન મળ્યું કે જેથી આ ગણિકાને ઘેર આવી રહેવું પડ્યું?'

મનની સ્થિરતા જાળવી કુબેરદત્તના આક્ષેપનો શાંતિથી ઉત્તર આપતાં સાધ્વી કુબેરશ્રી બોલ્યાં:–

'મહાનુભાવ! ગુસ્સો કરવાની બીલકુલ જરૂર નથી. જ્યારથી આ જીવનમાં પગ

મૂકયો ત્યારથી આક્રોશ, પરિષહ કે ઉપસર્ગ સહન કરવાનો અને સમભાવમાં રહેવાનો નિરધાર કરી લીધો જ છે, એટલે આપની તિરસ્કારભરી વાણીથી મને ગભરાવાની કે ઉત્તેજિત બનવાની રંચમાત્ર જરૂર નથી. જો સત્ય અને પરોપકાર જેવા કિંમતી ગુણોનું આકર્ષણ ન હોત, તો મારા પગલાં અહીં થયા પણ નહોત. ચર્મચક્ષુઓથી જે વાત નથી જોઇ શકાતી તે જ્ઞાનચક્ષુઓ સહજ જોઇ શકે છે. ઉકળાટનો ત્યાગ કરી, ધીરજથી એ શ્રવણ કરો.

મથુરાની ગણિકા કુબેરસેનાએ પુત્ર–પુત્રીરૂપ યુગલને જન્મ આપ્યો. મનોહર આકૃતિવાળા એ અર્ભકોને નિરખી, એ બજારુવનિતામાં પણ માતૃત્વનો પ્રવાહ ઉમટ્યો. ઘડીભર એ યુગલિકને ઉછેરવાનું મન પણ થયું છતાં રૂપરક્ષણની વૃત્તિ, દેહવિક્રયની લાલસા, ધનપ્રાપ્તિની આશા અને કુટ્ટિનીના આગ્રહે એ વિચારને ઝાઝો ટકવા ન દીધો વેશ્યાવૃત્તિના સુતરાં નિભાવ અર્થે અપત્યપ્રેમ પર, અણગમતા હૃદયે તાળું દેવાયું. પરિણામે સુંદર મંજૂષામાં એ યુગલને સહોદરપણાનો ખ્યાલ આપતી મુદ્રિકાઓ અંગુલી પર પહેરાવી, મધ્ય રાત્રિએ કાલિંદીના વહેતા નીરમાં વહેતું મૂકયું!

બીજા દિવસથી ગણિકા કુબેરસેનાએ પોતાનો વ્યવસાય પૂર્વવત્ જારી રાખ્યો. 'વેશ્યાનો પતિ પૈસો' એ જનઉક્તિ ખોટી તો નથી જ. કોથળીનું મ્હોં ઢીલું કરનાર કિંવા ખીસા પર કાપ મૂકનાર હરકોઇ વ્યક્તિ રૂપ, રંગ કે દેહરચનામાં ચાહે તેવી હોય છતાં વેશ્યા સાથ સંબંધ જોડી શકે છે. વેશ્યાને એ વ્યક્તિને શય્યાભાગી બનાવવામાં રંચ માત્ર પણ ગ્લાનિ નથી ઉદ્ભવતી. તેથી જ ગણિકાજીવનને કૂતરાચાટની ઉપમા અપાય છે. એથી જ એ જીવન અધમતાની અંતિમ હદરૂપે ઓળખાય છે.

આયુષ્યની દોરી બળવાન એટલે સરિતાના પ્રવાહમાં તરતી પેલી પેટી બીજી સવારે સૌરીપુરના નદીકિનારે ફરવા આવેલા બે વણિકમિત્રોના હાથમાં આવી.સંતાનવિહુણા એ મિત્રોનાઘરમાં પેલા બાળકોના જવાથી અજવાળા થયાં. સારી રીતે અને સંપૂર્ણ લાડકોડથી એક ઘેર બાળક અને બીજે ઘેર બાલિકા ઉછરવા લાગ્યા. વર્ષોના વહેવા સાથે તેઓ તારુણ્યના આંગણામાં આવી ઊભા. હર્ષઘેલા વણિકોને અંગુલી પરની વીંટી જોવાનો વિચાર જ ન આવ્યો. સંતાન–સુખના લ્હાવા પછી લગ્નનો લ્હાવો માણવાનો વિચાર ઉદ્ભવ્યો એટલે ઉભયનો વર–વહુ તરિકેનો સંબંધ જોડ્યો. કર્મે જેમને ભાઇ–બહેન તરિકે પ્રગટાવ્યા હતા એમને મોહના પાશમાં પડેલા માનવીઓએ પતિ–પત્નીનો સ્વાંગ સજાવ્યો. અજ્ઞાનતાના આવરણોમાં વિચિત્રતા વધવા માંડી. જડ એવી મુદ્રિકાએ, મધુરજની માણવા મશગૂલ બની પાસાબાજી રમતાં પેલા યુગલની આંખ ન ઊઘાડી હોત તો દંપતીજીવનનો કક્કો પણ ઘુંટાઇ જાત, નિંદ્ય કર્મના ખાતાની શરૂઆત થાત."

આટલી વાત શ્રવણ કરતાં જ ક્રોધિત

કુબેરદત્તનું મુખ શ્યામ બન્યું. આ સાધ્વી કુબેરદત્તા તો ન હોય ? એવો પ્રશ્ન સહજ ઉદ્ભવ્યો એટલે જ્યાં ચહેરા પ્રતિ મીંટ માંડે છે ત્યાં તો સાધ્વી પુનઃ કહેવા લાગ્યા.

'વીંટી-દર્શને જેમનો દંપતીભાવ છૂટો થયો છે એવી કુબેરદત્તા, થોડો સમય સંસારમાં રહી અને પછી સાધ્વી બની. કુબેરદત્ત પણ વ્યવસાયમાં ચિત્ત પરોવી, સાચો વેપારી બની ગયો તે વેપાર નિમિત્તે મથુરાનગરીમાં આવ્યો. અકસ્માત કુબેરસેના નજરે પડી. તેણીના સૌંદર્યે ઘેરાયેલ તે પુરુષ કામાસક્ત બન્યો. વાસનાઓ ઉભરાઇ આવી. એટલે તે વેશ્યાના મંદિરે પહોંચી ગયો. દ્રવ્ય જ જેનો જીવનમંત્ર છે એવી કુબેરસેનાએ અન્ય કંઇ વિચાર કર્યા વગર એની સાથે વિલાસી જિંદગી આરંભી દીધી. ઉભયના મનમાં મોહરાજ સ્વાર બની બેઠો હતો. એના ઘેનમાં તેઓ આસક્ત થઇ. 'આ ભવ મીઠા ' જેવી ઉક્તિનો રસ લૂંટવા લાગ્યા. ભોગના પરિણામરૂપે પુત્રપ્રાપ્તિ પણ થઇ. કુબેરસેના પાસે ધન ઠીક થયું હતું અને પૂર્વે સંતતિયુગલને ત્યજી દીધાનો ડંક તદ્દન નષ્ટ થયો ન હોવાથી; આ વેળા તેણીએ પેલા અર્ભકનું રીતસર પાલન આરંભ્યું. એ બાલુડો તે આ જ. મેં જે સંબંધો ગણાવ્યા તે સંખ્યામાં અઢાર થાય છે, છતાં આપણા ત્રણમાં એનો સમાવેશ થાય છે. જ્ઞાનદીપકના અજવાળે હું તો દુષ્કૃત્યથી બચી ગઇ. એના અભાવે તમે બન્ને-માતા ને ભ્રાતા ભાન ભૂલી, ન કરવાનું કરી ચૂકયા, પણ 'જાગ્યા ત્યાંથી સવાર ' ગણવા માંડો તો બિગડી સુધરવાનો માર્ગ બંધ નથી થયો."

સાધ્વીએ ઉઘાડી પાડેલી દૂષિત કથાને ન છુપાવવાના ઉપાય તરિકે કુબેરદત્તે સવાલ કર્યો. 'સાધ્વી ! તમારી વાતને સમર્થન કરતો કોઇ પ્રત્યક્ષ પુરાવો બતાવી શકો છો?'

'મોહાસક્ત સહોદર ! હજુ પણ તારી આંખ ન ઊઘડતી હોય, અરે ! આ ઘૃણાજનક વર્તન માટે પશ્ચાત્તાપ ન થતો હોય તો આ મુદ્રિકાઓ જોઇ લે.' એમ કહી સાધ્વીએ વસ્ત્રને છેડે બાંધેલી વીંટીઓ છોડીને રજૂ કરી દીધી.

જંબુસ્વામી ચોરમંડળીને ઉદ્દેશીને બોલ્યા—" મહાનુભાવો ! સંસારનાટકની વિચિત્રતા આવા પ્રકારની છે. વીંટીઓ જોતાં જ માતા-પુત્રના ચહેરા શ્યામ બની ગયા. પશ્ચાત્તાપના પાવકમાં ઉભય બળી રહ્યા. કુબેરદત્ત પાપપંકની શુદ્ધિ અર્થે ચારિત્રવારિની શોધમાં નીકળી પડ્યો. રાગી મટી ત્યાગી બન્યો. કુબેરસેનાથી સંયમ તો ન લેવાણું-અર્ભકનો સ્નેહ ન છોડાયો છતાં તે શુદ્ધ શ્રાવિકામાં પલટાઇ ચૂકી. વિષયવાસના પર ખંભાતી તાળું લગાવી, તપ આચરતી, કર્મને ખંખેરતી, સંસારમાં રહેવા લાગી. જ્ઞાની સાધ્વીએ સ્વાર્થ ને પરમાર્થ બન્ને સાધ્યા.

સંસારના સંબંધ તો આવા છે. માનવભવની પ્રાપ્તિ એમાં લેપાવા સારુ નથી. મનુષ્યની સમજશક્તિનું દીવાણું

ન નીકળ્યું હોય તો કર્મરાજના બંધન જડમૂળથી છેદી નાંખવામાં માનવજીવનનો ઉપયોગ કરો. લાખેણી પળો વહી રહી છે એને જવા ન દ્યો. અમૃતચોઘડીઆમાં બીજા ત્રીજા વિચાર છોડી દઇ, અંતરનો નાદ પારખી, સાચો રાહ સ્વીકારો."

**सर्वमंगलमांगल्यम्, सर्वकल्याणकारणम्।**
**प्रधानं सर्वधर्माणाम्, जैनं जयति शासनम्॥**

દેશના સમાપ્ત થતાં જ સર્વ ચોરો ગુરુદેવના ચરણકમળમાં નમી પડ્યા. એકીસાથે બોલી ઊઠ્યા કે–" ગુરુદેવ! આપની નિર્મળ વાણીએ અમારા હૃદયમાં અજવાળા પ્રગટાવ્યાં છે આપે ચીંધેલો માર્ગ જ એક માત્ર ખરો છે. એ ગ્રહણ કરવાનું અમો 'પણ' લઇએ છીએ

પિંગળ–"સાહેબ! સમય થવા આવ્યો છે છતાં એ અઢાર પ્રકારનો સંબંધ સમજાવશો.

કુબેરદત્તાની વતી ગુરુમહારાજ બોલ્યા કે-

(૧) આ બાળક મારો ભાઇ છે કેમકે બન્નેની માતા એક જ છે. (૨) મારા પતિનો આ પુત્ર છે તેથી મારો પણ પુત્ર ગણાય. (૩) મારા પતિનો સહોદર તેથી મારો દિયર કહેવાય. (૪) મારા ભાઇનો પુત્ર તેથી ભત્રીજો પણ થાય (૫) મારી માના પતિનો ભાઇ તેથી મારો કાકો પણ થાય. (૬) મારી શોક્યનો પુત્ર કુબેરદત્ત ગણુતા એનો પણ આ પુત્ર એટલે મારી દૃષ્ટિએ પૌત્ર લેખાય

હવે કુબેરદત્ત સાથેના છ સંબંધ કહું છું

(૭) બાળકનો પિતા કુબેરદત્ત તે મારો ભાઇ છે. (૮) કુબેરસેના માતાનો ભરથાર તેથી મારા પિતા પણ ખરા (૯) બાળકનો પિતા કુબેરદત્ત તે મારી માતાનો સ્વામી, એટલે મારો પિતા, આ બાળક એનો ભાઇ એટલે મારો કાકો પણ કહેવાય, અને એ કાકાનો પાછો એક રીતે પિતા થાય એટલે કુબેરદત્ત મારો પિતામહ ગણાય. (૧૦) મારી સાથે પરણેલ કુબેરદત્ત મારો પતિ પણ કહેવાય. (૧૧) મારી શોકય કુબેરસેના, તેની કુક્ષીએ ઉપજવાથી તે મારો પુત્ર પણ ગણાય. (૧૨) મારા દિયર(બાળક)નો પિતા એટલે મારો સસરો પણ ગણાય.

હવે કુબેરસેના સાથેના છ સંબંધ કહું છું.

(૧૩) આ બાળકની માતા તે મારી પણ માતા છે. (૧૪) બાળક એવા મારા કાકાની માતા એટલે તે મારી પિતામહી થાય. (૧૫) મારા ભાઇ કુબેરદત્તની સ્ત્રી એટલે મારી ભાભી ગણાય (૧૬) માતા કુબેરસેના જે અપેક્ષાએ શોકય ગણાય અને એનો પુત્ર કુબેરદત્ત એ મારો પણ એ અપેક્ષાથી પુત્ર ગણાય, તેની એ જ કુબેરસેના વહુ હોવાથી મારી પુત્રવધુ પણ કહેવાય. (૧૭) પતિ એવા કુબેરદત્તની માતા તેથી મારી સાસુ પણ લેખાય (૧૮) પતિ કુબેરદત્તની કુબેરસેના બીજી પત્ની હોવાથી મારી શોકય પણ ગણાય.

સાધ્વી કુબેરશ્રીની નજરે ઉપર મુજબ અઢાર સંબંધ અપેક્ષાથી જોડી શકાય.

ચોકસી

# ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો

## સં. ૧૯૯૬ ના ચૈત્રથી ૧૯૯૭ ના આસો સુધીનો

## ૬૦ મો વાર્ષિક રિપોર્ટ ( માસ ૧૯ નો )



ગતવર્ષ આખરે ૬ પેટ્રન, ૩૨૩ લાઇફ મેમ્બર, ૧૩૪ પહેલા વર્ગના મેમ્બર, ૭ બીજા વર્ગના મેમ્બર, ૧ ઑનરરી મેમ્બર મળી કુલ ૪૭૧ સભ્યો હતા, તેમાંથી ગુજરી ગયેલા ને બંધ થયેલા બાદ કરતાં અને નવા થયેલા ઉમેરતાં પ્રસ્તુત વર્ષની આખરે ૬ પેટ્રન, ૩૨૫ લાઇફ મેમ્બર, ૧૫૨ પહેલા વર્ગના મેમ્બર, ૭ બીજા વર્ગના મેમ્બર, ૧ ઑનરરી મેમ્બર મળી કુલ ૪૯૧ સભાસદો રહ્યા છે.

### પેટ્રન

| | |
|---|---|
| ૧ શેઠ માણેકલાલ મનસુખભાઇ. | અમદાવાદ |
| ૨ સર કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ. | મુંબઇ |
| ૩ શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ. | રાણપુર |
| ૪ રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરદાસ જે. પી. | મુંબઇ |
| ૫ શેઠ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ. | મુંબઇ |
| ૬ શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. | મુંબઇ |

### મેનેજીંગ કમિટી

| પ્રમુખ | ઉપપ્રમુખ |
|---|---|
| ૧ શા. કુંવરજી આણંદજી | ૨ રા.રા. જીવરાજભાઇ ઓધવજી |

**સેક્રેટરીઓ**

| | |
|---|---|
| ૩ ગાંધી ચુનીલાલ નાગરદાસ | ૪ શા. અમરચંદ કુંવરજી |
| **ખજાનચી** | **શ્રી જૈન ધર્મ પ્રકાશના તંત્રી** |
| ૫ શા. નેમચંદ ગિરધરલાલ | ૬ શા. નરોત્તમદાસ દેવચંદ |

**મેમ્બરો**

| | |
|---|---|
| ૭ પરી ચુનીલાલ દુલભજી | ૮ શેઠ છોટાલાલ નાનચંદ |
| ૯ શા. ગુલાબચંદ આણંદજી | ૧૦ શા. વિઠ્ઠલદાસ મૂળચંદ |
| ૧૧ શા. જીવરાજભાઇ રતનજી | ૧૨ વોરા પરમાણંદદાસ તારાચંદ |
| ૧૩ વકીલ જગજીવનદાસ શિવલાલ | ૧૪ વકીલ ભાઇચંદ અમરચંદ |

પ્રસ્તુત વર્ષમાં મળેલી મિટીંગોમાં થયેલા કામકાજનો સાર.

પ્રસ્તુત ૧૯ માસમાં બે વખત જનરલ કમિટી ને ત્રણ વખત મેનેજીંગ કમિટી મળી છે ને ૧૧ વખત સરક્યુલર કાઢવામાં આવેલ છે.

૧ સં. ૧૯૯૬ ચૈત્ર વદિ ૧૪ સોમવાર. સરક્યુલરથી ૩ વિનંતિપત્ર મંજૂર કર્યા.

૨ અશાડ શુદિ ૭ ગુરુવાર. મેનેજીંગ કમિટી.

૧ શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ કાયમ પ્રમાણે ઉજવવાનું ઠરાવ્યું.

૨ કારકુન ન્યાલચંદ નરોત્તમદાસની અરજી ઉપરથી તેનો પગાર વધારીને રૂા. ૧૫) ના રૂા. ૨૦) જેઠ માસથી કર્યા.

૩ શ્રાવણ વદિ ૧૦ બુધવાર. સરક્યુલરથી વિનંતિપત્ર ૪ મંજૂર કર્યા.

૪ સં. ૧૯૯૭ કાર્તિક શુદિ ૩ સરક્યુલરથી વિનંતિપત્ર ૧૦ મંજૂર કર્યા.

૫ કાર્તિક વદિ ૦)). મેનેજીંગ કમિટી.

૧ વિનંતિપત્ર ૩ મંજૂર કર્યા.

૨ સં. ૧૯૯૫ ના ચૈત્રથી સં. ૧૯૯૬ ના ફાગણ સુધીનો હિસાબ ને રિપોર્ટ તૈયાર થયેલો વંચાણો ને તે જનરલ કમિટીમાં મૂકવા ઠરાવ્યું.

૩ ચૈત્રીને બદલે કાર્તિકી પંચાંગ છપાવવાનું ઠરાવ્યું.

૪ સભાનો ચાલતો વહીવટ ચૈત્રી વર્ષનો છે તે સં. ૧૯૯૮ ના કાર્તિકથી કાર્તિકી વર્ષ મુજબ રાખવો અને હવે પછી ૧૯ માસનો રિપોર્ટ તૈયાર કરીને મિટીંગમાં રજૂ કરવો.

૫ સભામાં વ્યાજુખાતા છે તેનું વ્યાજ ઘટાડવા બાબત જનરલ સભામાં મૂકવું.

૬ સં. ૧૯૯૭ ના માગશર શુદિ ૨. જનરલ સભા.

૧ સં. ૧૯૯૫ ના ચૈત્રથી સં. ૧૯૯૬ ના ફાગણ સુધીનો રિપોર્ટ ને હિસાબ વંચાવીને મંજૂર કર્યો, તે છપાવીને માગશરના અંક સાથે વહેંચવા ઠરાવ્યું.

૨ સભાના હિસાબમાં ફેર રહે છે તે માટે બીજા પાસે હિસાબ તપાસરાવવાનું ઠરાવ્યું

૩ સભાનું વર્ષ સં. ૧૯૯૮ થી કાર્તિકી રાખવા ઠરાવ્યું.

૪ વ્યાજ બાબત ચર્ચા ચાલતા નિર્ણય ન થયો.

૭ સં. ૧૯૯૭ ના માગશર શુદિ ૮. જનરલ સભા.

૧ જૈન કૉન્ફરન્સનું ૧૫ મું અધિવેશન નીંગાળે ભરવાનું આમંત્રણ આવતાં ૧૧ ડેલીગેટો નીમીને મોકલવા ઠરાવ્યું.

૮ પોસ શુદિ ૧ રવિવાર. સરક્યુલરથી ૩ વિનંતિપત્રો મંજૂર કર્યા.

૯ પોસ વદિ ૧૪ રવિવાર. સરક્યુલરથી ૯ વિનંતિપત્રો મંજૂર કર્યાં.
૧૦ માહ વદિ ૧૪ મંગળવાર. સરક્યુલરથી ૩ વિનંતિપત્રો મંજૂર કર્યાં.
૧૧ ચૈત્ર શુદિ ૧ શુક્રવાર. સરક્યુલરથી ૩ વિનંતિપત્રો મંજૂર કર્યાં.
૧૨ વૈશાખ શુદિ ૧ રવિવાર. સરક્યુલરથી ૩ વિનંતિપત્રો મંજૂર કર્યાં.
૧૩ જેઠ શુદિ ૧ મંગળવાર. સરક્યુલરથી ૩ વિનંતિપત્રો મંજૂર કર્યાં.
૧૪ અશાડ શુદિ ૩ શુક્રવાર. સરક્યુલરથી ૫ વિનંતિપત્રો ૨ મંજૂર કર્યાં.
૧૫ અશાડ વદિ ૯ ગુરુવાર. મેનેજીંગ કમિટી.

૧ વિનંતિપત્રો ૩ મંજૂર કર્યાં.

૨ શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ કાયમ પ્રમાણે ઉજવવા ઠરાવ્યું.

૧૬ ભાદરવા શુદિ ૭ શુક્રવાર. સરક્યુલરથી વિનંતિપત્રો ૨ મંજૂર કર્યાં.

---

સં. ૧૯૯૬ ના ચૈત્રથી સં. ૧૯૯૭ ના આસો સુધી માસ ૧૯ નો નીચે લખેલા ખાતાઓનો ઉપજ ખર્ચ વાંચવાથી આ સંસ્થાની આર્થિક સ્થિતિ સમજી શકાશે.

## ૧. સભા ખાતું

### જમે બાજુ.

૫૧) શા. નાનાલાલ હરિચંદના શ્રેયનિમિત્તે આવ્યા

૧૦ાા≈ કાર્તિક શુદિ ૧ મે ને શુદિ ૫ મે જ્ઞાન પાસે આવ્યા તે.

૩૩૭ા~ લાઇબ્રેરી ખાતે ભેટ આવેલી બુકોના તથા ગ્રંથમાળાની બુકો વિગેરેના.

૩૦૪૬)=ાા બુક વેચાણ ખાતાના વધારાના. ઉધાર બાજુની રકમો ખર્ચ, કમીશન, ઘટ વિગેરેના બાદ કરતા રહ્યા તે.

૩૦ા≈ ખાતા માંડી વાળ્યા તેના.

૫ા~ાા પરચુરણ આવ્યા તે.

૩૪૮૬)=ા

### ઉધાર બાજુ

૪૦ાા૦ાા મુનિરાજ શ્રી વૃદ્ધિચંદજી જયંતી નિમિત્તે પૂજા વૈશાખ શુદિ ૮ મે તેમની મૂર્તિ પાસે પ્રભુ પધરાવીને ભણાવી તેના ખર્ચના.
૨૧ાા≈ાા સં. ૧૯૯૬ માં ખર્ચના. ૧૯ા સં. ૧૯૯૭ માં ખર્ચના.

૧૯ા≈ાા સં. ૧૯૯૭ કાર્તિક શુદિ ૬ સભામાં જ્ઞાન પાસે પ્રભુ પધરાવી પૂજા ભણાવી તેના ખર્ચના

૨૫૫)≈ાા ન્યુસો, માસિકો ને ગ્રંથમાળાઓ વિગેરેના લવાજમના

૩૯ાા૦ાા લાઇબ્રેરીની બુકોના બંધામણના.

૨૧૩ાાન્ા સાધુસાધ્વીને તેમજ સંસ્થાઓને છુટા તથા પ્રતો ભેટ આપી તેના
૧૦૦) મુનિ શ્રી વૃદ્ધિચંદ્રજી જૈનશાળામાં વાર્ષિક મદદના.
૨૦) મુનિ શ્રી વૃદ્ધિચંદ્રજી સામાયિકશાળાને વાર્ષિક મદદના.
૧૨૫) શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાને વાર્ષિક મદદના.
૩૦૬૧ સભાના મકાનમાં ને વખારમાં રાખેલા પુસ્તકોના વિમાના વર્ષ બેના તથા સભાની સામેના નાના મકાનના વિમાના બે વર્ષનાં. ૧૫૩)=-૧૫૩)=
૩૬૦) વખારના ભાડાના. સભાની વેચવાની બુકોની પેટીઓ રાખવા માટે.
 ૭૫) સં. ૧૯૯૪ ના કાર્તિકથી ફાગણ સુધીના માસ ૫ ના રહી ગયેલા તે.
 ૨૮૫) ઉપર જણાવ્યા પ્રમાણે માસ ૧૯ ના ભાડાના રૂ. ૧૫) લેખે.
૯૩ાના ઇલેક્ટ્રિક લાઇટના માસ ૧૯ ના ખર્ચના ભાગ અર્ધાના
૧૭૫)- પોસ્ટેજ ખર્ચના. માસ ૧૯ ના
૬૭૯ાન્ વ્યાજ ખાતામાં ખાધના માસ ૧૯ ના.
૩૨)ાાા લેણાના ખાતા માંડી વાળ્યા તેના.
૭૫ાાા બોર્ડ, બ્રાઉનપેપર, ચોપડા, આંકડાબુકો, નોટપેપર વિગેરેના.
૧૮) કા. મોહનલાલ સાંકળચંદના માસ ૧ાા ના પગારના.
૩૪ાાાાા પરચુરણ ખર્ચના.
૨૫૮૯ાાા

ઉપર પ્રમાણે જમેમાંથી ઉધારની રકમ બાદ કરતાં રૂ. ૮૯૧ાાાાા નો વધારો રહે છે એટલે આ ખાતે બાકી દેવા રૂ. ૧૨૨૧૬ાાાાા હતા તેના રૂ. ૧૩૧૦૮ાાાા થયા છે.

## ૨. સભાસદની ફી ખાતું

### જમે બાજુ

૨૪૦૬ા મકાન ભાડાંના માસ ૧૯ ના.
૪૬૧ાાન્ સભાસદોની ફીના માસ ૧૨ ના.
૨૮૬૭ાાાન્

### ઉધાર બાજુ

૧૭૪૧) નોકર પગારના માસ ૧૯ ના
 ૭૬૦) કા. મોહનલાલ મગનલાલના માસ ૧૯ ના રૂ. ૪૦) પ્રમાણે
 ૩૭૦) કા. ન્યાલચંદ નરોત્તમના માસ ૧૯ ના
 ૩૦) માસ ૨ ના રૂ. ૧૫), ૩૪૦) માસ ૧૭ ના રૂ. ૨૦)
 ૩૮૦) પંડિત જગજીવનદાસ પોપટલાલના માસ ૧૯ ના
 ૨૫) કા. મણિલાલ મૂળચંદના માસ ૨ ના
 ૧૩૦) કા. પોપટલાલ બેચરદાસના માસ ૧૩ ના રૂ. ૧૦)
 ૭૬) બાઇ હેમકોરના પાણી ભરવા વિગેરેના માસ ૧૯ ના રૂ. ૪)
 ૧૭૪૧)

૯૩ાના ઇલેકટ્રિકલાઇટના માસ ૧૯ ના અર્ધા ભાગના
૫૬૩। સભાસદોને શ્રી જૈન ધર્મ પ્રકાશ ભેટ આપ્યું તેના
૪૧૧। બહારગામના ૩૨૯ મેમ્બરના રૂા. ૧। લેખે ૧૫૨) ભાવનગરના મેમ્બરના રૂા. ૧) લેખે
૫૭)॥ લેણાના ખાતા માંડી વાળ્યા તેના ૨૦॥-૩૬॥।
૩૧ાના ગાડલા સંબંધી ખર્ચના
૩૯ાન પરચુરણ ખર્ચના

૨૫૨૫ા॥

ઉપર પ્રમાણે જમેમાંથી ઉધારની રકમ બાદ કરતાં રૂા. ૩૪૨)॥ નો વધારો પડતાં આ ખાતે રૂા. ૪૦૫૩)॥ દેવા હતા તેના રૂા. ૪૩૯૫ાા। થયા છે.

## ૩. લાઇફ મેમ્બરની ફી ખાતું

આ ખાતે રૂા. ૨૯૧૮૦। દેવા હતા તેમાં માસ ૧૯ ના રૂા. ૯૮૯) નો વધારો થતાં આ ખાતે રૂા. ૩૦૧૬૯। દેવા થયા છે. તે રકમ મોટે ભાગે મકાનખાતામાં રોકાયેલ હોવાથી મકાનભાડું જે આવે તે સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવે છે.

### રૂા. ૯૮૯) આવ્યા તેની વિગત

| | | |
|---|---|---|
| ૫૧) | શ્રી વિજયવલ્લભસૂરિ જૈનલાઇબ્રેરી | સુરવાડા |
| ૫૧) | શાહ વલ્લભદાસ ગુલાબચંદ ( તળાજાવાળા ) | ભાવનગર |
| ૫૧) | શાહ મણિલાલ મગનલાલ | ,, |
| ૨૫) | શાહ જીવરાજ તેજપાળ | ,, |
| ૫૦) | શેઠ કરમચંદ લાલચંદ ( કલકત્તાવાળા ) | કચ્છ-ભૂજ |
| ૫૦) | શાહ વલ્લભદાસ મગનલાલ ( ગારીઆધારવાળા ) | ભાવનગર |
| ૫૧) | સલોત શાંતિલાલ જગજીવનદાસ | ,, |
| ૫૧) | વકીલ ચતુર્ભુજ જેચંદભાઇ | ,, |
| ૫૧) | શેઠ રમિકલાલ મોહનલાલ ઝવેરી | મુંબઇ |
| ૫૧) | પારેખ હીરાલાલ ખોડીદાસ | ભાવનગર |
| ૫૦) | શાહ કાંતિલાલ ઉજમચંદ | મુંબઇ |
| ૫૦) | મેતા ડાયાલાલ પ્રાણજીવનદાસ | ભાવનગર |
| ૫૧) | દોશી ધરમચંદ ફુલચંદ ( રાણપુરવાળા ) | મુંબઇ |
| ૫૦) | સ્વ. પુલીબાઇ ઉર્ફે નણબાઇ જૈનલાઇબ્રેરી | અમદાવાદ |
| ૫૧) | શાહ હીરાલાલ જુઠાભાઇ | ભાવનગર |
| ૫૧) | શેઠ જયસુખલાલ રામચંદ ( ઘોઘાવાળા ) | મુંબઇ |
| ૫૧) | પરી હીરાચંદ મણિલાલ ( ઘોલેરાવાળા ) | ભાવનગર |
| ૫૧) | શાહ જશવંતરાય કેશવલાલ | ,, |

૫૧) શાહ છોટાલાલ મગનલાલ ( ખાનદાન ) ભાવનગર
૫૨) ગાંધી પોપટલાલ હરગોવીંદદાસ ( ભાવનગરવાળા ) મુંબઇ
૯૮૯)

## ૪. શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતું

સં. ૧૯૯૬ ના ચૈત્રથી સં. ૧૯૯૭ ના આસો સુધીનું

જમે બાજુ

૧૯૩૫) મનીઓર્ડર ને વેલ્યુ વિગેરેથી રોકડા આવ્યા તે
૫૨।। જાહેરખબર છપામણુના
૫૬૩। જૈન ધર્મ પ્રકાશ સભાસદોને ભેટ અપાય છે તેના
૧૫૨) ભાવનગરના મેં૦ ૧૫૨ રૂા. ૧) લેખે. ૪૧૧। બહારગામન(મેં૦ ૩૨૯) રૂા. ૧। લેખે
૭૫।– કાર્તિકી તથા ચૈત્રી જૈનપંચાંગોના વેચાણુના
૨૬૨૬)–

ઉધાર બાજુ

૧૪૫૯)ના શ્રી જૈન ધર્મ પ્રકાશ પુ. ૫૬ ના અંક ૧૨ છપામણુના
૭૫૩) ફારમ ૬૨।।। છપામણુ રૂા. ૧૨) લેખે ૫૧૪।।– કાગળના
૧૨૯।ા≈।। ફારમ ૬૨ ના પુંઠાના કાગળના ૬૨) પ્રૂફ તપાસવાના.
૧૪૫૯)ના

૪૯૧) માસ ૧૯ ના પોસ્ટેજ ખર્ચના
૧૦૦) જૈનપંચાંગ ચૈત્રી ને કાર્તિકી છપામણુના
૭૩) સં. ૧૯૯૮ ના કાર્તિકી પંચાંગ ૪૫૦૦) ના છપામણુ તથા કાગળના
૪૬)ના કાગળ સંબંધી ભાવફેરના
૩૪।। રેપર છપામણુના તથા કાગળના
૪૨)–। પરચુરણુ ખર્ચના
૧૦૧।।≈ શ્રી જૈન ધર્મ પ્રકાશના હાંસલખોટખાતામાં લેણુા છે તે
૨૩૪૭।૦

ઉપર પ્રમાણે રૂા. ૨૬૨૬)– માંથી રૂા. ૨૩૪૭।૦ જતા બાકી રૂા. ૨૭૮।।૦ના નો વધારો રહે છે તે આ ખાતે બાકી લેણુા રૂા. ૯૪૯।૦ હતા તેમાંથી બાદ કરતાં રૂા. ૬૭૦।≈।। બાકી લેણુા રહ્યા છે.

## ૫. શ્રાવણુ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતું

આ ખાતે રૂા. ૪૨૩૬।।≈।। દેવા હતા, તેમાં વ્યાજના રૂા. ૨૮૭) માસ ૧૯ ના જમે થતાં કુલ રૂા. ૪૫૧૯।।≈।। થયા તેમાં સં. ૧૯૯૬ ને સં. ૧૯૯૭ ની એમ બે વર્ષગાંઠના ખર્ચના રૂા. ૪૩૨।– ઉધરતાં રૂા. ૪૦૮૭।≈।। બાકી દેવા રહ્યા છે.

## ૬. કાર્તિક શુદિ ૬ નું ચા ટિફિન ખાતું.

આ ખાતે રૂા. ૫૩૭)ના દેવા હતા તેમાં માસ ૧૯ ના વ્યાજના રૂા. ૪૭ાા જમે થતાં રૂા. ૫૮૪ાાના થયા, તેમાથી સં. ૧૯૯૭ ના કાર્તિક શુદિ ૬ ના ચા ટિફિન ખર્ચના રૂા. ૪૪)ના બાદ થતાં રૂા. ૫૪૦ાાા બાકી દેવા રહ્યા છે.

## ૭. સભાનું મકાન ખાતું.

આ ખાતે રૂા. ૨૫૧૭૭ાાના મદદની રકમ રૂા. ૨૫૦૦૦) બાદ જતા લેણા હતા, ઉપરાંત પરચુરણ ખર્ચના રૂા. ૩૬ાા૦ાા ઉધરતાં કુલ રૂા. ૨૫૨૧૩ાાા લેણા થયા છે.

આ મકાનનું ભાડું સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવે છે, કારણ કે લાઇફ મેમ્બરની ફી ખાતાની રકમ મોટે ભાગે આ મકાનમાં જ રોકાયેલી છે.

## ૮. વ્યાજ ખાતું.

આ ખાતે રૂા. ૮૦૦)ાા નીચે પ્રમાણે ઉધર્યાં છે. માસ ૧૯ ના.

| | |
|---|---|
| ૪૭ાા કાર્તિક શુદિ ૬ ચા ટિફિન ખાતે | ૧૪૪ાાા શેઠ ત્રિભુવનદાસ ભાણજી જૈન કન્યાશાળા ખાતે |
| ૨૮૩) શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતે | ૪૬)ના બેન મોંઘી લગ્નસ્મારક ખાતે |
| ૨૪૫ાા શ્રી જીવદયા ખાતે | ૯ાા શા. ડાહ્યાભાઇ હકમચંદ તરફથી પ્રભાવના કરવા ખાતે. |
| ૨૩ા શ્રાવણ શુદિ. ત્રીજે માછલાની જાળ છોડાવવા ખાતે | |

૮૦૦)ાા

આ ખાતે સેવીંગ્સ બેંકના વ્યાજના રૂા. ૧૨૦) તથા રૂા. ૦ાાના ઇલેક્ટ્રિકખાતાના ડીપોઝીટના વ્યાજના મળી કુલ રૂા. ૧૨૦ાાના જમે થતાં રૂા. ૬૭૯ા લેણા રહ્યા તે સભાખાતે ઉધારી વાળ્યા છે.

## ૯. સભાની લાઇબ્રેરી ખાતું.

આ ખાતે રૂા. ૯૯૯૫ાાા લેણા હતા તેમાં રૂા. ૪૦૯ાાના નકલ ૩૦૧ ના વધ્યા એટલે કુલ રૂા. ૧૦૪૦૫)ના લેણા થયા, નકલ ૭૯૯૭ થઇ. તેની વર્ગવાર વિગત નીચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| વર્ગ ૧ લો. જૈનધર્મની બુકોના | રૂા. ૩૨૧૯–૩–૯ | બુક નંગ ૩૨૭૨ |
| વર્ગ ૨ જો. સંસ્કૃત બુકોના | રૂા. ૪૨૮–૦–૦ | બુક નંગ ૨૪૩ |
| વર્ગ ૩ જો. નીતિ સંબંધી બુકોના | રૂા. ૩૦૩૭–૦–૬ | બુક નંગ ૨૭૩૩ |
| વર્ગ ૪ થો. લખેલી પ્રતોના | રૂા. ૪૭૭–૨–૦ | બુક નંગ ૯૫ |
| વર્ગ ૫ મો. માસિકની ફાઇલોના | રૂા. ૧૪૦૨–૮–૦ | ફાઇલ નંગ ૬૮૬ |
| વર્ગ ૬ ઠ્ઠો. ઇંગ્રેજી બુકોના | રૂા. ૧૯૭-૧૦-૦ | બુક નંગ ૧૩૦ |
| વર્ગ ૭ મો. ધર્મ સંબંધી પ્રતોના | રૂા. ૧૬૪૨-૧૧-૬ | પ્રતો નંગ ૮૩૮ |
| | ૧૦૪૦૫–૧–૨ | ૭૯૯૭ |

## ૧૦. શ્રી જીવદયા ખાતું

આ ખાતે પ્રથમ તો વ્યાજ જમે કરવું અને જરૂર પડે તે રકમ આપવી એટલું જ કાર્ય હતું, પરંતુ મુ. શ્રી ગિરધરભાઇના અભાવે આ ખાતું સભાને જ સંભાળવાનું થવાથી તે ખાતાની સં. ૧૯૯૬ ના ચૈત્રથી સં. ૧૯૯૭ ના આસો વદ ૦)) સુધીની ઉપજ ખર્ચની હકીકત નીચે જણાવી છે.

**જ**

| | |
|---|---|
| ૫૬૭ | સં. ૧૯૯૬ ના પર્યુષણમાં કરવામાં આવેલી ટીપના. |
| ૫૯૦ાા | સં. ૧૯૯૭ ના પર્યુષણમાં કરવામાં આવેલી ટીપના. |
| ૧૧૬) | બાઇ મણિ કુલચંદના. ટ્રસ્ટી મારફત આવ્યા તે. |
| ૧૭૦) | રૂા. ૩૪૦૦) ના બોન્ડના વ્યાજના |
| ૨૪૫ાા≈ | શ્રી જૈનધર્મ પ્રસારક સભા પાસેથી માસ ૧૯ ના વ્યાજના. |
| ૪૩ા≈ | પરચુરણ પૂજ વિગેરેનાં આવ્યા. |
| **૧૭૩૨ાાા** | |
| | **તથા ઉધાર** |
| ૩૨ા | માગશર શુદિ ૮ શેઠ પ્રેમચંદ રતનજીની વતી પળાવી તેના. |
| ૧૨) | શા. લલ્લુ કુલચંદ તરફથી ઘોઘે મોકલ્યા—બે વર્ષના. |
| ૧૧ા | સાઇકલ ખર્ચના. |
| ૩ાાૂ | પરચુરણ ખર્ચના. |
| **૧૪૪૩ાાાૂ** | |

**ઉ**

| | |
|---|---|
| ૩૬૨ાા≈ | સં. ૧૯૯૬ ના પર્યુષણના દિવસો ૯ પળાવ્યા તેના. |
| ૨૬૪ાાા~ | સં. ૧૯૯૭ ના પર્યુષણના દિવસો ૯ પળાવ્યા તેના. |
| ૭૨) | માસ ૧૮ ના પગારના મામદને. |
| ૨૦) | બે વરસની ટીપની ઉઘરાણી કરનારને |
| ૪૦૨) | સં. ૧૯૯૬ ને ૧૯૯૭ ના સીદસર તથા સામપરામાં રોઝને હાંકવા બાબતના દસક્રોઇમાં ભર્યા. |
| ૩૦૭ાા~ | પરચુરણ દિવસો પળાવ્યા તેના |
| ૪૯ા~ | અશાડ શુદિ ૧૪ બે વરસ પળાવવી તેના. |
| ૧૨૪ા≈ | આસો શુદિ ૧૪-૧૫ બે વરસ પળાવી તેના. |
| ૮૯ા≈ | ચૈત્ર શુદિ ૧૩-૧૪-૧૫ ત્રણ દિવસ ૧૯૯૭ માં પળાવ્યા તેના. |

ઉપર પ્રમાણે ઉપજમાંથી ખર્ચ બાદ જતાં રૂા. ૨૮૮ાા~ નો વધારો પડવાથી આ ખાતે રૂા. ૩૫૦૧ાાા દેવા હતા તેના રૂા. ૩૭૯૦ાા~ દેવા થયા છે.

આ ખાતે રૂ. ૩૪૦૦) ના બોન્ડ છે. આ ખાતાને લઇને સંખ્યાબંધ જળચર જીવોનો બચાવ થાય છે. સુમારે ૫૦ વર્ષ અગાઉ આ ખાતું તેના કાર્યકર્તાઓએ સભાને સોંપેલું છે. આ ખાતાને જેમ બને તેમ વધારે ઉત્તેજન આપી વધારે દિવસો પળાય તેમ કરવાની જરૂર છે.



## સંવત ૧૯૯૭ ના આસો વદિ ૦)) સુધીનું સરવૈયું.

જ

| રકમ | વિગત |
|---|---|
| ૧૪૧૦૮॥≈॥ | શ્રી સભા ખાતે. |
| ૪૩૯૫ા–ાા | શ્રી સભાસદોની ફી ખાતે. |
| ૩૦૧૬૯ા | શ્રી લાઇફ મેમ્બરોની ફી ખાતે. |
| ૪૦૮૭ા≈ાા | શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતે |
| ૫૪૦ા≈ા | કાર્તક શુદિ ૬ ના સ્વામીવાત્સલ્ય ખાતે. |
| ૬૭૮ા≈ | વેચવાની અનેક બુકોના કમિશન ખાતે. |
| ૩૭૯૦ાા– | શ્રી જીવદયા ખાતે. |
| ૨૧૪૬ા–ા | શેઠ ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા ખાતે. |
| ૫૧૦)–ા | બહેન મોંઘી ગિરધરલાલ લગ્ન સ્મારક ખાતે. |
| ૨૩૨)≈ાા | શ્રાવણ શુદિ ૩ જે માછલાની જાળ છોડાવવા ખાતે. |
| ૧૫૪ાા૦ા | શા. ડાહ્યાલાલ હુકમચંદની વતી ઉજમબાઇ જૈન કન્યાશાળામા કાર્તિક શુદિ ૨ જે પ્રભાવના કરવા ખાતે |
| ૧૯૦ાાા૦ાા | શ્રી જૈન બોર્ડિંગ ખાતે. |
| ૧૦૦૦) | ગાંધી અમરચંદ ઘેલાભાઈ બુક છપાવવા માટે. |
| ૧૯૮૪) | પારેખ ચુનીલાલ દુલભજી બુક છપાવવા માટે. |
| ૪૦૦૭ાા–ાાા | બુકો છપાવવા બાબતના જુદી જુદી રકમોના મળીને. |
| ૧૧૬૮ાા– | શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ ખાતે. |
| ૧૪૪૦ાા૦ા | પરચુરણ બુકસેલરો વિગેરેના. |
| ૪૧૮ાાા૦ાા | લાઇફ મેમ્બરોના, વાર્ષિક મેમ્બરોના, લાઇબ્રેરી ડિપોઝીટના વિગેરે. |
| ૪૨૭ાા૦ાા | પરચુરણ ઉપળેક ખાતે. |
| | ૭૦૫૫૦ાા≈ાા |

ઉ

| રકમ | વિગત |
|---|---|
| ૬૭૦ા≈ાા | શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતે. |
| ૧૦૪૦૫)–ા | સભાની લાયબ્રેરી ખાતે. |
| ૩૪ા≈ | ટિકિટના મેળ ખાતે. |
| ૫૪૧૭ાા–ાાા | વેચવાના પરચુરણ પુસ્તકો ખાતે. |
| ૨૪૧૬૭ા૦ા | સભાની છપાવેલી બુકો ખાતે. |
| ૨૫૨૧૩ાાા≈ | સભાના મકાન ખાતે. |
| ૧૬૨૧) | ભાવનગર દરબાર બેંક ખાતે. |
| ૪૪૭ા≈ાાા | સભાના મકાનના ભાડુતો ખાતે. |
| ૧૩૯૦ાા≈ાા | શ્રી. મહોદય પ્રેસમાં છપાવવાના કાગળો ખાતે. |
| ૫૩૫ાાા≈ | બુકસેલરો વિગેરે ખાતે. |
| ૧૦૦) | શા. રતીલાલ વાડીલાલ પુનમચંદ. |
| ૯૮ાા–ા | પરચુરણ મેમ્બરો ખાતે. |
| ૨૫૫)≈ | ઉપળેક ખાતામાં પરચુરણ લેણા છે તે. |
| ૨૫૮ા૦ાા | શ્રી પુરાંત જણશે. |
| | ૭૦૬૧૫ાાા≈ |

આમાં ઉધાર બાજુ રૂા. ૬૫) વધે છે, તેથી હિસાબ તપાસીને ભૂલ કાઢવાની છે.

આ રિપોર્ટ ને હિસાબ માહ વદિ ૮ મે મળેલી જનરલ સભામાં વંચાવીને મંજૂર કરાવવામાં આવ્યો છે.



# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૮ ના પોષ માસની પત્રિકા.

---

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—ચાલુ માસમાં રિવાજ મુજબ સામાયિક, આઠમ ચૌદશ પ્રતિક્રમણ, યાત્રા, તલાટીદર્શન, પ્રભુપૂજા, ગુરુવંદન વિગેરે થઈ રહેલ છે. જૈનાચાર્ય પરમપૂજ્ય મહારાજશ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજશ્રીના કાળધર્મ બાદ ગામમાં અઠ્ઠાઈમહોત્સવ થતાં સૌ વિદ્યાર્થીઓ પૂજામાં તથા દર્શને ગયા હતા.

**આવક:**—

| | રૂ. આ. પા. |
|---|---|
| શ્રી જ. નિર્વાહ ફંડ ખાતે | ૩૨–૦–૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૨૩૧-૧૪-૯ |
| શ્રી કેળવણી ફંડ ખાતે | ૨૫–૦–૦ |
| શ્રી લાયબ્રેરી ખાતે | ૧૫–૦–૦ |
| શ્રી દેરાસર સાધારણ ખાતે | ૧૧–૮–૦ |
| શ્રી જ. ઇનામી ફંડ ખાતે | ૧૩–૦–૦ |
| શ્રી સ્થા૦ ટ્રસ્ટ ફંડ તિથિ ખાતે | ૨૫૧–૦–૦ |

મળેલી મદદ પૈકીમાં રૂા. ૨૫૧)ની રકમ પોષ વદિ ૦))ની એક ટંકની તિથિ માટે ભાવનગર–મહાલક્ષ્મી મિલવાળા શ્રી ભોગીલાલભાઇ મગનલાલે આપી છે.

**જમણવાર:**—

| | |
|---|---|
| ૧. પારેખ ચુનીલાલ દુર્લભદાસ | ભાવનગર |
| ૨. શેઠ મૂળચંદ પુંજીરામની વિધવા બાઈ ગોતી | આગલોદ |

આ ઉપરાંત મુકરર તિથિના તથા અન્ય સાદા ભોજન નીચેના ગૃહસ્થો તરફથી મળ્યાં હતાં.

| | | |
|---|---|---|
| ૧. શેઠ દેવચંદ વનેચંદ પરમાર | મુંબઇ | એક ટંક |
| ૨. શેઠ ચુનીલાલ વીરચંદ હા. છોટાભાઈ | ભાવનગર | ,, |
| ૩. ગાંધી મોતીલાલ ગગલભાઇ હા. શ્રી ચતુર્ભુજભાઇ | ભાવનગર | બંને ટંક |
| ૪. શેઠ વાડીલાલ છગનલાલ | ઉંઝા | એક ટંક |
| ૫. શેઠ જેસીંગભાઇ સારાભાઇ | અમદાવાદ | ,, |
| ૬. શેઠ કલ્યાણજી વીરજી | વેરાવળ | બંને ટંક |
| ૭. શેઠ મોહનલાલ ગિરધરલાલ | અમદાવાદ | ,, |
| ૮. શેઠ મણિલાલ ખીમચંદ | અમદાવાદ | એક ટંક |

| | | |
|---|---|---|
| ૯. શેઠ પાનાચંદ લાલચંદ | પેટલાદ | એક ટંક |
| ૧૦. શેઠ દુર્લભજી રૂગનાથ પારેખ | ભાવનગર | ,, |
| ૧૧. શેઠ અમીચંદ ખૂબચંદ | ફેણસા | ,, |
| ૧૨. બાઇ ઉજમ તે પારેખ ચુનીલાલ દુર્લભદાસના માતુશ્રી હા. શેઠ ટી. સી. બ્રધર્સ. | ભાવનગર | ,, |
| ૧૩. શેઠ ઓતમચંદ નેમચંદ | મુંબઈ | ,, |
| ૧૪. શેઠ મનસુખલાલ અનોપચંદ | અમદાવાદ | ,, |
| ૧૫. શેઠ વીરચંદ માનચંદ | કરજત | ,, |
| ૧૬. શેઠ જગજીવન ગુલાબચંદ | ગુંજાલા | ,, |
| ૧૭. શેઠ ભોગીલાલ મગનલાલ | ભાવનગર | ,, |
| ૧૮. શેઠ ઇશ્વરલાલ શિવલાલ | અમદાવાદ | ,, |
| ૧૯. શેઠ હિમતલાલ વી. દલાલ | પાટણ | ,, |
| ૨૦. શેઠ સ્વરૂપચંદ નેમચંદ શ્રોફ | મુંબઈ | ,, |
| ૨૧. શાહ વનમાળી ઝવેરચંદ ચલાળાવાળા | મુંબઇ | ,, |

ભેટ:—શેઠ ટી. સી. બ્રધર્સ. ભાવનગર. સાકરટેટી મણ ૨)
મુનિશ્રી પ્રેમવિમલજી–સમ્યગ્વિધાજ્ઞાનપ્રકાશ બુક ૧.
મુનિશ્રી જયંતવિજયજી આબૂ–પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ ૨ જો.

**મુલાકાત:**—ગં. સ્વ. શ્રી ભનીબેન અમદાવાદ, શેઠ સ્વરૂપચંદ નેમચંદ મુંબઇ, શેઠ જમનાદાસ મૂળચંદ–અમદાવાદ, સંતોકબેન–જામનગર, શ્રી ગોપાળરાવ વિદ્વાંસ–ભાવનગર.

**મહારાજશ્રી પાસે વંદનાર્થે:**—સ્વ. જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના વિદ્વાન શિષ્ય મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ પાલીતાણે પધારતાં સુપ્રિં, ગૃહપતિ વિગેરે તેમની સામે મોખડકા મુકામે વંદનાર્થે ગયા હતા. તથા તેમના સામૈયા પ્રસંગે સઘળા વિદ્યાર્થીઓ સાથે રહ્યા હતા. ત્યારબાદ તેમના પ્રથમ પ્રવચનનો પણ લાભ સૌએ લીધો હતો.



"ચાલુ વિકટ પરિસ્થિતિના કારણે સંસ્થાની ચાલુ આવક ઘણી ઓછી છે, જ્યારે મોંઘવારીના કારણે ખર્ચ ઘણો આવે છે. સંસ્થાના બાળકોને પોતાના બાળકો માની સ્વા૦ ટ્રસ્ટફંડની તિથિ, દૂધફંડ, આંગીફંડની તિથિ તથા અન્ય મદદ આપી પુન્યાનુબંધી પુન્યના અપૂર્વ અવસરનો લાભ લેશો."

## બે સભાસદોનું ખેદકારક પંચત્વ

### ૧ ભાઈ સુંદરજી હરચંદ-એડન-હાલ પ્રભાસપાટણ

આ ગૃહસ્થ બહુ વર્ષોથી આ સભાના લાઇફ મેમ્બર હતા. તેઓ ૭૮ વર્ષની વયે પોસ શુદિ ૧૦ મે પ્રભાસપાટણમાં પંચત્વ પામ્યા છે. તેઓ બહુ વર્ષોથી વ્યાપારાર્થે એડન રહેતા હતા. ધર્મપરાયણ વૃત્તિવાળા હતા. સભા તરફ પ્રેમવાળા હતા. તેમને એક પુત્રી ને પુત્રીનો પરિવાર છે. અમે તેમના ધર્મપત્ની, પુત્રી તથા અન્ય સંબંધીઓને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને સુંદરજીભાઇના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

---

### ૨ ભાઇ હરગોવનદાસ સોમચંદ-ભાવનગર

આ બંધુ ભાવનગરના રહીશ હતા. કેટલાક વર્ષોથી વ્યાપારાર્થે મુંબઇ રહેતા, હતા. સુમારે પાંચ વર્ષથી કેન્સરનો વ્યાધિ થયો હતો. તેઓ બે પુત્ર ને બે પુત્રીને મૂકીને પોસ વદિ ૦)) ના રોજ ૪૪ વર્ષની વયે ભાવનગરમાં પંચત્વ પામ્યા છે. અમે તેમના બંધુ હીરાચંદ વિગેરે કુટુંબીઓને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેના ધર્મપરાયણ આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

---

## મુનિરાજશ્રી ભુવનવિજયજી ગણિનો સ્વર્ગવાસ

ચારિત્રધર્મનું નિર્દોષપણે આરાધન કરનાર આ મુનિરાજ છેલ્લું ચોમાસું ભાવનગર રહ્યા હતા. શરીર વ્યાધિગ્રસ્ત હતું, પરંતુ જ્ઞાનધ્યાનમાં તત્પર રહેતા હતા. આચાર્ય શ્રી વિજયભક્તિસૂરિ પાસે સં. ૧૯૭૮ માં રાણપુરમાં દીક્ષા લીધી હતી. જ્ઞાનાભ્યાસ સારો કર્યો હતો. ભગવતી પર્યંતના યોગ વહન કર્યા હતા. સંસ્કૃત-પ્રાકૃત ભાષાનો બોધ સારો હતો. તેમની ઇચ્છા અંતભાગે શીહોર જવાની થતા પોસ શુદિ ૯ મે ભાવનગરથી નીકળી શુદ ૧૦ મે શીહોર પહોંચ્યા હતા, ત્યાં તેજ દિવસે રાત્રે પ્રતિક્રમણ કરી, સંથારાપોરસી ભણાવી, પરમાત્માનું સ્મરણ કરતા કરતા રાત્રિના ૧૧ વાગે કાળધર્મ પામ્યા છે. જૈન શાસનમાં એક ગુણી મુનિરાજની ખામી પડી છે, ગુરુને પણ એક યોગ્ય શિષ્યની ખામી પડી છે, પરંતુ ભાવી બળવાન છે. તેની પાસે મનુષ્ય નિરુપાય છે. અમે તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ. એમણે ઉપકાર પણ ઘણો કર્યો છે.

---

## નવા પુસ્તકોની જાહેર ખબર.

૧. **શ્રી સેનપ્રશ્ન ભાષાંતર**—આચાર્ય શ્રી વિજયસેનસૂરિને પૂછાયેલા પ્રશ્નોના તેઓ સાહેબે આપેલા ઉત્તરોનો સેનપ્રશ્ન નામે સંસ્કૃત ગ્રંથ છે. તેનું ભાષાંતર કરનાર આ શ્રી વિજયકુમુદસૂરિ છે. ખાસ પ્રમાણિક ગણાતો આ ગ્રંથ છે. તેનું ભાષાંતર મળી શકતું નહોતું તે હાલમાં મળ્યું છે. કિંમત રૂા. ૧-૮-૦

૨. **શ્રી ઉપદેશ સાર**—પં. શ્રી કુશલસાગરગણિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ આ ગ્રંથ ખાસ વ્યાખ્યાનમાં વાંચવા યોગ્ય છે. નામ પ્રમાણે ગુણવાળો છે. શ્રોતાને સારી અસર કરે તેવો છે. સંપાદક આ. શ્રી વિજયમોહનસૂરિ શિષ્ય આ. વિ. પ્રતાપસૂરિ. કિંમત રૂા. ૨) ગ્રંથાકારે બારપેજી સોળ ફારમનો ગ્રંથ છે. જરૂર મંગાવો.

૩. **વૈરાગ્યરસમંજરી**-પ્રણેતા શ્રી વિજયલબ્ધિસૂરિ-ગ્રંથાકારે બાર પેજી ચાર ફારમ છે. સંસ્કૃત પદ્યબંધ છે. વાંચવા લાયક છે. કીં. માત્ર ચાર આના.

૪. **વિધિયુક્ત પંચપ્રતિક્રમણાદિ**—ચાર વિભાગમાં અનેક ઉપયોગી બાબતોનો સંગ્રહ—સંપાદક મુનિરાજ શ્રી દર્શનવિજયજી. પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા. અમદાવાદ. કિં. રૂા. ૧-૮-૦ સંગ્રહ બહુ સારો કર્યો છે. ખાસ ખરીદ કરવા યોગ્ય છે.

૫. **શ્રી હરિભદ્રસૂરિવિરચિત અષ્ટક પ્રકરણ**—અનુવાદ યુક્ત. પ્રકાશક શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઈ. કિંમત માત્ર ચાર આના. ખાસ વિદ્વત્તાભરેલા ૩૨ અષ્ટકો અર્થ સાથે વાંચી સાર ગ્રહણ કરવા યોગ્ય છે.

૬. **શ્રી યશોવિજય ઉપાધ્યાય વિરચિત જ્ઞાનસાર**—૩૨ અષ્ટક. ઉપાધ્યાયજી મહારાજના પોતાના લખેલા અર્થ સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર પંડિત ભગવાનદાસ હરખચંદ. નામ પ્રમાણે ગુણવાળા આ અષ્ટકો બહુ સરળ છે. તે કંઠસ્થ કરીને વારંવાર પાઠ કરવા લાયક છે. કિંમત દશ આના. બુક પાકી બાંધેલ છે.

૭-૮-૯ **શ્રી પ્રકરણ રત્ન સંગ્રહ**—ભાગ ૧-૨-૩ આ ત્રણે ભાગમાં તેના નામ પ્રમાણે પ્રકરણોરૂપી રત્નોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. સાધ્વી શ્રી લાભશ્રીજીની પ્રેરણા ને પ્રયાસથી છપાવેલ છે.

**દ્રવ્યાનુયોગના અભ્યાસીએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે.**

**ભાગ પહેલો.** જેમાં ખાસ સૂક્ષ્મબોધવાળા ૧૬ પ્રકરણ અર્થ સાથે આપેલા છે. કિં. રૂા. ૧-૪-૦ પોસ્ટેજ ૭ આના.

**ભાગ બીજો.** જેમાં દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ ને જીવાભિગમસંગ્રહણી પ્રકરણ વિગેરે દાખલ કરેલ છે. કિંમત આઠ આના પોસ્ટેજ બે આના.

**ભાગ ત્રીજો.** તેમાં સમયસાર પ્રકરણ, લઘુપ્રવચનસારોદ્ધાર ને ત્રણ પ્રાસંગિક કુલકો અર્થ સહિત દાખલ કરેલ છે. અત્યંત ઉપયોગી છે. કિંમત પાંચ આના.

### ૧૦. શ્રી યુગાદિ દેશના ભાષાંતર.

શ્રી સોમમંડનગણિવિરચિત સંસ્કૃત ગ્રંથનું અક્ષરશઃ ભાષાંતર—સોળ ફારમનું, ઘણું રસિક હોવા સાથે આત્મતત્વ પ્રાપ્ત કરાવે તેવું છે. કિંમત આઠ આના.

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ—શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી

# જૈન ધર્મ પ્રકાશ

અંક ૧૨ મો

પુસ્તક ૫૭ મું




ફાગણ

વિક્રમ સંવત્ ૧૯૯૮

વીર સંવત્ ૨૪૬૮

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર




પુસ્તક ૫૭ મું } ફાગણ { વીર સં. ૨૪૬૮
અંક ૧૨ મો } { વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । (મુદ્રાલેખ)

# प्रभु को मत भूल ।



प्रभु को कभी नहीं तु भूल, बनाले येही एक उसूल[1] ॥ प्रभु० ॥

प्रभु नाम ही सार जगत में, और है सर्व फिजूल ।
प्रभु प्रभु में तन्मय होकर, मिटावे भव की शूल[2] ॥ प्रभु० ॥ १ ॥

प्रभु प्रवहण में बैठ आतम तु, मचा न भव में तूल ।
मात तात सुत दारा में तुं, पुंजी न खोना मूल ॥ प्रभु० ॥ २ ॥

देह आतम का भेद समझ के, अब मत करना भूल ।
अब मुश्किल से अवसर पाया, ना जाने पावे फिजूल ॥ प्रभु० ॥ ३ ॥

मोजशोख सब कर न्योछावर, नरभव श्रेष्ठ अमूल ।
देवों को भी दुर्लभ है यह, है यह रत्न अमूल ॥ प्रभु० ॥ ४ ॥

राज मिला है तुझ को उत्तम, मत करना प्रतिकूल ।
बार बार बस येही विनय है, कर लेना अनुकूल ॥ प्रभु० ॥ ५ ॥

राजमल भंडारी-आगर

१ नियम । २ भव की पीडा ।

# પાંચમી અન્યત્વ ભાવના

## દોહરા.

ૐ શ્રી વીરજિનેશ્વરા, શાસનપતિ શિરતાજ;
વંદું વિનયે ચરણદ્વય, તારણતરણ જહાજ. ૧

આજ્ઞા પાળે સંઘ તે, વર્તે વીર્યોલ્લાસ;
વધતે ભાવે ભાવના, ભાવે આત્મવિલાસ. ૨

બાહ્ય કુટુંબ ન માહરું, માતપિતાદિક જેહ;
ભવભવ મૂકી નવાં કર્યાં, મોહ પ્રભાવ અછેહ. ૩

વિવેક પ્રબલાસ્ત્રે કરી, મોહ હણાયે સદ્ય;
માટે સ્વત્વ પરત્વને, વિચારી લે અનવદ્ય. ૪

ક્રોધાદિક અંતરંગ જે, કુટુંબ અનર્થકાર;
વિચારી ક્ષાન્ત્યાદિક કુટુંબ, સાથ ધરી રહે પ્યાર. ૫

શાન્તસુધારસ સ્વાદ તો, મળશે જ્ઞાન પ્રભાવ;
સર્વ ક્રિયા સાચી થશે, તરવા ભવદધિ-નાવ. ૬

( હમ તો હૈ આશક તેરે—એ ગઝલની રાહ )

જ્ઞાની છતાં અન્યની ભૂંડી સોબતે ગાંડો રહ્યો;
જૂઠું જે અજીવ પુદ્ગલ તેના મોહે મોહી રહ્યો જ્ઞાની૦ ૧

મૂર્ખપણે ધૂમ્રના બે હાથે ભરે બાચકા તો;
કલેશ વિના બોલ બીજો ફાયદો ભલો લહ્યો. જ્ઞાની૦ ૨

ઘરના સુખના ભાન વિના બાથ ભરે આભ સાથે;
એ તો વંધ્યાપુત્રને રમાડવા ઉલ્લાસ ધર્યો. જ્ઞાની૦ ૩

દૃશ્ય જે આ દેહ તથા અરૂપી આકાશ આદિ;
સર્વ એ વિભાવ જુદા જાણુ જો જિજ્ઞાસુ થયો. જ્ઞાની૦ ૪

"આપ સમું બળ નથી" એ ન્યાયથી વિચાર કરી જો;
અન્ય આ ઉચ્છિષ્ટ છોડ નર્કમાં શું ગર્ક થયો ? જ્ઞાની૦ ૫

માગી લાવ્યા અલ્પકાળ પહેરવા કોઈનું ઘરાણું;
એવો છે સંજોગ બધો જાય છે પ્રવાહ વહ્યો. જ્ઞાની૦ ૬

માટે જૈન સેવકે ભલી ભાવના અન્યત્વ ભાવી;
અન્યની મમતા મૂકી દે સાર સિદ્ધાન્તે કહ્યો. જ્ઞાની૦ ૭

સ્વ૦ સદ્૦ કર્પૂરવિજયજી મહારાજ

# महावीर की सहिष्णुता

( तर्ज-धरम को भूल गये मेरे प्यारे भाई )

धरम हित वीरने ही, लाखों कष्ट उठाये ।

देश विदेश देशना देकर, भव्यजनों को तारे ।
सत्य मार्ग जग को बतला कर, क्रूर कर्म संहारे ॥ १ ॥

अनार्य देश में ग्वालोंने ही, कानों खीले ठोके ।
इन्द्र मदद की करे प्रार्थना, उसको प्रभुजी रोके ॥ २ ॥

फिर दुष्टोंने खीर पकाई, पैरो अग्नि जलाई ।
तो भी प्रभुने समता राखी, आह नही सुनाई ॥ ३ ॥

सर्प चंडकोशिकने भी तो, पैरो डंक लगाये ।
उसको भी प्रभुने उपदेशा, भद्रानंद सुणाये ॥ ४ ॥

# श्री मुनिसुव्रतस्वामी स्तवन

( तर्ज-आनंद का डंका )

मुनिसुव्रत नाथ बसे मन में, नहिं अन्य देव मुझ को भावे ।
दिनरात सदा तव ध्यान रहे, प्रभु ऐसी मम मति हो जावे ॥ टेर ॥

जिम नृत्य में ध्यान रहे नट का, पनिहारिन का ज्यों हो घट में ।
त्यों ध्यान रहे मम तव पद में, जिससे न कभी गोते खावे ॥१॥

सब देव राग के धारी है, अरु संग में उनके नारी है ।
वे काम क्रोध अवतारी हैं, जिससे नहि हम उनको ध्यावे ॥२॥

तुम राग द्वेष संहारी हो, औ गुणगण में भी भारी हो ।
तुम ब्रह्मरूप अविकारी हो, जिससे ही हम तव गुण गावे ॥३॥

जय ध्येय ध्यान अरु ध्याता का, तल्लीनपना हो जाता है ।
तव निश्चय भद्रानंद मिले, बहु उत्तम शिवसुख को पावे ॥४॥

—भद्रानंद

श्रीविजयपद्मसूरिविरचिताजितशान्तिस्तववृत्तानुसारि

# श्रीसिद्धचक्रस्तोत्रं

( સ્પષ્ટાર્થ સહિત )

( ગતાંક પૃષ્ઠ ૩૬૧ થી શરૂ )

## શ્રી આચાર્યપદ સ્તોત્ર

राग–कुरुजणवयहत्थिणाउर०

मुणिगणपवरे वरायरणपचले तइअंगवुत्तपंचप्पहावपत्ते विसुद्धसीले ।
पंचक्खोहदमणपगुणणट्ठमयसरलपसमसमिइए ॥
खंते णम्मे भवयकसायप्पघायमुक्के ।
थिरहिअयजुगपवरवरजाइकुलजिणाहिवसासणगयणदिवायरंसुसरिसे ॥
जइधम्मचरणपवणरयणीसदित्ती संणममि ।
भावणासंसग्गे विण्णाणी तत्तए आयरिए ॥ वेड्ढओ ॥ ११ ॥

**સ્પષ્ટાર્થ**—ત્રીજા પદમાં રહેલા શ્રી આચાર્ય મહારાજ–मुणिगणपवरे=મુનિના ગણમાં–સમુદાયમાં પ્રધાન છે, તથા वरायरणपच्चले=મુનિધર્મ( સંયમધર્મ )ના ઉત્તમ આચારો પાળવામાં સમર્થ છે, તથા तइअंग=શ્રી સ્થાનાંગજી નામના ત્રીજા અંગમાં ( સિદ્ધાન્તમા ) वुत्त=કહેલા पंचप्पहाव=આચાર્ય મહારાજના પાંચ અતિશયોને पत्ते=પામેલા છે, विसुद्धसीले=નિર્મળ શીલગુણને ધારણ કરનારા છે, તથા पंचक्खोह=પાંચ ઇન્દ્રિયોના સમૂહને दमण=દમન કરવામાં पगुण=નિપુણ છે, અને णट्ठमय=નાશ કર્યા છે આઠ મદ જેમણે એવા, અને મદ નાશ પામવાથી सरल=ઋજુ–સીધા સ્વભાવવાળા છે, તથા पसम=પ્રશાન્ત સ્વભાવવાળા છે, समिइए=પાચ સમિતિને પાળનારા છે, તથા खंते=ક્ષમા ગુણવાળા છે, તથા णम्मे=નમ્ર સ્વભાવવાળા છે, તથા भवय=ભવને આપનારા, એટલે સંસારને વધારનારા कसाय=ચાર કષાયોના प्पघाय=પ્રઘાતથી–પ્રહારથી मुक्के=મુક્ત થયેલા છે. ( એટલે ચાર કષાય રહિત છે ) તથા थिरहिअय=સ્થિર હૃદયવાળા છે, जुगपवर=યુગમાં પ્રધાન અથવા યુગપ્રધાન છે वरजाइकुल=ઉત્તમ જાતિ ને વંશવાળા છે. અને जिणाहिव=તીર્થંકર પ્રભુના सासणगयण=શાસનરૂપી આકાશને વિકસ્વર બનાવવાને दिवायर-अंसुसरिसे=સૂર્યના કિરણ જેવા છે. એટલે જિનેશ્વર પ્રભુના શાસનનો પ્રકાશ કરનારા, તથા जइधम्मचरण=યતિના ધર્માચરણરૂપ જે ચારિત્ર તેમાં पवण=નિપુણ છે रयणीस=ચન્દ્ર સરખી दित्ती=કાન્તિ–તેજવાળા છે. ( એટલે ચારિત્ર-ધર્મવડે શીતળ સ્વભાવવાળા છે ) તથા भावणासंसग्गे=મુનિધર્મની મહાવ્રત

સંબંધી પચીસ ભાવનાઓના અથવા અનિત્યાદિ બાર ભાવનાઓના સંસર્ગવાળા છે. ( એટલે ભાવનાઓથી આત્માને ભાવનારા છે ), તથા વિण्णाणी=અંગાદિ સૂત્ર વિગેરેના વિજ્ઞાનવાળા અને तत्तप=ભવ્ય જીવોને નવતત્ત્વો સમજાવનારા ( આચાર્ય પદના સ્વરૂપવાળા ) એવા आयरिए=શ્રી આચાર્યભગવાનને संणममि= વિધિપૂર્વક પરમ ઉલ્લાસથી હું નમસ્કાર કરું છું.

આ વેષ્ટક છંદ છે. આ વેષ્ટક છંદનું લક્ષણ નવમી ગાથાના વેષ્ટક છંદના લક્ષણથી જુદું પડે છે. તે આ પ્રમાણે—જે છંદમાં પહેલા-શરૂઆતમાં પગણ, પછી બે તગણ હોય અને તે પછી ક્રમસર એક લઘુ અક્ષર, પછી એક ગુરુ અક્ષર, છ ટગણ, બે ગુરુ અક્ષર, સાત ટગણ, લઘુ અક્ષર, ગુરુ અક્ષર, પગણ, બે ટગણ, તગણ, ચગણ, ગુરુ અક્ષર, પછી નવ ટગણ, બે લઘુ અક્ષર, પછી એક ગુરુ અક્ષર, ૪ ટગણ, ૨ ગુરુ, ૨ ટગણ, ચગણ, ૩ ગુરુ અક્ષરવાળા ટગણ, ૨ લઘુ અક્ષર અને છેવટે એક ગુરુ અક્ષર હોય તે (વિલક્ષણ) वेष्टक છંદ કહેવાય. ૧૧

राग-तं संति संतिकरं०

सुत्तत्थण्णे विदए, गीयत्थे भव्वगुणे ॥
सूरी गच्छाहिवई, सेवामि सव्वया ॥ रासानंदिअयं ॥ १२ ॥

**સ્પષ્ટાર્થ**—તે શ્રી આચાર્ય મહારાજા—सुत्तत्थण्णे=સૂત્ર, અર્થ અને સૂત્રાર્થના જાણનાર છે. તથા विदए=સૂત્રને અનુસરતા અર્થને આપનારા છે. ( એટલે આચાર્ય અર્થ ભણાવે અને ખાસ કારણે સૂત્ર પણ ભણાવે, તથા ઉપાધ્યાય સૂત્ર ભણાવે એવી મર્યાદા છે. ) તથા गीयत्थे=ઉત્સર્ગ અપવાદ માર્ગના સત્ય તત્ત્વને જાણનારા છે. તથા भव्वगुणे=ભવ્ય-સુંદર ગુણવાળા છે. ( આચાર્ય ૩૬ ગુણવાળા છે. ) અને गच्छाहिवई=ગચ્છના અધિપતિ એવા ત્રીજા પદમાં રહેલા सूरी= શ્રી આચાર્યભગવંતોને હું सव्वया=સર્વદા-નિરન્તર सेवामि=સેવું છું.

આ રાસાનંદિતક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જે છંદના પહેલા પાદમાં અને બીજા પાદમાં અનુક્રમે બે ટગણ, બે લઘુ અક્ષર અને છેવટે એક ગુરુ અક્ષર હોય. અને ત્રીજા પાદમાં બે ટગણ, એક લઘુ અક્ષર, પછી એક ગુરુ અક્ષર હોય તથા ચોથા પાદમાં બે ટગણ, એક ગુરુ અક્ષર હોય તે રાસાનંદિતક નામનો છંદ જાણવો. ૧૨

राग-इक्खागविदेहनरीसर०

चिण्णायसुवण्णमहागुणमुणिपवरा करणहरा ।
गणसारणपमुहविहायग विगयमया निउणनया ॥
वरदंसण पावणजोगविगरकण पसमहरा दुरियहरा ।
गयगारवे सरामि सया हयसवलगणे कयसरणे ॥ चित्तलेहा ॥ १३ ॥

સ્પષ્ટાર્થ—તે શ્રી આચાર્યમહારાજ વિશેષે કરીને જાણ્યા છે विण्णाय=વિજ્ઞાત, सुवण्ण=સોના સરખા महागुण=ઉત્તમ ગુણો જેમણે એવા છે. તેથી मुणिपवरा=મુનિઓમાં શ્રેષ્ઠ ગણાય છે. તથા करणहरा=ઇન્દ્રિયોના વિષયોને દૂર કરનારા છે તથા ચરણસિત્તરીને સેવનારા છે. તથા गण=ગચ્છના મુનિઓને सारणपमुह=સારણા, વારણા, ચોયણા ને પડિચોયણા विहायगा=કરનારા છે. શ્રાવકધર્મજાગરિકા નામના ગ્રંથમાં સારણાદિકનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. તથા આચાર્યપદનું ધ્યાન પીતવર્ણે કરાય છે, તેનું કારણ સોનાના આઠ ગુણો આચાર્યમાં ઘટાવીને સમજાવ્યું છે. તથા विगयमया=આઠ મદ રહિત છે. તથા निउणनया=નિપુણ નયવાળા એટલે નય, ગમ, ભંગ વિગેરેને સમજાવવામાં અતિ નિપુણતાવાળા છે, તથા वरदेसण=ઉત્તમ દેશનાને આપનારા છે. મન, વચન તથા કાયાના पावणजोग=પવિત્ર યોગોમાં વર્તનારા છે. અને वियक्खण=દ્રવ્યાદિને ઓળખવામાં વિચક્ષણ–કુશળ છે, તથા पसमहरा=ઉપશમના ઘરરૂપ, છે, અથવા ઉપશમ ગુણને ધારણ કરનારા છે. તથા दुरियहरा=દુરિત–આરાધક જીવોના પાપોને હરનારા–નાશ કરનારા છે. તથા गयगारवे=રસગારવ, ઋદ્ધિગારવ ને શાતાગારવ એ ત્રણ ગારવથી રહિત છે તથા हयसवलगणे=હણેલ છે પોતાના અશુભ યોગબળનો સમૂહ અથવા ૨૧ સબળ દોષનો સમૂહ જેમણે તથા कयसरणे=ભવ્યજીવોએ જેમનું શરણ ગ્રહણ કર્યું છે એવા શ્રી આચાર્યભગવંતોનું હું सया=નિરન્તર सरामि=સ્મરણ કરું છું.

આ શ્લોકની **ચિત્રલેખા** છંદમાં રચના કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જે છંદના પહેલા પાદમાં ને બીજા પાદમાં તગણ, ટગણ, તગણ, બે ટગણ, બે લઘુ અક્ષર, છેવટે એક ગુરુ અક્ષર આ પ્રમાણે અક્ષરરચના હોય, ને ત્રીજા પાદમાં તગણ, ટગણ, તગણ, ત્રણ ટગણ, બે લઘુ અક્ષર અને છેવટે એક ગુરુ અક્ષર હોય તેમજ છેલ્લા ચોથા પાદમાં તગણ, ટગણ, તગણ, બે ટગણ ચગણ અને છેવટે એક ગુરુ અક્ષર હોય તે ચિત્રલેખા નામનો છંદ કહેવાય. ૧૩

राग—देवदाणविंदचंद०

सारणाइणा गणम्मि सव्वसाहुरक्कगे पसण्णविमल—
दिट्ठिकायभासणे रसायणे विहारभद्दपगुण ॥
चत्तमत्तदूसणे गरिट्ठसीलभूसणप्पधरण ।
दोसवंददंसगे विणासिपप्पमायसूरिसिट्ठपायवरकए पवंदे ॥ नारायओ ॥१४॥

સ્પષ્ટાર્થ—તે શ્રી આચાર્યમહારાજ–सारणाइणा=સારણા, વારણા ઇત્યાદિકવડે गणम्मि=ગચ્છને વિષે सव्वसाहु=સર્વ સાધુઓનું रक्कगे=રક્ષણ કરનારા છે, પહેલાં સંક્ષેપમાં જણાવેલી બીનાને અહીં વિસ્તારથી જણાવી છે. તથા पसण्ण=સંતોષવાળા અને विमलदिट्ठिकायभासणे=નિર્મળ દષ્ટિવાળા, નિર્મળ કાયાના વ્યાપાર કરનારા અને નિર્મળ ઉપદેશ કરનારા છે, તથા ભવ્ય જીવોના ભવરોગને દૂર

કરવામાં रसायणे=રસાયણ ઔષધની જેવા છે, તથા विहारमद्द=જેમનો વિહાર (વિહાર વા ચર્યા) જીવોને કલ્યાણકારી છે એવા તથા पगुण=ઉત્કૃષ્ટ ગુણવાળા છે, તથા चत्तमत्तदूसणे=આહારના બેંતાલીશ દોષોનો ત્યાગ કરનારા છે, તથા गरिट्ठसीलभूसणप्पधरण=ઉત્તમ અઢાર હજાર ભેદવાળા શીલરૂપી આભૂષણોને સારી રીતે ધારણ કરનારા છે તથા સંસારી જીવોને અંગે दोसवंददंसगो=કર્મદોષના સમૂહને દેખાડનારા છે કે જે દોષનું સ્વરૂપ જાણીને ભવ્ય જીવો દોષથી નિવૃત્ત થવા ઇચ્છે. એવા विणासियप्पमाय=પ્રમાદને દૂર કરનારા सूरिसिद्धपायवरकप=શ્રેષ્ઠ આચાર્યોના ઉત્તમ ચરણકમળોને હું पवंदे=વિધિપૂર્વક પરમ ઉલ્લાસથી નમસ્કાર કરું છું. ૧૪

આ શ્લોકની રચના નારાચક છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું:— જે છંદમાં અનુક્રમે પહેલો અક્ષર ગુરુ અને બીજો અક્ષર લઘુ હોય. આવા ત્રણ માત્રાવાળા નવ ચગણ શરૂઆતમાં હોય, તે પછી નગણ હોય. ત્યારબાદ આઠ ચગણ, પછી નગણ, પછી આઠ ચગણ ને નગણ હોય, તે પછી દસ ચગણ, નગણ, ચગણ ને છેલ્લા બે ગુરુ અક્ષર હોય તે નારાચક નામનો છંદ જાણવો.

માત્રાની ગણત્રીથી જે ગણ બને તે માત્રાગણ કહેવાય, તેવી રીતે ગુરુ-લઘુ અક્ષરની ગણત્રીથી બનેલા જે ગણ તે અક્ષરગણ કહેવાય. તેવા અક્ષરગણ આઠ છે. તેનું સ્વરૂપ આ પ્રમાણે જાણવું:—

| | | |
|---|---|---|
| ૧ म ગણ-જેમાં ત્રણે અક્ષર ગુરુ હોય. | સ્થાપના | ऽऽऽ |
| ૨ न ગણ-જેમાં ત્રણે અક્ષર લઘુ હોય. | ” | ।।। |
| ૩ भ ગણ-જેમાં પહેલો અક્ષર ગુરુ અને છેલ્લા બે લઘુ હોય. | ” | ऽ।। |
| ૪ य ગણ-જેમાં પહેલો અક્ષર લઘુ અને બે અક્ષર ગુરુ હોય. | ” | ।ऽऽ |
| ૫ ज ગણ-જેમાં આજુબાજુ લઘુ અને વચલો ગુરુ અક્ષર હોય. | ” | ।ऽ। |
| ૬ र ગણ-જેમાં વચલો અક્ષર લઘુ ને બે બાજુના બે અક્ષર ગુરુ હોય. | ” | ऽ।ऽ |
| ૭ स ગણ-જેમાં પહેલા બે અક્ષરો લઘુ અને છેલ્લો અક્ષર ગુરુ હોય | ” | ।।ऽ |
| ૮ त ગણ-જેમાં પહેલા બે અક્ષર ગુરુ ને છેલ્લો અક્ષર લઘુ હોય. | ” | ऽऽ। |

આ બીના ટૂંકામાં આ શ્લોકમાં જણાવી છે—

मस्त्रिगुरुस्त्रिलघुश्च नकारः, भादिगुरुः पुनरादिलघुर्यः ॥
जो गुरुमध्यगतो रलमध्यः, सोऽन्तगुरुः कथितोऽन्तलघुस्तः ॥ १ ॥

આનો અર્થ ઉપર જણાવ્યો છે. ૧૪

राग—विमलमसिफलाइरेअसोमं०

वरमुणिगणतत्तिविप्पमुक्के, विमलपवित्तिपरे सिणेह मुक्के ।
भवियणकमलप्पयासणभाणू, पणमवि कम्मतणुदहे किसाणू ॥१५॥ कुसुमलया ॥

**સ્પષ્ટાર્થ**—તે આચાર્ય મહારાજ-**वरमुणिगणतत्ति**=ઉત્તમ મુનિગણ સંબંધી તૃપ્તિ-સંતોષથી **विप्पमुक्के**=રહિત ( એટલે સાધુ સમુદાયની વૃદ્ધિને ચાહનારા ) છે, તથા **विमलपवित्तियरे**=નિર્મળ શ્રી જિનશાસનની પ્રભાવનાદિને કરનારા છે. તથા **सिणेह सुक्के**=સ્નેહવડે શુષ્ક એટલે ગણના અધિપતિ છતાં શિષ્યો પ્રત્યે સ્નેહભાવ-મમતાભાવ વિનાના અથવા સ્નેહ રહિત છે, તથા **भवियणकमल**=ભવ્ય જીવોરૂપી કમળોને **पयासण**=પ્રકાશ કરવામાં-પ્રફુલ્લિત કરવામાં **भाणू**=સૂર્યની જેવા છે. અને **कम्मतणुदहे**=કર્મરૂપી ઘાસને બાળવામાં અથવા કાર્મણ શરીર જે કર્મના સમુદાયરૂપ છે તે રૂપી ઘાસને બાળવામાં **किसाणू**=અગ્નિ જેવા છે. એવા શ્રી આચાર્યભગવંતોને હું **पणममि**=નમસ્કાર કરું છું.

આ શ્લોકની રચના **કુસુમલતા** છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું-જેના પહેલા અને ત્રીજા પાદમાં-શરૂઆતમાં છ કળા ( માત્રા ) હોય ને પછી અનુક્રમે રગણ, યગણ હોય તથા બીજા પાદમાં ને ચોથા પાદમાં શરૂઆતમાં ૮ કળા, રગણ, યગણ આ ક્રમે હોય તે કુસુમલતા છંદ કહેવાય. ૧૫

॥ ઇતિ આચાર્યપદવર્ણનાભિધાનસ્તૃતીયઃ પ્રકાશઃ ॥

# મૂરખ મનને ઉપદેશ

( કદી ન પ્રગટે જ્ઞાન, મૂરખ મન, કદી ન પ્રગટે જ્ઞાન-એ ટેક )

ગંગાજળમાં સો સો વેળા, કરે શ્વાન નિત્ય સ્નાન;
તાપ સમસ્ત સહેતાં થકા પણ, શ્વાનનું શ્વાન નિદાન. ॥ મૂરખ મન૦ ॥ ૧ ॥
સર્પ ઝેર કદી નવ મૂકે, કરે ભલે પયપાન;
વ્યર્થ જરૂર વિચારો પ્રાણી, બહેરા પાસે ગાન. ॥ મૂરખ મન૦ ॥ ૨ ॥
દયા કરી વિધવિધ પકવાન્નો, આપો ગદ્ધીને ખાન;
ચંદન અર્ચો જો ગદ્ધીને, થાય ન ગાય સમાન. ॥ મૂરખ મન૦ ॥ ૩ ॥
કાક કંઠમાં મૌક્તિક માળા, ધરી જુઓ વિદ્વાન;
વાયસ રાજમરાલ ન થાયે, સાચી સમજો સાન. ॥ મૂરખ મન૦ ॥ ૪ ॥
ઉખરભૂમિમાં બીજ ન ઊગે, અનુભવ એહ મહાન;
વિદ્યાનંદ કહે જ્ઞાનને કાજે, તજો મૂરખ તોફાન. ॥ મૂરખ મન૦ ॥ ૫ ॥

—મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી

# શ્રી મહાવીરસ્વામી અને ગૌતમસ્વામી

( લે૦ મૌક્તિક )

( અનુસંધાન પૃષ્ઠ ૩૬૬ થી )

**અષ્ટાપદની ઉત્પ્રેક્ષા—**

અષ્ટાપદ પર્વત પર પોતાની લબ્ધિવડે ચડે તે તદ્દભવમુક્તિગામી હોય એ વાતમાં મને ભારે રૂપક અને રહસ્ય જણાય છે. અષ્ટાપદ એટલે યોગની ઉત્કૃષ્ટ પરાકાષ્ઠા સમજવાની છે. યોગની ઉચ્ચતમ ભૂમિકા એક વાર સ્પર્શી જાય તો પ્રાણી ગમે તેવી સામાન્ય કક્ષામાં ઊતરી જાય, તો પણ અંતે એનો પ્રગત આત્મા શાશ્વત સ્વરૂપનાં દર્શન જરૂર કરે છે એ વાતમાં પણ ભારે રહસ્ય છે. આપણા વિકાસમાં વધઘટ કે આગળપાછળ જવા-આવવાનું તો થયા જ કરે છે, પણ એક વાર ઉત્કૃષ્ટ યોગ સુધી આત્મજાગૃતિ ચઢી આવી હોય તો પછી ફરીને તેટલી ઉચ્ચતા સુધી પહોંચતા વાર લાગતી નથી. સરોવરના પાણીની સપાટી કદાચ ઊતરી જાય, તો પણ વરસાદ આવતા એનું એ લેવલ ( સપાટી ) પાછી આવી જાય છે, એમ આત્મવિકાસનું પગથિયું ઉચ્ચતમ થયું હોય ત્યાંથી પ્રમાદયોગે નીચે ઊતરી જવાય, તો પણ પુનઃ પ્રયત્ન થતાં ઉચ્ચ ભૂમિકા જરૂર પ્રાપ્ત થઇ જાય છે. યોગની ઉત્કૃષ્ટ ભૂમિકામાં એવો સુંદર ધ્યાનયોગ પ્રાપ્ત થાય છે કે એક વાર એની પ્રાપ્તિ થયા પછી પાછા ત્યાં પહોંચતાં વખત લાગતો નથી. સ્વરૂપપ્રાપ્તિને અંગે ધ્યાનયોગની આ વિશિષ્ટતા અને ઉત્કૃષ્ટ યોગનો સ્વરૂપપ્રાપ્તિ સાથેનો સંબંધ ખૂબ સમજવા યોગ્ય છે, એમાં ભારે રહસ્ય રહેલ છે અને એ અષ્ટાપદનો યોગ પચાવવા યોગ્ય છે.

**વિષાદ ગુરુભક્તિ માટે—**

આ પ્રસંગને અનુરૂપ એક વાત નોંધાયલી માલૂમ પડે છે. જ્યારે પંદરસે તાપસો કેવળીની પર્ષદા તરફ જવા લાગ્યા ત્યારે તેના નેતા તરીકે તેમને તેમ કરતાં શ્રી ગૌતમસ્વામીએ વાર્યા. તેમણે તેઓને સૂચના કરી કે તેઓ સર્વેએ પ્રથમ ભગવાન શ્રી વીરને વંદન કરવું જોઇએ. ભગવાન શ્રી મહાવીરે ગૌતમને સમજાવ્યું કે—' તેઓ તો કેવળી છે, તેમને હવે વંદન કરવાનું બાકી રહ્યું નથી. ' આ વાત સાંભળી ત્યારે ગૌતમસ્વામીને ભારે આઘાત થયો. તેમને થયું કે પોતે હજુ સામાન્ય છદ્મસ્થ રહ્યા અને શિષ્યો કેવળી થઇ ગયા! આ વાતનો મનમાં વિષાદ થતાં તીર્થાધિરાજે તેને સમજાવ્યું કે ' કેવળજ્ઞાન તે આત્માનો વિષય છે અને તમને હજુ યોગપ્રગતિ બાકી છે, તમને હજુ ગુરુ તરફ રાગ છે, અગર જો કે તે પ્રશસ્ત છે તો પણ આખરે રાગ તે રાગ જ છે.' આ સર્વ ચર્ચા અને સ્વપરના વિભાગનું વિવેચન સાંભળી ગૌતમસ્વામીને ગુરુભક્તિમાં વિશેષ અનુરાગ થયો. આવી રીતે એમને તો વિષાદ પણ ગુરુભક્તિને માટે થયો. ગૌતમસ્વામીનું ચરિત્ર ખરેખર અદ્દભુત છે.

**વિષાદથી કૈવલ્ય—**

શ્રી ગૌતમસ્વામીનો કૈવલ્યપ્રાપ્તિનો પ્રસંગ ખાસ ધ્યાન આપવા યોગ્ય છે તે પર સહજ વિવેચન કરી વિષય પૂર્ણ કરીએ. શ્રી વીરપરમાત્મા પાવાપુરી નગરીમાં હસ્તીપાળ

રાજાની શુલ્કશાળામાં ચાતુર્માસ રહ્યા. ત્યાં હસ્તીપાળ રાજાએ પ્રભુભક્તિનો સારી રીતે લાભ લીધો. સ્વપ્નફળ જણ્યાં અને ભવિષ્યકાળ કેવો આવશે તેની ઝાંખી કરી. તે વખતે એ નગરીનું નામ અપાપાપુરી હતું. આસો વદિ અમાસ( હિંદી કાર્તક વદિ અમાસ )ની પ્રભાતે ભગવંતે ગૌતમસ્વામીને નજીકના ગામમાં **દેવશર્મા** નામના બ્રાહ્મણને પ્રતિબોધ કરવા મોકલ્યા. આજ્ઞા પ્રમાણે ગૌતમસ્વામી ત્યાં ગયા. દેવશર્માને બોધ કરી પોતે શુદિ ૧ ની સવારે પ્રભુ પાસે આવતા હતા. ત્યાં દેવોને આકાશમાર્ગે મોટી સંખ્યામાં આવતાં જતાં અને ઊતરતાં જોયા એટલે કુતૂહળથી તપાસ કરતાં સ્વામી મોક્ષ પામી ગયા છે એ હકીકત જાણી. ગુરુ તરફના રાગથી પ્રથમ તો ગૌતમસ્વામીને ધ્રાસકો પડ્યો. એમને લાગ્યું કે વ્યવહારમાં પણ અંતસમયે માણસ સગાંસ્નેહીને દૂર દેશથી પણ ઘેર બોલાવે છે, અને ભગવાને તો મને દૂર કરી દીધો અને મારા સ્નેહ કે ભક્તિની કદર ન કરી !

ખેદ કરતાં કરતાં જ્ઞાન થયું અને રાગ પણ આખરે બંધન છે એ વાત યાદ આવી. દુનિયાદારીના માર્ગો યોગીઓને ત્યાજ્ય હોય છે એ સમજાયું, દેવાધિદેવ ભગવાનને તો સમસ્ત જીવ સરખા હતા એ વાતનો ખ્યાલ થયો અને વીતરાગ નિરાગી જ હોય એ વાતનું સ્વરૂપ નજર સન્મુખ ખડું થયું. એને લઇને એમનામાં જે અંગત રાગ હતો તે દૂર થયો, એને બદલે આતરવિરાગ જાગૃત થયો, પરભાવ છૂટી ગયો અને કૈવલ્યપ્રાપ્તિને રોકનાર જે પરપરિણતિ હતી તે ટળી ગઇ. પ્રશસ્ત રાગ પણ પ્રગતિને વિઘ્ન કરતાર થાય છે એવી સામાન્ય વાત તેમને ત્યાંસુધી નહોતી સમજાણી એ ખ્યાલમાં આવ્યું, વીતરાગની ભવ્યતા અને લોકોત્તર ઉપકારકવૃત્તિ પર નજર પડી અને આખા પ્રસંગમાં પોતે જ અંગત રાગમાં પડી ગયા હતા, ભગવાન તો વીતરાગ જ હતા એ દશા સમજાતાં સ્વપરનો ભેદ સમજાઇ ગયો, પરમાત્માની વિશ્વબંધુતા ધ્યાન પર આવી અને પોતાનું આંતરદર્શન થતાં રાગનું બંધન તૂટી ગયું. રાગથી જે વાત અટકી હતી તે જ વાત વિરાગ થતાં આવી પહોંચી, ચેતનરાજ એકત્વ ભાવનાએ ચઢ્યો અને અંતર્મુહૂર્તમાં ઘાતીકર્મોનો ક્ષય કરી કૈવલ્ય પ્રાપ્ત કર્યું.

દેશના આપવાની આખી પદ્ધતિ અનોખી હતી. તે યુગમાં વર્ણાશ્રમ ધર્મને આર્યોએ ઘણું અગત્ય આપી હતી, ધર્મને નામે હિંસા વધી ગઇ હતી અને દેશમાં ચારે તરફ અવ્યવસ્થા જામતી હતી. એવા વખતમાં પોતે બ્રાહ્મણ હોવાથી અસાધારણ વિદ્વત્તાને યોગે તેઓએ અહિંસાનો જબરજસ્ત પ્રયોગ કરાવવાના મહાસત્રમાં ભારે ભોગ આપ્યો અને જનતાને સુંદર દોરવણી આપી. શ્રી ગૌતમસ્વામીનું આખું ચરિત્ર ઘણું આકર્ષક અને તે યુગની અનેક વિશિષ્ટતાઓનું દર્શક છે. જૈન મત નહોતો પણ દર્શન હતું, આત્મજ્ઞાન કરાવનાર વિશિષ્ટ તત્ત્વજ્ઞાન હતું અને પેઢીદરપેઢી ઉતરનાર કોમીય ભાવ એમાં અંશ માત્ર પણ નહોતો, પણ આત્માને ઉજ્જવળ કરી માર્ગે ચઢાવનાર યોગમાર્ગ હતો અને એ તત્ત્વજ્ઞાન જે સ્વીકારે તે 'જૈન' કહેવાય એ બતાવનાર મહાન તત્ત્વશ્રેણી હતી એ હકીકત એમના આખા જીવનપ્રવાહમાં તરવરે છે.

તેમણે સંસારીપણામાં અસાધારણ અભ્યાસ કર્યો હતો, વેદ ઉપનિષદ્‌ના ખાસ નિષ્ણાત પંડિત હતા, પોતે અનેક શિષ્યોને અભ્યાસ કરાવતા હતા અને ક્રિયા તથા જ્ઞાનમાં ખૂબ પ્રગત થયેલા હતા. તેમણે શ્રી મહાવીરસ્વામી સાથે પ્રથમ પરિચય કર્યો ત્યારે તેમની વય પચાસ વર્ષની હતી. એટલે પુખ્ત વયે અભ્યાસને પરિણામે તેમના અભિપ્રાયો અને વિચારો મક્કમ થઇ ગયેલા હતા. સાધારણ રીતે એ વયે પ્રાણી પોતાના મતમાં એટલો મજબૂત-દૃઢ થઇ ગયો હોય છે અને પોતાના મનની સત્યતા ઉપર એનો એટલો દુરાગ્રહ થઇ ગયો હોય છે કે પછી પાછા ફરવાનું લગભગ અશક્ય બને છે. એમને સત્ય દર્શન થયું કે બે ઘડીમાં આગ્રહ છોડી દીધો એ તેમની સરળતા બતાવે છે. એમનો ત્યારપછી તો ભગવાન ઉપર એટલો રાગ થઇ ગયો કે એ રાગ પણ બંધનરૂપ બની ગયો. રાગ ગમે તેવો હોય અને પ્રશસ્ત કોટિનો હોય, પણ જેવો તે અંગત રૂપ પકડે છે કે એ બંધન કરાવનાર, અને અટકાયત કરનાર સાંકળનું રૂપ ધારણ કરે છે. એ પરિસ્થિતિ તેમની થઇ, પણ અંતે વ્યુત્પન્ન આત્મા હતો, ખૂબ પ્રગત થઇ ગયો હતો. વીરનિર્વાણના સમાચારથી પ્રથમ છટક્યો પણ અંતે ચેતી ગયો, સમજી ગયો અને ઠેકાણે આવી ગયો. આ કૈવલ્યપ્રાપ્તિના આખા પ્રસંગમાં આત્મભાવના અને અવાંતર તત્ત્વજ્ઞાનના મહાન સત્યો રહેલાં છે અને એના સંબંધમાં જેમ વિશેષ વિચાર કરવામાં આવે તેમ અંતરાત્માનું વિશેષ સ્વરૂપ સાંપડે તેમ છે.

શ્રી ગૌતમસ્વામીએ ત્રીશ વર્ષ સુધી છદ્મસ્થપણું પાળ્યું, શ્રીમહાવીરસ્વામી સાથે વિચર્યા, અનેકને પ્રતિબોધ કર્યો અને તે દ્વારા પોતાની ઉન્નતિ સાધી. ભગવાનના નિર્વાણ પછી થોડા કલાકમાં જ તેમને કૈવલ્યપ્રાપ્તિ થઇ એટલે શિષ્યપરંપરાને નિયંત્રણ કરવાનું કાર્ય તેમને હાથ ન આવ્યું. કેવળી ગચ્છની વ્યવસ્થા ન કરી શકે, એમાં તો અનેક પ્રકારના વ્યવસાયો અને વ્યવસ્થાઓ કરવાની હોય છે, એટલે ગચ્છાધિપતિ 'સુધર્મા' ગણધર થયા. આ સંઘવ્યવસ્થામાં પણ ભારે રહસ્ય અને વ્યવહાર જ્ઞાન બતાવનાર વહેવારદક્ષતા છે.

શ્રી ગૌતમ ઇંદ્રભૂતિ બાર વર્ષ કેવળજ્ઞાની તરીકે જગતમાં વિચર્યા, એમણે અનેકને ઉપદેશ આપ્યો, વસ્તુસ્વરૂપનો પ્રકાશ કર્યો અને ૯૨ વર્ષની વયે રાજગૃહ નગરમાં વૈભારગિરિ પર નિર્વાણ પામ્યા. એમના નામનો આજે પણ એટલો મહિમા છે કે વેપારીઓ પ્રતિદિન પ્રભાતે એમને નમસ્કાર કરીને વ્યાપાર શરૂ કરે છે અને માને છે કે એમની લબ્ધિનો

પ્રસાદ પોતાને જરૂર મળશે અને વેપાર ધંધામાં બરકત થશે. આ વહેવારુ ખ્યાલ છે, એ પણ એમની લોકપ્રિયતા બતાવનાર હકીકત છે.

અજોડ દૃષ્ટાંત—

આવી રીતે જૈન તત્ત્વજ્ઞાનને સમજનાર અને સમજાવનાર, ઉપનિષદ અને જૈન સંસ્કૃતિની તુલના કરી બીજી સંસ્કૃતિનો સ્વીકાર કરનાર, વર્ણાશ્રમ ભેદનો ત્યાગ કરનાર, યોગમાર્ગનો મહિમા સ્વીકારનાર, તપયોગનો અપૂર્વ સંબંધ જોડનાર, હજારોના આત્માને માર્ગે લાવનાર અને ગુરુભક્તિનું અજોડ દૃષ્ટાંત પૂરું પાડનાર ગૌતમ ઇંદ્રભૂતિનું આખું ચરિત્ર અદ્‌ભુત છે, રહસ્ય સાથે સમજવા યોગ્ય છે અને વહેવારુ અને આત્મિક પ્રગતિના અનેક પ્રસંગોને રજૂ કરનાર ભવ્ય પ્રસંગ છે. ભગવંતને 'ભયવં' તરીકે ઉદ્દેશી અને ભગવાન એને 'ગોયમા' કરીને જવાબ આપે એ આખી વિચારદર્શન અને ઉપદેશની પદ્ધતિને મૂળ સ્વરૂપે વાંચવામાં આવે ત્યારે શિષ્યની જિજ્ઞાસા, ગુરુની સાદી માર્મિક પદ્ધતિ અને ગુરુશિષ્ય સંબંધની અચળતાની છાપ પડ્યા વગર રહે તેમ નથી. મૂળ સૂત્રોમાં 'ગોયમા'ની હાજરી સાર્વત્રિક છે, છાપ પાડે તેવી છે અને એની અસર સમગ્ર જૈન પરિભાષામાં પડી છે એ કોઇપણ રાસ ઊઘાડીને શરૂ કરતાં જણાય તેવું છે.

શ્રી ઇંદ્રભૂતિના વીરનિર્વાણ વખતના વિલાપની અનેક ભવ્ય કલ્પનાનાં કાવ્યો રચાયાં છે, ભાષામાં પણ એનો નિર્દેશ થયો છે. એ સર્વ વાંચતી વખતે એનું રહસ્ય વિચારવું અથવા કર્તાની મનોદશાનો ખ્યાલ કરવો. શ્રી ઇંદ્રભૂતિનો આત્મા ખૂબ પ્રગત હતો, એને સંસર્ગની જરૂર હતી, નિમિત્ત પ્રાપ્ત થતાં તુરત રસ્તે આવી જાય એવી સરળતા તેમનામાં હતી અને કેશી ગણધર જેવાની સાથે વાત કરે ત્યારે આદર, સંયમ અને વિશાળતાની ભારોભાર રજુઆત કરે એવી તેમનામાં અદ્‌ભુત સૌમ્ય દશા હતી. પ્રભાતનું નામ, પ્રેરક નામ, પ્રિય નામ, સુનામધેય ગૌતમ ગણધર, ઇંદ્રભૂતિ ગણધર, શ્રી મહાવીરના પટ્ટશિષ્ય તમારું કલ્યાણ કરો, તમને મનવાંછિત આપો અને તમારા આત્મપ્રગતિના સારા અને સાચા પ્રયાસમાં પ્રેરણા કરો.

---

( અનુસંધાન પૃષ્ઠ ૪૦૨ થી )

### ૧૧ આઠ પ્રશ્નોના જાણવા યોગ્ય ઉત્તરો

૧ પંડિત કોણ? ઉ-પાપથી ડરે તે. ૨ દાનેશ્વરી કોણ? ઉ-જીવદયા પાળે તે. ૩ ચતુર કોણ? ઉ-કુકર્મ તજે તે. ૪ જ્ઞાની કોણ? ઉ-ધર્મકરણી કરે તે. ૫ શૂરવીર કોણ? ઉ-ઇંદ્રિયોનું દમન કરે તે. ૬ પૂર્ણ કોણ? ઉ-પરોપકાર કરવામાં તત્પર હોય તે. ૭ સિંહ કોણ? ઉ-સત્યવાદી હોય તે. ૮ ધનવંત કોણ? ઉ-નિર્ધન સાથે સ્નેહ કરે તે.

### ૧૨ શ્રાવક કોને કહેવો?

૧ થોડું બોલે તેને, ૨ કામ પડે ત્યારે જ બોલે તેને, ૩ ધર્મને બાધા ન આવે એવું મીઠું બોલે તેને, ૪ ચતુરાઇથી બોલે તેને, ૫ કોઇના મર્મને ઘાત થાય તેવું ન બોલે તેને, ૬ અહંકાર રહિત બોલે તેને, ૭ સૂત્ર કથનથી વિરુદ્ધ ન બોલે તેને, ૮ સર્વ જીવને સુખ ઉપજે તેવું શાસ્ત્રાનુસાર બોલે તેને.

સં૦ કુંવરજી

# જાણવા યોગ્ય કેટલાક આઠ પ્રકાર

## ૧ આઠ મહાપાપી

૧ આત્મઘાત કરનાર. ૨ વિશ્વાસઘાત કરનાર. ૩ ગુણોને લોપનાર. ૪ ગુરુનો દ્રોહ કરનાર. ૫ ખોટી સાક્ષી પૂરનાર. ૬ ખોટી સલાહ આપનાર. ૭ હિંસામય ધર્મ સ્થાપનાર અને ૮ વારંવાર પચ્ચખ્ખાણ ભાંગનાર.

## ૨ બુદ્ધિના આઠ ગુણ

૧ શ્રવણેચ્છા, ૨ શ્રવણ, ૨ ગ્રહણ, ૪ ધારણ, ૫ ઊહા, ૬ અપોહ ૭ અર્થવિજ્ઞાન, ૮ તત્ત્વનિરધાર.

## ૩ આઠ પ્રકારના અંધ

૧ દિવસે અંધ, ૨ રાત્રે અંધ, ૩ જન્માંધ, ૪ ક્રોધાંધ, ૫ માયાંધ, ૬ માનાંધ, ૭ લોભાંધ, ૮ કામાંધ.

## ૪ આચાર્યની આઠ સંપદા

૧ આચાર, ૨ શ્રુત, ૩ શરીર, ૪ વચન, ૫ વાંચન, ૬ મતિ, ૭ પ્રયોગમતિ, ૮ સંગ્રહપરિજ્ઞા.

## ૫ પંડિતના આઠ ગુણો

૧ ગર્વ ન કરે, ૨ નિષ્ઠુર ભાષા ન બોલે, ૩ અપ્રિય કથનને સહન કરે, ૪ ક્રોધ ન કરે, ૫ લક્ષણ રહિત પરનાં કાવ્ય સાંભળી મૌન રહે, ૬ અન્યના દોષોનું આચ્છાદન કરે, ૭ પોતે દોષોને ઉત્પન્ન ન કરે, ૮ પરની નિંદા ન કરે.

## ૬ આઠ પ્રકારના જય

૧ શત્રુજય, ૨ માનજય, ૩ માયાજય, ૪ આહારજય, ૫ કર્મજય, ૬ ક્રોધજય, ૭ પાનજય, ૮ ભૂમિજય.

## ૭ આઠ કારણે ઉદ્યમ કરવો

૧ પૂર્વનાં પાપ ખપાવવા માટે, ૨ નવાં પાપ ઉપાર્જન ન થાય તે માટે, ૩ પ્રથમ ભણેલું વિચારવા માટે, ૪ નવીન ભણવા માટે, ૫ નવીન શિષ્ય કરવા માટે, ૬ પ્રથમના શિષ્યોને ભણાવવા માટે, ૭ ચતુર્વિધ સંઘનો કલેશ મટાડવા માટે, ૮ તપ સંયમને વિષે વીર્ય સ્ફુરાયમાન કરવા માટે.

## ૮ આઠ સમજવા લાયક

૧ ક્રોધ સમાન ઝેર નહીં, ૨ માન સમાન વૈરી નહીં, ૩ માયા સમાન ભય નહીં, ૪ લોભ સમાન દુઃખ નહીં, ૫ સંતોષ સમાન સુખ નહીં, ૬ પચ્ચખ્ખાણ સમાન હેતુ ( મિત્ર ) નહીં, ૭ દયા સમાન અમૃત નહીં, ૮ સત્ય સમાન શરણ નહીં.

# ઇષ્ટ એક : ઇચ્છિત અનેક

જગતના જીવ માત્રને સુખ ઇષ્ટ છે. સૌને સુખ ગમે છે. દુઃખ કોઇને ગમતું નથી, પરંતુ સુખની વ્યાખ્યા કરતાં તેમાં જુદા જુદા વિચારો આવે છે. જો કે સુજ્ઞ મનુષ્યો તો જે સુખ દુઃખમિશ્રિત ન હોય, જે સુખ વિનશ્વર ન હોય અને જે સુખ અપૂર્ણ ન હોય તેને જ ઇચ્છે છે. એવું સુખ તો મોક્ષ સિવાય બીજે સ્થળે છે જ નહીં. દેવગતિમાં કે મનુષ્યગતિમાં જે સુખ છે તે પૌદ્‌ગલિક છે અને પૌદ્‌ગલિક હોવાથી તે અપૂર્ણ છે, વિનશ્વર છે તેમજ સાથોસાથ દુઃખમિશ્રિત છે. આવું સુખ વાસ્તવિક રીતે ઇચ્છવા યોગ્ય નથી, પરંતુ જેને વાસ્તવિક સુખની ઓળખાણુ જ ન હોય, તેવું સુખ ક્યાં છે? તેની ખબર જ ન હોય તે તો પૌદ્‌ગળિક સુખને જ ઇચ્છે એમાં કાંઇ પણુ આશ્ચર્ય નથી.

હવે ઇષ્ટ તો સુખ છે પરંતુ તે સુખ મેળવવા માટે તેના ઉપાય તરીકે ઇચ્છિત અનેક પ્રકારના છે. કોઇ શારીરિક સુખને જ ઇચ્છે છે, કોઇ સંતાન સંબંધી સુખને ઇચ્છે છે, કોઇ સ્ત્રી સંબંધી સુખને ઇચ્છે છે, કોઇ ખાનપાનને લગતા સુખને ઇચ્છે છે, કોઇ અધિકાર ઇચ્છે છે, કોઇ કીર્તિ ઇચ્છે છે, કોઇ પુષ્કળ દ્રવ્યપ્રાપ્તિ ઇચ્છે છે અને કોઇક આગળ કેમ અવાય તે ઇચ્છે છે. આવી રીતે ઇચ્છિતના અનેક પ્રકારો પડી શકે છે અને તેને ઇચ્છનારા તેમાં જ સુખ માને છે. જો કે તેમાંનું એક પ્રકારનું સુખ પ્રાપ્ત થયા પછી બીજા પ્રકારના સુખની ઇચ્છા થાય છે, કારણુ કે ઇચ્છા આકાશ માફક અંતરહિત છે. ઇચ્છા અપરિમિત છે. વળી તેમાંનાં એક પ્રકારના સુખની પ્રાપ્તિમાં પણુ જેટલું મળે તેટલાથી સંતોષ થતો જ નથી. આગળ આગળ તે તે પ્રકારનાં સુખ વધારે મળવાની વાંચ્છા થયા જ કરે છે. તે બધામાં જેણે દ્રવ્યપ્રાપ્તિને જ સુખ માનેલ છે તેને તો ગમે તેટલી દ્રવ્યપ્રાપ્તિ થાય છતાં પણુ તેથી સંતોષ થતો નથી. પ્રથમ કાંઇ ન હોય ત્યારે તો સો રૂપીઆની ઇચ્છા થાય છે અને સો રૂપીઆ મળે તો નાની સરખી દુકાન માંડી આજીવિકા પૂરતું મેળવી શકાશે એમ માને છે; પરંતુ સો મળ્યા પછી તે બહુ ઓછા લાગે છે, એટલે હજારની ઇચ્છા થાય છે, પછી દશ હજારની, પછી લાખની, પછી દશ લાખની,

---

**૯ આઠ વખતે મનુષ્ય ગાંડો થાય**

૧ સ્ત્રીની પાસે બેસે ત્યારે, ૨ બાળકને રમાડે ત્યારે, ૩ બાળક જોડે મિત્રાઇ કરે ત્યારે, ૪ મદિરાપાન કરે ત્યારે, ૫ પગ સાથે પગ ઘસે ત્યારે, ૬ વિવાહમાં ગાણો દે ત્યારે, ૭ આરીસામાં મોઢું જોવે ત્યારે, ૮ હોળીમાં રમે ત્યારે.

**૧૦ આઠ શિક્ષા**

૧ ભગવંતના નામનો જાપ કરવાપૂર્વક પૂજા કરવી, ૨ ગુરુની આજ્ઞામાં રહેવું, ૩ દયા પાળવી, ૪ સત્ય વચન બોલવું, ૫ શિયળ પાળવું, ૬ સંતોષ રાખવો, ૭ ક્ષમા કરવી, ૮ પરને દગો ન દેવો-વિશ્વાસઘાત ન કરવો. ( આગળ પૃષ્ઠ ૪૦૦ ઉપર )

પછી ક્રોડની, પછી આગળ વધતાં રાજ્યની, મહાન્ રાજા થવાની, ચક્રવર્તી થવાની, દેવ થવાની, ઇંદ્ર થવાની અને તે કરતાં પણ આગળ વધીને અહમિંદ્ર થવાની ઇચ્છા ઉદ્ભવે છે. તૃષ્ણા એ વસ્તુ જ એવી છે કે અગ્નિ જેમ તૃણ કે કાષ્ઠથી તૃપ્ત થતો નથી પરંતુ વૃદ્ધિ પામે છે તેમ તૃષ્ણા પણ જેમ જેમ પ્રાપ્તિ થાય તેમ તેમ વધતી જાય છે. એને **મનોરથ ભટ્ટની ખાડ**ની ઉપમા આપેલ છે. તે ખાડ જેમ પૂરો તેમ પહોળી થતી જાય છે. તે અપૂર્વ પ્રકારની ખાડ છે. આ હકીકત તો જગતના જીવોના અનુભવની છે, અનુભવ બહારની નથી; છતાં પણ તે અનુભવ ફળદાયક થતો નથી.

જગતના જીવોના ઇચ્છિત અનેક પ્રકારના હોય છે તે તો ઉપર જણાવ્યા છે, પરન્તુ એ બધા પૌદ્ગલિક છે કારણ કે હજુ આ જીવનમાં પૌદ્ગલિક સુખની અનેક પ્રકારની વાંચ્છા જ થયા કરે છે અને તેની પૂર્તિ માટે તે અનેક પ્રકારના પ્રયત્નો કરે છે છતાં તેની ઇચ્છા પૂર્ણ થતી જ નથી. પૌદ્ગલિક વાસનામાં એ જ ચમત્કાર છે. આ જીવે આત્મિક સુખની ઇચ્છા કરી જ નથી, કેમકે હજુ તે આત્મિક સુખને ઓળખતો જ નથી. એટલે તેને મેળવવાનો પ્રયત્ન કયાંથી કરે? સુજ્ઞ આત્માને તો વિષયકષાયના ઉપશમવડે જ શાંતિ થાય તેમ છે, એને ચારે કષાય અગ્નિ જેવા લાગે છે અને તે તેના સ્પર્શથી પણ દૂર રહેવા ઇચ્છે છે. એવા સુજ્ઞ મનુષ્યો પ્રાયે માર્ગાનુસારી અથવા સમકિતદૃષ્ટિ હોય છે. તેઓ ક્રોધ ઉત્પન્ન થાય તેવા કારણો જ સેવતા નથી. અભિમાન થાય તેવા કારણોની પ્રાપ્તિ થયા છતાં પણ અભિમાન કરતા નથી. એને પોતાથી શ્રેષ્ઠ કોટિના અનેક મનુષ્યો દરેક બાબતમાં નજરે પડે છે. એટલે પોતાને બીજાથી લઘુ જ માને છે. કપટ કરીને બીજાને છેતરવા ઇચ્છતો નથી. તે સમજે છે કે તું બીજાને છેતરવા જતાં પોતે જ છેતરાય છે. માયાને તો નાગણીની ઉપમા આપી છે. નાગ કરતાં નાગણી વધારે-ઝેરી હોય છે તેથી તેના સંસ્પર્શથી પણ તે દૂર રહેવા ઇચ્છે છે. લોભને તો તે પાપનો બાપ માને છે. સર્વ પ્રકારના પાપો લોભાધીન મનુષ્ય કરે છે, એ જગજાહેર હકીકત છે.

આ તો કષાયની વાત થઇ. હવે ઇંદ્રિયોના વિષયોની વિચારણા કરીએ. ઇંદ્રિયોની તૃપ્તિ ભોગથી થતી જ નથી. ખરજની જેમ તે તો જેમ તેને પૂર્ણ કરો તેમ વધારેની ઇચ્છા કરે છે. તેની તૃપ્તિ અથવા સંતોષ ત્યાગવડે જ થાય છે. આ વાત ખાસ વિચારવા યોગ્ય છે. અનુભવીઓ માટે અનુભવસિદ્ધ છે.

આ બધી વિચારણા ઇષ્ટ એવા સુખને માટે કરવામાં આવી છે તેથી જો ઉપર જણાવ્યા પ્રમાણેનું ત્રણ વિશેષણવાળું વાસ્તવિક સુખ જોઇતું હોય-તેનો ખપ હોય તો ઇચ્છિતને પરિમિત કરો અને વિષયકષાયને મંદ કરો; તે સિવાય તેની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી.

આ વિષય એવો વિસ્તીર્ણ ને વિવેચ્ય છે કે તેને માટે વિદ્વાનોએ ઘણું લખ્યુ છે ને લખે છે. અહીં તો તેનું સંક્ષિપ્ત દિગ્દર્શન માત્ર કરાવ્યું છે. કુંવરજી

**ઉત્તર**—તે ત્રાયસ્ત્રિંશક દેવો કહેવાય છે. સંખ્યામાં ૩૩ છે. તે ઈંદ્રને યોગ્ય અવસરે ધર્મકાર્ય સૂચવે છે અને યોગ્ય અવસરે શાંતિક પૌષ્ટિક કરનારા છે.

**પ્રશ્ન ૧૭**—ઉગ્રસેન રાજા હતા કે નહીં? તે કૃષ્ણ વાસુદેવના સંબંધવાળા હતા?

**ઉત્તર**—ઉગ્રસેન મથુરાના રાજા હતા. તેનું ચરિત્ર પાંડવચરિત્રમાં તેમ જ નેમિનાથના ચરિત્રમાં છે. તે નેમિનાથના સસરા ને રાજિમતીના પિતા હતા.

**પ્રશ્ન ૧૮**—કૃષ્ણ વાસુદેવે પોતાની પુત્રીઓને ન પરણાવવાનો નિયમ કર્યો હતો તો તેથી તેને ભોગાંતરાયકર્મ બંધાણું હશે કે નહીં?

**ઉત્તર**—એમાં અંતરાયકર્મ બંધાતું નથી. ચેડા રાજાએ પણ એવો નિયમ કર્યો હતો. જો એથી અંતરાયકર્મ બંધાતું હોત તો મુનિરાજને પણ બાધા દેતા બંધાવું જોઈએ.

**પ્રશ્ન ૧૯**—વરસાદ વરસે છે તે કોઇ વરસાવે છે કે સ્વાભાવિક વરસે છે?

**ઉત્તર**—વર્ષાઋતુમાં વરસે છે તે સ્વાભાવિક વરસે છે. બાકી કેટલાક દેવોમાં વરસાદ વરસાવવાની શક્તિ છે તે મેઘકુમાર દેવોની જેમ વરસાદ વરસાવી શકે છે. પાર્શ્વનાથ ઉપર મેઘમાળીએ વરસાદ વરસાવ્યો હતો.

**પ્રશ્ન ૨૦**—ધ્રુવનો તારો સ્થિર હોય છે તેમ બીજા કોઈ તારા સ્થિર હોય છે? ધ્રુવના તારા કેટલા હોય છે?

**ઉત્તર**—અઢીદ્વીપમાં ધ્રુવના તારા સિવાય બીજા કોઇ તારા સ્થિર હોતા નથી. ધ્રુવનો તારો દરેક ચંદ્રના પરિવારમાં એકેક સંભવે છે.

**પ્રશ્ન ૨૧**—કોરડુ મગનો જીવ અભવ્ય હોય?

**ઉત્તર**—એ અભવ્યનો જીવ નથી પરંતુ તે જેમ નીચે પુષ્કળ તાપ છતાં પાકતો નથી-ચડતો નથી તેમ અભવ્ય પણ ગમે તેટલી ક્રિયા કરે છતાં સિદ્ધિ પામતો નથી, તેથી તેને એની ઉપમા આપી છે.

**પ્રશ્ન ૨૨**—યુગળિક તિર્યંચને આહાર તરીકે શું મળતું હશે?

**ઉત્તર**—તેને પણ તેની ઇચ્છા પ્રમાણે કલ્પવૃક્ષો આપે છે. વળી તે ક્ષેત્રની માટી પણ અત્યંત સ્વાદિષ્ટ હોય છે તેથી તેનો પણ આહાર કરે છે.

**પ્રશ્ન ૨૩**—યુગળિક મનુષ્યને આહાર આમળા પ્રમાણ, બોર પ્રમાણ વિગેરે કહેલ છે તો તે આમળું કેવડું સમજવું?

**ઉત્તર**—તે કાળને અનુસારે જાણવું.

**પ્રશ્ન ૨૪**—મેરુપર્વત એક લાખ યોજન ઊંચો છે તે યોજન કેવા સમજવા?

**ઉત્તર**—પ્રમાણાંગુળના સમજવા. શાશ્વત પદાર્થ પ્રમાણાંગુળે માપેલા જ જાણવા. તે અંગુળ ઉત્સેધાંગુળથી ૪૦૦ ગણી મોટી છે.

પ્રશ્ન ૨૫—અત્યારે શોધાયેલી જમીન બધી ભરતક્ષેત્રના દક્ષિણ બાજુના મધ્યખંડમાં આવી જાય કે કેમ ?

ઉત્તર—મધ્યખંડનો પણ તે એક બહુ નાનો વિભાગ છે.

પ્રશ્ન ૨૬—અષ્ટાપદ ફરતી ખાઇમાં સગરચક્રીના પુત્રો પાણી લાવેલા તે શાશ્વતી ગંગાનું કે બીજું ?

ઉત્તર—શાશ્વતી ગંગા નદીનું લાવેલા હતા.

પ્રશ્ન ૨૭—શાસ્ત્રમાં નાળીએર દ્વીપના મનુષ્યનું દ્રષ્ટાંત આપવામાં આવે છે કે જેને અન્નના સ્વાદની ખબર જ નથી તે દ્વીપ કયાં આવ્યો ?

ઉત્તર—તેનું સ્થળ જાણવામાં નથી.

પ્રશ્ન ૨૮—એક પગવાળા મનુષ્ય કોઇ દેશમાં હોય છે ?

ઉત્તર—એ તો કાલ્પનિક વાત છે. એવા મનુષ્ય હોતાં જ નથી.

પ્રશ્ન ૨૯—કર્મબંધનના હેતુ રાગદ્વેષ ને અજ્ઞાન જ છે કે બીજા છે ?

ઉત્તર—કર્મબંધના હેતુ મુખ્ય ચાર-મિથ્યાત્વ, અવિરતિ, કષાય ને યોગ છે. તેના ઉત્તરભેદ ૫૭ થાય છે. તેમાં એ ત્રણનો સમાવેશ છે.

પ્રશ્ન ૩૦—દેવ ને નારકીના જીવને શ્વાસોચ્છ્વાસ લેવા માટે હવાની જરૂર ખરી કે નહીં ?

ઉત્તર—જરૂર ખરી. શ્વાસોચ્છ્વાસમાં તે સહાયક છે.

પ્રશ્ન ૩૧—શ્રી મહાવીરસ્વામીએ અનાર્ય દેશમાં વિહાર કર્યો છે તે અનાર્ય દેશ કયાં રહેલા સમજવા ?

ઉત્તર—દક્ષિણ દિશાના મધ્યખંડમાં પણ ૨૫ાા આર્ય દેશ ઉપરાંત બીજા અનાર્ય દેશો છે તે સમજવા.

પ્રશ્ન ૩૨—સકલાર્હતમાં ઘણી ગાથામાં 'શ્રેયસેસ્તુ વઃ' શબ્દ છે તે પ્રભુ પાસે ને પ્રતિક્રમણમાં બોલતાં **વઃ** ને બદલે **નઃ** વપરાય ?

ઉત્તર—ન વપરાય. ભાવના તેવી રાખવી.

પ્રશ્ન ૩૩—પુરુષનાં ૩૨ લક્ષણ કહ્યાં છે તેમ સ્ત્રીનાં કહ્યાં છે ?

ઉત્તર—સ્ત્રીના ૩૨ લક્ષણ જાણવામાં નથી.

પ્રશ્ન ૩૪—સૂત્ર સિદ્ધાંતમાં પ્રવેશ કરવા માટે પ્રથમ શેનો અભ્યાસ કરવો ?

ઉત્તર—પ્રથમ અનેક પ્રકરણોનો ગુરુગમથી અભ્યાસ કરવો, તેથી સિદ્ધાંતમાં બહુ સરલતાથી પ્રવેશ થઈ શકે છે.

પ્રશ્ન ૩૫—પ્રકરણોનો અભ્યાસ શી રીતે કરવો ?

ઉત્તર—પ્રથમ તેની ગાથાઓ બની શકે ત્યાં સુધી મોઢે કરવી, પછી સંસ્કૃત ભાષાનો બોધ હોય તો તેની ટીકા ઉપરથી, નહીં તો તેના ગુજરાતી અર્થ કરેલા હોય છે તેની ઉપરથી અર્થનું જ્ઞાન મેળવવું.

કુંવરજી

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

( ૮ )

( ગતાંક પૃષ્ઠ ૩૭૭ થી શરૂ )

હવે જિનનું મહત્ત્વ શામાં છે તે બતાવે છેઃ—

ચામરછંદ.

પ્રાતિહાર્યમાં જ જેહનું રહ્યું મહત્ત્વ ના,
ઇંદ્રજાલિમાંય તેવું હોય શું પટુત્વ ના ?
જેહનું મહત્ત્વ તો કહ્યું વિરાગપ્રાપ્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૪

શબ્દાર્થ—માત્ર પ્રાતિહાર્યમાં જ જેનું મહત્ત્વ રહ્યું નથી,—શું ઇંદ્રજાલીઆમાં પણ તેવું પટુપણું હોતું નથી ? અને જેનું મહત્ત્વ તો વિરાગપ્રાપ્તિને કહ્યું છે,—એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

### વિવેચન—

" अशोकवृक्षः सुरपुष्पवृष्टि-दिव्यध्वनिश्चामरमासनञ्च ।
भामंडलं दुंदुभिरातपत्रं, सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ " ઇત્યાદિ

અશોકવૃક્ષ આદિ આઠ પ્રાતિહાર્ય કહેવાય છે. પ્રતિહારીપણાનો ભાવ સૂચવે તે પ્રાતિહાર્ય ( Parapharnelia ). જેમ રાજદરબારમાં છત્ર–ચામર–દંડ આદિ પ્રતિહારીપણું સૂચવે છે કે ' જુઓ ! અહીં મહારાજ બિરાજે છે ' તેમ અશોકવૃક્ષ આદિ આઠ મહાપ્રાતિહાર્ય, ત્રૈલોક્યના હૃદય પર સામ્રાજ્ય ચલાવનારા, ભાવ મહારાજાધિરાજ શ્રી જિનરાજના પ્રતિહારીરૂપ હોઇ, એમ સૂચવે છે કે ' જુઓ ! અહીં ત્રૈલોક્યના રાજરાજેશ્વર બિરાજે છે; આવો ને એને સેવો !' દાખલા તરીકે, દુંદુભિ કહે છે કે—

" भो भो प्रमादमवधूय भजध्वमेन-
मागत्य निर्वृतिपुरीं प्रति सार्थवाहम् ।
एतन्निवेदयति देव जगत्त्रयाय,
मन्ये नदन्नभिनभः सुरदुंदुभिस्ते ॥ "—શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર

અને આવી અપૂર્વ વિભૂતિ અન્ય કોઇને સંભવતી નથી.

" इत्थं यथा तव विभूतिरभूज्जिनेंद्र ! ।
धर्मोपदेशनविधौ न तथा परस्य ॥ "—શ્રી ભક્તામર સ્તોત્ર

આમ અનેક ભક્તિપ્રવણ મહાકવીશ્વરોએ પ્રાતિહાર્ય આદિનો બહુ મહિમા ગાયો છે, તથાપિ આ કાંઇ ભગવંતનું ખરૂં–વાસ્તવિક મહત્ત્વ નથી. ભલે આ કોઇ અપેક્ષાએ

બહિરંગ મહિમાખ્યંજક મનાતું હોય, પરંતુ અરિહંતનું અંતરંગ મહત્ત્વ તો કંઇક ઓર જ છે, વિભિન્ન જ છે; કારણ કે આવું બહિરંગ આડંબરવાળું મહત્ત્વ બતાવવાને કદાચિત્ ઇંદ્રજાલિયાઓ-માયાવીઓ પણ સમર્થ હોઇ શકે.

કવીશ્વર સમંતભદ્રાચાર્યજી ગર્જના કરે છેઃ—

" देवागमनभोयान-चामरादिविभूतयः ।
मायाविष्वपि दृश्यन्ते, नातस्त्वमसि नो महान् ॥ "—શ્રી આપ્તમીમાંસા

ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી આનો પ્રતિધ્વનિ કરે છેઃ—

" वप्रत्रयध्वजछत्रचक्रचामरसंपदा ।
विभुत्वं न विभोस्तादृग् मायाविष्वपि संभवात् ॥ "—દ્વાત્રિંશત્દ્વાત્રિંશિકા

અર્થાત્—'દેવતાઓનું આગમન, આકાશગમન, ચામર આદિ વિભૂતિઓ તો માયાવીઓમાં પણ દેખાય છે, ના, ના, એટલા માટે તું અમારે મન મહાન્ નથી.'

' ત્રણ ગઢ, ધ્વજ, છત્ર, ચક્ર, ચામર આદિ સંપદાથી કરીને વિભુનું તેવું વિભુત્વ નથી, કારણ કે માયાવીઓમાં પણ તેનો સંભવ છે. '

મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી પણ આ ભાવની પરિપુષ્ટિ કરે છેઃ—

" જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજબુદ્ધિ."—શ્રી આત્મસિદ્ધિ

એટલા માટે બહિરંગ વિભૂતિ માત્રથી શ્રી જિનનું મહત્ત્વ માનવું તે મતાર્થીનું લક્ષણ હોઇ, પ્રેક્ષાવંત આત્માર્થી તેમાં આગ્રહ ધરતા નથી.

શ્રી જિનેશ્વરનું વાસ્તવિક-પારમાર્થિક મહત્ત્વ તો વિરાગભાવ-વીતરાગતાની પ્રાપ્તિમાં પર્યાપ્ત છે, વીતરાગપણું એ જ એમનું પરમ દૈવત છે.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી ઉદ્ઘોષણા કરે છેઃ-

" इमां समक्षं प्रतिपक्षसाक्षिणा-मुदारघोषामवघोषणां ब्रुवे ।
नास्ति अनेकान्तमृते नयस्थितिः, न वीतरागात्परमस्ति दैवतम् ॥ "
—શ્રી અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા

' પ્રતિપક્ષ સાક્ષીઓની સમક્ષ હું આ ઉદારઘોષા અવઘોષણા કરું છું કે—અનેકાંત સિવાય નયસ્થિતિ નથી, અને વીતરાગથી પર બીજું કોઇ દૈવત નથી. '

દુર્વાર એવા રાગાદિ વૈરિવર્ગને વારવા-જીતવા-હણવા એ જ જગતમાં મોટામાં મોટું દુષ્કર ને દુર્ઘટ કાર્ય છે. અને તે મહત્ કાર્યની સિદ્ધિ યથાર્થનામધારી વીતરાગ અરિહંતે પ્રાપ્ત કરી છે, માટે એમાં જ એમની નિરુપચરિત મહત્તા છે.

જગજ્જીવો મુખ્યતઃ બાલદૃષ્ટિ હોઇ, પ્રથમ તો બહિરંગ મહત્ત્વ દેખી ઢળી પડનારા હોય છે, ચમત્કાર ત્યાં નમસ્કાર કરવાની વૃત્તિવાળા પ્રાયઃ હોય છે. તેવા જીવોના માનસની

અપેક્ષાએ ક્વચિત્ પ્રાતિહાર્ય આદિ અદ્ભુત ચમત્કારી મહિમા બહુ વર્ણવવામાં આવ્યો છે, પરંતુ વાસ્તવદર્શી તત્ત્વદષ્ટિ પ્રાજ્ઞજનોને મન તો ઉપર્યુક્ત અંતરંગ-આધ્યાત્મિક મહત્તાનું જ ગૌરવ વસે છે. અને જ્યાં એવા આભ્યંતર ગુણરત્ન પ્રગટ્યા હોય છે ત્યાં તેની બાહ્ય વિભૂતિરૂપ આભા-તેજ:વર્તુલ પણ સ્ફુરે છે જ, જેમ પટથી ઢાંકેલા મણિની પ્રભા બહાર સ્ફુરે છે તેમ.

"बहिरभ्युदयादर्शी भवत्यन्तर्गतो गुणः।
मणेः पटावृतस्यापि बहिर्ज्योतिरुदञ्चति॥"

—શ્રી યશોવિજયજીકૃત દ્વાત્રિંશતદ્વાત્રિંશિકા

એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

હવે જિનનું આપ્તપણું સૂચવે છે—

વીતરાગ તેથી જે મૃષા કદી વદે નહિં,
ક્યાંથી સર્વજ્ઞ તો અજાણતાં વદે અહીં?
તેથી આપ્ત જે પ્રમાણ સ્થાપતા સુયુક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૫

શબ્દાર્થ—જે વીતરાગ છે તેથી કદી મૃષા બોલે નહિં, અને સર્વજ્ઞ હોય અજાણતાં તો ક્યાંથી બોલે? અને તેથી કરીને જે આપ્ત હોઈ-પ્રમાણભૂત હોય એવી સુયુક્તિ સ્થાપે છે, એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

વિવેચન—

મૃષા બોલવાનું કારણ કાં તો રાગજન્ય ક્રોધ-લોભ-ભય-હાસ્ય આદિ ભાવ હોય, અથવા કાં તો અજાણપણું હોય. પણ જિનને તો તેવું એક પણ કારણ નથી, કારણ કે તે વીતરાગ હોવાથી કદી મૃષા બોલે નહિ; અને સર્વજ્ઞ છે તેથી અજાણતાં પણ બોલે નહિં.

અને આમ વ્યવસ્થિત હોવાથી તે પરમ આપ્ત વિશ્વસનીય છે, પરમ વિશ્વાસપાત્ર છે, અને એવા આપ્ત હોઈ, તે જે જે સુયુક્તિઓ સ્થાપે છે, પ્રતિપાદન કરે છે તે તે સર્વથા અપ્રતિહત-અબાધ્ય હોય છે, ન્યાયસંગત અને સંવાદયુક્ત હોય છે.

"स्वामिनो वचनं यत्तु संवादि न्यायसङ्गतम्।
कुतर्कध्वान्तसूर्यांशुर्महत्वं तद्यदभ्यधुः॥"

—શ્રી યશોવિજયજીકૃત દ્વાત્રિંશતદ્વાત્રિંશિકા

"स त्वमेवासि निर्दोषो युक्तिशास्त्राविरोधिवाक्।
अविरोधो यदिदं ते प्रसिद्धेन, न बाध्यते॥"

—શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત આપ્તમીમાંસા

એવી તે આપ્તસ્વરૂપ વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

ડૉ૦ ભગવાનદાસ મન:સુખભાઈ મહેતા

# પ્રભાવિક પુરુષો

## પ્રભવસ્વામી (૪)

રોજ કરતાં નાલંદામાં આજે વધુ જાગ્રતિ આવી હતી. સામાન્ય રીતે રાજગૃહી નગરીના આ શાખાપુરમાં(પરામાં) મોટા ભાગે વિદ્વાનો-પંડિતો અને જ્ઞાનપિપાસા જેમનામાં થનગની રહી છે એવા દૂર દેશથી આવેલા મુસાફરો તેમ જ ભારતવર્ષના જુદાજુદા ભાગોમાંથી તેમ જ એની બહારના સમીપવર્તી પ્રદેશોમાંથી જ્ઞાનાધ્યયન અર્થે આવેલા વિદ્યાર્થીઓની જ વસ્તી હતી. ભારતવર્ષમાં વિદ્યાના અજોડ સ્થાન તરિકે જે કેંદ્રો હતા એમાં નાલંદાનું સ્થાન અગ્રપદે આવતું વેદ, બૌદ્ધ અને જૈનધર્મના પ્રખર નિષ્ણાતો અહીં જોવા મળતા. ષટ્દર્શન પરત્વે જાતજાતની વિચારણાઓ-યુક્તિપુરસ્સરની ચર્ચાઓ-દલીલપૂર્વકના ખંડન-મંડન એ આ પ્રખ્યાત સ્થળનો મુખ્ય વ્યવસાય હતો. વિવિધ પદવીધારી દ્વિજો, બૌદ્ધધર્મી ભિક્ષુકો અને ત્યાગી શ્રમણો અહીં સારા પ્રમાણમાં દૃષ્ટિગોચર થતા. એમના ગમનાગમન ચાલુ રહેતા.

'રાત રહે પાછલી ખટઘડી, સાધુ પુરુષે સૂઇ ન રહેવું' એ 'નરસિંહ ભગત'ની લીટી અહીં તો અક્ષરશઃ સાચી પડતી. પાછલી રાતના ચાર વાગતાં જ ભિન્નભિન્ન શાસ્ત્રોનાં અધ્યયન કરતાં વિદ્યાર્થીગણના ઘોષ સંભળાતા. પ્રાતઃકાળ થતાં તો સૌ કોઇ પોતપોતાનાં આવશ્યક કાર્યોથી પરવારી, જ્ઞાનગોષ્ઠી અર્થે અને એ દ્વારા નવીન જ્ઞાનસંચય કરવાના અપૂર્વ ઉલ્લાસથી સજ્જ બની, તાજેતરમાં જેમના પગલાં થયાં હોય એવા વિદ્વાનોના વિહાર તરફ પગલાં ભરતાં. ન્યાયપુરસ્સર ચાલતી આ ધર્મચર્યામાં ભાષાની અશ્લીલતા કે કર્ણકટુ પ્રહારોની ફેંકાફેંકીને જરા પણ સ્થાન નહોતું. જયપરાજયની ખેંચતાણ નજરે પણ નહોતી પડતી. કેવળ જ્ઞાનપિપાસા જ મુખ્ય ભાગ ભજવતી. 'सा विद्या या विमुक्तये' જેવા સૂત્રનો ચમત્કાર અહીં યથાર્થપણે ખીલી નીકળેલો અનુભવાતો.

જ્ઞાન વિના ક્રિયા કહી,
કાસકુસુમ ઉપમાન;
લોકાલોકપ્રકાશકર,
જ્ઞાન એક પરધાન.

જેવા પ્રભુમુખે પ્રગટ થયેલાં ટંકશાળી વચનો કેટલા કિંમતી છે એ અહીં પગ મૂકતાં જ જણાઇ આવતું. 'Knowledge is Power' અર્થાત્ 'જ્ઞાન એ જ મહાશક્તિ છે' એ વાક્યમાં રહેલ અર્થગાંભીર્ય આ વિદ્યાધામમાં થોડા દિવસ વ્યતીત કરવાથી પૂર્ણરૂપે પ્રતીત થતું. એ આકર્ષણે દૂર દેશોના પ્રવાસીઓ જાતજાતની મુશીબતો વેઠી-કલ્પનામાં ન આવે એવી વિટંબનાઓ વચ્ચે પસાર થઇ-અહીં આવતા. આ

સ્થળમાં થોડા દિવસના વસવાટથી જે અપૂર્વ જ્ઞાનની વાનકી તેમને પ્રાપ્ત થતી એનાથી ઉઠાવેલ જહેમતનો સંપૂર્ણ બદલો વળી રહેતો ને લીધેલ પરિશ્રમ બદલ સંતોષ ઉદ્ભવતો. જ્યાં રોજનિશીનો આ પ્રસંગ પ્રવર્તી રહેતો હતો ત્યાં આજે કોઇ અનોખી પ્રભા ખીલી ઊઠી હતી. સૌ કોઇ બનતી ઝડપે પ્રાતઃકાર્યો સમેટવા લાગ્યું. સારું ય વાતાવરણ જીવંત બની ગયું. વિદ્યાર્થીનિવાસો હલનચલનથી ગાજી ઊઠ્યાં. સૌ કોઇના મુખમાંથી એ ઉદ્ગાર સહજ નીકળતો કે–એક સમયનો ધાડપાડુ આટલો પ્રખર વિદ્વાન્ ! અરે જૈનદર્શનનો મહાન્ આચાર્ય ! દ્વિજ-કુળોત્પન્ન ભગવાન ગૌતમ કે આર્ય સુધર્મ અથવા તો વણિક આત્મજ આર્ય જંબૂ નાલંદાવાસીઓથી તદ્દન અજાણ્યા ન હતા. એક કરતાં વધુ વાર તેમની અમીવર્ષી વાગ્ધારાથી આ ભૂમિ પાવન થઇ હતી. વળી જૈનદર્શન એ પટ્દર્શનમાંનું એક હોઇ, સ્યાદ્વાદની અનોખી પદ્ધતિ ધારણ કરનાર હોવાથી સાંખ્ય, મીમાંસક, જૈમિની કિંવા નૈયાયિક વા બૌદ્ધ મતવાદીઓમાં એને અંગેની વિચારણા કંઇ નવીન પણ નહોતી જ. નાલંદાની ધરતી પર શ્રમણ ભગવાન મહાવીરના ચૌદ ચોમાસાએ વીતરાગ-વાણીમાં રહેલ કિંમતી રહસ્ય અને અનુપમ ઉદારતા પૂરવાર કરી આપેલી હતી. એટલું જ નહિં પણ અપેક્ષાના મુદ્દાથી સાબિત કરી દીધું હતું કે જો ન્યાયપુરસ્સર વિચારણા કરવામાં આવે તો છ યે દર્શનો 'જિન'નાં અંગરૂપ છે, અર્થાત્ 'જૈન' સિવાયના બાકીનાં પાંચે મતોનો સમાવેશ 'જૈન' મતમાં સહજ કરી શકાય છે.

' ષડ્દર્શન જિન અંગ ભણીજે, ન્યાયષડંગ જો સાધે રે ' એ યોગિરાજ આનંદઘનની ઉક્તિ ઉપરની વાત પૂરવાર કરે છે. આથી આજની ઉત્કંઠા ન તો તત્ત્વ પર અવલંબી હતી કે ન તો કોઇ નવા મુદ્દા પર સ્થિર થઇ હતી. એનું કેંદ્ર કેવળ એક લૂંટારાના જીવનમાં જે અલૌકિક પરિવર્તન આવી ચૂક્યું હતું તે હતું. સમય થતાં જ વ્યાખ્યાનમંડપમાં ભિન્નભિન્ન સંપ્રદાયના વિવિધવર્ણી પોશાકધારી મનુષ્યોનું આગમન શરૂ થયું.

વાચકને શંકા ધરવાનો કે પ્રશ્ન ઉઠાવવાનો પ્રસંગ ન રહે એ સારુ વાતના અનુસંધાનમાં જણાવી દઇએ કે–ચોરોની પલ્લીમાં જંબૂસ્વામીને આપણે ઉપદેશ આપતા જોયા હતા અને એ વેળા આજે પધારેલા આચાર્ય પ્રભવ ચોરનાયક તરિકે શ્રોતાવૃંદમાં અગ્રણી હતા, પણ આર્ય જંબૂની વાણીના પ્રભાવથી માત્ર પ્રભવ એકલાએ જ નહિં પણ બાકીના ૪૯૯ ચોરોએ સાપ જેમ કાંચળી ઉતારી નાંખે તેમ સંસાર પરત્વેની માયા ત્યજી દીધી અને ઉભરાતા હૈયે તેમજ ઉછળતા હૃદયે ભાગવતી દીક્ષા લીધી. એ કાળે ઊગતા સાધુની જબાનદ્વારા સધાયેલ એ કાર્ય આશ્ચર્યરૂપ મનાયું.

પછી તો વર્ષોના વહાણા વીત્યા–'સોબતે અસર અને તુખમે તાસીર' એ કહેવત પ્રમાણે સદ્‌ગુરુના પરિચયની અસર દૃષ્ટિ-ગોચર થવા માંડી. સાધુજીવનમાં સમાયેલ સુવાસ ચોતરફ વિસ્તરવા લાગી. જ્ઞાનીના સાનિધ્યમાં વસનાર પણ જ્ઞાનવાન થાય જ એ લોકવાયકા સાચી નિવડી. આર્ય-સુધર્માના પાસા સેવનાર આર્ય જંબૂ જાતે કેવળી બન્યા અને પોતાના અંતે-વાસી તરિકે એક સમયના ચોરનાયકને સ્થાપન કરી જગતને મંત્રમુગ્ધ બનાવતા મોક્ષે ગયા. એ ચોરે પણ વિનાભીતિએ ગણિપિટકમાં–દ્વાદશાંગીરૂપ મંજૂષામાં રહેલા અમૂલ્ય રત્નોની એવી સીફતથી ચોરી કરી અને જનતા સમક્ષ એવું બ્યાન કરવા માંડયું કે જેથી ચારે દિશામાં આશ્ચર્યની હેલી આવી.

જંબૂ જેવા કેવળીનો વિરહ–જન-સમૂહને જો કોઇ પણ વીસરાવનાર હોય તો તે કેવળ પ્રભવસ્વામીની મીઠી વાણી જ. સૌ કોઇ કહેવા લાગ્યા કે–દ્રવ્ય ધનની ચોરી કરનારે ભાવધન એવું જ્ઞાન પણ ચોરી જાણ્યું. જંબૂસ્વામી જેવાની પાટને શોભાવી. પૃથ્વીતળ પર વિચરતાં–નવનવા જીવોને વીતરાગના માર્ગ પ્રતિ વાળતા, આર્ય પ્રભવે જીવનનો પાછલો સમય આત્મશ્રેયના અનુપમ કાર્યમાં–પૂર્વકાળના કર્મસમૂહને ભસ્મીભૂત કરી ,એનું સર્વથા ઉન્મૂલન કરી વાળવામાં–ખરચ્યો. નાલંદામાં આવ્યા ત્યારે તેઓશ્રી મૃત્યુની માર્ગપ્રતીક્ષા કરી રહ્યા હતા એમ કહી શકાય. થોડા સમયથી તેઓને ભાસવા માંડયું હતું કે પોતાનો જીવનદીપ બુઝાવાનાં ચોઘડિયાં નજીક આવી રહ્યાં છે. એ વાતનો આવા પ્રબળ વિદ્વાનને શોક નહોતો. 'मरणं प्रकृतिः' અથવા તો 'ક્ષણમાત્ર પણ આયુ વધારી શકાતું નથી' એવી પ્રભુશ્રી વીરની અંતિમ વાણી એમનાથી અજાણી નહોતી. આમ છતાં મુખારવિંદ જોતાં સહજ માપી શકાતું કે કોઇ અનોખી ચિંતા આચાર્યશ્રીના મસ્તિષ્કમાં ઘર કરી બેઠી છે. પાસે બેસનાર શિષ્યો પણ એ જાણી શકયા નહોતા છતાં અનુમાન પરથી જે વાત બહાર પ્રસરી રહી હતી તે એ જ કે નાલંદા જેવા વિદ્યાધામમાં પધારવાનો હેતુ એ ચિંતાના નિરાકરણનો હતો.

દેશનાનો આરંભ 'ॐकारबिन्दुसंयुक्तम्'વાળા મંગળાચરણપૂર્વક થયો. માનવજીવનનો મુદ્રાલેખ બતાવતાં કહેવામાં આવ્યું કે–સંપૂર્ણપણે વિજય પ્રાપ્ત કરવો. દેવ, નારક, તિર્યંચ અને મનુષ્યગતિમાં જો શ્રેષ્ઠતા કોઇને પણ વરી હોય તો તે માત્ર માનવગતિને જ; કેમ કે એ એક જ ગતિમાં જન્મ લઇ જીવ કાયમને માટે કર્મબંધનોથી મુક્તિ મેળવી શકે છે. કાયમનો છૂટકારો એટલે જ વિજયની પરાકાષ્ઠા-આત્માનું અમરત્વ. જુદાજુદા દર્શન-કારોએ જુદીજુદી રીતે તત્ત્વ-નિરૂપણ કર્યાં છે. કોઇએ આત્મા અને પ્રકૃતિ પર લક્ષ્ય ખેંચ્યું છે તો કોઇએ અપર-

બ્રહ્મ અને પરબ્રહ્મની વાત પર મદાર બાંધ્યો છે. એકે છ તત્ત્વો પર ભાર મૂકયો તો બીજાએ પંચભૂતોને જ આગળ ધર્યાં છે. ચાર્વાક જેવાએ પરલોક જેવી મહત્ત્વની વસ્તુનો જ ઉચ્છેદ કર્યો, ત્યારે નૈયાયિકોએ વળી તત્ત્વોની હારમાળા ઊભી કરી દીધી; પણ જૈન દર્શને તો નવનો આંક જ પસંદ કર્યો છે. એ આંકની અદ્ભુતતા વર્ણવી જાય તેવી નથી. એ તત્ત્વોની ગોઠવણુ પણ પરસ્પરની જોડે એવી રીતે સંકળાયેલી છે કે એની વિચારણા કરતાં મન પ્રફુલ્લિત બને. એમાં 'જીવ' તત્ત્વ મુખ્ય ભાગ ભજવે છે એટલે એનું સ્થાન પહેલું. અજીવ કે જેમાં સારીએ કર્મવર્ગણા વિગેરેનો સમાવેશ થાય છે અને સતત જેની સાથે જીવનો સંગ્રામ ચાલુ જ હોય છે એનું સ્થાન બીજું. જીવની કરણી શુભ હોય તો તે પુણ્યનો સંચય કરનારી અને અશુભ હોય તો પાપનો પોટલો બાંધનારી નિવડે એટલે પુન્ય તથા પાપ ત્રીજા ચોથા નંબરે આવે. એ કરણીદ્વારા કર્મપુદ્ગલોનું આગમન ચાલુ રહે છે એનું નામ આશ્રવ અને એનો નંબર પાંચમો. એના ઉપર અંકુશ મૂકાય કિંવા અવરોધ થાય તે સંવર એનો નંબર છઠ્ઠો અવરોધાય એટલે નવા કર્મોના આગમન માટેના કમાડ બંધ થાય, પણ જે કર્મો પૂર્વે ભરાઇ બેઠેલાં હોય-આત્માની જોડે ક્ષીરનીરની માફક મળી ગયાં હોય તેનું શું ? એ માટે નિર્જરા નામે સાતમું તત્ત્વ કામ આવે. તપરૂપ કરણીદ્વારા એની શુદ્ધિ આરંભાય. એ કર્મોનો બંધ એ આઠમું તત્ત્વ જાણીને-સમજીને ત્યજી દેવા જેવું ગણાય. પ્રકૃતિ,સ્થિતિ, અનુભાગ (રસ) અને પ્રદેશનામના ચાર પ્રકારે એ બંધ આત્માની જોડે ચોંટ્યો હોય છે. એનો જડમૂળથી નાશ કરી સદાને માટે છૂટકારો મેળવવો એ નવમું તત્ત્વ મોક્ષ સ્વરાજ્ય-આત્મિક સ્વાતંત્ર્ય કિંવા મુક્તિ. એ એનાં અપરનામો છે. શરૂમાં મેં જે વિજયની વાત કહી એ પણ એનું જ બીજું નામ-સંગ્રામની નજરે મુખ્ય તત્ત્વો બે જ જીવ અને અજીવ. આત્માની લડાઇ સતત કર્મો સાથે અનાદિ કાળથી ચાલી રહી છે અને એ કર્મો એ અજીવ તત્ત્વનો એક ભેદ છે. આમ નવમાંથી ગૌણુ કરીએ તો બેથી પણ વાત સમજી શકાય, બાકીના સાતનો સંગ્રામ ભિન્નભિન્ન દશાસૂચક લેખાય.

'સાચી વિજયશ્રી વરવા સારુ આત્માએ ચોરી કરવી.' આ શબ્દો કર્ણ પર અથડાતાં જ પર્ષદામાં આશ્ચર્ય ફેલાયું. છૂટાછવાયા શબ્દો પણ સંભળાયા. શું ચોરી ? એકાદે નિડરતાથી પ્રશ્ન કર્યો. 'મહારાજ! ચોરી કરવી એ ધર્મ કે અધર્મ ?' આચાર્યશ્રી ઉત્તર આપતાં બોલ્યા—

"મહાનુભાવ! ચોરી શબ્દનો પ્રયોગ સામાન્ય રીતે અધર્મ ને અનીતિસૂચક છે પણ જૈનદર્શન તો અપેક્ષાની નજરે દુનિયા જેમાં દોષ ભાળે છે એમાંથી પણ ગુણ તારવે છે. એની નજર એકાંતમાં

નથી પણ સમન્વયમાં છે. જ્યાં એ ઉમદા પદ્ધતિનું સાચું જ્ઞાન થયું ત્યાં વેર-વિરોધનું નામ ન સંભવે. સર્વદર્શન-સમભાવ સહજ પ્રગટે. વધારામાં મારી વાત કહું તો હું રહ્યો ચોર-જીવનનો મોટો ભાગ ચોરીના વ્યવસાયમાં જ વીતાવ્યો. એ અનુભવ શ્રોતાઓને કહેવામાં દુઃખ શું ? પણ હું જે ચોરી કરવાની વાત કહું છું તે ગુણરત્નોની ચોરીની અને નહિં કે માનવીઓના ધનમાલની.

"દર્શન-જ્ઞાન-ચારિત્ર નામના ત્રણ રત્નો વીતરાગધર્મમાં સુપ્રસિદ્ધ છે અને હું ભાર મૂકીને જણાવું છું કે તમારાથી ચોરાય એટલા પ્રમાણમાં એ ચોરો-ઊઘાડે છોગે ચોરો. એ ધર્મના એક પ્રણેતાની પર્ષદા વચ્ચે કરાયેલ જાહેરાતથી નિઃશંક થઇને ચોરો. પછી જુવો કે સર્વદેશીય વિજય થાય છે કે નહીં ? સાચું સ્વરાજ્ય બારણા ઠોકતું આવે છે કે નહીં ? માનવજિંદગીનો મુદ્રાલેખ ફળે છે કે નહીં ? જ્ઞાનીના વચન પર અડગ શ્રદ્ધા એનું નામ સમ્યક્દર્શન, એ વચનો પ્રમાણે વસ્તુસ્વરૂપ બરાબર રીતે સમજી લેવું એ સમ્યગ્ જ્ઞાન અને સમજ્યા તો એનો પૂર્ણપણે અમલ કરવો એ જ સમ્યક્ ચારિત્ર. પર્ષદામાં આવેલ હરકોઇ આત્મા-જનોઇધારી કે જનોઇ વિનાનો-ચાહે બૌદ્ધ સંપ્રદાયનો કે સાંખ્યમતનો-એ ત્રિપુટીનો સધિયારો લેશે તે અવશ્ય સંસારસાગર તરવાનો. એ ત્રિસાધનવિહુણો હરકોઇ ગમે તેવા કષ્ટો આદરશે તો પણ સાચા સ્વરાજ્ય વગર રહેવાનો.

"મેં શ્રી જંબૂસ્વામી પાસેથી એ કિંમતી રત્નની-વચનોની-ચોરી કરી છે. એથી મેં અમાપ ફાયદો ઉઠાવ્યો છે. તેઓ તરી ગયા છે અને મને તરી જવાની ચોક્કસ ખાતરી છે. તમોને પણ સાચી તમન્ના હોય તો માર્ગ ખુલ્લો છે."

'सर्वमंगलमांगल्यम्' થતાં જ સૌ વિખરાયા. પ્રત્યેકના ચહેરા પર નવી રોશની પથરાઈ હતી. ચોરમાંથી ગુરુ બનેલ આચાર્ય પ્રભવસ્વામીની પ્રભાવયુક્ત વાણીનો પ્રસંગ હતો, પણ પ્રભવસ્વામીના ચહેરા પર નજર નાંખતાં એમનો હેતુ બર આવ્યો જણાતો નહોતો. વિચારના મંથનમાં ને મંથનમાં તે દિવસ પસાર થયો. દીર્ઘ વિચારણાને અંતે તેમને જ્ઞાન-દૃષ્ટિએ કંઇક ઝાંખી થઇ અને તેના તાત્કાલિક અમલ માટે બીજે દિવસે બે વિચક્ષણ શિષ્યોને બોલાવી, ખાનગીમાં કાંઇક કહી અમુક દિશા પ્રતિ વિહાર કરાવ્યો.

ત્યારપછી જ તેઓ ચિંતાભારથી મુક્ત થયા હોય એમ લાગ્યું. રોજ કરતાં તે સંધ્યાએ એ જ વદન વધુ પ્રફુલ્લ ભાસ્યું. એનું કારણ હવે પછીના નવા કથાનકમાં નીહાળીશું.

ચોકસી



# પુસ્તકોની પહોંચ

**૧. હું ને મારી બા**—લેખક રા. સુશીલ, પ્રકાશક શાહ વિનયચંદ ગુલાબચંદ બી. એ મહોદય ગ્રંથમાળા પુષ્પ ૧ લુ, ભાવનગર. કિંમત બાર આના. આ પુસ્તકમા લેખકે માતૃભાવના પૂરેપૂરી ખીલવી છે આપણા નિત્ય-જીવનના પ્રસંગોને આ લઘુ પુસ્તિકામા સુંદર ઓપ આપી ગુંથવામા આવ્યા છે. બાળકોને આ પુસ્તકના વાચનથી નીતિનો બોધપાઠ તેમજ સારા સંસ્કાર મળે તેમ છે. નવલિકાના રૂપમા રા સુશીલની કલમથી લખાયેલ હોઇ પુસ્તક વાચવા લીધા પછી પડતુ મૂકવાનું મન થતુ નથી મૂળ મરાઠી પુસ્તક ' શ્યામની બા ' માથી કેટલાક પ્રસંગો લઇ લેખકે પોતાની કસાયેલી કલમથી અનોખી શૈલીથી જ આલેખ્યા છે દરેક જણે ખરીદવા લાયક છે. ખાસ કરીને પાઠશાળામા બાળકો તથા બાળાઓને ઇનામ તરીકે આ પુસ્તકો વહેંચવા પ્રબંધ થાય એ ઇચ્છનાયોગ્ય છે.

**૨. પાવાગઢથી વડોદરામાં પ્રગટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ**—લેખક પંડિત લાલચંદ ભગવાનદાસ ગાધી-વડોદરા. પ્રકાશક ભાઇ અભયચંદ ભગવાનદાસ ગાધી-ભાવનગર. કિં રા ૧ એમા જીરાવલા પાર્શ્વનાથ સબંધી અનેક અપ્રસિદ્ધ હકીકતોનો સમાવેશ કર્યો છે પ્રયાસ સારો લીધો છે

**૩. છૂટા વેરાયલા મોતી. વિભાગ ૭ મો**—સંગ્રાહક ને પ્રકાશક ભાઇ મોતીલાલ નરોત્તમ કાપડિયા-ભાવનગર. કિંમત ચાર આના એમા ખાસ વાચવા ને વિચારવા લાયક ૬૬૯ વાક્યોનો સમાવેશ કર્યો છે એના પ્રથમના ભાગો પણ વાચવા લાયક છે. સંગ્રાહકે પ્રયાસ સારો કર્યો છે

**૪. શાંતિનાથ મહારાજકી પૂજા**—હિંદીમા યોજક આ શ્રી વિજયપદ્મસૂરિના શિષ્ય મુનિ શિવવિજય પંન્યાસી પૃષ્ઠ ૨૨ કિંમત ગણી નથી

**૫. વિવેચનની એરણ પર**—જૈનધર્મની દૃષ્ટિએ ગાધીજીની અહિંસા વિષે પત્ર વ્યવહાર. પ્રકાશક અમૃતલાલ કેશવલાલ શાહ-વઢવાણ શહેર પૃષ્ઠ ૭૨.

**૬. જીવનભૂમિદ્વાત્રિંશિકા**—સંસ્કૃત ૩૨ શ્લોક, ગુજરાતી, ઇંગ્રેજી અર્થ સાથે રચયિતા-મુનિરાજ શ્રી ન્યા० ન્યા० ન્યાયવિજયજી પ્રકાશક ગુણવંતરાય પ્રતાપરાય-ખંભાતવાળા.

**૭. અમારા ગુરુદેવ ( આ. શ્રી વિજયધર્મસૂરિ )** લેખક રા સુશીલ ૧૯ પ્રકરણ પાડીને ગુરુદેવનુ ચરિત્ર બહુ સુંદર રીતે લખ્યુ છે ભાઇ સુશીલે પોતાની શૈલી પ્રમાણે સુંદર સામગ્રી પીરસી છે ઘણી બાબતો તેમના જીવનને લગતી સમાવી છે. ખાસ વાચવા યોગ્ય છે. પૃષ્ઠ ૨૧૦. કિં રા ૧-૪-૦ પ્રકાશક-દીપચંદ બાંઠીયા, છોટાશરાફા, ઉજ્જૈન ( માળવા )

**૮. વિવિધ વિચારમાળા ભાગ ૬ ઠ્ઠો**—લેખક શ્રીમાન્ ગુલાબવિજયજી મહારાજના શિષ્ય મુનિરાજ શ્રી મણિવિજયજી પ્રથમના ભાગો કરતા આ ભાગ ઘણો મોટો કર્યો છે પૃષ્ઠ ८૯૬ છે જુદા જુદા ૩૧૯ વિષયોનો સમાવેશ કર્યો છે તેના નામો અનુક્ર

મણિકામાં વાંચતાં તેનું મહત્ત્વ સમજી શકાય તેમ છે. પ્રકાશક-શ્રી બોરુ જૈન સંઘ. પ્રથમના ભાગોની જેમ આ ભાગ પણ વગર મૂલ્યે ભેટ આપવામાં આવે છે.

**૯. સુયશ સ્તવનાવળી**—આવૃત્તિ છઠ્ઠી. કિંમત બે આના. લેખક-આ. શ્રી વિજય-મોહનસૂરિના પ્રશિષ્ય મુનિ યશોવિજયજી. પ્રકાશક-વકીલ લાલચંદ નંદલાલ, વડોદરા. પૃષ્ઠ ૪૪

**૧૦. શ્રી આત્માનંદ દ્વાસપ્તતિ**—એક માળાબંધ સંસ્કૃત કાવ્યના ૭૨ અર્થ. લેખક-સ્વામી યોગજીવાનંદ સરસ્વતી; ટીકાકર્તા પંડિત વૈજનાથ શર્મા. પ્રકાશક-બાબુ યશવંતરાય જૈની, કટરામશરૂ, દરીબાંકલાં-દેહલી. કિંમત રૂા. ०। વિદ્વત્તાપૂર્ણ લેખ છે. સંસ્કૃત અભ્યાસીએ ખાસ વાંચવા યોગ્ય છે.

**૧૧. નિત્ય નિયમો ને જીવનવ્રતો**—લેખક પં. જંબૂવિજયજી ગણિ. શ્રાવકવર્ગ માટે ખાસ ઉપયોગી છે.

**૧૨. શ્રી જીવવિચાર પ્રકરણ. પદ્યબંધ** ગુજરાતી અનુવાદયુક્ત. લેખક-મુનિ દક્ષવિજયજી( આ. શ્રી લાવણ્યસૂરિના શિષ્ય )નો પ્રયાસ પ્રશસ્ત છે.

**૧૩. શ્રી માણિભદ્ર ચરિત્ર**—લેખક મુનિ ચારિત્રવિજયજી. સોનગઢ. પ્રકાશક શ્રી સમયધર્મ કાર્યાલય-કિંમત આઠ આના. માણિભદ્ર યક્ષના સંબંધમાં નવો પ્રકાશ પાડે છે.

**૧૪. આબૂ ભાગ ૨ જો**—( શ્રી અર્બુદ પ્રાચીન લેખસંગ્રહ ) સંપાદક ઇતિહાસ-પ્રેમી મુનિરાજ શ્રી જયંતવિજયજી. કિંમત રૂા. ૩. પ્રયાસનું પ્રમાણ બાંધી શકાય તેમ નથી. પૃષ્ઠ ૭૬૦. આવો લેખસંગ્રહ આ પ્રથમ જ છે.

**૧૫. સુબોધ કથા**—લેખક શ્રીયુત્ ગોપાળજી ઓધવજી ઠક્કર. પ્રકાશક-મહેતા પ્રભુદાસ રામજીભાઇ-ભાવનગર. કિંમત રૂા. ०-૮-०. નીતિને લગતી અનેક બાબતો સમાવી છે. કેટલાક પદ્યો પણ સારા દાખલ કર્યા છે. લેખકની ઊર્મિનું પ્રદર્શન કરાવેલ છે.

**૧૬. કલ્યાણસાધન દિગ્દર્શન**—લેખક ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી. પ્રાપ્તિસ્થાન સોની મૂળજી લાલજી-જામખંભાળીઆ. કિંમત રાખી નથી. ખાસ વાંચવા લાયક છે. પૃષ્ઠ ૭૨.

**૧૭. શતકનામા પંચમ કર્મગ્રંથ**—શ્રી દેવેંદ્રસૂરિકૃત. પંડિત કૈલાશચંદ્રરચિત હિંદી વ્યાખ્યા આદિ સહિત. સંપાદક શ્રી આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ. રોશન મહોલ્લો-આગ્રા. મૂલ્ય રૂા. ૩. પૂર્વ કથન, પ્રસ્તાવના વિગેરે પણ બહુ વિશિષ્ટ લખેલ છે. અનુવાદક મહાશયે પ્રયાસ ઘણો કર્યો છે. એ સંબંધી અભિપ્રાય તો સાદ્યંત વાંચ્યા પછી જ લખી શકાય.

**૧૮.** શ્રી જિનહર્ષગણિવિરચિત **શ્રી વસ્તુપાળ ચરિત્ર**—સંસ્કૃત પદ્યબંધ. પ્રકાશક શ્રી શાંતિસૂરિ જૈન ગ્રંથમાળાના કાર્યવાહક દોશી ફૂલચંદ છોટાલાલ. મોકલનાર પં. ક્રાંતિમુનિ. કિં. રૂા. ૨-૧૩-० સુમારે ચાર હજાર શ્લોકપ્રમાણ. ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે.

**૧૯. શ્રી દ્રવ્યસપ્તતિકા-સવૃત્તિ ભાષાંતર સહિત**—શ્રી લાવણ્યગણિવિરચિત

મૂળ પ્રકાશક. શ્રી વિજયસિદ્ધિસૂરિ ગ્રંથમાળા તરફથી માસ્તર પરભુદાસ દીપચંદ ખીલીમોરા. શાંતિનાથ દેરાસર પેઢી. મૂલ્ય અમૂલ્ય.

**૨૦. શ્રી જ્ઞાનાર્ણવ પ્રકરણ**—ઉપાધ્યાય શ્રી યશોવિજયજીવિરચિત. પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા અમદાવાદ. આચાર્ય શ્રી વિજયોદયસૂરિના પ્રયાસથી તૈયાર કરવામાં આવેલ છે. પૃષ્ઠ ૧૨. અંદર કેટલોક ભાગ ત્રુટક છે.

**૨૧.** મહોપાધ્યાય શ્રી **ભાનુચંદ્ર ગણિ ચરિત્ર**—ઉ. શ્રી સિદ્ધિચંદ્ર ગણિવિરચિત પ્રકાશક વાપી જૈન યુવક મંડળ. શ્લોક ૩૨૮. કિંમત રાખી નથી.'

**૨૨. શ્રી સૂર્યસહસ્રનામસ્તોત્ર**—ઉ. ભાનુચંદ્રગણિવિરચિત. પ્રકાશક-વાપી જૈન યુવક મંડળ. કિંમત રાખી નથી. પૃષ્ઠ ૮.

આ બે પ્રત મુનિ શ્રી યશોભદ્રવિજયજીએ ભેટ મોકલેલી છે.

**૨૩. શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર**—શ્રી ઉમાસ્વાતિ વાચક વિરચિત સ્વોપજ્ઞ ભાષ્ય યુક્ત. પ્રથમ અધ્યાય. ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીકૃત ટીકા યુક્તઃ પ્રકાશક-શેઠ માણેકલાલભાઇ મનસુખભાઇ અમદાવાદ. કિંમત રાખી નથી. અલભ્ય છે. ઘણા વર્ષ અગાઉ છપાયેલ છે.

**૨૪. અંજલિઃ**—સદ્ગત શાહ શિવલાલ પાનાચંદના સ્મરણાર્થે એક દળદાર અને અનેરી ભાત પાડતો ગ્રંથ છે. શિવલાલના સ્નેહીઓએ તેમના પ્રત્યેના સ્નેહથી આકર્ષાઇને સાહિત્ય, સંગીત અને નૃત્યકલાના આ અનુપમ રસથાળને પ્રગટ કરીને જનસમાજ સમક્ષ સારું દૃષ્ટાન્ત રજૂ કર્યું છે. આ ગ્રંથમાં અંગ્રેજી, હિંદી અને ગુજરાતી એમ ત્રણ વિભાગ રાખવામાં આવ્યા છે. ઇંગ્લીશ લેખો ૩૪, હિંદી લેખો ૨૪ અને ગુજરાતી લેખો ૨૯ છે. દરેક વિભાગના લેખો વિધવિધ સાહિત્યરસિકોના લખેલા હોઇ તલસ્પર્શી દિગ્દર્શન કરાવનાર છે. ચિત્રો સારા પ્રમાણમાં આપ્યા છે. એકંદરે ગ્રંથ શ્રેષ્ઠ કોટિનો તૈયાર કરેલ છે. કાગળો સારા વાપર્યા છે. પ્રકાશક-શ્રી કુસુમ શિવલાલ શાહ, રાયબિહારીલાલ રોડ, કાશીનિવાસ—લખનૌ.

**૨૫ શ્રી મહાવીર જૈન વિદ્યાલય-રજત મહોત્સવ અંક**—પ્રકાશક-સંસ્થાના સેક્રેટરીઓ શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડિયા તથા ચંદુલાલ સારાભાઇ મોદી. કિંમત રૂપિયા ત્રણ. મહાવીર વિદ્યાલયની પ્રગતિથી આજે કોઇ પણ જૈન અજ્ઞાત નથી. તે સંસ્થાને પચ્ચીશ વર્ષ પૂરા થઇ જવાથી તેના શુભ ચિહ્ન તરીકે આ દળદાર ગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો છે. ક્રાઉન આઠ પેજી સાઇઝના ૪૫૦ પાનાના આ દળદાર ગ્રંથમાં ૫૭ ગુજરાતી લોકભોગ્ય લેખો અને અંગ્રેજી બાર વિશિષ્ટ લેખો આપવામાં આવ્યા છે. છેવટે વિદ્યાલયની કાર્યવાહી જણાવતા ૧૫૦ પાનાનો રિપોર્ટ આપવામાં આવેલ છે. પુસ્તકનું ગેટઅપ સારું છે તેમજ વિવિધ ફોટાઓ મૂકી ગ્રંથની સુંદરતામાં વધારો કર્યો છે. ખાસ કરીને કેટલાક લેખો શ્રેષ્ઠ કોટિના તેમજ જ્ઞાનપ્રદ છે.

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ.

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( અનુસંધાન પૃ૪ ૩૧૮ થી )

૧૮૯. સોનાના ગ્રાહકો સોનું લીધા પહેલાં ચાર પ્રકારે તેની પરીક્ષા કરે છે. પ્રથમ કસોટી ઉપર ઘસે છે, તેથી નિશ્ચય ન થાય તો તેને કાપ મારે છે, તેથી પણ નિશ્ચય ન થાય તો અગ્નિમાં તપાવે છે અને પછી હથોડીથી ટીપે છે. તેવી રીતે ધર્મના જિજ્ઞાસુઓએ પણ ધર્મની ચાર પ્રકારે પરીક્ષા કરવી જોઈએ.

૧૯૦. પ્રથમ ધર્મના ઉપદેશકો કેવા ચારિત્રવાળા છે તે જોવું, પછી તે ધર્મના શાસ્ત્રો કેવા સંગત છે તે જોવું, એટલેથી નિશ્ચય ન થાય તો તે ધર્મનો આચાર-વર્તન કેવા પ્રકારના છે તે જોવું અને તેમાં શાન્તિ-સમાધિનો આવિર્ભાવ કેટલે અંશે છે તે જોવું. આ ચાર બાબતો જેમાં બરાબર હોય તે જ ધર્મ માનનીય થઈ શકે.

૧૯૧. વાંચના (વાંચવું), પૃચ્છના (પૂછવું), પરાવર્તના ( ફરી ફરી વિચારવું ), ધર્મકથા ( ધર્મના વિષયની કથા કરવી ) એ ચાર દ્રવ્ય છે અને પાંચમી અનુપ્રેક્ષા એ ભાવ છે. પ્રથમના ચાર જો અનુપ્રેક્ષા ન આવે તો દ્રવ્ય સમજવા.

૧૯૨. ખાનપાન, રહેઠાણ વિગેરેમા જેમ માણસોની રુચિ ભિન્નભિન્ન હોય છે તેમ વાંચન કે જ્ઞાનના સંબંધમાં પણ માણસોની રુચિ અલગ અલગ જોવામાં આવે છે.

૧૯૩. દાનાદિ ધર્મોથી વિરુદ્ધ વરતુ આચરવાના ભાવને શાસ્ત્રકારોએ કદી પણ ભાવ કહ્યો નથી, દાનાદિ ધર્મોને અનુકૂળ પ્રવૃત્તિ આચરવાના ભાવને જ શાસ્ત્રકારોએ શુભ ભાવ તરીકે પ્રતિપાદિત કરેલ છે.

૧૯૪. સંયમની રક્ષા કરતાં રહીને જીવનયાત્રા નિર્વહવી. સ્વાધ્યાય, પૂજન, દાનાદિક ક્રિયામાં પણ એ જ હેતુ રહેલો છે. સંયમની રક્ષા થતી ન હોય-સંયમ ન જ જળવાતું હોય અને બાકીના ક્રિયાકાંડો ચાલતા હોય તો એ બધું એકડા વિનાના મીંડા જેવું છે.

૧૯૫. ભગવાનની આજ્ઞાનું ઉલંઘન કરીને થતી ભક્તિ એ ભક્તિ જ કહેવાતી નથી. ભગવાનની આજ્ઞાને લક્ષ્યમાં રાખીને કાળાનુસાર દોષોના પરિહારપૂર્વક થતી ભક્તિ એ જ સાચી ભક્તિ કહેવાય છે.

૧૯૬. જડ પદાર્થને લેવા મૂકવામાં ઉન્માદથી વર્તે તો તેને અસંયમ કહ્યો છે. તેનું કારણ એ છે કે ઉતાવળથી લેવા મૂકવામાં આત્માનો ઉપયોગ ચૂકી જઈ તાદાત્મ્યપણું ન થાય. આ હેતુથી ઉપયોગ ચૂકી જવો તેને અસંયમ કહ્યો છે.

૧૯૭. જીવને સંયોગીભાવમાં તાદાત્મ્યપણું હોવાથી તે જન્મમરણાદિ દુઃખોને અનુભવે છે.

૧૯૮. લૌકિક દષ્ટિને જ્યાંસુધી જીવ વમે નહીં તથા તેમાંથી અંતર્વૃત્તિ છૂટી ન પડે ત્યાંસુધી જ્ઞાનીની દષ્ટિનું વાસ્તવિક માહાત્મ્ય લક્ષગત ન થાય એમાં સંશય નથી. લોકો જ્ઞાનીને લોકદષ્ટિએ દેખે તો ઓળખે નહી.

—( ચાલુ )

# શ્રી જૈનધર્મ પ્રકાશ.

## પુસ્તક ૫૭ મું

સં. ૧૯૯૭ ના ચૈત્રથી સં. ૧૯૯૮ ના ફાગણ સુધી અંક ૧૨ ની

## વાર્ષિક અનુક્રમણિકા.

### ૧. પદ્ય લેખો.

## ૨. ધાર્મિક ને નીતિના ગદ્ય લેખો

---

## ૩. પ્રકીર્ણ

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા.

( સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૮ મહા માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—ચાલુ માસમાં રિવાજ મુજબ પ્રભુપૂજા, ગુરુવંદન, સામાયિક, આઠમ ચૌદશ પ્રતિક્રમણ વિગેરે પ્રવૃત્તિઓ ચાલી રહેલ છે.

| આવક:— | રૂ.આ.પા. |
|---|---|
| શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે | ૫૧—૦—૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૯૭—૮—૦ |
| શ્રી કેળવણી ફંડ ખાતે | ૨૭-૧૨-૦ |
| શ્રી સ્વા૦ ટ્રસ્ટ ફંડ ખાતે | ૭૫૨—૦—૦ |
| શ્રી દૂધ ફંડ ખાતે | ૨૦૨—૦—૦ |
| શ્રી દેરાસર સા. ખાતે | ૪—૨—૦ |

### સ્વા૦ ટ્રસ્ટ ફંડની તિથિ આપનારના નામ—

રૂા. ૫૦૧) શેઠ મૂળચંદ પોચાલાલ દલાલ સ્વ૦ નગીનદાસના સ્મરણાર્થે ગામ અમદાવાદ, રૂા. ૨૫૧) શેઠ મનસુખલાલ અનોપચંદના સ્મરણાર્થે હા. સમરત બહેન ગામ અમદાવાદ.

**જમણવાર તથા સાદાં ભોજન:—**

| | | |
|---|---|---|
| ૧. શેઠ દલપતરામ પ્રેમચંદ | અમદાવાદ | મિષ્ટભોજન |
| ૨. શેઠ મૂળચંદ પોચાલાલ | " | " |
| ૩. શેઠ નરોત્તમદાસ ભાણજી | ભાવનગર | " |
| ૪. શેઠ મનસુખભાઇ ભગુભાઇ | અમદાવાદ | " |
| ૫. શેઠ ટી. સી. બ્રધર્સ | ભાવનગર | " |
| ૬. બેન વસુમતી તે શેઠ સુરેન્દ્રભાઇ કાળીદાસના પુત્રી | અમદાવાદ. | સાદું એકટંક |
| ૭. શેઠ ભુદરજી ભગવાનજીની દીકરી બાઇ મણિ હા. કેસરીચંદ પ્રાગજી | વલસાડ | " |
| ૮. શેઠ દોલતરામ નગીનદાસ | અમદાવાદ | " |
| ૯. શેઠ ઉજમચંદ ગોકળદાસ | પાલણપુર | " |
| ૧૦. શેઠ દેવરાજ મૂળચંદ | પાંથાવાડા | " |
| ૧૧. શેઠ મેઘજી હીરજી | કચ્છ-ગોધરા | " |
| ૧૨. શેઠ હરજીવન પરશોતમ | ભાવનગર | " |

| | | |
|---|---|---|
| ૧૩. શેઠ ચુનીલાલ ઉત્તમચંદ | મુંબાઈ સાદું એક ટંક | |
| ૧૪. હુબલી પંચ મહાજન | હુબલી | ,, |
| ૧૫ શેઠ પોપટલાલ હેમચંદ | અમદાવાદ | ,, |
| ૧૬. શેઠ જીવણજી પ્રાગજી | નવસારી | ,, |
| ૧૭. શેઠ કપુરચંદ ગુલાબચંદ | મહુવા | ,, |
| ૧૮. શેઠ ગોવિંદજી ખુશાલ | આમધરા | ,, |
| ૧૯. શેઠ પોપટલાલ ધારશીભાઇ | જામનગર | ,, |
| ૨૦. શેઠ પ્રેમચંદ શવદાનજી | પાંથાવાડા | ,, |
| ૨૧. શેઠ અમૃતલાલ કસ્તુરચંદ | સાઠંબા | ,, |
| ૨૨. શેઠ રમેશચંદ્ર | ઉમરગામ | ,, |

**ભેટઃ**—ગાંધી વાડીલાલ ચતુર્ભુજ સજ્જન સન્મિત્ર બુક ૧૦ મુંબઇ, શેઠ નાનજી શામજી ભાવનગર ચોખા ગુણી ૨, દેવેન્દ્રભાઇ ચતુર્ભુજ ગાંધી, સોનેરી બાદલું તોલા ૨, ગાંધી જમનાદાસ અમરચંદ દુધપાક મણ ૨ા, શેઠ ટી. સી. બ્રધર્સ ચેવડો ને પેંડાનો નાસ્તો.

**મુલાકાતઃ**—મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ, મહારાજશ્રી દેવચંદ્રજી સ્વામી, રા રા શ્રી દેવેન્દ્રભાઇ ચતુર્ભુજ ગાંધી મુંબઇ, ગાંધી જમનાદાસ અમરચંદ મુંબઇ, શાહ કાંતિલાલ મગનલાલ ભાવનગરી ફોટોગ્રાફર, શાહ સુરચંદ મયાચંદ–અમદાવાદ.

**અપૂર્વ લાભઃ**—મહા શુદિ ૩ ના રોજ મુનિમહારાજશ્રી વિદ્યાવિજયજીએ સંસ્થામાં પધારી સર્વ વિદ્યાર્થીઓ તથા સ્ટાફને વ્યાખ્યાનનો અપૂર્વ લાભ આપ્યો હતો, તેમ જ મહા શુદિ ૬ ના રોજ સંસ્થાના દહેરાસરમાં પૂજા ભણાવતી વખતે તેઓશ્રી પધાર્યા હતા. તેમણે સંસ્થાની મુલાકાત પણ લીધી હતી.

**દહેરાસરની વરસગાંઠઃ**—મહા શુદિ ૬ ના રોજ સંસ્થાના દહેરાસરની વરસગાંઠ હોવાથી શેઠ દલપતરામ પ્રેમચંદ હા. મણિબેન અમદાવાદવાળા તરફથી પંચકલ્યાણકપૂજા તથા આંગી વિગેરે કરવામાં આવેલ હતાં. તેમ જ મહા શુદિ ૧૩ ના રોજ શેઠ નરોત્તમદાસ ભાણજી તરફથી પણ પૂજા ભણાવવામાં આવી હતી.

**વાર્ષિક પરીક્ષાઓનું પરિણામઃ**—ચાલુ સાલમાં સંસ્થાના તેર વિદ્યાર્થીઓ મેટ્રિકમાં હતા તેમને ફોર્મ મળેલ છે. કુલ બેઠેલા ૮૫ વિદ્યાર્થીઓ પૈકી પરીક્ષામાં ૭૪ પાસ થયા છે. પરિણામ ટકા ૮૭ આવ્યું છે.



# બે સભાસદોનો ખેદકારક સ્વર્ગવાસ.

## ૧. ભાઈશ્રી મનસુખલાલ સુખલાલ

ચુડાનિવાસી અને હાલમાં મુંબઇ રહેતા આ બંધુ પીસ્તાલીશ વર્ષની વયે મહા વદિ ૭ ને દિવસે સ્વર્ગવાસી થયા છે. મર્હુમ સ્વભાવે મિલનસાર, માયાળુ અને ઉદાર હતા. પૂર્વ જીવન ગરીબાઇમાં પસાર કરેલું હોવાથી સાદાઈ તેમને અત્યંત પ્રિય હતી. નાજુક પરિસ્થિતિમાં તેઓ મુંબઇ ગયા અને આપબળે લાખોની કમાણી કરી. મુંબઇખાતે તેમની પેઢી અગ્રગણ્ય પંક્તિમાં ગણાતી અને મુંબઇના દરેક બજારોમાં તેઓશ્રી સભ્ય હતા.

પોતાના વતન ચુડામાં તેમણે પાણીની મુશ્કેલી દૂર કરવા એક મોટું તળાવ બંધાવી આપ્યું છે. મુંબઇખાતેના ચુડાપ્રજામંડળના તેઓ પ્રમુખ હતા અને તેમના પ્રત્યે રાજ્ય તથા પ્રજાનો એટલો સદ્‌ભાવ હતો કે તેમના અવસાનને અંગે ત્રણ દિવસ સખ્ત હડતાલ પાડી હતી. ચુડા રાજ્યે તેમને 'રાજ્યરત્ન'નો ઇલ્કાબ આપ્યો હતો. ચુડા પાંજરાપોળને દુષ્કાળ સમયે સારી સહાય આપી હતી તેમ જ પોતાના પિતાના નામથી ચુડામાં ધાર્મિક પાઠશાળા પોતાના ખર્ચે શરૂ કરાવી છે. ૧૯૯૫ માં પાલીતાણાખાતે ચાતુર્માસ કરી ઉપધાન વહેવરાવ્યા હતા તેમજ ૧૯૯૬ માં પોતાને ત્યાં લગ્નપ્રસંગે પુષ્કળ ખર્ચે ઉજમણું કર્યું હતું અને ચાલુ વર્ષની ચૈત્રી ઓળી પોતાને વતન કરવાનું આમંત્રણ આપ્યું હતું, પરન્તુ તે ભાવના અપૂર્ણ રહી ગઇ. હવે તેઓશ્રીના જ ખર્ચથી પાલીતાણાખાતે ચૈત્રી ઓળી થશે. સદ્‌ગતે પોતાના જીવનમાં નાની મોટી મળીને ત્રણ લાખની સખાવત કરી છે. તેઓશ્રીનો સભા પ્રત્યે અત્યંત પ્રેમ હતો અને સભાના સુંદર કાર્યથી પ્રેરાઇ તેઓ સભાના આજીવન સભ્ય થયા હતા. તેમના અવસાનથી તેમના સ્નેહી તથા આપ્તજનની માફક સભાને પણ એક લાયક ને ધર્મીષ્ઠ સભાસદની ખામી પડી છે. અમો તેમના બંધુ છોટાલાલભાઇ, પુત્ર-પરિવાર તથા કુટુંબીજનોને અંતઃકરણથી દિલાસો આપતા મર્હુમના આત્માને પરમ શાંતિ મળો તેમ પરમાત્મા પ્રત્યે પ્રાર્થીએ છીએ.

## ૨. શેઠ નરોત્તમદાસ આણંદજી-ભાવનગર

આ બંધુ જૈનધર્મના પૂરા રાગી હતા. ધર્મક્રિયાપરાયણ હતા. ઘણા વર્ષથી તેઓ દર પુનમે શ્રી સિદ્ધાચળની યાત્રા કરતા હતા. સભા પ્રત્યે સ્નેહવાળા હતા. તેઓ પોતાની પાછળ માત્ર પુત્રીઓની સંતતિ મૂકીને ગયા માઘ વદિ ૫ ને ૬૧ વર્ષની વયે પંચત્વ પામ્યા છે. અમે એમના કુટુંબીજનોને દિલાસો આપીએ છીએ અને તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

---

# શ્રી વાસુપૂજ્ય ચરિત્ર-સંસ્કૃત ગદ્યબંધ.

શ્રી વર્ધમાનસૂરિકૃત સંસ્કૃત પદ્યબંધ શ્રી વાસુપૂજ્ય ચરિત્ર ઉપરથી આ ગદ્યબંધ ચરિત્ર રચવામાં આવ્યું છે. સંસ્કૃત ભાષાના સામાન્ય અભ્યાસી માટે ઘણું ઉપયોગી છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. હાલમાં જ શ્રી અમદાવાદનિવાસી મહેતા નાગરદાસ પ્રાગજીએ (ઠે૦ દોશીવાડાની પોળ) છપાવેલ છે. કિંમત રૂા. ૫) પોસ્ટેજના સાત આના થશે અમારે ત્યાંથી પણ મળશે. જરૂર મંગાવો. પ્રાસંગિક અનેક કથાઓ તેમાં આપેલી છે.

Reg. No. B. 156

## નવા પુસ્તકોની જાહેર ખબર.

૧. **શ્રી સેનપ્રશ્ન ભાષાંતર**—આચાર્ય શ્રી વિજયસેનસૂરિને પુછાયેલા પ્રશ્નોના તેઓ સાહેબે આપેલા ઉત્તરોનો સેનપ્રશ્ન નામે સંસ્કૃત ગ્રંથ છે. તેનું ભાષાંતર આ. શ્રી વિજય-કુમુદસૂરિએ કર્યું છે. ખાસ પ્રમાણિક ગણાતો આ ગ્રંથ છે. તેનું ભાષાંતર મળી શકતું નહોતું તે હાલમાં મળ્યું છે. કિંમત રૂા. ૧-૮-૦

૨. **શ્રી ઉપદેશ સાર**—પં. શ્રી કુલસાગરગણિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ આ ગ્રંથ ખાસ વ્યાખ્યાનમાં વાંચના યોગ્ય છે. નામ પ્રમાણે ગુણવાળો છે. શ્રોતાને સારી અસર કરે તેવો છે. સંપાદક આ. શ્રી વિજયમોહનસૂરિ શિષ્ય આ. વિ. પ્રતાપસૂરિ. કિંમત રૂા. ૨) પ્રતાકારે બાર પેજી સોળ ફારમનો ગ્રંથ છે. જરૂર મંગાવો.

૩. **વૈરાગ્યરસમંજરી**—પ્રણેતા શ્રી વિજયલબ્ધિસૂરિ-પ્રતાકારે બાર પેજી ચાર ફારમ છે સંસ્કૃત પદ્યબંધ છે. વાચવા લાયક છે. કિં. માત્ર ચાર આના.

૪. **વિધિયુક્ત પંચપ્રતિક્રમણાદિ**—ચાર વિભાગમાં અનેક ઉપયોગી બાબતોનો સંગ્રહ—સંપાદક મુનિરાજ શ્રી હર્ષવિજયજી. પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા-અમદાવાદ. કિં. રૂા. ૧-૮-૦ સંગ્રહ બહુ સારો કર્યો છે. ખાસ ખરીદ કરવા યોગ્ય છે.

૫. **શ્રી હરિભદ્રસૂરિવિરચિત અષ્ટક પ્રકરણ**—અનુવાદ યુક્ત. પ્રકાશક શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ. કિંમત માત્ર ચાર આના. ખાસ વિદ્વત્તાભરેલા ૩૨ અષ્ટકો અર્થ સાથે વાંચી સાર ગ્રહણ કરવા યોગ્ય છે.

૬. **શ્રી યશોવિજય ઉપાધ્યાયવિરચિત જ્ઞાનસાર**—૩૨ અષ્ટક. ઉપાધ્યાયજી મહારાજના પોતાના લખેલા અર્થ સાથે છપાવી-પ્રસિદ્ધ કરનાર પંડિત ભગવાનદાસ હરખચંદ. નામ પ્રમાણે ગુણવાળા આ અષ્ટકો બહુ સરળ છે. તે કંઠસ્થ કરીને વારંવાર પાઠ કરવા લાયક છે. કિંમત દશ આના. બુક પાકી બાંધેલ છે.

૭-૮-૯ **શ્રી પ્રકરણ રત્ન સંગ્રહ**—ભાગ ૧-૨-૩ આ ત્રણે ભાગમાં તેના નામ પ્રમાણે પ્રકરણોરૂપી રત્નોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. સાધ્વી શ્રી લાભશ્રીજીની પ્રેરણા ને પ્રયાસથી છપાવેલ છે.

**દ્રવ્યાનુયોગના અભ્યાસીએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે.**

**ભાગ પહેલો.** જેમા ખાસ સૂક્ષ્મબોધવાળા ૧૬ પ્રકરણ અર્થ [illegible] આપેલા છે. કિં. રૂા. ૧-૪-૦ પોસ્ટેજ ૭ આના.

**ભાગ બીજો.** જેમાં દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ ને જીવાભિગમસંગ્રહણી પ્રકરણ વિગેરે દાખલ કરેલ છે. કિંમત આઠ આના. પોસ્ટેજ બે આના.

**ભાગ ત્રીજો.** તેમાં સમયસાર પ્રકરણ, લઘુપ્રવચનસારોદ્ધાર ને ત્રણ અપ્રસિદ્ધ કુલકો અર્થ સહિત દાખલ કરેલ છે. અત્યંત ઉપયોગી છે. કિંમત પાંચ આના.